# જીવનનાં ઝરણાં




રાવજીભાઈ મણિભાઈ પટેલ

સમાલોચનાર્થે





નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

મુદ્રક અને પ્રકાશક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

પહેલી આવૃત્તિ, ૧૯૪૫, પ્રત ૧,૬૦૦

જૂન, ૧૯૪૫

# પૂર્વભૂમિકાની પૂર્તિ

જે પ્રકરણો ગુજરાતી ભાઈબહેનો સમક્ષ હું મૂકું છું તે પૈકી પ્રથમનાં બે પ્રકરણો બધાં પ્રકરણોની પૂર્વભૂમિકા સમાન છે. એટલે આની પૂર્વભૂમિકા લખવા જેવું કાંઈ છે નહિ. પણ તેની પૂર્તિમાં મારે કાંઈક લખવું છે. આ પ્રકરણોના લખાણમાં આત્મકથા નથી. મારા જેવાને આત્મકથા લખવા જેવું પણ શું હોય? પણ તેમાં મારા જીવન સાથે કાંઈ કાંઈ સંબંધ હોય તેવા પ્રસંગો છે. તે લખવામાં પ્રથમથી જ જે જોખમનો મને ખ્યાલ હતો તે આત્મશ્લાઘાના કૂપમાં પડવાના જોખમમાંથી દૂર રહેવા મેં પ્રયત્ન કર્યો છે, છતાં ખરેખર મારો તેવો પ્રયત્ન ફળીભૂત થયો છે કે નહિ તેની મને શી રીતે ખબર પડે? એની ખબર તો વાચક ભાઈબહેનોને પડે.

જેમ 'ગાંધીજીની સાધના'માં સ્વાભાવિક રીતે જ પહેલો પુરુષ તજાયો છે, તેમ આમાં ત્યજાયો નથી, એ તો હું જોઈ શકું છું. એમ કરવા જતાં અસ્વાભાવિકતાનો દોષ આવી જાત તેથી પ્રસંગને વસ્તુતઃ રજૂ કરવાની ખાતર પહેલા પુરુષનો વ્યવહારુ ઉપયોગ હું ટાળી શક્યો નથી. પણ મારી એ ઊણપને વાચક ભાઈબહેનો ક્ષમાની નજરે જોશે એવી મને શ્રદ્ધા છે.

આ પ્રકરણો મેં જ લખ્યાં છે; એ કથન પૂર્ણ સત્ય નથી. આમાં શરૂથી અંત સુધી મારા સ્નેહીશ્રી નરહરિભાઈ પરીખનો મને સાથ મળ્યો છે. એમના વિશાળ અનુભવ અને માહિતી ભંડોળનો પણ આમાં હિસ્સો છે.

આ પ્રકરણોના સમૂહને શું નામ આપવું? શ્રી નરહરિભાઈએ 'જીવનનાં વહેણ' નામ સૂચવ્યું. મને લાગ્યું કે એ અતિશયોક્તિભર્યું છે. આને હું મારા જીવનનું વહેણ ન કહી શકું. વહેણ તો ગંગા જમુનાનાં હોય, જેમાં અનેક તૃષિત આત્માઓ સ્નાન કરી શકે, ડૂબકી મારી શકે અને પોતાની તૃષા છિપાવી શકે વળી તે વહેણને પોતાનું મૂળભૂત સામર્થ્ય હોય. મારા જીવનમાં તો એવું કાંઈ જ નથી. મને તો કેટલાક પુણ્યાત્માઓની કૃપાનું જે સિંચન મળ્યું છે તેણે મારી જડતાને કારણે વહેણનું રૂપ નથી લીધું. પણ મીઠાં, મોળાં, બેસ્વાદ ઝરણાંનું રૂપ લીધું છે. પ્રભુકૃપાથી સંતની દયારૂપી વર્ષાનું સિંચન મળે તો

ઝરણું વહે અને ન મળે તો ઝરણુ સુકાઈ જાય વર્ષાના પાણી તો સદાયે મીઠાં મધુરા હોય છે પણ પહાડની જડતામાથી તે વર્ષાના મીઠા પાણી પાછા ગળાઈને આવનાનાને ! એટલે પહાડના ગુણદોષ પ્રમાણે તેના ઝરણા પણ ગુણદોષવાળા જ હોય.

આ ઝરણા પણ તેવા જ હશે કેટલાક મીઠા હશે કેટલાક મોળાં હશે અને કેટલાક બેસ્વાદ પણ હશે પણ આ ઝરણાંને પસાર કરતાં કરતા વારવાર સતપુરુષના જીવનના કેટલાક છૂટાછવાયા પ્રસગો મીઠા, મધુરાં અને શીતળ ઝરણાની ગરજ સારશે એવી મને શ્રદ્ધા છે અને તેમાથી તૃષિત ભાઈબહેનોને મીઠુ મધુરુ પીણુ મળી રહેશે એવી આશાથી આ પ્રકરણોના સમૂહને 'જીવનનાં ઝરણા' એવુ નામ મે આપ્યુ છે જોકે એના મૂળ સૂચનનુ માન તો શ્રી નરહરિભાઈ જ ખાટી ગયા તેની મને ઈર્ષા નથી આ પ્રકરણોમા ભાઈશ્રી જુગતરામભાઈના સૂચનનો પણ કેટલેક સ્થળે મે ઉપયોગ કર્યો છે એ માટે એ બને સ્નેહીઓનો હું આભારી છુ

આ પ્રકરણોમા પૂ બાપુજીના જીવનના કેટલાક પ્રસગો આવે છે તે જોઈ શ્રી કાકાસાહેબને કાઈક સંતોષ થશે અને છેવટે તેમની પ્રેમ અને આગ્રહભરી સૂચનાનુ પાલન કરવાને પ્રભુએ મને અહીં પ્રસગ અને અનુકૂળતા આપ્યા તે માટે હું તેનો ઉપકાર માનુ છુ

મહા વદી ૩, સવત ૨૦૦૦
સાબરમતી મન્દિર, અમદાવાદ

રાવજીભાઈ મણિભાઈ પટેલ

# પ્રસ્તાવના

આ જમાનામાં ઊછરેલા ગુજરાતી વાચકને રાવજીભાઈનો પરિચય કરાવવાની જરૂર નથી. ગુજરાત બહારના કેટલાક ગુજરાતી કે ઘણાક બિન-ગુજરાતી વાચકોને તે જાણીતા ન હોય એમ બને. પણ, તોયે, રાવજીભાઈની ઓળખાણ કરાવવાની મને જરૂર રહેતી નથી, કારણ કે આ પહેલાં જ તે પોતે પોતાના પુસ્તક 'ગાંધીજીની સાધના' દ્વારા એ આપી ચૂક્યા છે, અને તેમાં જે અધૂરી રહી હશે, તે આ આત્મકથા જેવા પુસ્તક દ્વારા પોતે જ પૂરી કરી દે છે.

આ પુસ્તકનું મહત્ત્વ રાવજીભાઈની જીવનકથા માટે નથી. જો કે તે કથા પણ રસભરી છે. પણ આપણા દેશના ઇતિહાસમાં ૧૯૦૫ના બંગભંગથી પ્રજામાં જે નવી જાગૃતિ પેદા થઈ, અને જે નવા જુસ્સાનું બીજારોપણ થયું, ત્યારથી ૧૯૩૫ સુધીના ત્રીસ વર્ષના કાળમાં બનેલા બનાવોથી નવી પેઢી સારી રીતે પરિચિત ન હોય એવો ઘણો સંભવ છે. એ ત્રીસ વર્ષમાં દેશે — અને વિશેષે ગુજરાતે — જે પ્રગતિ કરી છે, તેના કેવળ સાક્ષી જ નહિ, પણ નાના કે મોટા ખેલાડી બનવાનુયે જેને ભાગ્યે આવ્યું, તેને હાથે તે કાળના બનાવોની નોંધ લખાય એ કીમતી વાત છે.

રાવજીભાઈ ગાંધીજીના આદિસાથીઓમાંના એક ગણાય. ગાંધીજીની સાથે દક્ષિણ આફ્રિકામાં તેમ જ હિંદુસ્તાનમાં બન્ને જગ્યાએ આજ સુધીની દરેક ચળવળમાં ભાગ લેનારા, તથા તેમની નજીક રહી આજ્ઞા ઉઠાવનારા તેમ જ દૂર વસી તેમનું આ ઘડી સુધી કામ કરનારા સેવકો બેચાર જ હયાત હશે. એટલે ગાંધીજીની પ્રવૃત્તિઓ અને ગાંધીયુગ વિષે રાવજીભાઈની જુબાની હમેશાં બહુ કીમતી લેખાશે.

આ વસ્તુસ્થિતિ રાવજીભાઈની જવાબદારી ઘણી વધારી દે છે. પુસ્તકમાં એક પણ વાત કે વિગત એવી ન હોવી જોઈએ કે જે ભૂલભરેલી કે રંગ પૂરીને વર્ણવેલી ગણાય. હું માનું છું અને રાવજીભાઈ ખાતરી આપે છે કે એ વિષે ચોકસાઈ રાખવામાં તેમણે કસર રાખી નથી. 'જ્યાં જેમનો જેમનો

આ પુસ્તકમા ઉલ્લેખ છે, અથવા જેમને આ પુસ્તકમા વર્ણવેલી હકીકતો વિષે ખાતરીલાયક માહિતી છે, તેમને મારી વિનંતિ છે કે આમા કરેલાં કથનો બાબતમાં કાંઈ ભૂલચૂક તેમની નજરમા આવે, તો તેમણે રાવજીભાઈ ને લખીને તુરત તે સુધરાવી લેવી.

આ પુસ્તક એવુ સરસ લખાયેલુ છે કે વાચક તેને વાચતા સુદર નવલકથા વાંચતો હોય તેના આનદ સાથે વાચશે છતા, આ કોઈ નવલકથા નથી. પણ હિંદુસ્તાનના ઉત્થાનની સાચી કથાનો એક જીવતો અશ છે રાજકીય બાબતોમા પછાત અથવા ઉદાસીન ગણાતું ગુજરાત ગાધીજીની કેળવણી–દોરવણી અને શ્રી વલ્લભભાઈ પટેલની સરદારી નીચે જોતજોતામાં કેવુ અને કેટલુ રાજકીય ખેલાડી બની ગયુ, અને બ્રિટિશ સલ્તનતને કેવી સફળ રીતે તેણે પડકાર આપ્યો તેનુ આમા દર્શન થાય છે સાથે સાથે સમાજસુધારો, કેળવણી વગેરે બાબતો ઉપર પણ અવારનવાર પ્રકાશ નાંખે છે.

* * *

૧૯૪૩માં નાગપુર જેલમા હતો ત્યારે વકતૃત્વ કળા વિષે એક અગ્રેજી પુસ્તક માગ વાચવામા આવ્યુ. તેમાં આપેલી એક સલાહ મારે ગળે ઊતરી ગઈ. તે કહે છે કે ઘણા વક્તાઓને પોતાના ભાષણની શરૂઆતમાં પોતાની નમ્રતા દર્શાવવા માટે આત્મનિદા કરવાની ટેવ હોય છે. " આ માન અથવા કામને માટે હું લાયક નથી, આ વિષય ઘણો ઊડો છે અને મારું જ્ઞાન અલ્પ છે. મારે જે શ્રોતાઓ સામે બોલવાનુ છે તેમને હું કાંઈ નવુ આપી શકું એમ મને લાગતું નથી"— એવુ એવું કહેવામા તેઓ ૫–૭ મિનિટ લઈ નાંખે છે અને પછી તો એટલું લાંબું ભાષણ આપે છે કે સાંભળનારાયે થાકી જાય. અને પાછળના ભાગમાં તો જો પોતાનો સમય પૂરો થઈ જવાથી અધ્યક્ષ ઘંટડી મારે તો વિષયના મહત્ત્વના પ્રમાણમાં સમય ઓછો પડવાની અને ઘણુ કહેવાનુ રહી ગયાની ફરિયાદ કરે છે. લેખક કહે છે કે આ રીત બધી દૃષ્ટિએ ખોટી છે. જો તે માન કે કામને લાયક પોતે નથી વગેરે વાતો સાચી જ હોય તો ગમે તેટલી વિનંતી તેને કરવામાં આવી હોય તોયે તેણે ભાષણ આપવા ઇન્કાર જ કરવો જોઈએ. જો તેમ ન હોય તો તે નમ્રતા અને વિવેકને નામે અસત્ય વચન છે. એવું કહ્યા પછી શ્રોતાઓને એમ જ લાગે કે તેમનો વખત બગડવાનો છે અને વિવેક ખાતર જલદી ઊઠી ન જવાય તોયે તેઓ પૂરતું ધ્યાન આપ્યા

વિના જ ત્યા બેસનાના તેમ છતાયે તેનુ ભાષણ ઝળકી ઊઠે તો વિચારી શ્રોતા ઓને એમ લાગશે કે એ વક્તા પોતાને માટે જો આટલી નકામી અતિશયોક્તિ કે અલ્પોક્તિ કરે છે તો તેની બીજી વાતોમાયે તે ગુણ હોવાનો સભવ છે એની રસાળતામા અલકાર હોવાનો સભવ છે માટે વક્તાએ કદી આવી ભૂલો કરવી નહિ ઘણુ તો ઉપસહારમા શ્રોતાઓનો આભાર માનવો અને ભાષણ દરમ્યાન પોતે જે મુશ્કેલી સાચેસાચ અનુભવી હોય તેટલી જ ટૂકમા જરૂર હોય તો કહેવી

આ સલાહ ભાષણના જેટલી જ લેખનનેયે લાગુ પડે છે મને લાગે છે કે આ ભૂલોથી હુ પણ ભૂતકાળમા બચેલો નથી આ પુસ્તકમાં મને આવી આત્મનિંદાની વાતો ખટકી છે ખાસ કરીને પહેલા બે પ્રકરણ ઝીણા અક્ષરોમા છાપેલુ ૩૮૪ પાનાનુ રસભર્યું આત્મવૃત્તાત લખી શકનારની કલમમા "હુ લેખક નથી, સાક્ષર નથી કે કવિ નથી, હુ ભાષણ કરનાર નથી કથાકાર નથી કે વિચારક નથી હુ સત નથી, તપસ્વી નથી કે તત્ત્વચિતક નથી હુ શૂર નથી, વીર નથી, પ્રેમી નથી કે ભક્ત નથી હુ હિંસક કે અહિંસક યોદ્ધો નથી અને મુત્સદ્દી નથી"— એ વાક્ય શોભતુ નથી એ વાક્ય જ સાહિત્ય શક્તિની સાક્ષીરૂપે વદતોવ્યાઘાત જેવુ છે પુસ્તકમા ઠેકઠેકાણે સાહિત્ય દૃષ્ટિએ ઉત્તમ વાક્યરચના અને શૈલીના ફકરાના ફકરા મળી શકે એમ છે પ્રકરણ ૨ તો છે જ પાન ૪૩–૪૪ પરનો ફકરો લેખનકળાથી ભરેલો છે પ્ર૦ ૯૭ (પાન ૧૧૬ થી ૧૧૯), પાન ૧૧૧ પરનુ પૃથક્કરણ પ્ર૦ ૫૨ (પાન ૧૬૮નો પહેલો ફકરો) વગેરે અનેક નમૂનાઓ રજૂ કરી શકાય કેટલાક પ્રકરણો સાહિત્યના પાઠ્યપુસ્તકો તથા ગદ્યસગ્રહોમા સ્થાન મેળવે એવા છે આ કારણથી મારી રાવજીભાઈ ને વિનતી છે કે એમણે પહેલા બે પ્રકરણો અને તેના જ. નકામી આત્મનિંદાના ફકરાઓ હોય તે બીજી આવૃત્તિમાથી કાઢી નાખવા તુલસીદાસજીએ આ જ પ્રકારની આત્મનિંદા રામચરિતમાનસની શરૂઆતમા કરી છે એ હવે સુધરી શકે તેમ નથી પણ તેથી એમનો દાખલો લેવાની જરૂર નથી

*　　*　　*

પ્રકરણ ૧૦મા આવેલી વાત 'ગાધીજીની સાધના'મા પણ કહેવાઈ છે ખ્રિસ્તી ધર્મમા વટલાવાથી ઝુનુ લોકો નીતિમા ઊતરી જાય છે એ આક્ષેપની સચ્ચાઈ વિષે મારા મનમા શકા છે ન વટલાયેલા ઝુનુ એમ માને એ

સભનનીય છે પણ તે માન્યતા સાચી જ છે એમ રજૂ કરતા પહેલાં ઊંડા ઊતરીને વિવિધ દૃષ્ટિએ તપાસ કરવી જોઈએ હરિજનોને અડવામા, ખાવાપીવામા ઊંચનીચના બધા ભેદો છોડી દેવામા, વર્ણાન્તર લગ્ન કરવામા અનીતિ માનનાર સનાતની હિંદુ જો એવો આક્ષેપ કરે કે ગાંધીવાદીઓ નીતિભ્રષ્ટ છે તો એ આક્ષેપના જેવો આ આક્ષેપ ગણાય અજ્ઞાન અંધશ્રદ્ધા કે વહેમના જવાથી કેટલાક ધાર્મિક કે નૈતિક મનાયના આચારો તૂટી જાય છે એવું બને છે તેને પરિણામે મધ્યમ કે મધ્યમથી નીચી યોગ્યતાના લોકો પર થોડોક કાળ વિપરીત પરિણામ પણ આવે છે પોતાથી જુદી સભ્યતામા ઊછરેલા અને શ્રેષ્ઠ મનાયેના લોકોનુ તેઓ વિપરીત અનુસરણ કરે છે તે લોકોની છૂટો તે લેવા માડે છે, તેમની નીતિ–મર્યાદાઓને ઓળખી શકતા નથી મને લાગે છે કે આ વિપરીત પરિણામ લાબો વખત ટકતુ નથી પાછો તેમાથી પ્રત્યાઘાત થાય છે, અને છેવટે તેઓ પોતાની સ્વાભાવિક મર્યાદા પર આવી ઊભા રહે છે

આ પછી પ્રકરણ ૧૧મા જે હકીકતો છે તે વાચ્યા પછી શકા એ થાય છે કે આવી કોમ પરતત્ર કે પરાજિત કેમ? ક્યાક ખામી તો છે જ અને તે ખામી નજીવી નહિ પણ બહુ ભારે હોવી જોઈએ ભોળપણ અને સરળતા વચ્ચેનો ભેદ સમજવો જોઈએ સરળતા—એટલે નિર્દભી અને નિષ્કપટી સ્વભાવ—મોટી દૈવી સપત્તિ છે પણ ભોળપણ—એટલે અજ્ઞાન, અધશ્રદ્ધા, અબુદ્ધિ—એ કઈ સદ્ગુણ નથી એ ભોળપણ દયા–કરુણા–પાત્ર છે, પ્રશસા પાત્ર નથી એ ભોળપણથી જ તેઓ વેપારીઓને હાથે ચુસાય છે, લૂટાય છે અને પ્રતિને અભાવે જ ગોરાઓએ તેમનો સુકાળો કર્યો છે એવુ ભોળપણ પ્રશસા કરવાયોગ્ય નથી

* * *

૩૦મા પ્રકરણને અતે (પાન ૧૦૦) રાયજીભાઈ કહે છે કે, "કોઈ આગેવાન હિંદી યુરોપિયન લેબાસમા આપણી સભામા ન શોભે અને તે જેટલુ અતડુ લાગે તેમ કોઈ અગ્રેજ આપણા લેબાસમા આપણી સભામાં ન શોભે અને તેટલ જ અતડુ લાગે" આ ખ્યાલ હુ સમજી શક્યો નથી મારા મત પ્રમાણે 'દેશ તેવો વેશ' કરવામા વધારે વિવેક રહેલો છે અગ્રેજો આપણા દેશમા આવીને જો આપણો વેશ અપનાવ્યો હોત તો વધારે યોગ્ય થાત અને

કોઈ હિંદી જો યુરોપમાં જઈને વસવાટ કરે તો તેણે તે દેશનો પહેરવેશ રાખવો ઘટે.

પણ આ તો બહુ નાની બાબતો છે. તેથી પુસ્તકનું મહત્ત્વ ઘટતું નથી. રાવજીભાઈને સાક્ષર, તત્ત્વચિંતક, સાધક વગેરે કહેવા કે નહિ તે વિષે વાચકો કે અવલોકનકારો ગમે તે નિર્ણય કરે, એટલું તો સૌ કોઈ સ્વીકારશે કે એમની પાસેથી ઘણું સાંભળવા, સમજવા જેવું મળ્યું છે અને તે સાંભળતાં સમજતાં કંટાળો આવે નહિ એ રીતે એમણે તે સંભળાવ્યું છે.

છતાં "હું પણ કંઈક છું." અને "મેં પણ કંઈક સંભળાવવા જેવું કર્યું છે," એ ભાવે જો રાવજીભાઈ આ પુસ્તક લખવા બેઠા હોત તો તે કદાચ ધૃષ્ટતા પણ લાગત. એમ તો દરેક માણસને ઢળતી ઉમ્મરે પોતાના પૂર્વ જીવનની વાતો અને અનુભવો કહી બતાવવાની વૃત્તિ થાય છે. કદાચ એમ પણ કહી શકાય કે જ્યારે માણસની નવો પુરુષાર્થ કરવાની શક્તિ ખલાસ થાય ત્યારે તેને ગત જીવનની વાતો કહેવાનો એટલે આત્મકથા કહેવા-લખવાનો રસ જાગે. આ અનુમાન બધાને માટે સાચું નથી. ગાંધીજી, હિટલર જેવા કેટલાક મહાપુરુષોએ આત્મકથા લખ્યા બાદ ભારે નવા પુરુષાર્થો કરી બતાવ્યાનાયે દાખલા છે. રાવજીભાઈ પણ ગુરુને પગલે ચાલી હજુ સુધી નથી કરી બતાવી એવી સેવાઓ દ્વારા નવો પુરુષાર્થ કરી બતાવશે અને 'જીવનનાં ઝરણાં'માંથી પેદા થયેલી નદીનો પ્રવાહ પણ રજૂ કરશે એવી આપણે આશા રાખીએ અને રાવજીભાઈને એવી શક્તિ મળે એવી શુભેચ્છા કરીએ.

લવાછા, ૫મી મે ૧૯૪૫ — કિશોરલાલ ઘ. મશરૂવાળા

# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧ | મલીકંદા | માલીકાંદા |
| ૪ | ૪ નીચેથી | ગીરા | ગિરા |
| ૬૨ | ૧૨-૧૩ | હોરમસજી | હોરમજ્દ |
| ૧૭૮ | ૫, ૧૨ | જથર | જઠાર |
| ૧૮૨ | ૧૩ નીચેથી | પાઘડી | પઘડી |
| ૧૮૬ | ૧૩ | દેસ્તી | દોસ્તી |
| ૨૫૮ | ૧ | પોતાથી | પોતાની |
| ૩૦૩ | ૩ નીચેથી | નિશો | નશો |

# અનુક્રમણિકા

# ૧. પ્રેરણા

મલીકંદા બંગાળમાં પદ્મા નદીને કિનારે આવેલું નાનું ગામ છે. બંગાળના સુરત મહાસભાવાદી અને દીનસેવક પ્રફુલ્લચંદ્ર ઘોષની એ જન્મભૂમિ. સને ૧૯૩૯માં ગાંધી સેવાસંઘની બેઠક ત્યાં હતી ઈસ્ટ બંગાલ રેલવેના છેલ્લા સ્ટેશનથી આગબોટમાં બેસીને ત્યાં જવાય છે આગબોટની વ્યવસ્થા પણ રેલવે કંપની તરફથી થાય છે. સ્ટીમરમાં દાખલ થતાં શ્રી. કાકાસાહેબનો ભેટો થયો મારા વંદનના જવાબમાં જાણે મારી સામે અક્કા કરી હોય તેમ બોલી ઊઠ્યા, "તમે કાંઈ લખ્યું?" મેં જવાબ આપ્યો, "નાજી." "એમ નહિ ચાલે. મારે તમારી સાથે કજિયો કરવો પડશે" કાકાસાહેબ મોં મલકાવતા બોલ્યા.

ત્યાર બાદ મને ઘણી વાર વિચાર આવે કે કાકાસાહેબની આજ્ઞાનો અમલ કરું. પણ શું લખું? તેમના કહેવાનો ભાવાર્થ તો એ હતો કે 'ગાંધીજીની સાધના'ની પૂર્તિરૂપે મારે કાંઈક લખવું. પૂજ્ય ગાંધીજી સાથેના પરિચયના મુખ્ય મુખ્ય પ્રસંગો 'ગાંધીજીની સાધના'માં આલેખાયા છે હજી પણ પ્રયત્ન કરું તો આછી આછી સ્મૃતિને તાજી કરીને તેમાં પૂર્તિ કરી શકાય. એ વિષે દક્ષિણ આફ્રિકાના મારા સાથી ભાઈશ્રી પ્રાગજીભાઈ દેસાઈ સાથે પણ વિચાર કર્યો થોડી યાદી પણ કરી પણ તેનો કાંઈ અમલ ન થયો. અહીં સાબરમતી મંદિરમાં મારા સ્નેહી શ્રી નરહરિભાઈએ મને વારંવાર ટોકવા માંડ્યો. "કાંઈ લખો છો?" મારો જવાબ નકારમાં જ હોય. એક દિવસ મેં ખુલાસો કર્યો કે "હું શું લખું? કોઈ વિષયનો હું અભ્યાસ કરતો નથી. તુલસીકૃત રામાયણ અને શ્રી ગીતાજી સિવાય બીજું કાંઈ વાંચતો પણ નથી બાકીનો સમય ખાવાપીવામાં, નાહવાધોવામાં, કાંતવામાં, રમવામાં અને પટલાઈ કરવામાં વીતી જાય છે. સ્વચ્છ વાંચન, વિચાર અને મનન સિવાય જે કાંઈ લખું તેમાં શું માલ?" તેમણે આગ્રહથી જવાબ આપ્યો, "ભલે, તેવો કાંઈ અભ્યાસ ન થતો હોય, કોઈ વિષય પરત્વે લખવું હોય તો અભ્યાસની જરૂર પણ તમારા જીવનના અનુભવો લખી નાખો તો મને લાગે છે કે તે સારું વાંચન થશે. જનતાને ઉપકારી પણ નીવડશે તેમાં અન્ય વાંચનની કે અભ્યાસની કયા જરૂર છે?"

"ત્યારે તો તમે મને આત્મકથા લખવાનું કહો છો ખરું ને? એ બહુ કપરું કામ! હું કોણ? એક અલ્પ સેવક. એની વળી આત્મકથા શી?"

"છતાં તમારા જીવનના અનુભવો જનતાને ઉપકારક નીવડશે. સાંપ્રત કાળના ગુજરાતના સામાજિક અને રાજકીય જીવનનો આછો ખ્યાલ તેમાંથી મળી રહેશે" શ્રી નરહરિભાઈએ વળી પાછો આગ્રહ કર્યો

જાણે મારા હૃદયે માની લીધુ હોય તેમ મે પણ ઉમેર્યું, "ગાંધીજીની સાધના'મા મારાથી જે કઈ રહી ગયુ છે તે પણ લખી શકાય પણ તેમાં એક ભારે જોખમ રહેલુ છે—આત્મશ્લાઘાનુ અને મિથ્યાભિમાનને ઘોડે ચડવાનુ; એમ થાય તો જનતાને ઉપકારક થવાને બદલે હુ અપકારક નીવડુ અને અધોગતિને પામું! વળી મારે મારા જીવનની સારી નરસી બાજુ નિખાલસભાવે અને વિના સંકોચે રજૂ કરવી જોઈએ આમ ન થાય તો હુ દંભી બનુ એ તો બહુ જોખમભર્યું અને મુશ્કેલ કાર્ય ।"

શ્રી. નરહરિભાઈ નિશ્ચયપૂર્વક બોલ્યા, "છતાયે તમે લખો. જે દોષો વિષે તમે ઉલ્લેખ કરો છો તે દોષો ન આવે એની સાવચેતી રાખજો"

મેં મારો નિર્ણય તો તેમને ન જણાવ્યો પણ કહ્યું કે, "હું વિચાર કરીશ"

## ૨. સંકલ્પ

અને મેં સકલ્પ કર્યો

પહેલાં તો મને થયું, મારે આત્મકથા લખવી? હું કોણ? કારીગર સુતાર સુંદર પૂતળી બનાવતાં પહેલાં પ્રથમ તેનું ડોળિયુ કરે છે પછી તેના પર બીજાં ઓજાર વાપરી ઘાટદાર બનાવે છે. પછી આંખમાં તથા મુખ પર હર્ષ, ક્રોધ કે વિષાદની છાયા વગેરે લાવે છે અને સંપૂર્ણ કળાયુક્ત કરે છે. માનવ જીવન પર પણ આવી કારીગરી થાય ત્યારે તે માનવ બને મારુ ઘડતર તેવું નથી. મારા ઘડતરમાં કળા કે કારીગરી નથી હું, સજ્જનો, સાધુચરિત આત્માઓ અને જગદ્વંદ્ય એવા સંતશિરોમણિ નરના પરિચયમાં આવ્યો છું પણ મારી ઠીંકરીની માટી કુમાશવાળી નહિ અને કેળવાયેલી પણ નહિ, તેથી સૂર્યનું કિરણ તે ઝીલી શકી નહિ અર્થાત્ સ્પષ્ટ કહુ તો હું લેખક નથી, સાક્ષર નથી, કે કવિ નથી હું ભાષણ કરનાર નથી, કથાકાર નથી, કે વિચારક નથી હું સંત નથી, તપસ્વી નથી કે તત્ત્વચિંતક નથી. હું શૂર નથી, વીર નથી, પ્રેમી નથી, કે ભક્ત નથી. હું હિંસક કે અહિંસક યોદ્ધો નથી અને મુત્સદ્દી નથી આમાંના કોઈ વિશેષણને હુ યોગ્ય નથી તો પછી મારી આત્મકથામાં કયાં પરાક્રમોનું મારે વર્ણન કરવું? મારે

જનતા સમક્ષ તેમને ઉપકારક થાય એવુ શું લખવુ ? ભક્ત સુરદાસના શબ્દોમા કહુ તો 'મો સમ કૌન કુટિલ ખલ કામી ?' ત્યારે શુ મારે મારામા જે ગદકી હોય તેનુ જનતાની સમક્ષ પ્રદર્શન કરવુ ? હુ તો ઇચ્છુ છુ કે પ્રભુ મને એવી હિંમત આપે કે હુ નિષ્પાપ અને શુદ્ધ બની મારા પાપની પોટલીનો ઊંચે ઊચકી ઊચકીને હુ સસારમા ફરુ, અને સસારને ચેતવુ કે, 'હુ પાપી છુ" મારુ તો તેથી કલ્યાણ જ થાય પણ તેથી જનતાને શો લાભ ? મારા જીવનની દુર્ગંધ જનતાના કોઈ અંશને નહિ અડે ? પાપનુ દર્શન, પાપના વિચાર પાપની યાદ, હૃદયપટ પર એવી તો ઊંડી અસર પાડી જાય છે કે તેથી જીવન નષ્ટ ભ્રષ્ટ થઈ જાય છે અને એટલા જ માટે સમાજના પ્રણેતાઓએ સુદરતાના પ્રદર્શન યોજ્યા, કળાના પ્રદર્શન યોજ્યા પણ કુરૂપતાના પ્રદર્શન ન યોજ્યા બદબોના બગીચા નથી યોજ્યા તો પછી મારા જીવનની બદબો બહાર ફેલાવવાથી જનતાનો દ્રોહ નહિ થાય ?

આવા કારણે મારી આત્મકથા જનતાને ઉપકારક ન નીવડે પણ મારા જીવનમા કોઈ એવા પ્રસગો આવ્યા હોય કે જેમાથી મારી નબળાઈને કારણે હુ કાઈ લાભ ન ઉઠાવી શક્યો હોઉ છતા તેના વર્ણનથી કોઈ જન તેનો લાભ ઉઠાવી શકે તેમ હોય તેવા પ્રસગો હુ લખી શકુ સને ૧૯૦૭ થી માડીને આજ દિન સુધી વિદ્યાર્થી તરીકે, વેપારી તરીકે, સમાજસુધારક તરીકે, દક્ષિણ આફ્રિકામા સત્યાગ્રહની લડતના સૈનિક તરીકે, મિત્ર તરીકે પુત્ર તરીકે, પિતા તરીકે, પતિ તરીકે અને મહાસભાના સેવક તરીકે મારા જીવનમા જે જે પ્રસગો નાના મોટા સાપડ્યા તેનુ ચિત્ર— આબેહૂબ ચિત્ર, સાવ સરળભાવે, વિના સકોચે, નિષ્પક્ષપાતપણે હુ આલેખી શકુ તો સભવ છે કે મારી કક્ષાના હૃદયોને તેથી કઈક લાભ તો થાય જ ઉપરાત હું પાત્રીસ વર્ષના સમયમા જે જે વાતાવરણમા પડ્યો, જે જે મહાન આત્માઓના પરિચયમા આવ્યો, જીવનમા જે જે સારા માઠા બનાવો બન્યા, તેની મારા જીવન પર શી શી અસર થઈ, તેનો કાઈક ખ્યાલ તેમ જ દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની લડત, અસહકારની હિલચાલ નાગપુર ઝડા સત્યાગ્રહ બોરસદ તાલુકાનો સત્યાગ્રહ, પેટલાદ તાલુકાનો સત્યાગ્રહ દાડી કૂચ, અને ૧૯૩૦ થી માડીને આજ દિન સુધીની લડતોનો કાઈક ખ્યાલ બને તેટલી સરળતાથી અને સ્પષ્ટપણે આપવાની મારામા શક્તિ હોય તો હુ જે કઈ લખુ તે ગુજરાતી જાણનારા ભાઈબહેનોને ઉપયોગી થઈ પડે એમ મને લાગ્યુ અને પરિણામે મે નિર્ણય કર્યો કે મારે તેવો પ્રયત્ન કરવો વાચક ભાઈબહેનોને હુ કેવો સતોષ આપી શકીશ તેની મને ખબર નથી. મારો પ્રયત્ન સરળ અને નિષ્કામ તેમ જ નિર્માની હશે તેની હુ તેમને ખાતરી આપુ છું

જનતા અને જનાર્દનના આશીર્વાદ મા ! પર હશે એવી પ્રાર્થના સાથે હુ મારો પ્રયત્ન આદરીશ

# ૩. પેટલાદ બોર્ડિંગ હાઉસ

હુ મારી કથાના શ્રીગણેશ તો પેટલાદ બોર્ડિંગથી જ કરીશ તેણે મારા જીવનને પોષ્યુ છે મારી માતાએ મને જન્મ આપ્યો. તેનામા જે સ્નેહ અને સરળતા હતા તે તેણે મારામા પયપાન દ્વારા સીંચ્યા એનો હુ જેટલો ઋણી છુ તેટલો જ ઋણી હુ આ યાત્રાસ્થળનો છુ કારણકે મારી માતાએ સીંચેલા સસ્કારને તેણે પોષ્યા તેણે મને જીવનદૃષ્ટિ આપી હુ તે સમયે ૧૬–૧૭ વરસનો હોઈશ સોજિત્રાની અગ્રેજી સ્કૂલમા પાચમા ધોરણ સુધીનો અભ્યાસ પૂરો થતા ત્યા આગળ ધોરણ નહી હોવાથી મારે પેટલાદ જવાનુ થયુ ત્યા પણ મેટ્રિક ક્લાસ નહોતો છ ધોરણ સુધીની જ વ્યવસ્થા હતી એટલે સામાન્ય રીતે તો સોજિત્રાની સ્કૂલનાં પાચ ધોરણ પૂરા કરી વડોદરે જ જવાનુ થત પણ પેટલાદમા સેવાના અવતાર સમા એક પુરુષ શિક્ષક તરીકે આવી પહોચ્યા વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ પાટણથી તેમને પેટલાદ મોકલ્યા પેટલાદની આજુબાજુ પેટલાદ તાલુકાના ગામ, બાદરણ તાલુકો, બોરસદ તાલુકો, આણદ તાલુકો અને સાથ નડિયાદ તાલુકો પણ જોડાયેલો મોટે ભાગે ખેડૂતોની વસ્તી તે વખતે ભાગ્યે જ કોઈ ગામમા અગ્રેજી શાળા હતી આજથી ૩૬ વર્ષ પરની વાત પેટલાદની આજુબાજુના ગામોના માબાપો પોતાના છોકરાઓને અગ્રેજી ભણાવવા પેટલાદ મોકલતા પણ ત્યા કોઈ સગવડ નહોતી અને કેવળ રહેવાની સગવડ હોય તો પણ શુ? મુખ્ય સગવડ તો અભ્યાસ કરવા રહેતા છોકરાઓના નિત્ય જીવન પર ચોકી કરનારની જોઈએ એ કારણે સાધન સપન્ન માબાપો પોતાના છોકરાઓને વડોદરે, નડિયાદ કે અમદાવાદ મોકલતા. પણ સામાન્ય મધ્યમ વર્ગના માબાપોને તેટલુ ખર્ચ પોષાતુ નહી આવા કારણે ઘણા છોકરા અગ્રેજી કેળવણી વિના અટવાઈ જતા પેટલાદ આવતા જ પેલા શિક્ષક મહાશયને આ ખામી જણાઈ તેમણે મુશ્કેલી વેઠીને ત્યા રહેતા બહારના વિદ્યાર્થીઓ સાથે પરિચય સાધ્યો અને એક ભાડાના મકાન લઈને ત્યા વિદ્યાર્થીઓને એકઠા રાખ્યા પોતે પણ બધો સમય સાથે રહે એવી વ્યવસ્થા કરી

આમ સને ૧૯૦૬ની સાલમા આ બોર્ડિંગની શરૂઆત થઈ

ચરોતરની ભૂમિ રળિયામણી છે ફળદ્રુપ છે માનવ, પશુપખી સર્વ કુળને સર્વ રીતે પોષણ આપનારી છે તેની જ ફળદ્રુપ તેની માનવશક્તિ પણ છે ગુજરાતી ગીરાને સાક્ષરો નવરત્ના વસુધરા નડિયાદે પૂરા પાડ્યા એ નવ રત્નો જાણીતા છે ઉપરાત કાઠિયાવાડને શ્રી હરિદાસ દેસાઈ જેવા મુત્સદ્દી અને જિલ્લાને કૃષ્ણદાસ જેવા દેશસેવક પણ નડિયાદે આપ્યા હિન્દુસ્તાનની હિંદી ધારાસભાના પ્રથમ મુખી શ્રી વિઠ્ઠલભાઈ પટેલને અને મહાસભાના દશાદિક્પાલો

પૈકી એક દિપ્યાવ મગા સરદારશ્રી વલ્લભભાઈ પટેલને કરમસદે આપ્યા શ્રી. પંડ્યાજી જેવા બાહવીર યોદ્ધા કડલાએ આપ્યા શાંત, સમદર્શી અને ગુજરાતના સાચા સેવક શ્રી રવિશંકર મહારાજને સરસવણીએ આપ્યા અને અલંકારોથી સુશોભિત ભવભના રાજવીઓને શરમાવે એવા ત્યાગવીર રાજવી દ૫ની વસોએ આપ્યા આ બધી ચરોતરની સમૃદ્ધિ એ બધી સમૃદ્ધિમા પેટલાદ બોર્ડિંગના જન્મદાતા પેવા શિક્ષણના જીવનથી સારો વધારો થયો એ મારા શિક્ષક પૂ મોતીભાઈ સાહેબ તેમણે પેટલાદ બોર્ડિંગ સ્થાપી એટલે કે તેમણે પોતાની અંતર વૃત્તિને મૂર્ત સ્વરૂપ આપ્યુ

પેટલાદમા બોર્ડિંગની વ્યવસ્થા થઈ છે એવી ખબર પડતા જ વિદ્યાર્થીઓ વધવા માડયા મોટુ મકાન ક્યાથી લાવવુ ? તેમની દૃષ્ટિ જેલના ખાલી પડેલા મકાન તરફ ગઈ પહેલા તો તેમા ભયંકર વર્તાવવાળા ગુનેગારોને રાખતા પણ પ્રખ્યાત મિયાણા લૂટારુ તે જેલમાથી નાસી છૂટયા પછી તેનો જેલ તરીકેનો ઉપયોગ બંધ થયેલો આ વિશાળ મકાન ચારેય બાજુ કોટથી સુરક્ષિત અને હરિયાળા વૃક્ષોની ઘટામા આવેલુ છે વડોદરા રાજ્ય તરફથી એ મકાન છાત્રાલય માટે મળ્યુ પછી તો પૂરી સગવડ થઈ અને દિન પ્રતિદિન વિદ્યાર્થીઓ વધવા માડયા સને ૧૯૦૭ની શરૂઆતમા વિદ્યાર્થી તરીકે હુ ત્યા ગયો ત્યારે ૬૦–૬૫ વિદ્યાર્થીઓ હતા પણ પછી તો ૨૨૫ સુધી થઈ ગયા

પણ પેટલાદ બોર્ડિંગ હાઉસ એટલે આ મકાન અને વિદ્યાર્થીઓની સંખ્યા નહી ત્યાના વાતાવરણની સુવાસ, નૈતિક ભાવના, ચારિત્ર્ય તરફ ઝોક, સ્વતંત્ર પવન, દેશસેવાની વૃત્તિ સાદાઈ અને દિનચર્યા પર નૈતિક અંકુશ એ બધા તત્ત્વ 'પેટલાદ બોર્ડિંગ હાઉસ' એ નામમા આવી જાય છે પૂજ્ય મોતીભાઈ સાહેબ તેના પિતા, માતા કે પ્રાણ જે કહો તે હતા સેવા, ચારિત્ર્ય અને સાદાઈની જીવંત મૂર્તિરૂપ એ પ્રેમાળ ગુરુની સ્નેહભરી ચોકી હરહમેશ અમારા પર રહેતી જેણે જીવનભર મોજશોખ શું તે જાણ્યુ નથી, ભોગવિલાસને ઓળખ્યો નથી, મત મતાતરની ભુલભુલામણીમા પડી વાદ અને વિતંડાવાદમા જે પડી પડયા નથી, ધર્મ, જાત, કે સ્થાનની સંકુચિતતા જેણે દાખવી નથી, પણ જેના હૃદયમા નિરંતર માનવસેવા અને તે માટેની અખંડ પ્રવૃત્તિના જ વિચારસાગર ઊછળ્યા કરે એવા પૂજ્ય મોતીભાઈ સાહેબ ગુજરાતના જાહેર જીવનમા અનોખી ભાત પાડે છે એ વ્યાસપીઠો ગજાવતા નહોતા, પણ જનસેવાની પ્રવૃત્તિના વિચાર, તે પરથી ઉદ્ભવતી અવનવી યોજનાઓ, અને તે યોજનાઓને અમલમા મૂકવાની પ્રવૃત્તિ સિવાય બીજી વાત તેમની પાસે જઈ શકતી નહોતી બોર્ડિંગના ચોગાનમા કલાકો સુધી ટહેલતા જ હોય તેમને આમ ટહેલતા જોઈને અમને લાગે જ કે આ મંથનમાથી કંઈ રત્ન મળી આવશે અને એમ જ થાય

આમ પણ શ્રી રામકૃષ્ણ જાહેર સેવાના વિચારમા જાય છતા સ્કૂલમા પોતાનો વિષય શીખવવા બેસે ત્યારે તેમા જ રત થઈ જાય સ્કૂલના અભ્યાસમા વિદ્યાર્થીઓએ નિયમિત રહેવુ જ જોઈએ નિયમનમા પણ રહેવુ જોઈએ કોઈ વિદ્યાર્થી વિરુદ્ધ વર્તે તો ચોપડામા રજનો ઉપયોગ તો કદી નહોતા કરતા પણ કોઈ પણ શારીરિક શિક્ષા કરતા પણ વધુ અસરકારક એવી શિક્ષા તે કરતા એવે સમયે એમના મુખ પર વિષાદની છાયા જ એવી છવાઈ જતી કે સર્વને તે અસહ્ય થઈ પડતી તેવે વખતે પૂ મોતીભાઈ સાહેબ પુષ્પથી પણ વધુ કોમળ હોવા છતા વજ્રથી પણ વધુ કઠોર લાગતા

## ૪. પેટલાદ બોર્ડિંગ હાઉસ—ચાલુ

આજ સુધીના આપણા અનુભવમા 'બોર્ડિંગ હાઉસ'ના પ્રયોજનની એવી છાપ પડી છે કે 'બોર્ડિંગ હાઉસ' એટલે વિદ્યાર્થીઓને રહેવાનુ અને ખાવાનુ સ્થળ એ સિવાય બીજો વિચાર આવી શકતો નથી છતાય મારા વર્ણનમા 'પેટલાદ બોર્ડિંગ હાઉસ' એ જૂનુ નામ જ કાયમ વાપરીશ કારણકે એ જ નામ મને વહાલુ છે તે નામના સ્મરણથી અત્યારે પણ મને પ્રેરણા મળે છે હાલ તેનુ નામઠામ નથી, પણ સને ૧૯૦૬થી માંડીને મને ૧૯૨૫-૨૬ સુધીના ૨૦ વરસમા જે જે વિદ્યાર્થીઓ ત્યાથી જીવનદીક્ષા લઈને બહાર નીકળ્યા છે તે તે વિદ્યાર્થીઓ જંગમ 'પેટલાદ બોર્ડિંગ હાઉસ' સ્વરૂપે જ છે

ત્યાના જીવનમા અનેક રંગો પુરાતા તે માટે અલગ અલગ તાલીમવર્ગ નહોતા ખોલ્યા પણ ત્યાની દિનચર્યા, વહીવટ અને વાતાવરણ જ એવુ થઈ ગયેલુ કે જિજ્ઞાસુઓને આપોઆપ તેને યોગ્ય તાલીમ મળી રહે

સાહિત્ય અને કવિતા એ સર્વપ્રિય વિષય હતો એને લીધે વાતાવરણ ભાવનાભર્યું રહેતુ પણ કવિતાના ટહુકામા કોઈ મસ્ત બની સીમોલ્લંઘન ન કરે એવી નૈતિક અસર પૂ મોતીભાઈ સાહેબ અને પૂજ્ય શ્રી કરુણાશંકર ભટ્ટના જીવનની હતી સાદાઈના પાઠ પણ ઉપદેશ દ્વારા નહિ પણ જીવન-દૃષ્ટાંત દ્વારા શીખવાતા વિદ્યાર્થીઓએ સામાન્ય ઠંડીમા પણ પગે મોજાનો ઉપયોગ વધુ પડતો કરવા માંડ્યો છે એવુ જોતા જ પૂ મોતીભાઈ સાહેબે પોતે જ મોજાનો ત્યાગ કર્યો અને તુરત જ તેનો અમલ વિના સૂચનાએ બધેય થઈ ગયો

પરદેશી ચીજો ન વાપરવાનો ઠરાવ નહોતો પણ વાતાવરણ જ એવુ હતુ કે પરદેશી ચીજ ખરીદવામા જાણે કંઈ ગુનો થતો હોય એમ સર્વને લાગતુ બંગાળમા સ્વદેશીનુ જે મોજુ આવ્યુ હતુ તેની ઓકળીઓ ગુજરાતમા પણ જણાતી બંગાળના વિપ્લવવાદી વીર યુવકોની કથામાથી ગુજરાતના યુવકો પ્રેરણા લેતા લાલ, પાલ,

અને બાલ (લાલા લાજપતરાય, બિપિનચંદ્ર પાલ અને બાલ ગંગાધર ટિળક) એ જાણે બ્રહ્મા વિષ્ણુ અને મહેશની ત્રિપુટી હોય એવી શ્રદ્ધાથી હરેક યુવાનના હૃદયમા તેમના પ્રત્યે શ્રદ્ધાભર્યો ભક્તિભાવ હતો. બાબુ શ્રી અરવિંદ ઘોષ વડોદરાની કૉલેજમા વાઈસ પ્રિન્સિપાલ હતા ત્યાથી રાજીનામુ આપીને હજારો વિદ્યાર્થીઓના પ્રેમભર્યા ટળવળાટ વચ્ચે તે બંગાળ ચાલી ગયેલા અને ત્યા તેમણે રાષ્ટ્રીય મહા વિદ્યાલય ખોલેલુ વળી 'કર્મયોગિન્' નામનુ અઠવાડિક પત્ર પણ શરૂ કરેલુ તેનુ વાચન ગુજરાતના યુવકોને નવજીવન આપતુ વળી અલીપુર બૉમ્બકેસમા શ્રી અરવિંદ બાબુ પર આવેલો આરોપ તેમનો જેલવાસ કેસમા દેશબન્ધુ દાસે તેમનો કરેલો અદ્ભુત બચાવ, શ્રી અરવિંદ બાબુએ પોતાની પત્ની શ્રીમતી મૃણાલિનીને લખેલા ભક્તિ અને વૈરાગ્યના ભાવથી નીતરતા પત્રો — જે કોરટમા રજૂ થયેલા તેનું વાચન શ્રી અરવિંદ બાબુએ પોતે કરેલો પોતાનો બચાવ, એ બધુયે વાચન જીવનમા અલૌકિક તલસાટ જગવતુ એ સમયમા નવનવા વક્તાઓ પણ બહુ લાગી નીકળ્યા હતા સ્વદેશપ્રેમના તેમના ઉત્તેજક વ્યાખ્યાનો 'વન્દે માતરમ્' ગીતનો મધુર ગુંજારવ રાષ્ટ્રગીતો સાથેની પ્રભાતફેરીઓ અને સરઘસો વગેરે કાર્યક્રમથી અમારોયે એ જ વ્યવસાય થઈ પડેલો તેથી વિદ્યાર્થીઓ અભ્યાસમા ઓછુ ધ્યાન આપતા જેવુ રાજકીય વાતાવરણ તેવુ જ સામાજિક — સંસારસુધારણાનુ તેમ જ જન સેવાનુ વાતાવરણ પણ હતુ ખાસ કરીને ચરોતરમા પેટલાદ બોર્ડિંગના વિદ્યાર્થીઓની સારી છાપ હતી રજાઓમા તેઓ ગામડાની સફરે નીકળતા અને સેવાનો પ્રસંગ પ્રાપ્ત થાય કે તુરત તેને ઝડપી લેતા ક્યાય પણ રોગચાળો જણાય કે દવા લઈને પહોચી જ ગયા હોય એક વખત પેટલાદમા જ નારણભાઈ શેઠની રંગશાળામા આગ લાગી વિદ્યાર્થીઓ દોડ્યા અને ભારે સાહસ કરી આગને કબજામા લીધી ત્યારથી આ સંસ્થા ઉપર તે દાનવીર શેઠ આશક બની ગયેલા

એક જાતના વિચાર એક જાતની પ્રવૃત્તિ અને એક જાતના પહેરવેશથી ચરોતરના ગામોમા જ્યા જ્યા આ સંસ્થાનો વિદ્યાર્થી હોય ત્યા ત્યા તેણે જુદી જ ભાત પાડી હોય

સંસ્થામા ગુજરાતના વિદ્વાન અને દેશપ્રેમી સજ્જનો મુલાકાતે આવતા પૂ મોતીભાઈ સાહેબના વડોદરાના સહાધ્યાયી 'The thirty five'ની જે મંડળી હતી તે પૈકીનો મોટો ભાગ ગુજરાતમા નાને મોટે સ્થાને રોકાયેલો હતો આમા આપણા સરદાર વલ્લભભાઈ પટેલ પણ હતા, અને ઈશ્વરનો ઇનકાર કરી ત્રિભુવનપતિ સામે પણ બંડ ઉઠાવનાર શ્રી નરસિંહભાઈ પટેલ પણ હતા તે મંડળ પૈકી ઘણાઓ તરફથી આ સંસ્થાના વિદ્યાર્થીઓને પ્રેરણા મળતી. એ રીતે આ સંસ્થા ગુજરાતમા એક આકર્ષક અને આશાપ્રદ સંસ્થા થઈ પડી સંસ્થાનુ સંચાલન પૂ મોતીભાઈ સાહેબે વિદ્યાર્થીઓને સોપીને પ્રજાતંત્રવાદનો પદાર્થપાઠ આપ્યો હતો. સંસ્થાનુ

વ્યવસ્થાપક મડળ હતુ તેમા વિદ્યાર્થીઓના ચૂટાયેલા આઠ સભ્યો હતા તે પૈકી એકને મુખી નીમવામા આવ્યો હતો એક દિવસ સસ્થાના સુપરિન્ટેન્ડેન્ટ શ્રી ગણેશરાવ ભોકરીએ કેટલાક વિદ્યાર્થીઓનુ માસિક લવાજમ નહિ આવેલુ તેમને ચાર ચાર આના દંડ કર્યાની જાહેરાત બોર્ડ પર મૂકી આ જાહેરાતની મને ખબર આપવામા આવી વ્યવસ્થાપક મડળના મુખી તરીકે મે મડળની તાત્કાલિક બેઠક બોલાવી અને મડળે નિવેદન કર્યું કે સસ્થાને લગતો કોઈ પણ ઠરાવ કે નિયમ અગર સસ્થાના વિદ્યાર્થીને ફરજ પાડતો કોઈ પણ હુકમ વ્યવસ્થાપક મડળમા મજૂર થયા સિવાય નિયમસરનો ગણાય નહિ જેથી સુપરિન્ટેન્ડેન્ટ સાહેબની સહીથી જે જાહેરાત થઈ છે તે નિયમવિરુદ્ધ છે માટે તે પાછી ખેચી લેવી"

પૂ મોતીભાઈ સાહેબ અમારુ નિવેદન સાભળી રાજી થયા અને તે સાથે ગભીર વિચારમા પણ પડ્યા મને યાદ છે તે પ્રમાણે મનોગવશાત્ પૂ ઠક્કર બાપા તે વખતે ત્યા આવી પહોચેલા મોતીભાઈ સાહેબે તેમને આ હકીકતથી વાકેફ કર્યા અને તેમની સલાહ લઈ તથા અમારી સાથે વાટાઘાટ કરી સર્વાનુમતે એવો નિર્ણય કર્યો કે સુપરિન્ટેન્ડેન્ટે કાઢેલી નોટિસ પાછી ખેચી લેવી તેમ જ હવેથી તેવી કોઈ પણ નોટિસ કે નિયમ વ્યવસ્થાપક મડળની મજૂરી સિવાય જાહેર કરવા નહિ ફક્ત એવો કોઈ પ્રસગ આવે કે વ્યવસ્થાપક મડળની મજૂરી સિવાય કોઈ ગભીર નિર્ણય કરવો પડે તો પૂ મોતીભાઈ સાહેબ પોતે પોતાની સહીથી તેવી જાહેરાત કરી શકશે વ્યવસ્થાપક મડળે આ અપવાદ મજૂર રાખ્યો અને કામ પતી ગયુ

આ ઉપરાત પૂ મોતીભાઈ સાહેબની મિત્રમડળ પુસ્તકાલયની યોજનાનુ કાર્યાલય પણ ત્યા જ હતુ તે દ્વારા વિદ્યાર્થીઓને પુસ્તકાલયના વહીવટની તાલીમ મળતી તેમ જ ગુજરાતી ભાષાના અનેક ઉત્તમ પુસ્તકોના પરિચયમા વિદ્યાર્થીઓ આવતા આ લાભ તો અલભ્ય હતો રજાઓમા વિદ્યાર્થીઓ મારફત પોતપોતાના ગામોમા આવા પુસ્તકાલયો સ્થાપવામા આવતા થોડા વરસોના પ્રયત્નથી આવા પુસ્તકાલયોની સખ્યા લગભગ ૨૫૦ની થયેલી

આ પ્રકરણ બધ કરતા પહેલા એક દુખદ પ્રસગ મારા હૃદયમા હજી પણ સાલી રહ્યો છે તે અહી નોધવા માગુ છું

ઉનાળાની રજાઓમા મારા બે મિત્રો સાથે બોર્ડિંગમાંથી હુ નડિયાદ ગયેલો નડિયાદ જે મિત્રને ત્યા અમે ગયેલા તેના આગ્રહને વશ થઈ અમે બધા અમદાવાદ ગયા શુ કરવા અમદાવાદ ગયા ? નાટક જોવા પેટલાદ બોર્ડિંગમા નાટક જોવાનો પ્રતિબધ હતો ઘણા વિદ્યાર્થીઓ તેનો શબ્દાર્થ પાળતા પણ ભાવાર્થ પાળતા નહિ હોય પણ પૂ મોતીભાઈ સાહેબનો એક વિશ્વાસપાત્ર વિદ્યાર્થી હોઈને એવી નબળાઈને તાબે થવુ મને પાલવે નહિ નાટક જોવાને હુ ઉત્સુક નહોતો પણ અમદાવાદમા મોટી નાટક કપની હતી તેની સીનસિનેરી, તેના સાધનો અને રગભૂમિ ઉપર

ભજવાતો સ્વાગ વગેરેનુ વર્ણન સાભળી હુ લલચાયો 'જઈએ તેમા શી હરકત છે? રાત્રે જઈને સવારે પાછા આવીશું કોણ જાણનાર છે? અને જાણશે તોય હમણા તો રજા ચાલે છે ને? એમા કાઈ દોષ તો છે જ નહિ!' વગેરે દલીલો મનમા કરી નાખી અને હુ મિત્રો સાથે ગયો

નડિયાદથી જે મિત્ર સાથે અમે ગયેલા તે સ્વર્ગસ્થ મગનભાઈ ચતુરભાઈ બેરિસ્ટરના ભાઈ રાવજીભાઈ હતા એટલે અમે શ્રી મગનભાઈને ત્યા ખાડિયામા ગયેલા સ જોગવશાત્ શ્રી મગનભાઈ ત્યા હતા નહિ તપાસ કરી તો જણાયુ કે તે પરગામ ગયેલા હતા અને બીજે દિવસે સવારે આવવાના હતા શ્રીયુત મગનભાઈ અમદાવાદના પ્રખ્યાત વકીલ ગુજરાતના રાજકીય મિત્રમા પણ તેમનુ સ્થાન ખરુ વિદ્વાન તરીકેની પણ ગણના ખરી ચાદીની ઘટડીના રણકાર જેવો તેમનો અવાજ ભાષણ કરવાની મુદ્દ શૈલી અને ગુજરાતી ભાષા પર પણ સારો કા [illegible], એટલે તેમના વ્યાખ્યાન સાભળી એમ લાગેલુ કે ભવિષ્યમા ગુજરાતના રાજકારણમા તે અગ્રગણ્ય ભાગ ભજવશે સૌજિત્રે નજીકમા જ તેમનુ મોસાળ થાય એટલે તેમની સાથે મારો પ્રથમથી જ પરિચય હતો ઉપરાત પેટલાદ બોર્ડિંગ સાથે તેમનો સારો સબધ પૂ મોતીભાઈ સાહેબ સાથે મિત્રભાવ અમો મિત્રો રાત્રે નાટક જોઈ સવારમા વહેલા ઊઠી ચાલ્યા ગયા

શ્રી મગનભાઈ ઘેર ગયા ત્યારે નોકરને પૂછેલુ કે "કોઈ આવ્યુ હતુ કે શું?" નોકરે કહ્યુ કે "નડિયાદથી રાવજીભાઈ આવ્યા હતા અને તેમની સાથે બે ત્રણ તેમના મિત્રો હતા રાત્રે નાટક જોવા ગયેલા અને વહેલા ઊઠી ચાલ્યા ગયા" બે ત્રણ દિવસ પછી તેમના ભાઈ રાવજીભાઈ પાછા અમદાવાદ ગયા ત્યારે શ્રી મગનભાઈએ પૂછ્યુ, "તમારી સાથે કોણ નાટક જોવા આવ્યુ હતુ?' તેમણે અમારુ નામ દીધુ તેમા મારુ નામ સાભળી શ્રી મગનભાઈ બોલી ઊઠયા, "રાવજીભાઈ નાટક જુએ નહિ. પેટલાદ બોર્ડિંગના વિદ્યાર્થીઓ નાટક ન જુએ તુ ભૂલતો હશે રાવજીભાઈ તો નહિ જ હોય" તેમના ભાઈએ ખાતરીથી કહ્યુ કે "સાચે જ રાવજીભાઈ હતા'

થોડા દિવસ પછી પૂ મોતીભાઈ સાહેબ તેમને અમદાવાદ મળ્યા ત્યારે વાતવાતમા શ્રી મગનભાઈએ પૂછ્યુ, "તમારી બોર્ડિંગના વિદ્યાર્થીઓને નાટક જોવાની છૂટ કરી છે?" પૂ મોતીભાઈ સાહેબે નકારમા જવાબ આપ્યો 'તો પછી રાવજીભાઈ મણિભાઈ શી રીતે નાટક જોવા અહી આવેલા?

પૂ મોતીભાઈ સાહેબે દૃઢતાપૂર્વક જણાવ્યુ, 'એમ બને નહિ રાવજીભાઈ નાટક જુએ જ નહિ એમા કાઈક ભૂલ હશે' શ્રી મગનભાઈએ કહ્યુ "એમા ભૂલ હોય જ નહિ તે તો અમારા મોસાળિયા અને મારા નાના ભાઈ રાવજીભાઈના તે મિત્ર થાય તેમની સાથે અહી આવેલા રાત્રે અહી રહેલા અને વહેલા ઊઠીને ચાલ્યા ગયેલા"

છતા પૂ મોતીભાઈ સાહેબે ન્હી દીધુ કે " માના માન્યામા નથી આવતુ હુ તે વાત સ્વીકારી શકતો નથી"

રજાઓ પૂરી થઈ , પેટલાદ ગયો પૂ સાહેબ મને મળ્યા નજર એક થતા તેમણે પ્રથમ પ્રશ્ન પૂછ્યો 'રાવજીભાઈ તમે અમદાવાદ નાટક જોવા ગયેલા ?" મે જવાબ આપ્યો, હાજી

"શુ કહો છો ? મે તો મગનભાઈની વાતને ઉડાવી દીધી તમે નાટક જોવા જાઓ એ વાત મે સ્વીકારી જ નહિ "

આ વાક્ય બોલતા જ પૂ સાહેબના મો પર એવી દર્દની છાયા છવાઈ ગઈ કે હુ તો નિસ્તેજ થઈ દુ:ખમા ડુબાઈ ગયો હજી પણ મને તે સ્નેહાળ હૃદયના દુ ખના ધબકારા જાણે સભળાતા હોય એવુ દર્દ થાય છે પૂ સાહેબે ત્યાર પછી મનમા ગાઠ વાળી થોડા માસ પછી મારા પિતાશ્રીએ દક્ષિણ આફ્રિકા નાતાલમાથી પૂ મોતીભાઈ સાહેબ પર પૈસા મોકલીને તેમને ભલામણ કરી કે મને બ ગાળની રાષ્ટ્રીય પાઠશાળામા વધુ અભ્યાસ માટે મોકલવો કે જેથી ભવિષ્યમા હુ દેશસેવાના કાર્યમા પડુ એવી તાલીમ મેળવી શકુ પણ પૂ મોતીભાઈ સાહેબે દૃઢતાથી મને જણાવ્યુ કે "હુ તમને ત્યા નહિ મોકલુ તમે સ કલ્પમા એકનિષ્ઠથી નથી ત્યા જાઓ અને કદાચ તમે જીવન વેડફી દો એ જવાબદારી હુ નહિ લઉ દૃઢ ચારિત્ર્ય સિવાય દેશસેવા ન થઈ શકે તમારે હજી શાદ્ધ જેવી જોઈએ મને તમારે વિષે ખાતરી થશે ત્યારે રજા આપીશ " મે મારી નબળાઈનુ પરિણામ સમજી લીધું, અને તેમની આજ્ઞા સ્વીકારી લીધી સ કલ્પને વળગી રહેવા માટેની જરૂરી દૃઢતાની મારી આ ઊણપ જીવનભર રહી છે અને તેનુ માઠુ પરિણામ પણ મે અનુભવ્યુ છે

# ૫. પૂ. મોતીભાઈ સાહેબ

ગયા પ્રકરણોમા પૂ મોતીભાઈ સાહેબ વિષે લખ્યુ છતા હુ લખતા ધરાતો નથી મુશ્કેલી એ છે કે મને સ તોષ થાય એવી રીતે લખવાની મારામા શક્તિ નથી છતા મને લાગે છે કે તેમના જીવનનો ટૂ ક સાર અહી ન લખુ તો મારુ બધુ લખાણ અધૂરુ ગણાય તે પાટણમા શિક્ષક હતા ત્યા સુધી અપ્રસિદ્ધ હતા જોકે ત્યા પણ અમીન માસ્તર તરીકે જાહેર જનતામા તેમની નૈતિક છાપ સારી હતી. પણ પેટલાદ આવ્યા પછી તેમણે કેળવણીના ક્ષેત્રમા જાહેર પ્રવૃત્તિ હાથમા લીધી તેમના હૃદયમા નાતજાતના કે પ્રદેશના ભેદને સ્થાન નહોતુ છતા તેમણે પોતાના પાટીદાર જ્ઞાતિ, અર્થાત, જ્ઞાતિ સ્થિતિ, અનુકૂળતા ગામડી મળી, ભિન્નભિન્ન ગામડી સાથે વડોદરેથી છૂટા થયા પછી શરૂ કરી તેની એક બેઠક વરસો ગામે પ્રસિદ્ધ લેખક ગોવર્ધનરામ

માધવરામ ત્રિપાઠીના પ્રમુખપણા નીચે ભરી અને તે મંડળના સભ્યો દ્વારા સમાજ સુધારાની પ્રવૃત્તિ હાથ ધરી પેટલાદ બોર્ડિંગ સ્થપાયા પછી તે પ્રવૃત્તિને આપો આપ વેગ મળ્યો કેળવણી પ્રચાર એ જ બધા દુઃખોનો રામબાણ ઉપાય છે, એ એમની દૃઢ માન્યતા હતી ચરોતરને કેળવણીમય કરી નાખવુ એ ધગશ હતી એક પણ વિદ્યાર્થી સાધનના અભાવે અભ્યાસ છોડે એ એમને માટે અસહ્ય હતુ તેથી બોર્ડિંગ દ્વારા, જાહેર ફંડો દ્વારા કે ખાનગી વ્યક્તિઓ દ્વારા અનેક સાધનહીન વિદ્યાર્થીઓ જરૂરના સાધન મેળવી પોતાનો અભ્યાસ ચાલુ રાખે એવી વ્યવસ્થા કરવાનો તેમણે રાતદિન પ્રયત્ન કર્યા કર્યો છે કોઈ ન મળે તો પોતે તો હોય જ ઘરના ખર્ચમા કાપ મૂકીને પણ તેમણે આવા વિદ્યાર્થીઓને પોષ્યા છે

બીજી પ્રવૃત્તિ મિત્રમંડળ પુસ્તકાલયોની વડોદરા રાજ્યમા રાજ્યની મદદથી હાલ ગામેગામ પુસ્તકાલયોની જે સુવાસ અને તેના મકાનોની મીઠી છાયા ફેલાઈ રહી છે તે તેમના પ્રતાપ એ પુસ્તકાલયપ્રવૃત્તિઓ દ્વારા વડોદરા રાજ્યના ઘણા ગામોના પરિચયમા તે આવ્યા લોકોને કેળવણીનો પ્રચાર કરવાની સનાદ આપી તેવુ વાતાવરણ ઊભુ કર્યું નવી નવી નિશાળો બનાવી જરૂર પડયે પરોક્ષ રીતે સરકારી ખાતામાથી મદદ પણ અપાવી

પેટલાદ બોર્ડિંગમા ભણતા વિદ્યાર્થીઓ પૈકી જેઓને જરૂર હોય તેઓને ઉચ્ચતર અભ્યાસ માટે મદદ આપવાને 'પેટલાદ લોન ફંડ' ઊભુ કર્યું તેની સફળતાનો અનુભવ લઈને 'ચરોતર વિદ્યાર્થી–સહાયક સહકારી મંડળ લિમિટેડ' નામની સંસ્થા કાઢી તે દ્વારા અનેક વિદ્યાર્થીઓને ઘણી મદદ મળી કેટલાક તે મદદનો લાભ લઈ કોલેજના પ્રમાણપત્રો મેળવ્યા કેટલાકો પરદેશ જઈને પણ ઉત્તીર્ણ થયા અને તેમાના ઘણા હાલ પોતાના ધંધામા તથા સમાજમા ઠીક ઠીક સ્થાન ભોગવે છે ગામડામા સહકારી મંડળીઓ સ્થાપી સેવાભાવ અને વ્યવહારુ કાર્યકુશળતાથી તેનો વહીવટ કરવામા આવે તો ખેડૂત પ્રજાને ભારે લાભ થાય એવી તેમની માન્યતા હોવાથી સહકારી મંડળીઓ સ્થાપવામા પણ પોતે પોતાની લાગવગ વાપરતા

પેટલાદ બોર્ડિંગની તેમની તપશ્ચર્યામાથી 'ચરોતર એજ્યુકેશન સોસાયટી' ઉત્પન્ન થઈ કેળવણી અને સેવાભાવનો જે બોધ એમણે વહેવડાવ્યો તેમા કેટલાક યુવકો પણ પડયા અને તેમણે ચરોતરમા સેવાની સંસ્થા ઊભી કરી ચરોતરમા મુખ્યત્વે પાટીદારોની વસતી છે અને તે સંસ્થાઓનો લાભ મુખ્યત્વે પાટીદારોના છોકરાઓ લેવાના, માટે તે સંસ્થાઓ સાથે પાટીદાર કોમનું નામ જોડવુ એવી સૂચના ઘણા મિત્રો તરફથી મોતીભાઈ સાહેબને કરવામા આવેલી પણ તેમણે ચોખ્ખી ના સંભળાવી અને જણાવ્યુ કે તેવો વિચાર કરવો એ જ આપણા મનની સંકુચિતતા સૂચવે છે પાટીદારોએ શા માટે પોતાનો અલગ વાડો બાધવો ? બીજી

કોમના વિદ્યાર્થીઓ સાથે પાટીદાર વિદ્યાર્થીઓ રહે અને તેમના ઉચ્ચ સંસ્કારો પોતે અપનાવી લે તો તેથી સમગ્ર પાટીદાર કોમને જ લાભ થશે. આમ પેટલાદ બોર્ડિંગ હાઉસ અને ચરોતર એજ્યુકેશન સોસાયટી ચરોતરના અને ગુજરાતમાં પણ નમૂનેદાર સંસ્થા ગણાઈ.

દક્ષિણમાં અને ખાસ કરીને પૂનામાં જે શિક્ષણસંસ્થાઓ હતી અને તે દ્વારા ત્યાંની પ્રજામાં જે નવું ચેતન આવ્યું હતું તે જોઈ જાણી મોતીભાઈ સાહેબના હૃદયમાં એવી મહત્ત્વાકાંક્ષા જાગી કે ચરોતરને પણ દક્ષિણ જેવું બનાવવું. તે કાર્યના દેશભક્ત ગોખલેજી તેમના આદર્શ પુરુષ હતા. શ્રી ગોખલેજીનું સાદું અને સરળ જીવન, શુદ્ધ ચારિત્ર્ય અને જ્વલંત દેશદાઝ તેમના એ અનુરાગી હતા. ચરોતરમાં સેવાયુગ લાવવા જીવનભર તે પ્રયત્નશીલ રહ્યા. એ પ્રયત્નમાં જે જે તેમને સહાયભૂત નીવડે એમ લાગે તેમને પકડી જ પાડે. દરબારશ્રી ગોપાળદાસ જ્યારથી પંદર વરસના હતા ત્યારથી મોતીભાઈ સાહેબે તેમને પોતાની નજરમાં રાખી લીધા. દરબારશ્રીના વડીલોની ઇચ્છા એવી ખરી કે મોતીભાઈ જેવા માણસોનો સંગ નાના ગોરધનભાઈને ન થાય તો સારું. તેમનો સંગ થશે તો જૂની પુરાણી પ્રથા જે વસોની ગાદીની આજુબાજુ વીંટાઈ વળી છે તેમાંથી તે છટકી જશે અને કુટુંબનો મોભો બગાડશે. છતાં મોતીભાઈ સાહેબ જ્યારે જ્યારે વસો જાય ત્યારે ત્યારે નાના ગોરધનભાઈને મળે જ. તેમને પોતાની પાસે બોલાવે જ અને કાંઈક નવનવો રંગ લગાડે. તે ગોરધનભાઈનામાં પણ શ્રી મોતીભાઈ સાહેબને સમજવાની શક્તિ હતી. તેથી પોતાના વડીલોને માલૂમ ન પડે તેવી રીતે મોતીભાઈ સાહેબ પ્રત્યેનું પોતાનું વલણ હૃદયમાં પોષ્યા કરે. આમ હાલના દરબારશ્રી ગોપાળદાસને ઘડવામાં મોતીભાઈ સાહેબનો પણ મોટો હિસ્સો છે. સાચે જ તે દરબાર સાહેબના જીવનના ચોકીદાર હતા. અસહકારના યુગ પછી બન્નેના રાહ અલગ પડ્યા છતાં પહેલાંના ગુરુશિષ્યના સંબંધની મીઠાશ અને પરસ્પરની સહૃદયતાની લાગણી કાયમ જ રહી. વસોની બધી પ્રવૃત્તિમાં દરબાર સાહેબનો સાથ મોતીભાઈ સાહેબ લેતા જ. તેમની બધી પ્રવૃત્તિનું કેન્દ્રસ્થાન કે પ્રયોગસ્થાન વસો હતું. તેમણે વસોને સુંદર બનાવ્યું. અનેક લોકોપયોગી સંસ્થાઓથી અને પ્રવૃત્તિથી વિભૂષિત બનાવ્યું. તેમાં મુખ્ય મદદ તેમને દરબાર સાહેબની હોય જ.

પેટલાદ બોર્ડિંગના શિક્ષણનો જે પહેલો ફાલ તૈયાર થયો તેનાથી ચરોતર હજી પણ વિભૂષિત રહ્યું છે. બીજો તેવો ફાલ નીકળ્યો નથી. મોતીભાઈ સાહેબ તે જ ક્ષેત્રમાં રહ્યા હોત તો એવા બીજા કેટલાયે ફાલ ફાલત એમ લાગ્યા કરે છે. અત્યારે એવા સુગંધિત ફાલનો પ્રવાહ અટકી પડ્યો છે એટલું જ નહિ પણ તેના અભાવે ચરોતરની સેવાનું કામ અટવાય છે. તેમ ન થયું હોત એમ હૃદયને લાગ્યા કરે છે. જ્યારથી શિક્ષણનું કામ છોડી લાયબ્રેરી ખાતામાં તેમને જવાનું થયું ત્યારથી

વિદ્યાર્થીઓ સાથેનો તેમનો સીધો સંપર્ક ઓછો થયો ગુજરાતને તેથી ભારે નુકસાન થયું છે એમ હું માનું છું મોતીભાઈ સાહેબ અત્યાર સુધી શિક્ષક તરીકે જ રહ્યા હોત તો ગોપાળદાસ અને અંબાલાલ* જેવા સાધુચરિત સેવકોનો ફાલ ચરોતરને આપ્યા જ કરત અને તેમના જીવનકાર્યનો પ્રવાહ પણ ચરોતર અને ગુજરાતનું કલ્યાણ કરતો ચાલુ રહેત

ગુજરાતના અને બીજા પ્રાંતના અગ્રગણ્ય વિદ્વાનો અને સેવકો સાથ ચરોતરના યુવકોને સંસર્ગ થાય અને ચરોતરમાં યુવકપ્રવૃત્તિ મારફત યુવકો તૈયાર થાય તેવા હેતુથી મોતીભાઈ સાહેબે 'ચરોતર યુવકમંડળ' નામની સંસ્થા સ્થાપી પેટલાદ બોર્ડિંગના જૂના વિદ્યાર્થીઓ, ચરોતર વિદ્યાર્થીમંડળ અને ચરોતરના ગામોમાં વસો, સોજિત્રા, પીજ, પેટલાદ, કરમસદ, વડતાલ, નાપાડ, ધર્મજ, નાર ઓડ, ઉમરેઠ, સુણાવ, બાંધણી, તારાપુર, નાવલી, ચાંગા, બોરસદ, ભાદરણ વગેરે ગામોમાં યુવકમંડળો સ્થપાયાં હતાં. તે બધાં યુવકમંડળો સંયુક્ત બળે ચરોતરની યુવક પ્રવૃત્તિ હાથ ધરે એવા હેતુથી ઓડ મુકામે સને ૧૯૧૭માં ગુજરાતના યુવાન સેવક શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકના પ્રમુખપદે મળેલી વિદ્યાર્થીમંડળની બેઠકમાં શ્રી મોતીભાઈ સાહેબની પ્રેરણા અને આશીર્વાદથી 'ચરોતર યુવકમંડળ' સ્થપાયું તે પ્રસંગે શ્રી ઇન્દુલાલે પોતાના પ્રવચનમાં નીચે પ્રમાણેના ઉદ્ગારો કાઢેલા "ચ઼રોતરના યુવકો સામાન્ય યુવકો સમક્ષ નથી ઊભા એ વાત મારા ખ્યાલમાં છે ગુજરાતના તીર્થરૂપ એક વસતીગૃહની અને તેના ઉત્પાદક શ્રી મોતીભાઈ અમીન જેવા સાધુચરિત ગુરુની અમૂલ્ય છાપ તેમને લાગેલી છે ચારિત્રની આવી ભાવના અને ભૂમિકા મેં આખા ગુજરાતમાં ફરતાં બીજે સ્થળે જોઈ નથી આવું સંઘબળ આટલી ચારિત્રશક્તિ, આવી જીવનની સાદાઈ, દેશભક્તિનો સાચો જોશ નિશ્ચયબળ અને કર્મબળ એ સામગ્રી કાંઈ થોડી નથી!"— આ બધી શક્તિ મોતીભાઈ સાહેબની પ્રેરણા અને દોરવણીથી જન્મી અને ચરોતરમાં યુવકોનું સંઘબળ બન્યું

આ જમા થયેલી શક્તિ પાસે મોતીભાઈ સાહેબે કામ પણ ઠીક ઠીક લીધું આ યુવકોએ સંસાર સુધારામંડળ સ્થાપ્યું તેની મારફત પોતપોતાના સમાજમાં પ્રવર્તતી કુરીતિઓ તેમણે નાબૂદ કરવા માંડી, બાળલગ્નનિષેધ પ્રેતભોજનનિષેધ, વરવિક્રય કે કન્યાવિક્રય નિષેધ અનુલગ્નનિષેધ વગેરે પ્રવૃત્તિઓ શરૂ થઈ ઉપરાંત ચરોતરના યુવકોને સમાજના જરૂરના પ્રસંગે તેની સેવામાં પ્રેર્યા કોઈ પ્રદેશમાં દુષ્કાળ પડે તો યુવકો તૈયાર જ હોય પંચમહાલમાં દુષ્કાળ પડે તો ભીલ સેવા મંડળની માગણી સ્વીકારી અનેક યુવકો ત્યાં જઈ ચઢે અને ૧૯૧૫ના હરદ્વારના કુંભમેળામાં ચરોતરમાંથી અનેક યુવકો ગયલા અને ત્યાં તેમણે સુંદર સેવા બજાવેલી

* સ્વ. અંબાલાલ મોતીભાઈ પટેલ, ચરોતર એજ્યુકેશન સોસાયટીના આદ્યમંત્રી, જેમનો થોડો પરિચય આગળ એક પ્રકરણમાં આવશે

ચરોતરની આ બધી પ્રવૃત્તિઓનુ કેન્દ્રસ્થાન આણંદ બન્યુ ચરોતર કેળવણી મંડળના આશરા નીચે ચરોતરના યુવકોની કેળવણીવિષયક પ્રવૃત્તિ, સમાજસેવાની પ્રવૃત્તિ, સમાજસુધારાની પ્રવૃત્તિ, અને વ્યાયામના હિમાયતીઓની પ્રવૃત્તિને સારો વેગ મળ્યો. આ બધી પ્રવૃત્તિના પ્રચાર માટે મોતીભાઈ સાહેબની દેખરેખ નીચે શરૂઆતથી માંડી આજ સુધીમા 'નવપલ્લવ મંડ,' 'જ્ઞાનપ્રચાર,' 'ચરોતર,' 'પુસ્તકાલય' અને 'બાલમિત્ર' જેવા માસિકો શરૂ થયા

આમ જીવનયાત્રા કરતા કરતા અને સેવાની ગંગાનો પ્રવાહ વધાવતા અસહકારનો યુગ આવ્યો

મોતીભાઈ સાહેબને પ્રથમથી જ પૂ. ગાંધીજી પ્રત્યે માન અને પૂજ્ય ભાવ હતો સત્ય અને અહિંસાના સિદ્ધાંતો તેમને બહુ ગમતા ગાંધીજીના દેશ આવ્યા પછીનો તેમનો વર્તાવ, તેમના ભાષણો, કેટલાક વિવિધ પ્રસંગો એ સર્વેએ ગાંધીજી પ્રત્યે મોતીભાઈ સાહેબના હૃદયમા પૂજ્ય ભાવ ઉત્પન્ન કર્યો હતો તે પોતે સ્વદેશીના વ્રતધારી તો હતા જ અને ખાદી પણ તેમને પ્રિય હતી ગરીબોમા રેંટિયા દાખલ થાય તે માટે તે મદદ પણ કરવાને ઇચ્છતા છતા તે ખાદી પહેરતા નહિ ત્યારે નવાઈ લાગતી કે તે એમ કેમ કરતા હશે? હિંદભૂમિ સ્વતંત્ર થાય, તેની ગુલામીની બેડીઓ તૂટે, હિંદના પુત્રપુત્રીઓ દેશની મુક્તિના યજ્ઞમા પોતાના બલિદાન આપે, વીરતા દાખવે, ત્યાગ કરે, એ બધુ એ બહુજ ઇચ્છતા છતાં રાજકીય ચળવળથી તે દૂર રહેતા કેળવણી વિષેની તેમની વિચારશ્રેણી દૃઢ થયેલી હતી. તેમની માન્યતા હતી કે સ્થિર શાંત વાતાવરણમા જ કેળવણીની પ્રગતિ થઈ શકે, માટે કેળવણીને રાજકીય ઊહાપોહના સાધન તરીકે વાપરવાથી પ્રજાનુ અહિત થાય છે આવી દૃઢ માન્યતાના કારણે ખાદી અને સ્વરાજ્ય માટે તેમને પ્રેમ હોવા છતા તેઓ ખાદી નહોતા પહેરતા

સને ૧૯૨૧થી શરૂ થયેલા અસહકારના જમાનામા ચરોતર કેળવણી મંડળ સરકારી કેળવણીખાતાનો ત્યાગ કરીને મુંબાઈ યુનિવર્સિટીનો અસહકાર કરે તેનો તેમણે વિરોધ કરેલો તે પણ આવા જ કારણસર આ ગૂંચવણભરેલા પ્રશ્ન વિષે તેમણે પોતાના પત્રમા નીચે પ્રમાણે પોતાની માન્યતા પ્રગટ કરી છે - "હું તમારા વિચારો સાથે પૂરેપૂરો સંમત નથી, મારે પણ રાષ્ટ્રીય, એટલે રાજકીય નહિ પણ રાષ્ટ્રીય ભાવનાવાળી બની શકે તેટલી સારી કેળવણી આપવી છે પણ ધીમે ધીમે વિચાર કરીને ગુજરાતના અને હિંદના વિદ્વાનોના, કેળવણીના વિષયના પંડિતોના વિચારો અને અભિપ્રાયો જાણી લઈને, પાછું પડવું ન પડે તેવી રીતે ફેરફાર કરીને આપવી છે અને સાથે સાથે સરકારી યુનિવર્સિટીની કેળવણી કોઈને જોઈએ તો તે પણ આપવી છે મારે જે ફેરફાર કરવા છે તે કેળવણીની દૃષ્ટિએ, અને ઉતાવળા નહિ. લોકોનો અને વિદ્યાર્થીઓનો વિશ્વાસ હુ થોડી મુદતનો માનુ છું ભોગ આપવાને

વખતે એ નરમ પડી જશે એ આખો વિચાર રાષ્ટ્રીય કેળવણીને અંગે નથી પણ અસહકારને અંગે છે પાયો — અસહકાર — ઢીલો થયો કે રાષ્ટ્રીય કેળવણી નરમ પડશે અને કેળવણી માટે નવે નામે ફરી વિચાર કરવો પડશે તમે 'અસહકાર'ને લીધે નથી દોરાયા પણ વિદ્યાર્થીઓ અને તેમના માબાપો તો તે જ કારણે દોરાયા છે, એટલે આખો સિદ્ધાંત ન સ્વીકારાય તો ભવિષ્યમાં પણ રાષ્ટ્રીય કેળવણી અને અસહકાર જુદા રહેવાને કારણે તમને મુશ્કેલી આવવાનો ભય રહેશે એમ હું માનું છું મને નોકરીની બીક નથી રાજીનામું ગજવામાં લઈને જ ફરું છું, એમ મારી સાથેની વાતચીતમાં બધાએ માની લેવું મારી ખાતરી થાય તો હું ઉતાવળિયાપણાનો દોષ અને આરોપ સ્વીકારીને પણ યુનિવર્સિટી સાથેનો સંબંધ છોડી રાષ્ટ્રીય કેળવણી આપવામાં તમારી સાથે રહું જનસમાજથી હું ડરતો નથી. ડરતો હોઉં તો, તુરત જ તમારી સાથે જોડાઉં અને સામાન્ય જનસમાજમાં મેં કદી પણ નહિ બોલાવેલી એવી વાહવાહ મારે માટે બોલાવું મારે તમારાથી છૂટા પડવું પડે છે તે કેવળ કર્તવ્યની જ ખાતર (આ માટે) મહાત્મા ગાંધીજીને મળવાની જરૂર મને સમજાતી નથી તેમના વિચારો સ્પષ્ટ, મક્કમ અને નીડર રીતે મુકાયા છે, અને તે જાણ્યા પછી જ મેં મારા નિશ્ચયો બાંધ્યા છે મારો સિદ્ધાંત કેળવણી દ્વારા જનસમૂહની અને દેશની સેવા કરવાનો છે અને તેનો પાયો ફક્ત કેળવણી જ હોવો જોઈએ રાજકીય ચળવળ યા બીજુ કોઈ તે યોજનાને અંગે હોઈ શકે નહિ 'રાષ્ટ્રીય કેળવણી'નું તત્ત્વ આપણી કેળવણીમાં હોય એ હું સ્વીકારું છું તેનો પાયો પણ તે હોઈ શકે પણ કેળવણીની દૃષ્ટિએ જ તે બધું હોઈ શકે "

ઉપરના કેળવણી વિષેના તેમના વિચાર દૃઢ થઈ ગયેલા હોવાથી તેમણે અસહકારના પ્રશ્નમાં જે વિરોધ ચરોતર કેળવણીમંડળ અંગે બતાવેલો તે તેમની વિચારશ્રેણીને અનુરૂપ હતો એમ મને લાગે છે તેમનાથી બીજું કાંઈ થઈ શકે જ નહિ આખું જીવન જે રીતે વિચારાયું અને ઘડાયું તેથી વિરુદ્ધ વર્તન કરે તો स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः । જેવું થાય 'ચરોતર યુવકમંડળ'માંથી તેમણે અસહકારના જમાનામાં રાજીનામું આપેલું ત્યારે તેમણે જે પત્ર લખેલો તેમાં નીચેના વાક્યો છે 'મારા અને મંડળના નેતાઓના વિચારોમાં બહુ મહત્ત્વનો ભેદ છે એ તો નક્કી જ છે મારી ગતિ ધીમી, સ્વભાવ ભીરુ અને કામ લેવાની પદ્ધતિ બની શકે ત્યાં સુધી બધા જોડે સારાસારી રાખીને માટે તમારી સાથે હું ન ચાલી શકું તે ચોક્કસ છે તમારી સાથે રહું તો તમારી ગતિ નરમ કરું અને તમને નકામી ચિંતાઓ ઊભી કરી આપું આ સંજોગોમાં તમે તમારી મેળે શક્તિ, ઉત્સાહ અને ઇચ્છાના પ્રમાણમાં આગળ વધી શકો તે માટે પણ મારે ખસી જવું જોઈએ " મોતીભાઈ સાહેબના વિચારો અને કાર્યપદ્ધતિનો ઠીક

ઉપરના હકીકતથી આવી શકશે તેમના હૃદયની ઉદારતાના દર્શન પણ સાથે સાથે આપણને થાય છે

આમ મોતીભાઈ નાટેબનુ આખુ જીવન પ્રવૃત્તિમય હતુ સ્વામી અખંડાનંદ અને પૂજ્ય ઠક્કર બાપાની પ્રવૃત્તિ તેમને બહુ ગમતી હતી અને તેથી તે બન્નેના ગાઢ સંપર્કમા રહેતા હતા ધર્મની ભાંજગડમા તે પડયા નહોતા નીતિ એ જ ધર્મ તે માનતા સેવા અને ત્યાગ એમના જીવનનો મુદ્રાલેખ હતો જે ક્ષેત્રમા જ્યા તે ક્ષેત્રમા એ મુદ્રાલેખ પ્રમાણે પ્રમાણિક જીવન જીવવામા તેમણે પાછી પાની નથી કરી તેમને સરકારી નોકરીનો મોહ હતો, પણ તે સ્વાર્થની દૃષ્ટિએ નહિ એમને એમ વસી ગયેલુ કે વડોદરા રાજ્યમા સરકારી નોકરી દ્વારા પ્રજાહિતના ઘણા કામ જલદીથી થઈ શકે તેમ છે તેથી જ તે સરકારી અમલદાર તરીકે રહ્યા તેવી ખાતરી ન હત તો તેમણે નોકરીનો પણ ત્યાગ કર્યો હત તેની સર્વને ખાતરી હતી નોકરીમા પણ કેળવણી અને લાયબ્રેરી ખાતા સિવાય બીજી નોકરી તેમણે નહોતી લીધી દીવાન ઓફિસમા પ્રથમ મળેલી નોકરી ચાલુ હોત તો તે કદાચ પ્રાંત સૂબા સુધી પહોંચી ગયા હોત પણ તે નોકરી તેમના સ્વભાવ અને જીવન ધ્યેયને સાનુકૂળ નહોતી તેથી તેઓ ત્યાથી તુરત છૂટા થયેલા તેમને માન અકરામનો પણ મોહ નહોતો શ્રીમંત તેમને 'રાજ્યરત્ન'નો ખિતાબ આપવા માંડેલ તે તેમણે સાભાર પાછો વાળેલો મુંબઈના ગવર્નર તરફથી દરબાર સાહેબને તેમના એ ડી સી તરીકે નીમવાનુ કહેણ આવેલુ મોતીભાઈ સાહેબે તે કહેણ નહિ સ્વીકારવાની સલાહ આપેલી અને દરબાર સાહેબ તે પ્રમાણે વર્તેલા આમ તેમને પોતાને માટે માન અકરામ કે વાહવાહ અકારા લાગતા તેમને સરકારી ખુશામત નહોતી ગમતી તેઓ કરતા પણ નહોતા

એ પુણ્યાત્મા થોડા સમયની ગંભીર માંદગી ભોગવ્યા પછી ૬૬ વરસના દેહને ત્યજીને સને ૧૯૩૯ના ફેબ્રુઆરીની પહેલી તારીખે સ્વધામે સિધાવ્યા !

પ્રભુએ તેમને જે સંજોગો આપ્યા જે શક્તિ આપી તેનો સારામા સારો ઉપયોગ તેમણે પોતાના જીવનમા કર્યો આ પંચમહાભૂતનુ શરીર જેવુ તેમને સોંપવામા આવેલુ તેવુ નિર્મળ રહેવા દઈ પાછુ તેમણે પ્રભુને સોંપ્યુ એમ કહુ તો તે અતિશયોક્તિ નહિ ગણાય એમણે સંસારના ભોગવિલાસ નથી ભોગવ્યા મૂળથી જ જાણે વિરક્ત સ્વભાવ હોય તેમ આસક્તિથી અલગ રહ્યા છે સમાજ સુધારક તરીકે તે નમ્ર હતા રાજકીય પ્રવૃત્તિ તેમનો વિષય નહોતો, કેળવણીમા પણ તેમની શક્તિની મર્યાદા હતી પણ જીવનની પવિત્રતા સાદાઈ, નીતિ અને સેવાભાવમા તે મહાન પુરુષોથી ઊતરે તેવા નહોતા જ્યારે જ્યારે તેમના પવિત્ર, વિરક્ત અને સૌમ્ય હૃદયનુ સ્મરણ થાય છે ત્યારે ત્યારે મારુ હૃદય તેમને નમે છે

# ૬. મહત્ત્વાકાંક્ષી મહારાજા

અભ્યાસમા હું 'ઢ' હતો કારણ એક જ હતુ જે કારણે મારા જીવનની મહત્ત્વાકાક્ષા ચેડફાઈ ગઈ તે જ કારણ અભ્યાસની નિષ્ફળતાનુ હતુ કોઈ પણ કામ મુલતવી રાખવાની મને બહુ બૂરી કુટેવ હતી હજી પણ તે દોષ મારામા છે હવે જ્યારે જીવનનાવ મુસાફરી પૂરી કરવાને ટાણે છે ત્યારે તે કુટેવ સુધારવા પ્રયત્ન થાય છે કયા અવતારમા એ કુટેવને મિટાવી શકીશ એ તો પ્રભુ જાણે એ કુટેવને કારણે મારો અભ્યાસ ઘણો કાચો રહેતો મેટ્રિકમા પ્રથમ વર્ષે ફોર્મ પણ ન મળ્યુ જેને આશા હોય તેને નિરાશા થવાનુ હોય પણ જેને આશા જ ન હોય તેને નિરાશા શાની થાય? આમ મારૂં વડોદરાનુ વર્ષ અફળ ગયુ અને ૧૯૦૯ની સાલમા પૂ મોતીભાઈ સાહેબે પેટલાદમા જ મેટ્રિક વર્ગ શરૂ કર્યો એટલે પાછો હું વડોદરેથી પેટલાદ આવ્યો બોર્ડિંગનુ કામ તો ઠીક ઠીક વધ્યુ હતુ

એ અરસામા વડોદરેથી શ્રીમત મહારાજા સાહેબ પેટલાદ તાલુકાના પ્રવાસે આવ્યા પેટલાદમા સ્થાયી કેમ્પ રાખી આજુબાજુ ગામડામા તે ફરવા જતા એક દિવસ સોજિત્રાનો કાર્યક્રમ હતો સોજિત્રા પેટલાદથી પાચ ગાઉ દૂર થાય રસ્તામા પેટલાદથી બે ગાઉ દૂર એક મોટો કાસ આવે છે ચોમાસામા એમા પાણીનો ભારે પ્રવાહ હોય છે કોઈ વરસ એવુ નહિ ગયુ હોય કે માણસ અને જાનવરોના ભોગ તેણે ન લીધા હોય ત્યા પાકુ ગરનાળુ થાય તો એ ત્રાસ દૂર થાય એ માટે શ્રીમત મહારાજા સાહેબને તે સ્થળે જ મળવુ અને વિનતિ કરવી એવો વિચાર સોજિત્રાના જે વિદ્યાર્થીઓ બોર્ડિંગમા હતા, તેમને સૂઝ્યો તપાસ કરતા જણાયુ કે શ્રીમત સંધ્યાકાળે પેટલાદ પાછા આવી પહોચવાના છે તેથી અમે લગભગ ૧૬ વિદ્યાર્થીઓ બોર્ડિંગમાથી સોજિત્રા તરફ ચાલ્યા અને પેલા કાસથી એક ખેતરવા દૂર શ્રીમતની રાહ જોતા ઊભા શરૂઆતમા બે ઘોડેસવાર આવ્યા તુરત જ શ્રીમત આવ્યા તે પણ ઘોડેસવાર હતા અમને વિદ્યાર્થીઓને જોતા જ ઘોડાની લગામ તગ કરી અને ઘોડો ધીમો પાડયો તેમની સાથે મિ. કોઠાવાળા નાયબસૂબા હતા ઘોડો ધીમો પાડી અમને પૂછયુ, "તમે કેમ ઊભા છો અને કોણ છો?"

બધાએએ શ્રીમત સાથે વાત કરવાની જવાબદારી મને સોંપી હતી મે કહ્યુ, "અમે સોજિત્રાના વિદ્યાર્થીઓ છીએ, અને પેટલાદ ભણીએ છીએ. આ કાસ બતાવવા અમે ઊભા છીએ અમે જાતમાહિતીથી કહીએ છીએ કે આ કાસમા દર વરસે ચોમાસામા માણસોને અને જાનવરોને ભારે ત્રાસ પડે છે અને કેટલાકના જાન પણ જાય છે તેના પર પાકુ ગરનાળુ થાય તો હજારો લોકો ત્રાસમાથી છૂટે"

શ્રીમંત બહુ જ હાલકાઈથી બોલ્યા, "તમારી વાત તો સાચી છે પણ ખાલી અહીં ગરનાળુ બાંધવાથી બધી મુશ્કેલી ટળે એમ મને નથી લાગતું અને આપણે બધા રાજ્યમાં આવા હરેક રસ્તે કેટલા ગરનાળા બાંધીએ? રેલવે થાય તો જ મુશ્કેલી મટે અને પેટલાદથી સોજિત્રા અને આગળ રેલવે થાય એવો મે નિર્ણય કર્યો છે કેમ રેલવે થાય તો આવી અનેક મુશ્કેલી ટળે ને?"

મે જવાબ આપ્યો, ' હાજી, રેલવે થાય તો ત્રાસ મટે અને સગવડ થાય"

"પણ ક્યારે થશે તે હુ કહી ન શકુ કારણ ઊઠીને કોઈ આકસ્મિક મુશ્કેલી આવી પડે અને ન થાય તો વળી તમને લાગે કે મે તમને ખોટુ આશ્વાસન આપ્યુ"

મે સંતોષ વ્યક્ત કરતા જણાવ્યુ, "એ તો આપનુ કહેવુ વાજબી જ છે"

એટલામા મિ કોઠાવાળા બોલી ઊઠ્યા, "આ તો પેટલાદ બોર્ડિંગના વિદ્યાર્થીઓ" તે વારવાર બોર્ડિંગમા આવે એટલે અમને ઓળખે તેમનુ બોલવું સાભળી શ્રીમંતે પૂછ્યુ, "તમે પેટલાદ બોર્ડિંગમા રહો છો? અને હાઈસ્કૂલમા ભણો છો?"

"હાજી અમે ત્યા જ રહીએ છીએ અને મેટ્રિકનુ ચોરણ મોતીભાઈ અમીન સાહેબે કાઢ્યુ છે ત્યા અભ્યાસ કરીએ છીએ પેટલાદમા હાઈસ્કૂલ નથી" મે કહ્યુ

"પણ હાઈસ્કૂલ વડોદરામા છે ત્યા રહેવાની સગવડ પણ છે ત્યા અભ્યાસ કરો તો શો વાંધો?" શ્રીમંતે મને પ્રશ્ન પૂછ્યો

મે જવાબ આપ્યો, "અમે મોટે ભાગે સાધારણ સ્થિતિના માબાપના દીકરા વડોદરાનુ ખર્ચ ન પોસાય અહીં તો ખર્ચમા બહુ બચાવ થાય છે અને તેથી પણ મોટો લાભ અમને એ છે કે અમારા શિક્ષક શ્રી મોતીભાઈ સાહેબ છે તેમની પાસે નૈતિક વાતાવરણમા રહેવાનુ અને ભણવાનુ મળે છે"

મારો જવાબ સાભળી શ્રીમંતે મો મલકાવ્યુ "એ તો બહુ સારું અને તેથી જ અહીં હાઈસ્કૂલ થાય એવુ આ તાલુકાના લોકો ઇચ્છે છે મારા પર આજે પેટલાદ તાલુકાના લોકોની તેવી અરજી આવી છે અને હુ તમને ખાતરી આપુ છું કે પેટલાદમા હાઈસ્કૂલ થશે ઠીક ત્યારે, સાહેબજી!" એમ બોલી ઘોડો મારી મૂક્યો શ્રીમંતે ખાતરી આપ્યા પ્રમાણે ત્યા હાઈસ્કૂલ થઈ, રેલવે થઈ, અને પેલુ ગરનાળુ પણ થયુ

બીજે દિવસે શ્રીમંત બોર્ડિંગની મુલાકાતે આવ્યા બધી વ્યવસ્થા જોઈ અને તેમણે ઇચ્છા વ્યક્ત કરી કે "તમારી મૅનેજિંગ કમિટીના સભ્યોને મારે મળવુ છે" અમે આઠ જણ હતા તેમને બોલાવ્યા બધાયે એક જ ગણવેશમા સફેદ કોટ,

લીલી લીંગીવાળી બનાતની ટોપી અને ધોતી પહેરે દિવસે પેલા કાસ આગળ હું જુદા જ પોષાકમાં હતો સબ્યામળ જેવુ હતુ એને સ્પષ્ટ દેખાય પણ નહિ. છતા અહીં મને જોતા જ શ્રીમંતે ઓળખ્યો અને બોલ્યા —

"ઓહો! આપણે તો મને સાંજે પેલા કાસ પાસે મળ્યા હતા!" મોતીભાઈ સાહેબ તરફ ફરી બોલ્યા, 'અમે કાલે મળ્યા હતા અને ઠીક ઠીક વાતો કરી હતી" વળી મને કહ્યુ "તમારી બોર્ડિંગની બધી વ્યવસ્થા મે જોઈ, અને મને બહુ જ આનંદ થયો મારા વતી તમારા બધા સાથીઓને મારો સંતોષ વ્યક્ત કરજો અને હું તમને ખાતરી આપુ છુ કે ભવિષ્યમા જ્યારે હું પેટલાદ આવીશ ત્યારે આ બોર્ડિંગમા અચૂક આવીશ"

આ પ્રસંગ તો સને ૧૯૦૮ ની સાલમા બન્યો ત્યાર પછી તો જમાનાના નીર વહી ગયા તે જમાના પછી અનુભવે એવુ જણાયુ કે મહારાજા સાહેબે રેલગાડીની ખાતરી આપવાથી અમને આનંદ થયો તેમા ભૂલ હતી. તેમણે હાઈસ્કૂલ કરવામા સહાનુભૂતિ બતાવવાથી અમને જે આનંદ થયો તેમા પણ ભૂલ હતી. ત્યા રેલગાડી થઈ, અને પેટલાદમા હાઈસ્કૂલ પણ થઈ છતા તેથી પ્રજાનુ શું ભલુ થયુ તે એક વિચારવા જેવો પ્રશ્ન છે મહારાજા તો મહત્ત્વાકાંક્ષી હતા તેમની ઇચ્છા ફળી કોઈ એમ પણ કહેશે કે તેમને વાહવાહ મળી પણ તે તો ચાર દિવસના ચાદરણા જેવી હતી સને ૧૯૧૧–૧૨ પછી પોતાના રાજ્યમા સુધારા દાખલ કરી કીર્તિ સંપાદન કરવાની ઇચ્છાવાળા મહારાજા તો પોતાના જીવનનો મોટો ભાગ યુરોપમા જ રહેવા લાગ્યા અને વડોદરા રાજ્યની પ્રજા અહીં નધણિયાતા ઢોરની જેમ હડધૂત જ થયા કરી શ્રીમંતની પ્રજાસેવાની ઇચ્છા ફળી જ નહિ જે કારણે તેમને ભારે જશ મળ્યો હતો તે ફરજિયાત કેળવણીની પ્રવૃત્તિ એક તમાશા જેવી જ થઈ પડી અને નિષ્ફળ નીવડી પચાસ વરસ ઉપર પ્રજા જ્યા હતી ત્યાથી આગળ નથી વધી રાજ્યમા પાઠશાળાઓ અને પુસ્તકાલયોના મકાનો થયા છે અને તેથી તે ગામની ભાગોળો શોભી છે થોડા ઘણા ડૉક્ટરો વકીલો અને વિદ્યાપીઠોની છાપવાળા કેટલાક વધ્યા છે પણ તે તો આ રાંક પ્રજાને જૂલા સમાન થઈ પડ્યા છે અને રાંક પ્રજાનુ લોહી ચૂસી માતબર થાય છે પણ પ્રજાજીવનની શક્તિ ઘણી ઘટી છે તેની ખુમારી ઘટી છે તેની આબાદી ખોવાઈ ગઈ છે અને જે હાલ આબાદીનો દેખાવ આપતી સંસ્થાઓ છે તેનુ જીવન પણ ક્યા સુધી? તે તો સત્તાધારીઓના રમકડા છે તેને રુચે ત્યા સુધી રાખે, રૂઠે તો ફેંકી દે

પેટલાદ બોર્ડિંગનુ પણ એવુ જ બન્યુ શ્રીમંત ફરીથી પેટલાદ તેમ જ બોર્ડિંગની હસ્તી પણ રહી નહિ. પેટલાદ તાલુકાના મહેસૂલ અંગે સને ૧૯૨૪–૨૫ મા સત્યાગ્રહ કરેલો, એમા રાજ્યના

અમલદારોને રાજ્યદ્રોહની ગંધ આવી. આ બોર્ડિંગનો લાભ મુખ્યત્વે કરીને પેટલાદ તાલુકાના ખેડૂતોના છોકરાઓ જ લેતા હતા. આનો લાભ લેવાને પેટલાદ તાલુકાના ખેડૂતો પાત્ર નથી એવા દુઃખથી બોર્ડિંગને અપાતી બધી મદદ સરકાર તરફથી બંધ થઈ અને મકાન પણ લઈ લેવામાં આવ્યું. શ્રી મોતીભાઈ સાહેબને રાજ્યે ત્યાંથી ઉપાડીને વાચનશ્રેણી ખાતામાં લઈ લીધા. ઈશ્વરભાઈ પુરુષોત્તમદાસ પટેલ જે ઈશ્વરકાકાના વહાલસોયા નામથી ચરોતરની વિદ્યાર્થી આલમમાં જાણીતા હતા અને શરૂઆતથી જ બોર્ડિંગની વ્યવસ્થામાં મદદ કરી રહ્યા હતા તે શ્રી મોતીભાઈની જ સાથે હતા. પણ શ્રીમંત તરફથી વાર્ષિક બે હજાર રૂપિયાની મદદ અને મકાનની ભારે અગવડ મળની બંધ થઈ ગઈ તેથી તે સંસ્થા વીસ વરસની ઉજ્જ્વલ કારકિર્દી મૂકી સંતર બંધ પડી. એ પ્રસંગે મારી આંખ ઉઘાડી. પ્રજા કેળવાય, સ્વતંત્ર વિચારવાળી થાય તેને સાથ કોઈ ટપનો નારે તો ઊંચી દૃષ્ટિ કરીને મારનારને વારે કે પડકાર આપે એવી બહાદુર થાય કે છૂટવાળી થાય એવું કોઈ સત્તા ઇચ્છતી નથી. બ્રિટિશ સામ્રાજ્યવાદનો હિંદ ઉપર અને તેના રાજવીઓ ઉપર આ પ્રભાવ છે તેનું આ શિક્ષણ છે એ સ્પષ્ટ વાત મને ત્યાર પછી ઘણે વરસે સમજાઈ.



# ૭. હિંદસ્વરાજ્ય

સ્વદેશ ' 'સ્વદેશાભિમાન' 'સ્વદેશપ્રેમ' એ શબ્દો વારે ઘડીએ મારે કાને અથડાવા લાગ્યા. મને પણ તેનો પ્રયોગ કરવાનું ગમ્યું. સ્કોટલેન્ડના એક પ્રખ્યાત કવિ વૉલ્ટર સ્કૉટે દેશાભિમાન વિષે એક કવિતા લખી છે:

> " Breathes there the man with soul so dead,
> Who never to himself hath said,
> "'This is my own, my native land!'"

એનું ગુજરાતી અવતરણ એક ગુજરાતી કવિએ નીચે પ્રમાણે કરેલું છે:

> 'જીવે શું હિંદમાં એવા કો મૂઢાત્મા હરામી,
> ન બોલ્યા મુખ "મારો દેશ, આ મુજ માતૃભૂમિ'

આ કવિતા મને ખહુ ગમતી. તે સમયના વાતાવરણમાં હરેક વક્તા તેનો ઉપયોગ કરવા ચૂકતો નહિ. સ્વદેશાભિમાન રાખવું, સ્વદેશપ્રેમ રાખવો, પણ તે શાને ખાતર? તેનો કાંઈ વિચાર આવે નહિ. હિંદની ભૂતકાળની જાહોજલાલીનું

વર્ણન વાચી હૈયું હરખાય અને તેને મુકાબલે ભારતની હાલ જે દુર્દશા છે તેનું ચિત્ર દૃષ્ટિ સમક્ષ ખડું થતા હૈયું ભરાઈ આવે પણ આ બધું શાને માટે? તે કંઈ સમજાતું નહિ દેશમા ત્રણ કરોડ માણસો રાત્રે ભૂખ્યા સૂએ છે કરોડો માણસોને પેટ પૂરતું ખાવાનું પણ નથી મળતું કારણ કે દેશની જમીનમા પાકેલું લાખો ટન અનાજ પરદેશ જાય છે બીજી બાજુ આ ભૂમિ સાથે મથનારા ખેડૂતો ગમે તેટલું પકવે પણ તે પકવેલું તેમને પાલવે નહિ એવા સોઘા પરદેશી ઘઉં ને જવો દેશમા દાખલ થાય છે પરદેશી હરીફાઈમા અહીના ખેડૂતોનું રક્ષણ થતું નથી જેવી દશા ખેડૂતની તેથી પણ વધારે દયાજનક દશા કોઈ પણ કારીગરની. આ બધાનો ઉપાય શો? હિંદના દાદાએ કલકત્તાની મહાસભામા હિંદને 'સ્વરાજ્ય'નો મંત્ર આપ્યો અને એ સ્વરાજ્ય આપણો જન્મસિદ્ધ હક્ક છે એવી દૃઢ ભાવના લોકમાન્ય ટિળકે આપી પણ સ્વરાજ્ય એટલે શું અને તે કેવી રીતે મળે તે કોયડો તો અણઉકેલ્યો હતો રાજ્ય કરતી અંગ્રેજ પ્રજા સ્વરાજ્ય ભોગવે છે અમેરિકાની પ્રજા એથી પણ વધારે સાચું સ્વરાજ્ય ભોગવે છે એવો ખ્યાલ આવેલો આપણે પણ એવું સ્વરાજ્ય જોઈએ એવી મોઘમ વાતો થતી આ સ્વપ્ન હિંદીઓ માટે ક્યારે સાચું પડશે?

પણ પેટલાદ બોર્ડિંગમા મારી પાસે પૂ ગાધીજીના તરફથી નીકળતું ઇન્ડિયન ઓપીનિયન' નામનું અઠવાડિક છાપું આવી પડ્યું મારા પિતાશ્રી નાતાલમા હતા તેમણે તે અંક મોકલેલા તેમા પૂ ગાધીજીએ ઇગ્લંડથી પાછા દક્ષિણ આફ્રિકા જતા સ્ટીમરમા લખી નાખેલા 'હિંદસ્વરાજ્ય'ના વીસ પ્રકરણો છાપી નાખેલા હતા આ પ્રકરણો મે વાચવા માડ્યા જેમ જેમ વાચું તેમ તેમ હૃદયની ગૂંચો ઉકેલાતી જાય હૃદય આનંદસાગરમા હિલોળવા માડ્યું ત્રણ ત્રણ વખત વાચી ગયો અને તેનો અમુક અમુક ભાગ મિત્રો પાસે અનેક વખત વાચતા વંચાવતા પણ હું ધાપ્યો નહિ. પૂ મોતીભાઈ સાહેબ અને કરુણાશંકર માસ્તરને પણ મે બતાવ્યું તેમણે તેનો ઉપયોગ 'ગદ્યપદ્ય સંગ્રહ' નામના માસિકમા પણ કર્યો આ 'હિંદસ્વરાજ્યે' ચાલુ બધી માન્યતાઓનો તોડી ફોડી ભુક્કો કરી નાખ્યો જેને સારું ગણતા તેને ખરાબ ગણાવ્યું જેને દેશાભિમાની ગણતા તેને સ્વાર્થી ગણાવ્યા જેને ઉચ્ચ ગણતા તેને હલકા ગણાવ્યા જેને આબાદી ગણતા તેને બરબાદી ગણાવી જેને પ્રતિષ્ઠિત તરીકે આદરમાન આપતા તેને ઇજ્જતહીન લેખ્યા જે પ્રમાણિક લેખાતા તેને અપ્રમાણિક સિદ્ધ કર્યા જે રસ્તો હિતકર અને અનુકરણીય ગણાતો તે અહિતકર અને અનુસરવા માટે અયોગ્ય સાબિત કર્યો આમ ચાલુ બધી વિચારશ્રેણીનો છેદ ઉડાવી દીધો જે સાધનોને સંસ્કારી જીવનના સુસાધનરૂપ ગણતા જીવનની અધોગતિના સાધનરૂપ ગણાવ્યા. જે જનસેવા ગણાતી, તે જનતાની કુસેવા ... જેને ગૌરક્ષણ ગણતા તેને ગૌભક્ષણ કહ્યું પશ્ચિમના દેશોમા જેને

અને સ્વાતંત્ર્ય કહેવાય છે તે સાચે જ સ્વરાજ્ય કે સ્વાતંત્ર્ય નથી પણ પૈસારાજ્ય અને પરતંત્રતા છે, એવું ઠરાવ્યું ગેરીબાલ્ડીએ ઇટાલીને ઑસ્ટ્રિયાની ઝૂંસરીમાંથી મુક્ત કર્યું પણ ત્યાંની પ્રજા તો પરતંત્ર છે દુઃખી છે એવું કહ્યું ઇંગ્લંડની પાર્લમેન્ટ જૂની પુરાણી છે, સર્વ પાર્લમેન્ટની માતા કહેવાય છે, છતાં તે પ્રજાની નથી તેને વેશ્યા અને વાંઝણી કહી વેશ્યા એટલા માટે કે તે એક ધણીની નથી રહી પહેલાં લૉઈડ જ્યૉર્જની હતી પછી બા ફોરની થઈ, પછી ચેમ્બરલેનની થઈ, આજ ચર્ચિલની છે વળી વાંઝણી એટલા માટે કે તેને ત્રણસો વરસ થઈ ગયાં છતાં તેણે એક પણ સારું કાર્ય આપ મેળે કર્યું નથી આ બધી મને નવી શોધ લાગી વળી તે પુસ્તકે વૈદ, ડૉક્ટર અને વકીલને સમાજની બદી વધારનારા ગણાવ્યા, તાર, આગગાડી, વીજળી મિલ, વગેરે યંત્ર ઉદ્યોગોને દેશની પ્રજાનો ભૂખમરો વધારનાર અને તેની નીતિનો નાશ કરનાર બતાવ્યા હથિયાર બળનો–પશુ બળનો–સદંતર ઉચ્છેદ કરી આત્મબળ, કે સત્યના બળ કે નૈતિક બળ પર સમાજની રચના કરવાનું સૂત્ર સંસાર સમક્ષ તેણે રજૂ કર્યું ધનાઢ્ય અમેરિકામાં મોટી મોટી હવેલીઓની છાયા નીચે કરોડો માણસો ગુલામી મનોદશામાં આશરો લે છે, તે દેશના વહીવટને પ્રજાતંત્ર શી રીતે કહી શકાય? એ કોયડો પૂ. ગાંધીજીએ દુનિયા પાસે મૂક્યો એ કોયડાના ઉકેલમાં યંત્રની મર્યાદા આંકીને ગ્રામ ઉદ્યોગ બતાવ્યો ગ્રામ ઉદ્યોગના સૂર્યમંડળમાં રેંટિયાને સૂર્ય ગણી તેને ગરીબોનો બેલી કહ્યો તેમ જ નાના મોટા બધાઓને રેંટિયો ફેરવવાનું સૂચવીને જાતમહેનતની જન્મસિદ્ધ ફરજ બતાવી વળી સંસારમાં સાચું બળિયું કોણ કહેવાય? માણસને મારનાર કે તેનું રક્ષણ કરનાર? પૃથ્વીને ઉખેડનાર કે તેને પોષનાર? શત્રુ પર પ્રહાર કરનાર કે તેને પ્રેમથી પોતાનો મિત્ર બનાવનાર? હિંસાને રસ્તે સંસારને દોજખ બનાવનાર કે અહિંસાના સાધનથી તેને શાંત અને સુખમય બનાવનાર? આ બધી વસ્તુ સૂત્રરૂપે પૂ. ગાંધીજીએ તે વીસ પ્રકરણોમાં રજૂ કરી છે આ 'હિંદસ્વરાજ્ય' વાંચી મારું દૃષ્ટિબિંદુ જ પલટાઈ ગયું પૂ. ગાંધીજીના જીવનના સૂત્રરૂપે તે પુસ્તક છે તે પછીનું ગાંધીજીનું જીવન એટલે તે સૂત્રોનું ભાષ્ય–વ્યવહારુ ભાષ્ય આ પુસ્તક પ્રસિદ્ધ થયા બાદ તેના પક્ષમાં અને વિરુદ્ધમાં ભારે ચર્ચા થઈ ઇંગ્લંડની પાર્લમેન્ટમાં તે પુસ્તકવિરોધી ચર્ચામાં એક સભ્યે કહ્યું કે તે પુસ્તકને કોણ દોષિત ગણી શકશે? તે તો માનવજાતનું Political Bible રાજકીય શાસ્ત્ર છે

પૂ. ગાંધીજી ઉપર પણ તે પુસ્તક વિષે બહુ પત્રો આવેલા, અને તેના જવાબમાં તેમણે પણ બહુ ખુલાસા કરેલા તે પૈકી એક પત્ર કે જેમાં 'હિંદસ્વરાજ્ય'ની વસ્તુ વિષેના ઘણા ખુલાસા આવી જાય છે તે પત્ર અહીં આપી દઉં તો વાચકોને ગમશે, એવી આશાથી તે પત્ર નીચે આપીને આ પ્રકરણ બંધ કરું છું.

જોહાનિસબર્ગ
સં. ૧૯૬૬ના ફાગણ વદી ૭

" ચિ. મગનલાલ,

તમારો કાગળ મળ્યો. તમે જવાબ સંભાળી રાખો તેથી તે પાછો મોકલું છું.

તમે શંકાઓ ઉઠાવી છે, તેનો ખુલાસો આપવા પ્રયત્ન કરીશ. પણ તેથી પૂરતી સમજ કદાચ નહિ પડે. જો સ્વરાજ્યનું લખાણ ફરીથી એકબે વખત વાંચી જશો, તો જે ખુલાસા તમે માગ્યા છે તે તેમાં જ વખતે મળી આવશે.

જેટલે સુધી આપણે સુધારો ગ્રહણ કર્યો છે, તેટલે દરજ્જે આપણે પાછા હઠવું પડશે તેમાં શંકા નથી. આટલો ભાગ સર્વથી મુશ્કેલ છે, પણ કર્યે છૂટકો છે. આપણે ખોટે માર્ગે ચઢીએ તો પાછા ફર્યા વિના નથી ચાલતું. જે ભોગવીએ છીએ તેને વિષે વીતરાગ થયે છૂટકો છે. તેમ થતા પહેલાં તેની તરફ તિરસ્કાર આવવો ઘટે છે. જે કંઈ સાધનો ફાયદાકારક દેખાય તે તો છૂટવાનાં નથી. તેમાં દેખીતા ફાયદા કરતાં હાનિ વિશેષ છે, એમ જેને સાબિત થશે તે જ તે વસ્તુ છોડશે મને તો લાગે છે કે જલદી કાગળો મોકલી શકીએ છીએ તેથી કંઈ ફાયદો થયો નથી જ્યારે આપણે રેલ વગેરે સાધનો જતાં કરશું ત્યારે કાગળોની ઉપાધિમાં નહિ પડીએ. જેમાં વસ્તુતાએ દોષ નથી, તે ચીજનો અમુક અંશે ઉપયોગ કરી શકાય. આપણે જેઓ સુધારામાં ઘેરાયા પડ્યા છીએ, તે તેટલા સુધી પોસ્ટ વગેરેનો ઉપયોગ કરી શકીએ છીએ. જ્ઞાનપૂર્વક ઉપયોગ કરતાં તેમાં ગાંડા નહિ બનીએ. અને વ્યવસાયો વધારવાને બદલે દિવસે દિવસે ઘટાડશું જે આમ સમજશે તે જે ગામડાંઓમાં પોસ્ટ કે રેલ નહિ હોય ત્યાં લઈ જવાનો મોહ નહિ રાખે સ્ટીમર વગેરે પાખંડો એકાએક નહિ જાય ને બધા તે નહિ તજે, તેવી દહેશતથી તમારે ને મારે બેસી રહી તેનો ઉપયોગ વધારવાની જરૂર નથી એક માણસ પણ તેનો ઉપયોગ ઓછો કરશે અથવા તેમ કરતો બંધ થશે તો બીજા તે પ્રમાણે કરતાં શીખશે બીજા કરે અથવા નહિ પણ તેમ કરવું સારું છે તેવું માનનાર તો કર્યે જ જશે. સત્ય ફેલાવવાની આ જ શૈલી છે બીજી જગતમાં જોઈ નથી.

પાર્લમેન્ટનો મોહ જવો એ કઠણ કામ છે. ચામડી ઉખેડતા, બાળતા, નાકકાન કાપતા એ જંગલીપણું હતું પણ જંગીસખાન, તૈમુર લંગ વગેરેના જુલમ કરતાં પાર્લમેન્ટનો જુલમ વિશેષ છે તેથી આપણે તેમાં બળીએ છીએ આધુનિક જુલમ તે મોહજાળ છે, તેથી તે વધારે ખરાબી કરે છે એક મગરૂરના સ્વ-જુલમને પહોંચી શકાય. પણ લોકોને નામે લોકો ઉપર જુલમ થાય તેને વળવું બહુ મુશ્કેલ છે. બન્યું છે તો એવું કે અસલ કોઈ ઝંડુ ફાન કે હતા તેમ નીકળી આવતા. એડવર્ડ એકલા રાજ્ય કરતા હોય તો "

અંગ્રેજ માત્ર તમારો ને મારો રાજા છે આ વાક્યનો અર્થ વિચારી જોજો. આમાં દુનિયાના મોહની વાત નથી સાધારણ બુદ્ધિ હિંદની તો એમ જ માને છે કે પાર્લમેન્ટ તે પાખંડ છે સુધારામાં પડી અસાધારણ બુદ્ધિ પણ પાર્લમેન્ટમાં મોહ પામે છે

'પીંઢારાની આગળ દયા કામ ન કરે' એ તો તમે આત્માના અસ્તિત્વ ઉપર હાથ નાખ્યો અથવા તમે તેના ગુણનો ઇન્કાર કર્યો પતંજલિ ભગવાને દયા આદિનું મહત્ત્વ એવું બતાવ્યું છે કે તેનો વિચાર કરતાં પણ રસના ઘૂંટડા આવે છે મૂળ વાત એ છે કે, આપણામાં બીકે ઘર કર્યું છે તેથી સત્ય, દયા વગેરે ગુણો ખીલી શકતા નથી ને પછી માનીએ છીએ કે દયા કંઈ ક્રૂર માણસો ઉપર કામ કરતી નથી દયા ખાય તેની ઉપર આપણે દયા ખાઈએ એ તો દયા નથી પણ દયાનો બદલો છે

આપણું રક્ષણ કોઈ મફત કરે તો પણ આપણે નબળા ગણાઈએ અને પૈસા આપીને લઈએ તો પણ નબળા પીંઢારા વગેરેના ત્રાસથી છૂટવાને જો આપણે સારુ ત્રાહિત માણસની મદદ માગવી ઘટે તો આપણે સ્વરાજને લાયક નથી. જો શરીરબળથી તેઓને માત કરવા હશે તો તે શરીરબળ આપણે પોતે ખીલવવું પડશે પછી કર આપવાની જરૂર નહિ જણાય સ્ત્રી હકથી ધણીનું રક્ષણ માગે છે પણ તે અબળા જ ગણાય

સ્વરાજ જે સમજે તેને માટે છે તમે ને હું તો આજે જ ભોગવી શકીએ તેમ બધાને શીખવવું પડશે કોઈનું અપાવેલું તે પરરાજ્ય છે પછી અપાવનાર હિંદી હો કે અંગ્રેજ

ગોરક્ષાપ્રચારિણી સભાને ઔષધપ્રચારિણી સભા કહી તે વાસ્તવિક ગણાય. તેનો હેતુ ગાયને છોડવવી અથવા મુસલમાનો ઉપર દબાણ ચલાવી, બચાવ કરવાનો છે"

પૈસા આપી ગાયને છોડવવી તેમાં તો બચાવ નથી પણ કસાઈને ફૂડ કરતાં શીખવવાનો રસ્તો છે મુસલમાનો ઉપર દાબ કરતાં તેઓ વધારે વધ કરે પણ જો તેઓને રીઝવીએ અથવા તો તેઓની સામે સત્યાગ્રહ ચલાવીએ તો તેઓ ગાયની રક્ષા કરે આમ કરવાને સારુ ગોરક્ષાપ્રચારિણી સભાની જરૂર ન હોય તે સભા તો હિન્દુને હિંદુપણું શીખવનારી હોવી જોઈએ

બળદને ઓછું અનાજ આપી, પરોણા મારી બહુ કામ લઈ, રિબાવીને મારવો તેના કરતાં તો તરવારના એક ઝટકાથી મારવો એ વધારે ઠીક છે રામચંદ્રજી વગેરેના દાખલા અક્ષરાર્થે લેતાં બહુ ગૂંચવાડામાં પડવા જેવું છે દશ મસ્તકવાળો ને વીસ ભુજાવાળો રાવણ માણસના શરીરરૂપે હોવાનો સંભવ મને નથી લાગ્યો પણ તેને મહાન વિપક્ષી જડ પદાર્થ માની, રામચંદ્રજીરૂપી ચૈતન્યે

શકીએ આનો અર્થ એમ નથી કે વૈદક ન જ ઘટે તે તો આપણી પાછળ રહેશે જ કહેવાનો હેતુ એ છે કે તે ધંધાને ભારે રૂપ આપી, તેમા ઘણા જીવાનો સેંકડો રૂપિયા અને કેટલાક વર્ષ ખુએ છે, તે ન ખોવાં ઘટે વિલાયતી વૈદોથી રતિભાર પણ ફાયદો આપણને નથી થયો ને નથી થવાનો એ જાણી લેવાની જરૂર છે

તમારી શકાઓના જવાબ તો હવે થઈ રહ્યા હિંદુસ્તાનના ઉદ્ધારનો ભાર નકામો માથે ન ઊચકજો તમારો પોતાનો જ ઉદ્ધાર કરજો એટલો ભાર ઘણો જ છે બધુ તમને પોતાને જ લાગુ પાડજો તમે જ હિંદુસ્તાન છો એમ જાણવામાં આત્માની પ્રૌઢતા રહેલી છે તમારે ઉદ્ધારે હિન્દુસ્તાનનો ઉદ્ધાર છે બાકી તો આળપપાળ છે તમને રસ લાગે તો મચ્યા રહેજો બીજાની ફિકર તમારે ને મારે કરવાની જરૂર નથી રહેતી બીજાની ફિકર કરતા આપણે આપણું ભૂલી જઈ બધું ખોઈશું આ પરમાર્થદ્રષ્ટિએ વિચારજો, સ્વાર્થદ્રષ્ટિએ નહિ જ વિશેષ પૂછવું ઘટે તો પૂછજો

લિ મોહનદાસના આશિષ"

## ૮. દક્ષિણ આફ્રિકાને રસ્તે

મને સ્વપ્નેય ખ્યાલ નહિ કે મારે દક્ષિણ આફ્રિકા જવાનું થશે મારો અભ્યાસ કાચો હતો પણ મને આશા હતી કે એક બે વરસની નિષ્ફળતા પછી ચીવટ અને ઉદ્યોગથી હુ મારો અભ્યાસ આગળ ધપાવી શકીશ પણ પ્રભુએ તેમ નહિ ધાર્યું હોય તેથી મારે એકદમ દક્ષિણ આફ્રિકા જવાનું થયુ દક્ષિણ આફ્રિકામા મારા પિતાશ્રીથી એક ગેરકાયદેસર વર્તન થઈ ગયેલુ તેમના એક નાના ભાઈને દેશમાથી ત્યા બોલાવીને દાખલ કરવાના પ્રયત્નમાં તેમણે પોતાની પરમીટનો ઉપયોગ કરેલો ઇમિગ્રેશન અમલદારને પરમીટ જોઈ શક ગયો તે પરમીટ કબજે લઈ પરમીટ ધરાવનાર મારા કાકાને નાતાલને બંદરે ઊતરવા નહિ દેતા પાછા દેશ ધકેલી દીધા પણ એટલેથી એ પત્યુ નહિ ઇમિગ્રેશન અમલદારને ખાતરી થઈ કે મણિભાઈ ચતુરભાઈએ પોતાની પરમીટને મગનભાઈ ચતુરભાઈના નામની સુધારી તેમ જ ઉમરમાં ફેરફાર કરી એક બિનઅધિકારીને ગેરકાયદે નાતાલમાં ઘુસાડવાનો ગુનો કર્યો છે તેથી તેણે એ વાત પોલીસખાતાને સુપરત કરી આ ખબર મારા પિતાશ્રીને પહોચી આ કેસ થાય તો ભારે ખર્ચ થાય અને જેલની સજા થાય તેથી તેમણે બધો વ્યાપાર તેમના નાના ભાઈને સોંપી હિંદુસ્તાનનો રસ્તો લીધો પણ આમ સીધુ હિન્દુસ્તાન જવાય નહિ પોલીસખાતાને જાણ થાય તો મુશ્કેલી ઊભી થાય

તેથી તે નાતાલથી કેપટાઉન ગયા અને ત્યાથી ઇગ્લડની સ્ટીમરમા ઇગ્લડ ગયા લડનમા ક્રાન્તિકાર શ્યામજી કૃષ્ણ વર્માના ઇન્ડિયા હાઉસમા વીસેક દિવસ રહી તે દેશ આવી પહોચ્યા મારા પિતાશ્રી એકાએક દેશમા આવ્યા તેથી મને તાજ્જુબી થઈ મે બધી વિગત જાણી મને કહેવામા આવ્યુ કે મારે હવે દક્ષિણ આફ્રિકે જવુ અને ચાલુ વેપાર સાચવવો માગી પાસે પરમીટ તો હતી નહિ ડરબન બદરે ત્યાના ઇમિગ્રેશન કાયદા પ્રમાણે અગ્રેજી ભાષાની પરીક્ષા લે અને તેમા હુ સતોષકારક જણાઉ તો જ મને દાખલ થવા દે બીજો રસ્તો મારે માટે રહ્યો નહોતો હુ આમ દાખલ થઈ શકીશ એવી આશાથી તૈયાર થયો સને ૧૯૧૦ના માર્ચ માસની આખરમા જર્મન ઈસ્ટ આફ્રિકા કપનીની સ્ટીમર મુબઈથી ઊપડવાની હતી તેમા રવાના થવાને હુ મુબઈ ગયો મારા પિતાશ્રી મને વિદાય આપવાને મુબઈ આવેલા ત્યા શ્રી લક્ષ્મણ પાન્ડે નામના એક નાતાલ કોલોનિયલ બોર્ન હિંદી ગૃહસ્થ મળી ગયા તેમને મારા પિતાશ્રી ઓળખે તે પણ એ જ સ્ટીમરમા જવાના હતા નાતાલમા ગિરમીટ અર્થે ગયેલા અને ત્યા સ્થાયી રહેલા હિંદીઓને ત્યા જન્મેલાઓને કોલોનિયલ બોર્ન હિંદી કહે છે તેમાના કેટલાક કુટુબો ખ્રિસ્તી થઈ ગયા છે બાકીના મોટે ભાગે હિંદુ છે

સને ૧૯૦૯ની અલ્લાહાબાદની મહાસભામા આ ગૃહસ્થ શ્રી લક્ષ્મણ પાન્ડે દક્ષિણ આફ્રિકાના હિંદીઓના પ્રતિનિધિ તરીકે આવેલા તેમનો સાથ મને મદદ કર્તા થઈ પડશે એવુ માની મારા પિતાશ્રીને સતોષ થયો પણ તે ભાઈ તો બીજા વર્ગના ઉતારુ હતા અને હુ ડેક પરનો ઉતારુ છતા સ્ટીમરમા બેઠા પછી અમને એક બીજાનો સારો પરિચય થયો તે ભાઈ હિંદનુ રાજકારણ જાણવાને અને હિંદુ ધર્મની વાતો સાભળવાને ઘણા ઉત્સુક હતા પોતે હિંદુ હોવાથી અને તેમ છતા હિંદુ ધર્મની માહિતી અને સસ્કારથી તદ્દન અજાણ હોવાથી તે ભાઈ ઘણા મૂઝાતા હોય એમ મને જણાયુ મારી પાસે સ્વામી વિવેકાનદના પત્રો, ભગવાન રામકૃષ્ણ પરમહસના વચનામૃતો શ્રી ગીતાજી વગેરે પુસ્તકો હતા તે એ વાચે મારી સાથે ચર્ચા કરે હિંદુસ્તાનના રાજકારણ વિષે મને વારેવારે પૂછે હુ મૂળે અધૂરો મને પણ હિંદના રાજકારણનો કયા અભ્યાસ હતો? વળી ભાષાની પણ મુશ્કેલી હતી મારી રેઢિયાળ ભાગીતૂટી અગ્રેજી ભાષામા મારે વાત કરવાની છતા હુ જે કાઈ કહેતો તેથી તે ભાઈને સતોષ થતો હોય — આનદ થતો હોય એમ મને જણાયુ મારી પાસે કેટલાક રાષ્ટ્રગીતો હતા મારો ભેસાસુર રાગ બહુ જ બેસૂરો છતા હુ વન્દેમાતરમ્નુ ગીત ગાઉ તે એ ભક્તિભાવે સાભળે એ ભાઈની સોબતમા મારા દિવસો વીતવા માડયા કેટલીક વખત સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયે અગાધ શાત સાગરમા ચાલતી સ્ટીમરના છેક આગલા ભાગ પર જઈને હુ બેસતો મદ મદ પવનની લહેરોમા સાગરની ઓકળીઓ ચીરીને ચાલતી સ્ટીમરને મોખરે

પ્રભુના વિરાટ સ્વરૂપના દર્શન કરતો હું ધરાતો નહોતો આ લાભ બહુ દિવસ મળ્યો નહિ થોડા દિવસ પછી દરિયો મોજાં આથી ઉછળતો જણાયો ઉતારુઓ કહે કે સિકોતર આવ્યું સિકોતર શું? તપાસ કરતા જણાયું કે સોકોટ્રા બેટ પાસે છે ત્યાં દરિયો ઊંડો હોવાથી હમેશા મોજાંઓનું જોર વિશેષ રહે

મુંબઈથી ઊપડેલી સ્ટીમર અગિયાર દિવસ લીધી લામુ પહોંચી પૂર્વ આફ્રિકાનું સૌથી નજીકનું એ બંદર ત્યાંથી મોમ્બાસા, ઝાંઝીબાર, મોઝામ્બીક, દારેસલામ, ટાંગા, બેરા, ડેલાગોઆબે, અને ડરબન પહોંચ્યા બધા બંદરોએ ઊતરીને જોવાનો લાભ મળ્યો સુંદર અને શીતળ હરિયાળો પ્રદેશ પૂર્વ આફ્રિકાનો આખો દરિયાકાંઠો ભારે ફળદ્રુપ છે બેરા નાનું સરખું બંદર છતા બહુ જ સુંદર વિશાળ રસ્તા અને વચ્ચે એકધારા ઝાડની બે હારો આમ ચોકડીરૂપે આવેલા બધા રસ્તા બહુ જ કલાત્મક સ્વચ્છ અને વ્યવસ્થિત દેખાય જગ્યા પણ બહુ શાંત ડેલાગોઆબે ફ્રેન્ચ બંદર છે બહુ જ સુંદર શહેર છે એમ કહેવાય છે કે પારિસની નાની સરખી આવૃત્તિ છે પણ ત્યાં મને કુદરતી સૌન્દર્ય અને શાન્તિ જેવું ન લાગ્યું’

મે માસની પહેલી તારીખે મારી સ્ટીમર ડરબન પહોંચી પોઇન્ટ પર સ્ટીમર પહોંચતા ઇમિગ્રેશન અમલદાર આવ્યા. પરમીટ જોઈ જોઈને બધાઓને ઊતાર્યાં મને તો રાખી મૂક્યો મારી પરીક્ષા લેવાની હતી પેલા ભાઈ લક્ષ્મણ પાન્ડેને તેડવા ઘણા હિંદી ભાઈઓ પોઇન્ટ પર આવ્યા હતા મને લેવાને પણ મારા કાકા આવેલા ભાઈ લક્ષ્મણ પાન્ડે ઊતર્યાં તેમનું સ્વાગત થયું તેમને ઇચ્છા થઈ ગઈ કે તેમના સ્વાગત પ્રસંગે વન્દે માતરમ્‌નું ગીત હું બોલું તો સારું તે પાછા સ્ટીમર પર આવ્યા અને મને પોતાની ઇચ્છા જણાવી હું તો માનતો હતો કે વન્દે માતરમ્ જેવું પવિત્ર રાષ્ટ્રગીત બેસૂરા રાગે ગમે તેમ ગાઈ દેવું તેમાં દોષ છે. એટલે મેં ના પાડી પણ નીચે ઊભેલા બધા ભાઈઓનો વળી આગ્રહ થયો “ગમે તેવા રાગમા પણ અમને તે ગમશે માટે તમે ગાઓ અમે કદી સાંભળ્યું નથી અમારે સાંભળવું છે” આ મંડળીમાં શ્રી હરિલાલ ગાંધી પણ હતા. છેવટે મેં વન્દે માતરમ્ ગાયું દરમ્યાન પોઇન્ટ પર સ્ટીમરમાં રહીને દક્ષિણ આફ્રિકાની ભૂમિ પર કદાચ વન્દે માતરમ્‌નું ગીત મેં પ્રથમ ગાયું હશે આમ વન્દે માતરમ ગાવાથી મારી જાહેરાત પણ ડરબનમા ઠીકઠીક થઈ

થોડી વાર પછી ઇમિગ્રેશન અમલદાર મારી પાસે આવ્યો. મેં જણાવ્યું કે મેં અંગ્રેજી અભ્યાસ કરેલો છે અને તમારી પરીક્ષા આપીને કેળવાયેલા માણસ તરીકે મારે નાતાલમાં દાખલ થવું છે તેણે મને એક અંગ્રેજી ન્યુસપેપરનો ફકરો લખાવ્યો. તેમાં હું ઉત્તીર્ણ થયો અને મને નાતાલમા ઊતરવાનો હક મળ્યો

# ૯. વેપારી બન્યો!

ડરબન બંદરે ઊતર્યા પછી હું સ્ટેન્ગાર જ્યાં મારી દુકાન હતી ત્યાં ગયો અને ધંધામાં લાગ્યો. પરદેશ તો મને કાંઈ ગોઠે નહિ. મૂળે હું થોડો બાઘો ખરો. એટલે કે જેને ચાલાક યુવાન કહીએ છીએ એવો હું ચાલાક નહિ. તેમાં વળી અજાણ્યું ક્ષેત્ર. ક્યાં પેટલાદ બોર્ડિંગ હાઉસ અને ક્યાં સ્ટેન્ગાર? ત્યાં વિદ્યાર્થી, અહીં વેપારી, ત્યાં દેશસેવાની ભાવના અહીં ધનપ્રાપ્તિનો વ્યવસાય. આમ કાંઈ મેળ ન જામે. ફિટ એ ચોકઠામાં ગોઠવાઈ ન જાય. તેમાં વળી ત્યાંની ઝુલુ ભાષાની મુશ્કેલી. ત્યાં અહીંના કરતાં જુદા જ પ્રકારનો વેપાર હોય છે. અહીં લૂગડાની, દાણાની, ગાધિયાટાની, ચૂડીબંગડીની, લોઢાની, સોનાચાંદીની, — આમ અલગ અલગ દુકાનો હોય છે. ત્યાં સામાન્ય ખરીદીની એક જ દુકાન. વેપારી પોતાની શક્તિના પ્રમાણમાં વેચાણની બધી ચીજો દુકાનમાં રાખે. લૂગડાં તાકાબંધી તેમ જ સીવેલાં તૈયાર રાખે. મોદીખાનું ખરું, ગાધિયાટું ખરું, કટલરી સામાન ખરો, જોડા ચંપલ ખરાં, તેલ ફિવેલ ખરું, સોનું ચાંદી પણ ખરાં. જેને જે જોઈએ તે માગી લે અને વેપારી જક્કી કરે તે દામ આપી જાય. મારી દુકાને ઝુલુ લોકોની ઘરાકી હતી. ત્યાંના વતનીઓને કાફર કહેવાય છે. એમાં ઝુલુ, બાન્ટુ વગેરે જાતો હોય છે. પણ કાફર શબ્દ વાપરવો મને નથી ગમતો. તેથી તે નામ વાપરવાને બદલે ઝુલુ નામ હું વાપરીશ. જ્યાં જ્યાં ઝુલુ નામ આવે ત્યાં ત્યાં વાચકે સમજી લેવું કે તે નામ સમસ્ત કાફર કોમ માટે મેં વાપર્યું છે. દુકાનમાં ચાર નોકરો હતા. તે બધા વેચાણમાં હોશિયાર હતા. તેમની દ્વારા મારે ભાષા શીખવાની. ઝુલુ લોકો બહુ ચબરાક હોય છે. તેમાં છોકરીઓથી તો તોબાહ! બહુ જ બોલકણી, બહુ જ મજાકી. બોલતાં ન આવડે એટલે મને 'ફુગફુગ' (ઠોઠ)નું બિરુદ મળે. જિજ્ઞાસાથી તેમના બોલવા સામે જોઉં તો તાળી દઈ અને હાસ્યાસ્પદ બનું. બજારમાં નાનાં મોટાં સ્ત્રીપુરુષો આવે પણ બજારની કોઈપણ જાતની ખરીદી છોકરીઓના જ અખત્યારમાં હોય. મા કે બાપ દૂર બેઠાં જોયા કરે. પાંચ સાત, દશના ટોળામાં છોકરીઓ આવે. નાની મોટી હોય પણ એ ધારી મુખાકૃતિ કાંઈ ભેદ જ કરી શકાય નહિ. મને તો બધી મુખાકૃતિઓ એક સરખી જ લાગે. સતત પ્રયત્નથી વેચાણ કરવા જેવી ભાષા ત્રણચાર માસમાં શીખ્યો. તેમાં પણ ઘણી વખત બની જાઉં.

દુકાનમાં ચાર નોકરો વેચનાર એટલે દિવસમાં જે સમયે ઘરાકી બહુ હોય ત્યારે જ મારે ભાગે ઘરાક આવે. ચાર નોકર અને મારા કામ એ પાંચેય જણની વેચાણની પદ્ધતિ પૃથક્ પૃથક્. તેમાં જે હસમુખો હોય, જે હાજરજવાબી હોય, જે ગ્રાહકની દૃષ્ટિ વર્તી જાય તેવી શક્તિવાળો હોય, જે ગ્રાહકના હૃદયમાં વિશ્વાસ પેદા કરી શકે તેવો મીઠો હોય, જે વધારેમાં વધારે કિંમત લે છતાં બહુ જ સસ્તે

ભાવે ચીજ આપી છે એવો વિશ્વાસ ગ્રાહકને આવે તેવા હાવભાવ કરી શકે એવો હોય, તે વેપારી હોશિયાર ગણાય મને લાગ્યુ કે એ પદ્ધતિમાં દંભ, ડોળ, જૂઠ સિવાય બીજું કાંઈ નહોતુ. મને પોતાને એ પદ્ધતિ વેશ્યાવૃત્તિ જેવી લાગી આ કારણે મારુ દિલ ચોટે નહિ એટલામા મારા કાકાશ્રીને અહીં આવવાનુ થયું વેપારની બધી જવાબદારી મારે માથે પડી દુકાનમા મુખ્ય મદદગાર ભીમભાઈ નાયક નામના સુરત જિલ્લાના મોટા વરાછા ગામના વતની હતા તે વેચાણમાં બહુ હોશિયાર અને વફાદાર હતા તે બેઠી ગડીના બધારણવાળા હતા બધા ગ્રાહકો તેમને 'કીશાન'ના નામથી ઓળખતા હતા. વેચાણનો બધો આધાર તેમના પર હતો ત્યાની ભાષા પર તેમનો કાબૂ સારો હતો, એટલે મને કાંઈ મુશ્કેલી તો ન પડી વેચાણના હિસાબે ખરીદી કરવાની, અને ખરીદ કિંમત પર ૨૫-૩૦ ટકા નફો ચડાવીને વેચવાનું એટલે તેમાં કોઈ ભેદ ભણવાના નહોતા પણ મને એવો વેપાર ન રુચ્યો. મારા હૃદયમાં ડંખ્યા કરે મારા મનમાં પ્રશ્ન ઊઠે કે આ હું પુરુષાર્થ કરીને પેટ ભરુ છુ? મારી રોટી હુ વ્યાજબી રીતે પેદા કરુ છું? મારે ઘરબાર છે, જમીન અને માલમિલકત પણ સાધારણ છે એ મિલ્કતને વધારે વધારે સોનેરી કળશ ચઢાવવાને હું પરદેશ આવ્યો. પેદા કરવા સામે મારો વિરોધ નહોતો, પણ પેદા કરવામાં જે નીતિરીતિ અખત્યાર કરવી પડે, અને જેની પાસેથી પેદા કરવાની પેરવી કરવી પડે તે બે મુદ્દા સામે મને અણગમો ઉત્પન્ન થયો મારા હૃદયમા ધીમે ધીમે આ અણગમાએ ઘર કરવા માંડયુ મારા કાકા હતા તે વખતથી મેં વેપાર સંબંધે સૂચના રજૂ કરેલી મેં જણાવેલું કે "આ છૂટક પરાકોનો વેપાર આપણે બંધ કરીએ આપણી પાસે સામાન્ય મૂડી છે નાતાલમા વેપારી તરીકે પ્રતિષ્ઠા સારી છે. આપણે કેળવાયેલા છીએ નીતિરીતિ સમજીએ છીએ જીવનના ધ્યેય પ્રત્યે આપણી દૃષ્ટિ છે એટલે આવા વેપારમાં ભરાઈ રહેલું મને નથી ગમતુ સાચાજૂઠાનો ડંખ મારુ હૃદય વારંવાર કોચ્યાં કરે છે. વળી આ બિચારાં ગરીબ, ભલાંભોળાં, અર્ધનગ્ન, જેને મહામજૂરીએ પ્રભુ રોટલો આપી રહ્યો છે, તેના રોટલામાંથી ચોચિયું ચોચિયુ ભેગું કરીને હુ પૈસાપાત્ર બનવા અહીં આવ્યો છુ? એ પ્રશ્ન મને વારંવાર થયાં કરે છે. આપણામા કેળવણી હોય, બાહોશી હોય, બુદ્ધિ હોય તો આપણે પુરુષાર્થ કરવો જોઈએ. જરૂર પડે તો સાહસ પણ કરવું જોઈએ તેનો સારો મોકો પ્રભુએ આપણને આપ્યો છે મને એમ લાગે છે કે મફતની છાંય જેવી શીતળ છાયે બેઠા બેઠા બેફિકરો ધંધો કરીએ છીએ પણ તે નીતિને ભોગે, જીવનને ભોગે આપણે પુરુષાર્થ અને નીતિને ભોગે આવા ધંધામાં પડ્યા રહીએ તે મને ઠીક નથી લાગતુ તેથી ધન પ્રાપ્તિમાં તો સંતોષ નથી થવાનો એટલુંજ નહિ, પણ તેમાં જીવન—સાચું જીવન વેડફાઈ જશે. જીવનમા કાંઈ સુવાસ નહિ રહે આમાં તો નથી બુદ્ધિનો ઉપયોગ,

નથી પુરુષાર્થ કે પ્રવૃત્તિનો ઉપયોગ, કે નથી સાહસનો ઉપયોગ આપણે વેપારની પ્રણાલી ફેરવીએ કાંઈક પુરુષાર્થ કરીએ આ ગરીબોના એક રોટલામાથી ચોથિયુ લેવા પ્રયત્ન કરીએ છીએ તેને બદલે આપણા કરતા વધારે પહોચતા હોય, તેમની પાસેથી પેદા કરવા પ્રયત્ન કરીએ છૂટક વેપાર ઓછો કરીએ અને જાતમહેનત કરી, વેપારવિનિમયમા, વેપારીઓને વેપારની ચીજો પૂરી પાડવાનો શ્રમ ઉઠાવીને કાર્ય શરૂ કરીએ તો મને ખાતરી છે કે હાલ જે પેદા કરો છો તેથી વધારે પેદા થશે. વધારે નહિ થાય તો હાલના જેટલુ તો થશે જ ફાયદામા નીતિ સચવાશે, જીવન સચવાશે, અને હૃદયમા દુખ નહિ રહેવાથી આત્મસંતોષ થશે" આવી તે વખતની મારી માન્યતા હતી અને તે પ્રમાણે હુ મારા કાકાને કહ્યા કરતો. પણ આવી બધી મારી સૂચનાઓને મારા કાકા હસી કાઢતા

એક દિવસ એક ગ્રાહક આવ્યો તે મદ્રાસી હતો "પેલી છીટ મને આપ. મેં છીટનો તાકો કાઢી ટેબલ પર મૂક્યો "શી કિંમત છે?" તેણે પૂછ્યુ "એક વારની છ પેની," મે જવાબ આપ્યો તેણે જોવા માડી પછી મને પૂછ્યુ, "મને ખાતરી આપો છો કે આ છીટનો રંગ પાકો છે?" મને ખાતરી હતી કે તેનો રંગ કાચો હતો તેથી મે કહ્યુ, 'નહિ, તેનો રંગ કાચો છે" "ત્યારે મને પાકા રંગની છીટ આપ." મે બીજું થાન ઉતારી આપ્યુ અને જણાવ્યુ કે આનો રંગ પાકો છે, પણ તેની કિંમત નવ પેની છે તેણે કહ્યુ, "એમા કાંઈ નહિ. આની જ કિંમત છ પેની મને છ પેનીમા આ છીટ ફાડી આપ" મે ઘણુ સમજાવ્યો પણ તેણે માન્યુ નહિ અને ચાલ્યો ગયો મારા કાકા દૂર બેઠા બધુ સાભળતા હતા ઘરાક ચાલી ગયા પછી તે ખિજાયા, તેમણે કટાક્ષ કર્યો, "બાપે વેપારડો કરવા મોકલ્યો છે કરી રહ્યો વેપાર એમ તો ભીખ માગીને ઘેર જવુ પડશે."

હુ ચૂપ રહ્યો. ધ્રૂધવાયો હૈયુ ભરાઈ આવ્યુ, પણ ગમ ખાઈને કામ કર્યા કર્યું દુકાન બધ થયા પછી તેમની પાસે બેસીને મે કહ્યુ, "કાલથી હુ દુકાનમા વેચાણ પર નહિ ઊભો રહુ મોરારભાઈ રસોડામા રોકાઈ રહે છે તેમનુ કામ હુ કરીશ ગોદામમા જરૂર હશે તો તે પણ કરીશ. એટલે દુકાનમા માણસની ભીડ નહિ પડે"

"એવો વિચાર તે ક્યાથી કર્યો? શેઠ મટીને રસોઇયો બનવાનો?" તે માયાળુ ભાવથી બોલ્યા મે કહ્યુ "મારે શેઠ નથી થવુ રસોઇયો બનવામા મને સુખ થશે"

મારી વાત સાભળીને તે ચૂપ રહ્યા ત્યારથી હુ રસોઇયો બન્યો રસોઈ કરતા કરતા ભક્ત નરસિંહ મહેતા અને મીરાબાઈના ભજનો ગાઉ, કામ કરુ અને આનદ મેળવુ

# ૧૦. દક્ષિણ આફ્રિકાના વતનીઓ

દક્ષિણ આફ્રિકાના મૂળ વતનીઓ જેઓ કાફરના નામથી ઓળખાય છે તેઓ પૃથ્વીના પડ પર જે જે પુરાણી જાતો છે તે પૈકીની એક છે યુરોપની ગોરી પ્રજાએ અમેરિકામા વસવાટ કર્યો ત્યારે અમેરિકાના રેડ ઇન્ડિયન જંગલોમા ભરાઈ ગયા વળી તેઓ ગોરા લોકોના ઘરકામમા આવે તેવા પણ નહોતા. તેથી દક્ષિણ આફ્રિકાનાથી ત્યાના મૂળ વતનીઓને તેઓ ગુલામ તરીકે લઈ ગયા, અને તેમને નિગ્રો એવુ નામ આપ્યુ આમ દક્ષિણ આફ્રિકાના કાફરો અને અમેરિકાના નિગ્રો એક જ જાતના છે અમેરિકા દેશ સમૃદ્ધ થયો, તે સાથે ત્યાંના ગુલામો પણ પ્રગતિને પથે દક્ષિણ આફ્રિકાના પોતાના જાત ભાઈઓ કરતા આગળ ધપ્યા કોઈ કોઈએ કેળવણી પણ સારી લીધી અને કેટલેક સ્થળે તો ગોરાઓના તેઓ હરીફ થયા હાલ અમેરિકામા ગોરા અને નિગ્રો વચ્ચે કોમી હુલ્લડો થાય છે તેના મૂળમા કોમી હરીફાઈ અને રંગભેદ સિવાય અન્ય કાંઈ નહિ હોય

પણ મને એમ જણાયુ છે કે દુનિયાના હરેક દેશની મૂળ પ્રજાઓની રહેણી-કરણી, પહેરવેશ, રહેઠાણ, ખાસિયતો, સંગીત, માન્યતાઓ એક સરખાં જ હોય છે અમેરિકાના નિગ્રો અને દક્ષિણ આફ્રિકાની કાફર કોમમા ઘણુ સામ્ય છે હિંદુસ્તાનની મૂળ કોમો અને દક્ષિણ આફ્રિકાની કાફર કોમની ઘણીખરી રહેણી કરણી એક સરખી મને જણાઈ છે સુરત જિલ્લાના રાનીપરજ લોકો પંચમહાલ અને મધ્ય હિંદુસ્તાનના ભીલ અને બંગાળાના સન્થાલ અને તેમની સાથે દક્ષિણ આફ્રિકાના મૂળ વતનીઓને લઈએ તો તે સર્વના રહેઠાણ ઝૂપડા એક જ જાતના જાણે એક જ એન્જિનિયરે તેનો નકશો દોરી આપ્યો ન હોય તેમની ખેતી કરવાની પદ્ધતિ પણ એક જ તેમના નૃત્યની રીતિ પણ એકધારી તેમના સંગીતનાં સાધનો પણ એક બીજાને ઘણા મળતા માતાની, દેવદેવીઓની, ભૂતભૂતાવળની માન્યતા પણ લગભગ સરખી દક્ષિણ આફ્રિકામાં હુ પાંચ વરસ રહ્યો તે દરમિયાન આ ગુલ્લુ કોમને વિષે મે ઠીક ઠીક જાણી લીધુ અને તે જાણ્યા પછી મને તે આખી કોમ પ્રત્યે માન પેદા થયુ છે. દુનિયાની સુધરેલી પ્રજા અત્યારે પ્રગતિને ચક્કરે ચઢી છે કે વિનાશને ચક્કરે ચઢેલી છે તે તો ભવિષ્ય કહી શકશે. પણ આ પુરાણી પ્રજાને સાચી દોરવણી મળે તો આ સંસારમાં મહાન ગણાતી પ્રજાઓમાં પોતાની ગણના કરાવી શકે તેવું તેનામાં ખમીર છે જ્યાં હાલ સુધરેલી હોવાનો દાવો કરતી પ્રજા જે કોમને જંગલી ગણે છે અને કાફરને નામે ઓળખે છે, તે કોમની આંતર વ્યવસ્થા, તેની શરીરસંપત્તિ, તેની નૈતિક સંપત્તિ, તેની ધર્મવૃત્તિ, તેના

સામાજિક રિવાજ વગેરે આપણે જાણીએ ત્યારે આપણને સહેજ વિચારમા પડવુ પડે કે આપણે સુધરેલા શા કારણે અને તેઓ જગલી શા કારણે? આમા વાચકને યોગ્ય નિર્ણય કરતા સુગમ પડે તે માટે કેટલીક વિગતવાર હકીકત મારે રજૂ કરવી જોઈએ તેમા કેટલુક જાણવાનુયે મળશે અને કેટલીક હકીકત જાણીને આનદ પણ થશે

આ પ્રજા હજી પણ મોટે ભાગે નાના મોટા ગામોથી દૂર જગલમા જ રહે છે તેણે આખા પ્રદેશમા કયાંયે ગામ વસાવીને સમૂહમા વસવાટ કર્યો નથી. ગોરી પ્રજાએ પોતાના વસવાટ પછી નાના મોટા ગામ બાધ્યા ત્યા પણ આ પ્રજા ઘર કરીને રહેતી માલૂમ નહિ પડે ફક્ત ગોરી પ્રજાના ઘરમા નોકર ચાકર તરીકે કામ કરનાર હોય તે જ ગામમા રહે આમાનો મોટો ભાગ ખ્રિસ્તી થઈ ગયેલો હશે આ પ્રજામા ખ્રિસ્તી પાદરીઓનો પગપેસારો થવાથી એના બે ભાગ પડી ગયા છે (૧) નાગડા જુથ (૨) લુગડા પહેરનારા જુથ નાગડા લોકો જગલમા જ રહે છે જગલમા પણ તેઓ સાવ નગ્ન તો નથી જ રહેતા સ્ત્રી અને પુરુષ પોતપોતાની મર્યાદા ઢાકવા પૂરતુ જ કાપડ કે ચામડુ વાપરે છે જ્યા જ્યા નાના મોટા ગામ વસ્યા છે ત્યા ત્યા આની અસભ્ય (અર્ધનગ્ન) દશામા જવાની તેમને મનાઈ છે તેથી જગલમા વસેલા જુથોને અન્તરે વસ્તુ લેવાને કચેરીના કામે કે અન્ય કોઈ કારણે કોઈ પણ ગામમા જવુ હોય ત્યારે લુગડા પહેરીને જાય છે પુરુષો ચડ્ડી કે પાટલૂન અને અધુ પહેરણ કે હાફકોટ પહેરે કુવારી કન્યાઓ ચણિયાને બદલે પદર અઢાર ઇચ પનાનો ટુવાલ વાપરે અને છાતી ઢકાય તેમ જ સાથળ તથા થાપા ઢકાય એવા મોટા પનાના લુગડાના ટુકડા વાપરે પરણેલી સ્ત્રીઓ બળદના ચામડાનો ઘાઘરો અને ઉપરનુ અગ ઢાકવાને કન્યાની જેમ મોટો લુગડાનો ટુકડો વાપરે છે આ નાગડા લોકો ખ્રિસ્તી થયેલા હોતા નથી

ખ્રિસ્તી થયેલા પુરુષો યુરોપિયન પોષાક પહેરે છે સ્ત્રીઓ મોટે ભાગે મલાઈ પહેરવેશ પહેરે છે પહેરવેશમા ગોરાઓનુ અનુકરણ કરવુ રવિવારે ટાપટીપ કરીને દેવળોમા પ્રાર્થના કરવા જવુ ગોરા શેઠને ત્યા બબરચી તરીકે ઘરકામના નોકર તરીકે અને સહેજ ભણેલો હોય તો ઓફિસમા કારકુન તરીકે નોકરીના રહેવુ વ્યભિચાર અને મદિરાપાન કરીને સ્વેચ્છાચાર કરવાની છૂટ મેળવવી અસયમી જીવન જીવી વિલાસી ભાવનાને આધીન થઈ શરીરે અને મને જર્જરિત થઈ માયકાગલા બનવુ અને જીવનમા ધર્માધર્મ, નીતિઅનીતિ કે સારાનરસાની ભાજગડમા ન પડવુ એ આ પ્રજામાથી ધર્માન્તર થઈ ખ્રિસ્તી થનારાઓની ખાસિયત થઈ પડી છે આ ધર્માન્તર થયેલા પોતના ભાઈ બહેનો માટે ત્યાની બિન ખ્રિસ્તી જુથ કોમ પણ ઉપરથી મન્યત ધરાવે છે તે કારણે નાગડા લોકો પોતાના ખ્રિસ્તી થયેલા ભાઈબહેનો પ્રત્યે કાઈક શકા અને તિરસ્કારની દૃષ્ટિ રાખે છે

ઘણી વખત બિનખ્રિસ્તી ઝુલુ સ્ત્રીઓ અને ખ્રિસ્તી સ્ત્રીઓ વચ્ચે થતા ઝઘડા મે સાભળ્યા છે તે સાભળ્યા પછી જિજ્ઞાસાની ખાતર અને મજાકની ખાતર મે એક બિનખ્રિસ્તી ઝુલુ સ્ત્રીને પૂછ્યુ, "તે પેલી બાઈને મહેણા માર્યા પણ તે ગમે તેવી તોયે સુધરેલી અને તુ તો જ ગલી, તારાથી તેને એમ કેમ કહેવાય?" મારો ઠપકો સાભળી મગરૂરીભર્યા અવાજે તે બહેને મને જવાબ આપ્યો: "કોણ સુધરેલુ? શું સુધર્યું? વેશ્યાની પેઠે લૂગડા સજીને ઠમકો કરવો, વિલાયતી દારૂ પીને ગાડા બનવુ, જીભની ચાલાકી વાપરવી, વ્યભિચાર કરવાની છૂટ મેળવવી, અને વળી દેવળમા જઈને ક ગાલ મો કરી ઠાવકાઈથી પ્રભુને ફોસલાવવો, એ શું સુધરેલાના લક્ષણ છે? એવા સુધરેલા કહેવાતા હોય તો અમારે તેવા નથી થવુ અમને અમારુ જ ગલીપણુ મુબારક હો!"

ઉપરની ચાતુરીપૂર્ણ દલીલ સાભળીને હું તો આભો જ બની ગયો. છતા તે બહેનને વધારે બોલાવવા ખાતર મે તેના જવાબનો રદિયો આપ્યો અને કહ્યુ. "તમે લોકો તો ઈર્ષાખોર જણાઓ છો તમારા કરતા તેઓ કેવા સ્વચ્છ અને સભ્ય દેખાય છે! તમારા લોકોના લૂગડા કેવા મેલા અને દિવેલથી તરબોળ છે અને તમારુ શરીર પણ કેવુ દિવેલથી ગ ધાય છે તમે બોલવામા ન સમજો શહેરની રીતભાત ન સમજો" જાણે મારુ કહેલુ સાભળી અકળાઈ ગઈ હોય તેમ તે વચમા જ બોલી ઊઠી· "હરકત નહિ, હરકત નહિ ભલે તેઓ રૂપાળા દેખાવા પ્રયત્ન કરે, ભલે તેઓ ઉપર ઉપરથી સ્વચ્છ દેખાતા હોય, ભલે તેઓ શહેરની રીતભાત જાણતા હોય, પણ તુ જાણે છે કે તેઓના અ ત કરણ કેટલા કાળા, કેટલા અધમ, અને કેટલા અનીતિપૂર્ણ છે? અમે ભલે ગ ધાતા રહ્યા, પણ અમારુ અ ત કરણ શુદ્ધ છે અમે અમારા ભગવ નથી ડરીને ચાલીએ છીએ તેને ફોસલાવતા નથી" આ સ્પષ્ટ જવાબ સાભળીને પણ મને સ તોષ ન વળ્યો એટલે વધુ સ્પષ્ટતા ખાતર મે તેની ઊલટ તપાસ કરી "જોને બહેન, નીતિઅનીતિ તો બધાને ઓછીવત્તી વળગેલી છે તેનાથી સાવ નિર્લેપ તો કોઈ જણાયુ નથી તુ તે લોકોના ચારિત્ર્ય પર આરોપ મૂકે છે, પણ શું તમારામા બધાયે શુદ્ધ હશે? બૂરાઈ તો તમારામાયે હશે" મારુ બોલવુ પૂરુ થાય તે પહેલા તે બોલી ઊઠી 'હા, હા, તુ સત્ય કહે છે અમારામા પણ બૂરાઈ તો હશે જ પણ નેવુ ટકા બૂરાઈ તેમનામા, દશ ટકા બૂરાઈ અમારામા, આટલો તફાવત! તેઓ પણ પાચ દશ વરસ ઉપર અમારા ભાઈ હતા, અત્યારે પણ તેઓ અમારા ભાઈ છે હું તમને માથે આક્ષેપ નથી મૂકતી પણ જેને તુ સુધારો કહે છે તેના ઉપર મારો આક્ષેપ છે"

આ નિરક્ષર અજ્ઞાન અને જ ગલી ગણાતી બહેનની પારોથી સુધારા અને કુધારાનું નિરૂપણ સાભળી હુ તો તાજુબ થયો આવી માન્યતા અને દલીલો મે

મળી બિનખ્રિસ્તી બહેનો પાસેથી સાંભળેલી અને બારીકીથી તપાસ કરતા જણાયેલું કે તેમા અતિશયોક્તિ નહોતી જોકે સારું નરસું તો બન્નેય છે, પણ આ ઝુલુ કોમમા ખ્રિસ્તી ધર્મના સ્વીકાર પછી ઘણાના જીવન આમ કલુષિત થયા છે એ દશા બન્નેય પ્રચલિત છે જ્યા ધર્માન્તર કરવાનો હેતુ મુખ્ય હોય છે ત્યા ધાર્મિકતા ઓછી જ હોય છે એટલુ જ નહિ, પણ તે સમાજના પ્રચલિત દોષોના ભોગ પણ તે ધર્મપલટો કરનારા થઈ પડે છે આવી દયાપાત્ર દશા ખ્રિસ્તી થઈ ગયેલી ઝુલુ કોમની છે

# ૧૧. ભોળાનો બેલી ભગવાન

દક્ષિણ આફ્રિકાના જગંલોમા નદીકિનારે ટેકરીઓ ઉપર અને ખીણોમા નાના મોટા જૂથમા આ કોમ વસેલી છે, મુખ્યત્વે તેઓ માંસાહારી છે હાલ તેઓ મકાઈ, બીન્સ, અને ઘઉંનો ઉપયોગ કરતા શીખ્યા છે મીઠુ પણ તેમણે બે વીશીથી જ ખાવાનુ શરૂ કર્યું હજુ તેઓ મરચુ ખાતા નથી શરીરે અલમસ્ત, લડાયક અને બહાદુર નાના મોટા ઝુલુ પોતાની પાસે બે લાકડીઓ અને નાની સરખી એક ઢાલ રાખે છે સામેના હરીફ સાથે લડતા એક હાથની લાકડીએ લાગ જોઈ હરીફ પર ઘા કરે ઘા ઝીલવાની લાકડી જે હાથે પકડી હોય તે હાથને ઘાયલ કરી લાકડી પડાવી ન જાય એ માટે તે લાકડી સાથે પેલી નાનીશી ઢાલ પણ રાખે છે, જેના પર હરીફની લાકડીના ઘા ઝીલી લે છે જ્યા જ્યા ઝુલુ દેખો ત્યા ત્યા તેની પાસે આમ બે લાકડી અને એક ઢાલ હોય જ ઉપરાંત ઘણા પાસે એક કોરગીન (હાથનુ વાજુ) હોય લાંબી ટૂંકી મુસાફરીમા ઉતાવળથી ચાલતો જાય અને વગાડતો જાય છોડીઓ પાસે ઘોડાસરી હોય જ અહી મેળામા પંકાતી કહેવાતી ઘણી કોમો ઘોડાસરી વગાડે છે બીજા લોકો પાસે પણ ઘોડાસરી હોય છે ઝુલુ કોમની હરેક છોડી સુંદર રીતે ઘોડાસરી વગાડી જાણે છે તેમાથી જુદા જુદા સૂર પણ કાઢે છે આમ હરેક છોડી કે છોકરાના સાથી તરીકે સંગીતનુ સાધન હોય તેવાને ચિંતા ક્યાથી હોય? તેના હૃદયમા ઉદ્વેગ ક્યા રહે ! દુકાનમા ઉમરીઓના ઝોળા આવે તેમને ઉમરના ક્રમે ઊભી રાખી તેમના માથા પર મળ ચ ફૂટપટ્ટી મૂકી હોય તો સૌથી મોટી છોડીથી માંડીને સૌથી નાની છોડી સુધીની ફૂટપટ્ટી સરખા ઢોળાવમા હોય અને બધીને માથે ફૂટપટ્ટી અડકેલી હોય આમ જ્યારે છોકરા અને છોડીઓના જૂથ જોઉ ત્યારે મને સૂઝતુ કે ... શું આ જૂથ એક માતાનુ હશે?

એક દિવસ એક ડૂનો (વૃદ્ધ અને આબરૂદાર ડુબુને ડૂનો કહે છે) મારી દુકાને આવ્યો સવા છ ફૂટ ઊંચો મેનડા માડાનો આશરે ના વરસની ઉમરનો ભરાવદાર લાંબી દાઢી અને મૂછોના થોભિયા, ગળે નાના દરણાની ગીગડીઓની માળા હાથમાં બે વાકડી, એક ભાલો અને એમ દાબ મને કહે, "કેમ યુવાન, મને ખાંડ પાઈશ કે ?" મે કહ્યુ, "હા, ખુશીથી પાઈશ" તેણે ખાંડનું પાણી પીધુ પીવા પછી હાશ કરીને તે બેઠો મે તેને પૂછ્યુ 'કેમ, ક્યાંથી આવ્યા ?" તેણે જવાબ આપ્યો 'એન્ટેબથી" ત્રીસ માઈલ દૂર એક ગામ હતુ ત્યાંથી મને વાત કરવાનુ મન થયુ "બહુ બુઢ્ઢા જણાઓ છો," એ ધીમે રહીને બોલ્યો "કોણ બુઢ્ઢો ! હજી તો લગ્ન કરુ એવો છુ,' તેણે હસતા હસતા કહ્યુ

'તમે કેટલી વખત પરણ્યા છો ?" મે પૂછ્યુ તે વિચારમા પડ્યો, અને બોલ્યો "હું કેટલી વખત પરણ્યો તે કેવી રીતે કહું ? મારી બધી સ્ત્રીઓ જીવે છે એ તને ગણાવુ જો ગણુ તો હા ! એક મોટી ટેકરી ઉપર મોટા કૂબાવાળી, તે મારી પટરાણી બીજી અભોગી નદીની ખીણવાળી ત્રીજી ઉમરડાના ઝાડવાળી ચોથી પેલા નાળા પર ટેકરી છે તે" આમ અગિયાર સ્ત્રીઓ મને તેણે ગણાવી ગણાવતો જાય અને મલકાતો જાય સ્ત્રીઓની સંખ્યા જાણ્યા પછી મેં પૂછ્યુ: "તમારે બધા મળીને છોકરા કેટલા હશે ?" મારા પ્રશ્નથી જાણે મૂઝાયો હોય તેમ તે બોલી ઊઠ્યો, "હો, હો, આ તુ શું પૂછે છે ? કેટલા છોકરા ? બહુ જ ન ગણાય તેટલા મને તો ગણતા નથી આવડતુ તુ ભણેલો છે તો ગણવા માટ પેલી મોટી ટેકરી પર મોટો કૂબો છે તેની આજુબાજુ ૧૮ નાના કૂબા છે અભોગી નદી પર કૂબો છે તેની આજુબાજુ ૧૧ નાના કૂબા છે ઉમરડાના ઝાડવાળા કૂબાની આજુબાજુ ૧૩ નાના કૂબા છે પેલા નાળા પરના કૂબાની આજુબાજુ ૭ નાના કૂબા છે" આમ તેણે અગિયાર સ્ત્રીઓનો વસ્તાર ગણાવ્યો એકંદરે એકસો સાત છોકરા મે ગણ્યા સ્ત્રીને છોકરુ જન્મ્યુ કે એક નાનો કૂબો બનાવે અને તે છોકરાને તે કૂબામા સુવાડી મૂકી મા કામ કરવા જાય આમ જેટલા છોકરા તેટલા કૂબા થાય છોકરુ મોટુ થાય પણ તેનો કૂબો તો કાયમ રહે તે પરણે એટલે તે પાછો મોટો કૂબો બાંધે અને તેનુ એ પ્રમાણે પાછું ચાલે પછી મે તે ડૂનાને પૂછ્યુ "આટલી વસ્તીનુ પોષણ તમને કરવુ ભારે પડતુ હશે ? કેટલી જમીન છે ? કેટલુ પકવો છો ?" તે જાણે મારા પ્રશ્ન વિષે બેદરકાર હોય તેમ બોલી ઊઠ્યો · "મને વળી ભારે પડવાનુ શું ? મારી ટેકરી પર ઊભો રહી નજર નાખું એટલી જમીન છે મારાથી ખેડાય તેટલી ખેડુ નાના મોટા બધા કામ કરે એકએક શિલિંગના કોદાળી પાવડાનુ ખર્ચ મેઘરાજા મહેર કરે છે જો તો વરસાદ વરસે છે છોડી કે છોકરો કોદાળી વાપરે એવા થાય કે પછી મારે તેની ચિંતા કરવાની શાને હોય ? જમીન ખોદે, બી વાવે અને પાકે તે ખાય

મકાઈ વાવે, બાજરીનાં ગાંઠા વાવે, રતાળુ વાવે, બીન્સ વાવે, અને જે પાકે તે ખાય સૌ પોતપોતાનાં ફૂંટાળાં કરે. જે છોકરાં કોદાળી ન ચલાવી શકે તે બળદ, ગાય, ઘેટાં, બકરાં સાચવે અને ખાય. મારી પાસે છ દશ ગાયો, બાર દશ બળદ, ચાલીસ દશ બકરાં છે અને ઘેટાંનો તો પાર નથી આટલાં બધાં જાનવરો છે તેનો પણ વસ્તાર થાય જંગલમાં ચર્યાં કરે. મોટાં થાય તેનો પણ વસ્તાર થાય આ બધાંયે ખુટાડ્યાં ખૂટે નહિ તેટલાં છે તો પછી બૈરાંછોકરાંના ભરણપોષણની મારે શાની ચિંતા કરવાની હોય? હજી તો પ્રભુની દયા છે. બાપુ, અમે કાંઈ ભૂંડું કામ કરતા નથી. અમારી જીભ, આંખ અને હાથ મેલા નથી થયાં ત્યાં સુધી પ્રભુ કેમ દયા નહિ કરે?"

આમ વાતો કરી તે ઠૂનો "સ–બો–ન બાબા" ( બાઈ, રામ રામ ) કહીને ચાલ્યો ગયો.

મને પણ વિચાર આવ્યો કે આ માણસનામાં શું સુધારવાનું છે? તેનું છેલ્લું વચન સાંભળી મને ગોસ્વામી તુલસીદાસનો પેલો દુહો યાદ આવ્યો:

"પરધન પથ્થર જાણીએ, પરસ્ત્રી માત સમાન,
ઇતનેસે હરિ ના મિલે, તો તુલસીદાસ જમાન"

## ૧૨. ભલી અને નીતિ-પ્રેમી પ્રજા

મળ્યો છે. કામળ લઈને જ ઘેર જઈશ. આજે કામળ ન ખરીદું તો છોકરાં પગાર વાપરી ખાય અને હું ઠંડીએ મરી જાઉં."

મેં એક કામળ કાઢીને ટેબલ પર મૂકી. તેણે તે જોઈ, અને બોલ્યો, "તુ સારી જ આપીશ બાંધી આપ" મેં બાંધી આપી તે પોતાની પાસેથી દશ શિલિંગ (અર્ધો પાઉન્ડ) હાથમા લઈ દયામણે મોઢે બોલ્યો, "જો શેઠ, મારી પાસે આટલા જ પૈસા છે સાત દિવસ તનતોડીને મજૂરી કરી ત્યારે આટલા પૈસા મળ્યા છે. તારી કામળ સારી છે પણ તુ મારી પાસેથી વધારે પૈસા માગતો નહિ" અને તેણે અર્ધા પાઉન્ડનો સોનાનો સિક્કો ટેબલ પર મૂક્યો. કામળ ૬ શિલિંગની ખરીદ હતી. તેની સાડા સાત શિલિંગ લેવાની હતી. તેને બદલે પેલાએ દશ શિલિંગ નાખી. હું વિચારમાં પડ્યો. હુ તેને એમ કહું કે આ કામળ ઓછી કિંમતની છે માટે તારી અઢી શિલિંગ પાછી લે, તો કામળ સારી નથી માટે હુ બીજી દુકાનેથી સારી લઈશ એમ કહી તે બીજે જાય અને આના કરતાં પણ હલકી કામળ દશ શિલિંગમાં લે એની મને ખાતરી હતી. પણ તેથી આવે બહાને હું શી રીતે તે વધારાના પૈસા લઈ શકું ? એટલે મેં અઢી શિલિંગ કાઢીને તેને આપી અને કહ્યુ, "તારે બક્ષિસ જોઈએ ને ? લે તને આટલી બક્ષિસ આપું છુ" કોઈ પણ ગ્રાહક સામાન લે તેના પ્રમાણમાં તેને ખાંડ કે મીઠાઈ વગેરે બક્ષિસ આપવાનો ત્યાં રિવાજ છે. એટલે દરેક ગ્રાહક તેની આશા રાખે. મારી આ વાત સાંભળી પેલી અઢી શિલિંગ પાછી નાખી તે બોલી ઊઠ્યો, "મારે બક્ષિસમાં પૈસા નહિ જોઈએ. મારાં છોકરાં તેને બચકાં ભરે ! તે તો મીઠાઈની આશા રાખે. મીઠાઈ ન લઈ જાઉં તો બિચારાં નિરાશ થાય. માટે બક્ષિસ તરીકે મને મીઠાઈ આપ તારી અઢી શિલિંગ મારે નહિ જોઈએ" મેં કહ્યુ, "ભલે, મીઠાઈ પણ આપું છું અને આ પૈસા પણ આપું છું પૈસાનું પણ કાંઈક છોકરાંને જોઈએ તે લાવી આપજે." એમ કહી મેં તેને મીઠાઈનું પડીકું આપ્યું અને પૈસા પણ આપ્યા તે લઈને તે રાજી થતો થતો ચાલ્યો ગયો

આ ભલી, નિર્દોષ અને સાચાબોલી જાતના આવા અનેક પ્રસંગો લખી શકાય તેમ છે. બીજો એક પ્રસંગ બહુ જ સુંદર છે, તે વાચકવર્ગ સમક્ષ રજૂ કરવાનું મન થાય છે.

એક દિવસ કેટલીક છોડીઓ દુકાનમાં આવી. તે પૈકી એક છોડીના વિવાહ સંબંધની વિધિ થવાની હશે, એટલે તે સામાન ખરીદવા આવેલી આપણામાં સગાઈનો રૂપિયો આપવા જેવી આ વિધિ તે લોકોમાં છે. છોડીએ પોતાના હૃદયમાં નિશ્ચય કર્યો હોય કે મારે અમુક જુવાન સાથે પરણવું છે, એટલે તેમાં મોટે ભાગે માબાપ પોતાના આશીર્વાદ આપે જ. તે છોડીની સહિયરો મારફત તેના માબાપને જાણ થાય કે 'અમહુંત'એ અમ્બોટી નદી પર રહેલા ફલાણા ગોત્રના

ફલાણા છોકરા સાથે લગ્નનુ નક્કી કર્યું છે માબાપ તપાસ કરે અને સંતોષ થયે સગાઈ કરવા જાય, ત્યારે સામાન્ય રીતે દશ શિલિંગનો સામાન તે લોકો લે છે મે પાછળ જણાવ્યુ છે તે પ્રમાણે છોકરીને જ તે સામાન લેવાનો હોય છે આ છોકરી સામાન લેવા આવેલી તેણે સામાન લીધો હું તો રસોડામા હતો ભાઈ ભીમભાઈએ સામાન આપ્યો છોકરીએ એક પાઉન્ડનો સિક્કો આપ્યો. ભાઈ ભીમભાઈએ ગલ્લામા તે સિક્કો નાખી અર્ધો પાઉન્ડ પાછો આપ્યો. છોકરી નવાઈ પામી. મૂળે છોકરીઓ બહુ જ ચબરાક અને મજાકી હોય છે અને તેમા તેને મોકો મળ્યો "આ દશ શિલિંગ મને શાની આપે છે? મને બક્ષિસ આપે છે?" તે હસીને બોલી

ભીમભાઈ તો ભોઠો પડી ગયો. તેણે દશ શિલિંગ પાછી લઈને ગલ્લામા નજર નાખીને ખાતરી કરી કે પેલી છોકરીએ પાઉન્ડ જ આપ્યો છે અને દશ શિલિંગ તેને આપવી જ જોઈએ તેથી તેણે પૂછ્યુ "તે મને શું આપ્યુ?"

"મે તને દશ શિલિંગ આપી અને દશ શિલિંગનો સામાન લીધો છે એટલે મારે તારી પાસેથી કાંઈ લેવાનુ ન રહ્યું એ સીધો હિસાબ હુ અભણ છોકરી સમજી શકુ છુ પણ તુ ભણેલો નથી સમજી શકતો 'લોગવન'નુ તુ આમને આમ બગાડતો હશે આવો સાવ મૂર્ખ ક્યાથી? તેથી જ હજી તુ કુવારો હશે તારા જેવા કુગકુગને કોણ પરણે? અને તમારી જાતમા તો અમારા કરતા પણ હોશિયાર છોકરીઓ હશે " ભીમભાઈએ કહ્યુ ,"તારી સમજ ખોટી છે તે મને એક પાઉન્ડ આપ્યો છે, દશ શિલિંગ નહિ "

"જા, જા, હવે વળી મૂર્ખાઈ છુપાવવા લોગવનને નુકસાન કરવા તૈયાર થયો છે? તુ તો ખરો વફાદાર જણાય છે! આમ કરીને શેઠનુ કેટલુ ઊંધુ મારતો હશે? મારા જેવી છોકરીઓને લાલચ પણ આપતો હશે પણ મારે તારી દશ શિલિંગ શા કામની? હુ પ્રભુની ગુનેગાર શાને બનુ?" આમ છોકરીએ તો ભાષણ આપવા જ માડ્યુ દુકાનમા પચીસેક માણસ ભેગા થઈ ગયા ભીમભાઈએ મને બોલાવ્યો બધી વાત કરી મે પેલી છોકરીને કહ્યુ, "જો બહેન, મારે અહી હિસાબ રહે છે તારી ભૂલ છે ને આ 'કિશાન'ને એક પાઉન્ડ આપ્યો છે અને તે તને દશ શિલિંગ પાછી આપે છે તે બરાબર છે માટે તુ તે લઈ લે "

પેલી છોકરીને મારા કહેવાની સહેજેય અસર ન થઈ તેણે દઢતાપૂર્વક કહ્યુ, 'પણ હું તે શી રીતે માનુ? મે મારા બાપ પાસે પૈસા માગ્યા તેણે મને કહ્યુ કે 'મારા ગજવામા દશ શિલિંગ છે તે લઈ જા' મે ગજવામાથી એ દશ શિલિંગ લીધી પછી શું રસ્તામા તે વધીને પાઉન્ડ થઈ? મને ખાતરી છે કે મે દશ શિલિંગ જ આણી છે તો હુ તારા પૈસા શાને લઉ? તારા ગલ્લામા બહુ સિક્કા હોય એટલે તારી જ ભૂલ હશે ' મેં તેને બહુ કહ્યું પણ તે માને જ નહિ બીજા ઊભા રહેલા તે તેને કહેવા લાગ્યા કે 'જ્યારે દુકાનનો શેઠ કહે છે

તો પછી તને શો વાંધો છે?' પણ તે માને નહિ પણ મને પોતાને શંકા નથી તો એવી લાલચ શા માટે કરું?" એમ કહીને દશ શિલિંગ રહેવા દઈને તો ચાલવા માડ્યું મે તેને પાછી બોલાવી અને કહ્યુ, 'જો બહેન, તુ ઘેર જઈને તારા બાપને પૂછજે કદાચ તારા બાપની ભૂલ હોય, અને તારો બાપ કહે કે હુ એક પાઉન્ડ લાવી હતી તો તુ નિરાતે આવજે અને તારી દશ શિલિંગ સુખેથી લઈ જજે ઉતાવળ કર્યા સિવાય તારાથી જ્યારે અવાય ત્યારે આવજે'

તે નિર્દોષ પ્રામાણિક છોડી મગરૂર થતી ત્યાથી પોતાની બહેનો સાથે ચાલી ગઈ ઘેર પહોચતા તેના બાપે પૂછ્યુ, 'અમ્બુલા, કેટલાનો સામાન ખરીદ્યો?' છોડીએ જવાબ આપ્યો 'દશ શિલિંગનો' 'અને બાકીની દશ શિલિંગ તારી પાસે છે ને?' બાપે વગર પૂછ્યુ છોડી ઝખવાણી પડી ગઈ છતા પૂછ્યુ, "બાપા, તમારા ગજવામાથી તો મે દશ શિલિંગ લીધી હતી ને?' બાપે જવાબ આપ્યો દશ શિલિંગ નહિ પણ એક પાઉન્ડ મારા ગજવામા બે સિક્કા હતા એક દશ શિલિંગનો અને બીજો એક પાઉન્ડનો તેમાથી તે પાઉન્ડનો સિક્કો લીધો અને દશ શિલિંગનો સિક્કો ગજવામા જ પડી રહ્યો આ રહ્યો તે સિક્કો એમ કહી બાપે તે સિક્કો બતાવ્યો છોડી તો સાવ ડઘાઈ ગઈ પણ બાપ બોલી ઊઠ્યો 'મુસલમાન તો સેતાન જેવો તને દશ શિલિંગ પાછી ન આપી? એ લોકો તો પૈસાના ગુલામ છે ગરીબના પૈસા પણ ખાઈ જતા અચકાતા નથી" વગેરે છોડીએ વચ્ચે બોલીને બાપને અટકાવ્યો 'બાપા, એ મુસલમાનને ગાળ દેશો નહિ એમા એનો દોષ નથી તેણે તો મને દશ શિલિંગ આપવા માડી હતી પણ મે જ લીધી નહિ એટલુ જ નહિ પણ ઊલટો મે તેને ભોઠો પાડ્યો મારી પાસે દશ શિલિંગ જ છે એવુ મારુ માનવુ હતુ એટલે હુ શાને લઉં?'

'પણ હવે શું? દશ શિલિંગ તો ગઈ ને?' બાપ દશ શિલિંગ ખોયાના દુ ખ સાથે બોલ્યો

'ના નહિ જાય મને તે શેઠે કહ્યુ છે કે તારો બાપ કહે કે તે દશ શિલિંગ તારી છે તો તુ નિરાતે આવજે અને લઈ જજે'

ગેનુ રહેઠાણ તો મારી દુકાનેથી પદર સત્તર માઇલ થાય ગેકદમ શી રીતે પાછુ અવાય? સગાઈની વિધિ પતાવ્યા પછી તે આવી બધીયે બહેનો ક્રમશઃ દાખલ થઈ દુકાનમા એક બાજુ ઊભી રહી પેલી 'અમ્બુલા'ના મો પર પશ્ચાત્તાપની છાયા હતી મો પડી ગયેલુ હતુ ભીમભાઈને ખૂન કરી નાખેલુ તે શું મો લઈને બોલે? ભીમભાઈએ મને બોલાવ્યો મે તેને બોલાવી તેને આશ્વાસન આપ્યુ અને કહ્યુ, 'શું પેલી દશ શિલિંગનુ કાઈ નક્કી થયુ કે?' તેણે બહુ જ આનાકાનીથી જવાબ આપ્યો, "હું શુ કહુ? મને કાઈ સૂઝ નથી પડતી કે સાચુ શુ? મે તે દિવસે બહુ બોલી નાખ્યું પણ મારા બાપ કહે છે કે મે તેમના ગજવામાથી

પાઉન્ડ લીધા હતા મારી પાસે તે દશ શિલિંગ પાછી માગતા હતા હવે તને એમ ખાતરી હોય કે મારા બાપનું કહેલું સાચું છે તો તે દશ શિલિંગ આપ તને ખાતરી ન થતી હોય તો મને તેનું દુ ખ નથી " એમ કહી ઘેર બાપ સાથે જે વાતચીત થયેલી તે બધી તેણે વર્ણવી મે તેને દશ શિલિંગ આપી અને જણાવ્યુ કે ' તારા બાપની વાત સાચી છે હુ તે ફ્રિગે બોલી તેથી દુ ખી થઈશ નહિ અમને તો તારુ બોલવુ ઘણુ ગમેલુ નહેજોય દુ ખી થઈશ નહિ '

તે બાળા તે દશ શિલિંગ હાથમા લઈ જાણે ઘેલી થઈ ગઈ હોય તેમ દુકાન વચ્ચે ઊભી રહી, ઊંચા હાથ કરી ઊંચે સ્વરે એ વખત બોલી ઊઠી, ' પ્રભુ આ સુલેમાનનુ ભલુ કરજે " એ આશીર્વચનનું જ્યારે જ્યારે મને સ્મરણ થઈ આવે છે ત્યારે ત્યારે મારુ હૃદય ભરાઈ આવે છે જ્યારે જ્યારે મને પ્રભુ મુશ્કેલી માથી બચાવે છે, કુમાર્ગેથી બચાવી સન્માર્ગમા ધકેલે છે ત્યારે ત્યારે આ વન બાલાના આશીર્વાદનુ મને સ્મરણ થાય છે અને મારુ હૃદય તેને વંદન કરે છે

# ૧૩. ઝુલુ કોમની લગ્નપદ્ધતિ

છેલ્લા પ્રકરણની શરૂઆતમા જ વાચક ભાઈબહેનોને જિજ્ઞાસા થઈ આવી હશે કે આ પ્રજામા લગ્નપદ્ધતિ કેવી હશે ? કોઈ પણ પ્રજાના ગૃહસ્થાશ્રમમા લગ્નપદ્ધતિ એ સૌથી વધારે અગત્યની સસ્થા છે અમુક કોમનો ગૃહસ્થાશ્રમ કેવી કોટિનો હશે સુખી હશે કે દુ ખી સતોષી હશે કે અસતોષી, ઉન્નત હશે કે અવનત તે મોટે ભાગે તેની લગ્નપદ્ધતિ ઉપરથી સમજી શકાય છે પાટીદાર કોમમા પરઠણની નિંદ્ય પદ્ધતિને કારણે ન્યાઓ દુ ખી થાય છે, તેને કૂવો હવાડો કરવાનો સમય આવે છે અને સ્ત્રીવર્ગની પ્રતિષ્ઠા નથી, એ હુ જાતઅનુભવથી જોઉં છુ આ વીસમી સદી પૂરી થવા આવી અને એકવીસમી સદીમા દાખલ થવાનો સમય આવે છે, છતા હજી તેનુ વહેણ કઈ દિશાએ વહેશે તે નક્કી કહી શકાતુ નથી અને તેનુ કારણ પરઠણ લેવાનો ભૂરો રિવાજ છે આ પ્રશ્ન આપણે યોગ્ય સમયે વિચારીશુ હાલ તો હુ ઝુલુ કોમની લગ્નપદ્ધતિ વિષે કહેવા બેઠો છુ

આર્ય ઋષિમુનિઓએ લગ્નની પ્રથાઓમા સ્વયવરની પ્રથા ઉત્તમ પંક્તિમા ગણાવી છે આ જગલી ગણાતી ઝુલુ પ્રજામા સ્વયવરની પદ્ધતિ છે છોકરો મોટો થાય એટલે કામ કરે ખેતી અગર મજૂરી મારફત પોતાની કમાણીનો બચાવ કરતો થઈ જાય અને એને ખાતરી થાય કે હવે લગ્ન પછી પણ પગભર થઈ શકે એવી શક્તિ તેનામા છે એટલે કોઈ જીવનસાથીની શોધમા રહે અઠવાડિયામા શુક્રવારનો દિવસ જાણે તે કાર્ય માટે જ રાખ્યો હોય તેમ તે

દિવસે હરવાફરવાના સ્થળોએ, બજારના મથકોએ પૂરા પહેરવેશમા યુવાનો જીવન સાથીની શોધમા ફર્યા કરે મારી દુકાન પણ તેવુ એક મથક હતુ છોકરાઓ કરતા છોડીઓ શરીરે બહુ શક્તિશાળી જણાય છે સગીત અને કારીગરીમા પણ તે ચઢિયાતી હોય છે સગીતનો સૂર સહેજ સભળાય તો નાની સરખી છોડીનો પણ પગ થનથન થયા કરે એ પ્રજા માસાહારી બહુ મને લાગે છે કે તેને કારણે ઉનાળાના સામાન્ય તાપમા પણ તેમને અસહ્ય ગરમી લાગે છે તે ગરમીને ઠડક આપવા ખાતર જ ખૂબ દિવેલ વાપરવાની પદ્ધતિ પડી હશે નાનપણથી આખે શરીરે દિવેલથી માલિસ કર્યા કરે કોઈ પણ જુવુ છોકરા કે છોડીના શરીર પર તમે વાળ નહિ જોઈ શકો શરીર ચળકાટ મારતુ હોય તેમા વળી કન્યાઓ અને સ્ત્રીઓના બધા લૂગડા પણ દિવેલથી ભીનાયેલા હોય કન્યાએ પોતાની કેડે વીટાળેલો લુગાવ કે શરીર ઉપર વીટાળેલી ચાદર દિવેલથી ભીનાયેલી હોય ઉપરાત મોતીથી તેના પર ભરત ભરેલુ હોય આપણે જેને કીડિયા કહીએ છીએ તે રગબેરગી મોતી જુલુ સ્ત્રીઓ અને પુરુષો શણગાર તરીકે વાપરે છે છોડીઓ પહેરવાના લુગડા ઉપર આ મોતીનુ ભરતકામ કરે, કદોરા કરે, કડા બનાવે કદોરા ઉપર મોર, વાઘ, ઘોડો, ગાય વગેરે આકાર ગૂથે પોતાનુ માથુ પણ એવી જ રીતે ગૂથે આજે કોઈ છોડી પોતાના વાળ સાફ કરાવીને આવી હોય અને મહિના પછી માથા પર મોતીની રગબેરગી ઓકળીઓ ગૂથીને દુકાનમા આવે વાળેવાળે મોતી ગૂથીને રગબેરગી એવી ઓકળીઓ પાડી હોય કે તે ધીરજ અને મહેનત જોઈને આપણને નવાઈ લાગે વળી બીજે મહિને બીજી રીતે પોતાનુ માથુ શણગાર્યું હોય. આ કારણથી ઝુલુ લોકો તે કીડિયા મોતીની ખરીદી પણ બહુ કરે છે

આવા મોતી ખરીદવાને તેમ જ બીજી બજારુ ચીજો ખરીદવાને છોડીઓ બજારમા આવે તે કારણે મારી દુકાન મળવાના સ્થાનનુ એક સ્થાન થઈ પડેલુ અઢાર વીસ વરસની છોડીઓ અને વીસ પચીસ વરસના છોકરાઓ બજારમા ઊભરાય હુ જાણે અભ્યાસ કરતો હોઉ તેમ જોયા કરુ છોડીઓ હારબધ ખરીદ કરવાનો કાઈ સામાન જોતી હોય ત્યા પેલા યુવકો ધીમેધીમે મર્યાદાસર જાય અને 'ટુમ્બી (કન્યા), સ-બ્બોના' (રામ રામ) કહીને દૂર ઊભા રહે જવાબમા પેલી છોડી પણ તેની સામે નજર નાખે ન નાખે અને 'સ-બ્બોના' કરી પોતાનુ કામ કર્યા કરે પેલો જુવાન થોડી વારે આતુરતાથી પાછો બોલે "મને તુ કહીશ કે તુ કયા ગોત્રની છે?" પેલી છોડી તેટલી જ બેદરકારીથી પોતાના બાપનુ ગોત્ર કહે તે ઉપરથી પેલો છોકરો સમજીને તે બન્નેનુ ગોત્ર એક જ હોય તો "ટ્રેબી, તુ મારી બહેન થાઉ મારુ પણ એ જ ગોત્ર છે," એમ કહે અને તેની સાથે હાથ મિલાવી ત્યાથી

ખસી જાય. પછી તે યુવાન પેલી છોડી સાથે કદી સંવનન કરવાની ઇચ્છા ન રાખે. તે છોકરો બીજી છોડી પાસે જઈને એવો જ વર્તાવ કરે. અને બીજા ગોત્રની કન્યા તેને નજરમાં આવે તો ત્યાં ચોક્રે કન્યાને વાતે વળગાડવા પ્રયત્ન કરે. પણ પેલી કન્યાની મગરૂરી અને ગુમરાઇ જોઈને હું તો તાજુબ થતો આત્માની એ ગંભીરતા વિદ્યાપીઠનાં પ્રમાણપત્રોથી મેળવેલી મેં જોઈ નથી. કોઈ ગરજુ ભક્ત જે નમ્રતાથી પોતાની આરાધ્ય દેવતાની આરાધના કરે તેવી નમ્રતાથી પેલો યુવાન પેલી છોડીને પ્રશ્ન કરે અને તેટલી જ ઉત્કંઠાથી પોતાના પ્રશ્નના જવાબની રાહ જોતો ઊભો રહે. પેલી છોડી જાણે અવગણના કરતી હોય તેમ પોતાના હૃદયનો અભાવ પ્રદર્શિત કર્યા કરે. આવી સ્થિતિમાં પેલો જુવાન પણ પોતાની વાત અસરકારક ભાષામાં ચાલુ રાખે. તે કોનો દીકરો, તેને કેટલા ભાઈ, કેટલી બહેનો, કેટલી માતા, તે જે ટેકરી પર રહે છે તે ટેકરી કેવડી મોટી, તે કેવી ફળદ્રુપ, તેની પાસે બળદો કેટલા, ગાયો કેટલી, બકરાં ઘેટાં કેટલાં, તે પોતે શરીરે કેવો તંદુરસ્ત, કામ કેવું કરી શકે, વગેરે વર્ણન કર્યા કરે, અને છેવટે અનેક શબ્દોથી ખાતરી આપવા પ્રયત્ન કરે કે "તું મારી સાથે લગ્ન કરીશ તો તુ બહુ સુખી થઈશ હું પણ સુખી થઈશ."

આવે ટાણે તે છોડીનું કાંઈ ધ્યાન બેઠું હોય તો સામે નજર કરી કહે, "તારું શરીર જોને! માયકાંગલા જેવું છે શું ધાડ મારે?" આ એક વાક્ય બોલીને વળી પાછી તે છોડી પોતાની પસંદગીમાં મંડી રહે. પણ પેલો યુવાન તેના જવાબમાં મોટું ભાષણ છોડે મારું શરીર ભલે જાડું નથી, પણ બહુ તંદુરસ્ત છે, કસાયેલું છે. વગર વિસામે પચીસ માઈલ હું ચાલી શકું છું વગર આરામે આખી હાર જમીન ખોદી શકું છું અને મારા બાપની મિલકત ગમે તેટલી હશે પણ મેં મારી આગવી સંપાદેલી મિલકત પણ ભેગી કરી છે. તુ અત્યારે જ લગ્ન કરવાને તૈયાર હોય તો અત્યારે પણ અગિયાર બળદ ખરીદી શકાય તેટલી મૂડી મારી પાસે છે." આમ ભાષણ કરે. વળી પાછી પેલી છોડી ઊંચું જોઈને હસે અને બોલે, "પણ તારી આંખોમાં તેજ તો જણાતું નથી" અને અવળી ફરી કામ કર્યા કરે

પાછો પેલો યુવક ભાષણ ચાલુ રાખે, "મારી આંખોની વાત તુ કરે છે? ગમે તેવી અંધારી ઘોર રાત્રે રસ્તે જતા સાપને હું પકડી શકું એવું તેજ મારી આંખોમાં છે. બેઠો હોઉં અને મારી પાસે થઈને સસલું જાય તો પણ હું તેનો પગરવ સાંભળી શકું એવા સરવા મારા કાન છે. અને કોદાળી તો મોરના પીછાને જેટલી સહેલાઈથી ફેરવી શકું તેવી રીતે ફેરવી શકું, તેવું મારા કાંડામાં બળ છે. મારી આજુબાજુ દશ જણ ફરી વળે છતાં એક પણ લાકડી ન વાગે એવી લાકડી ફેરવતાં મને આવડે છે." આમ પોતાનું અનેક રીતે વર્ણન કરે અંતે જો પેલી છોડીનું કાંઈક ધ્યાન બેસે તો મોં મલકાવે, સહાનુભૂતિભર્યો શબ્દ બોલે તેવું

કાંઈ ધ્યાન ન ગેરે તો ચોખ્ખું પરખાવે કે તું તારે રસ્તે જા મારે કાંઈ માગવું નથી છોકરાને સહાનુભૂતિનો શબ્દ મળે એટલે તે છોકરો આ ... પાનું મદ અને જાણે કે ... તારું અંગ જોઈ શકું ? ... રંગ નગતા છોક ! છોકરીના અંગનું વર્ણન કરે ... પગ કેવા થાંભલા જેવા છે પેટ કેવું વિશાળ છે ! થાપા કેવા ભવ્ય છે ! એક દિવસ મેં આ તેનું ... પેલા જુવાનને પૂછ્યું "અરે જુવાન તું તેના પગ મન કે' શું જુએ છે ? તેનું મોં તો જો મોં સુંદર છે કે નહિ તે તને પસંદ છે કે નહિ તે પહેલું જોને ! ત્યારે તેણે જવાબ આપ્યો ' તમે લોકો મોં જોઈને મોહાઈ જાઓ છો મોંમાં શું જોવાનું ? તે સહેજ નાનું અવળું હોય તેથી શું બગડી ગયું ? નાક વધારે બેસેલું હોય તેમાં શી હરકત ? પગ મજબૂત જોઈએ કેડ અને થાપા ભરાવદાર હોય તો ભાવી સંતાન તંદુરસ્ત અને બળવાન થાય હાથે પગે કાંઈ ખોડ કે નુકસાન ન હોવું જોઈએ, અને પ્રમાણસર જોઈએ શરીરના પ્રમાણમાં અવયવ તે જ સુંદરતા" આ જંગલમાં રહેનારા, રાતદિવસ મજૂરી કરનારા અભણ જુવાનની સુંદરતાની વ્યાખ્યા સાંભળી હું આભો બની ગયો હું તેની પાસેથી પહેલવહેલી સુંદરતાની સાચી વ્યાખ્યા સમજ્યો

ખરીદી પૂરી થઈ રહે એટલે પેલી છોકરી માથે વસ્તુઓની પોટલી મૂકી ચાલી નીકળે પેલો યુવાન પણ પાછળ પાછળ જાય અને જાતજાતની વાતો કર્યા કરે વચ્ચે કારસીન વગાડતો ગાયા કરે આમ દરેક માઈલ વટાવી જાય એટલે છોકરી બોલે, "હવે ક્યાં સુધી આવશે ? પાછું તારે અવળે રસ્તે જવાનું છે વળી મારું ઘર પણ હવે બહુ દૂર નથી માટે તું પાછો વળ હું આવતા શુક્રવારે પાછી હુગુન (સ્ટેશન) આવીશ ત્યારે મળીશું" છોકરો હાથમેળાપ કરી નછૂટકે હૃદય પેલી છોકરી સાથે રહેવા દઈ શરીર ઊભું રાખે અને નજર પડે ત્યાં સુધી છોકરીના પગલાં જોયા કરે અને અંતે આશાભર્યો પાછો ફરે

આમ સવનન થાય કોઈ વખત છોકરી સરસ ચુંગી (પાઈપ) ખરીદે, મોતી ખરીદે હું પૂછું કે તું ચુંગી શા માટે ખરીદે છે ? તું ચુંગી પીએ છે ? ત્યારે તે મોં મલકાવી ઉમળકાથી બોલી નાખે 'મારા પસંદ કરેલા માટે ચુંગી પર મોતી ભરીશ તેમાં સુંદર ભાત પાડીશ અને તેને ભેટ આપીશ ' આ પસંદગીની વાત છોકરીની બહેનો મારફત અગર તેની સહિયરો મારફત તેના માબાપને પહોંચે ભાગ્યે જ એવું બન્યું હોય કે છોકરીની પસંદગીમાં માબાપનો વિરોધ આવે છોકરી છેતરાઈ ગઈ હોય તો તેને સમજાવે અને તેનો વિચાર ફેરવાવે પણ તેનું હૃદય દૂભવી કાંઈ ન કરે છોકરીના માબાપને જાણ થયા બાદ તે છોકરાના માબાપને કહેવડાવે કે મારી અમુક છોકરીની સગાઈ તમારા અમુક છોકરા સાથે કરવાને અમો ફલાણે દિવસે આવીશું તે પ્રમાણે જાય ભાયાતો ભેગા થાય સગાઈની વિધિ થાય સગાઈ જાહેર થાય સંગીત અને નૃત્યનો જલસો જામે પછી વિખૂટા પડે

આમ સગાઈ થયા પછી જ્યાં સુધી તે યુવાન પાસે અગિયાર ગાય અગર બળદ ખરીદી શકે તેટલી મૂડી ન થાય ત્યાં સુધી તેને લગ્ન કરવાનું ન હોય એક ગાય કે બળદના સાત આઠ પાઉન્ડ બેસે સારા બળદના દશ પાઉન્ડ પણ બેસે યુવાન પામે તેટલી શક્તિ થાય એટલે બાપને જાહેર કરે કે હવે લગ્નક્રિયા થવા દો પછી બાપ તેવી ગોઠવણ કરે છોકરાનો બાપ જાન લઈને જાય લગ્ન થાય અગિયાર ગાય બળદ ખરીદે તે પૈકી એક બળદનો વધ થાય તેનું જમણ થાય તેના ચામડાનો ઘાઘરો તૈયાર થાય તે ટુબી મગી મહુગાસ (વધૂ) બનેલી સ્ત્રી જીવે ત્યાં સુધી પહેરે

કોઈ અપવાદ એવો પણ બને કે કોઈ યુવાન કોઈ આકસ્મિક કારણે દશ ગાય બળદ ખરીદી શકે એવું સાધન ભેગું ન કરી શક્યો હોય, સગાઈ કર્યે સમય બહુ વીતી ગયો હોય અને તેથી વધારે સમય રાહ જોવી સ્વાદભર્યું ન હોય તો પેલી છોડી અને યુવક નિશ્ચય કરીને માબાપોને જણાવે કે અમે તો લગ્ન કરી નાખવાનો નિશ્ચય કર્યો છે માટે તે પ્રમાણે સ્વીકારી લે તો માબાપો લગ્નવિધિથી તેમને પરણાવી દે પણ આવો અપવાદ જવલ્લેજ બને છે એમાં પેલા યુવાનને અને કન્યાને બન્નેને પોતાના સમાજમાં લજ્જા પામવાનું હોય છે

આ સંવનનપ્રણાલીમાં બળાત્કારનો કિસ્સો કદી બન્યો જાણ્યો નથી અંગ્રેજી હકૂમત પહેલાના ઝુલુ રાજ્યમાં તો એવો નિયમ હતો કે કોઈ પુરુષ કોઈ સ્ત્રી ઉપર બળાત્કાર કરે તો તેને ઝાડ ઉપર લટકાવી તીરંદાજી કરી તેનો દેહાંત કરવામાં આવતો હાલ પણ આ યુવાન છોકરા છોકરી જંગલમાં રખડતા હોય છતાં એવા અનીતિના બનાવ બનતા જણાતા નથી.

આમ ઝુલુ લોકો જેવા શક્તિશાળી છે તેવા નીતિમાં અને સંયમી છે સંવનન કરવાની તેમની પદ્ધતિને કારણે તેઓ બહુ સશક્ત, હાડમાંસવાળા અને બાંધણિયા બની ગયા છે તેઓ બહુ જ [illegible] આગળ કરી ગયે છે તેમના ભાષણમાં વર્ણન સાથે શરીરના હલનચલન પણ હોય છે

હમેશા સવારે વહેલા ઊઠી ત્યા આવેલા પોતાના ખેતરમા શૌચ માટે જાય શૌચાદિ ક્રિયાથી પરવારી ચોમાસાની મોસમમા રોપેલા આ આંબાને પારોના કૂવામાથી લોટે લોટે પાણી ખેંચી પાય લોટો પણ મોટો લગભગ ઘડો પાણી રહે એવો રાખે તે વૃદ્ધનો હમેશનો સવારનો કાર્યક્રમ શૌચાદિથી પરવારવુ, આંબાઓને પાણી સીચવુ તેની માવજત કરવી, પોતાના ખેતરને તપાસવુ, તેમ જ શાક લેવુ વગેરે હોય આટલી વિધિ પરવારી નવ વાગ્યે ઘેર પાછા જાય એવો તે આંબાવાડિયા પાછળનો ઇતિહાસ હોય વૃદ્ધ તો વિદાય થયા હોય પણ તેના છોકરાને આ આંબાવાડિયાનુ સ્થાયી ઉત્પન્ન થાય અને વેરાન કુદરતમા અમી સીચતી નવપલ્લવ વૃક્ષોની ઘટા ઊભી થઈ, તેટલો સામાજિક ઉપકાર થયો આવો ઘણાં ગામોની નજીકના અગર દૂરના આંબાવાડિયાનો ઇતિહાસ હોય છે

આવી વાત સાભળીને મને વિચાર આવે કે એમ કેમ બને ? અમે તો રાત્રે સૂતી વખતે જ ખાતરી કરીને સૂઈએ છીએ કે ઘરના વાડામા જાજરૂ છે કે નહિ, હોય તો ક્યા છે ? અને ન હોય તો જાણે ભારે વિપત્તિ આવી પડી હોય એવી મનોદશા થાય ગામડાની સેવા કરનાર ગ્રામસેવકોની પણ આ સ્થિતિ મે અનુભવી છે

ખેડા જિલ્લાની સત્યાગ્રહની લડત પ્રસગે પાકેલા પાકના સ્ટેટમેન્ટ લેવાને પગપાળા ફરીએ ત્યારે એક ગામથી બીજે ગામ જતા સામે આવતા કોઈને પૂછીએ કે ભાઈ ગામ કેટલુ દૂર રહ્યુ ? ત્યારે જવાબ મળે કે આ રહ્યુ, ઢેફા વા એટલે કે ઢેફુ ફેકીએ અને પહોંચે એટલુ દૂર. આ પરથી અમે માની લઈએ કે ગામની ભાગોળે જ હશું, પણ અર્ધો ગાઉ દૂર હોય કેમેય ગામ આવે નહિ આમ ગ્રામજનતાની સામાન્ય રહેણીકરણી જ એવી શક્તિવર્ધક હતી કે સમાજની તદુરસ્તી સચવાતી અને શારીરિક શક્તિનો સચય થતો

દક્ષિણ આફ્રિકામા મારી દુકાન પાસે ચકલામા ઝુલુના છોકરા રમ્યા કરે દુકાનોમા ફરે કોઈનુ કામ હોય તે કરે કેટલાક છોકરાને આખો દિવસ હું જોયા કરુ ત્યારે હું પૂછું કે "તુ આખો દિવસ રમે છે ત્યારે ખાય છે ક્યા?" તે કહે, "મારે ઘેર હુ ઘેર જઈ ખાઈને જ હમણા આવ્યો " "તારુ ઘર કેટલુ દૂર છે ?" તે જવાબ આપે, "આ રહ્યુ, અમ્ભોગીને કાઠે ' અમ્ભોગી નદી જ ત્યાથી ત્રણ માઈલ દૂર હોય ત્યારે તેને કાઠે ક્યા તેનુ ઘર આવેલુ હશે ? આમ નાના છોકરા નવરા હોય ત્યારે રમવાને ત્રણ ત્રણ ચાર ચાર માઈલ દૂર ચાલ્યા જાય આવી ખડતલ કોમની શારીરિક સપત્તિ કેવી હોવી જોઈએ ?

એક પ્રસગ મને વારે વારે સ્મરણમા આવે છે શનિવારનો દિવસ હતો બપોરના બે વાગ્યે દુકાનો બધ થવી જોઈએ રવિવારે તો બિલકુલ બધ હોય એટલે શનિવારે દુકાનોમા ઘરાકીની ભીડ હોય એક બાઈ સુવાવડનો સામાન લેવા આવી તેણે સામાનના અને ખોરાકના પડીકા બાધ્યા દુકાનો બધ કરવાની ઉતાવળ

એટલે તેણે પણ ઉતાવળ કરવી જોઈએ પડીકા બાંધવામાં એક પડીકું—સુવાવડના પ્રસંગે બહુ જ જરૂરનું—ટેબલ પર પડી રહ્યું અને તે ચાલી ગઈ આરેક માઈલ પર એક ઝરણા પાસે પાણી પીવા બવા બેઠા જેમ અહીં ગામડાના લોકો શહેરમાંથી ખરીદી કરી ઘેર પાછા જતા અધવચ બેસીને એકબીજાની ખરીદીની વાતો કરે છે અને પડીકા જુએ છે તેવી ખાસિયત સર્વસામાન્ય છે આ લોકોએ પણ પોત પોતાની વાત કરવા માડી અને ખરીદેલા સામાનના પડીકા જોવા માડ્યા પેલી બાઈને માલૂમ પડ્યું કે તેનું એક અગત્યનું પડીકું દુકાનમાં રહી ગયું છે તે ચિંતામાં પડી હવે શું કરવું? તે પાછી આવે તો દુકાનો બંધ હોય, અને વળી તેને તે પડીકું દુકાનદાર આપે કે કેમ તેની શંકા પણ તેને તે પડીકા વિના ચાલે તેમ જ નહોતું તેથી બીજાને વિદાય થવાનું કહી પોતે પાછી આવી દુકાનના પાછલા ભાગમાં આવીને તેણે કકળાટ કરવા માડ્યો "મારૂં પડીકું રહી ગયું છે તે મસાલાનું છે બહુ જ જરૂરનું છે મને તે આપ' નોકરને તે પડીકાની ખબર હતી દુકાનમાં સામાન્ય નિયમ હતો કે કોઈ કાંઈ વસ્તુ ભૂલી જાય તો સાત દિવસ સુધી તેને અનામત રાખવી તે પડીકું પણ બાજુએ મૂકી દીધેલું હતું પેલી બાઈને તેનું પડીકું મળ્યું તે પોતાને ઘેર ચાલી ગઈ

પચીસેક દિવસ પછી તે બાઈ પોતાની પાછળ ઝોળીમાં નાનું બાળક લઈને દુકાને આવી તેણે તે દિવસની તેની મુશ્કેલીની વાત મને કરી મે તેને પૂછ્યું "પણ તને પ્રસવ ક્યારે થયો?" તેણે હસતા હસતા કહ્યું "અરે ભાઈ મારી વાત શું કરું? બારેક માઈલ પર મારું ઘર છે ત્યાંથી હું આવી પાછી પેલા પાણીના ઝરાએથી પડીકું લેવા આવી તેથી ઘેર જતા રાત પડી ગઈ બહુ મોડું થયું સવારે આ બાળકનો પ્રસવ થયો હું તો થાકીને લોથ થઈ ગયેલી હું બહુ ઉતાવળથી ચાલેલી તારો માણસ સારો કે મને તે પડીકું આપ્યું ન આપ્યું હોત તો હું શું કરત!"

'પણ તારે દુ ખી તો બહુ થવું પડ્યું હશે આટલી બધી મુસાફરી અને શ્રમ પછી પ્રસવ પ્રસંગે તને પીડા તો બહુ થઈ હશે?" તેણે શરમાતા જવાબ આપ્યો, "ના, ના એવું સારું થયું કે રસ્તામાં જ કાંઈ થયું નહિ રસ્તામાં પ્રસવ થયો હોત તો અંધારે મને એકલીને હેરાનગતિ થાત પ્રભુની મારા પર દયા કે તેણે મને ઘેર પહોચવા દીધી અને આ બાળક પણ જોને કેવું સુંદર અને તંદુરસ્ત છે!' એમ કહીને તે બાળકને ચૂમવા લાગી

આ પ્રસંગ પર હું શું વિવેચન કરું? વાચક પોતે જ તેનો વિચાર કરી લે અને આપણી માયકાંગલી દશા માટે લજ્જિત થાય

# ૧૫. હૃદયમંથન

મારા કાકાની ગેરહાજરીના વેપારની જોખમદારી મારે શિરે આવી પડી, એટલે મે તેમા ધ્યાન તો આપ્યુ ખરીદી કરવી, વેચાણ ઉપર દેખરેખ રાખવી અને લેણદેણ કરવી વગેરે કાર્ય તો થયા કર્યું પણ મારા હૃદયને શાન્તિ વળી નહિ મારા કાકાશ્રીએ દેશમા આવીને મારા પિતાશ્રીને મારે વિષે ઘણી વાતો કરેલી તેમન એવી છાપ પડેલી કે તરંગી અને વેદિયો છું મારા પિતાશ્રીને પણ મારે વિષેનો પોતાનો અભિપ્રાય તેમણે જણાવેલો તે પરથી મારા પિતાશ્રીના અને મારી પત્નીના પત્રો આવેલા, કે જે વેપાર ચાલે છે તેને જ વળગી રહેવુ આકાશમા મહેલ બાંધવાના સંકલ્પો તજવા અને તરંગી આવરોને તાબે થવુ નહિ, એવી સૂચનાઓ પિતાશ્રી તરફથી મળી પત્નીએ તો ભયભીત હૃદયે મને વિનવણી જ કરેલી કે મારે પિતાશ્રીની સલાહ મુજબ જ વર્તવુ

પણ મારા દિલનુ દર્દ શમ્યુ નહિ, ઊલટુ વધ્યુ શ્રીગીતાજી અને ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસના વચનામૃતોએ મારા હૃદયમા ભારે તનસાટ જગવ્યો "રોટી મેળવવી પણ તે પ્રામાણિકપણે, એ જ ધર્મ છે માટે રોટી મેળવવાના વ્યવસાય પહેલા પ્રામાણિક થવુ" આ વચને મારા હૃદય પર ભારે અસર કરી "તુ પ્રામાણિક નથી તુ જેટલે દરજ્જે પ્રામાણિક નથી તેટલે દરજ્જે ચોર છુ" આવા વાક્યો જાણે કોઈ કહ્યા જ કરતુ હોય એમ મને થયા કરે યજ્ઞાર્થે હુ કર્મ કરતો નહોતો મારા વ્યવસાયમા પરાર્થે કાઈ નહોતુ એટલુ જ નહિ, પણ જે સેવા કરવા યોગ્ય એવાઓની પાસેથી મારે નફા તરીકે અર્થપ્રાપ્તિ કરવાની હતી આ શ્રીગીતાજીની ભાષામા ચોરીનુ ભોજન ગણાય આવુ ખાનારા પાપ ખાય છે એમ મને લાગ્યુ આ વિચારે મને મૂઝવી નાખ્યો રસોડામા હુ દાળ ભાત રોટલી અને શાક બનાવુ પણ મને યાદ આવ્યા જ કરે કે પેલા મકાઈનુ ભડકુ ખાનારાઓ પાસેથી હુ મારુ મિષ્ટ ભોજન મેળવુ છુ એ ચોરીનુ છે ! મને એનો શો અધિકાર ? એય પ્રભુનો બાળક અને હુ પણ તેનો બાળક હુ તે બાળક પાસેથી તેની જાણ બહાર ચોરી લઉ છુ પ્રભુ મને શી રીતે ક્ષમા આપશે ? હુ ચોર છું આવો ખ્યાલ આવે હૃદય ભરાઈ જાય, ગળગળા થઈ જવાય અને આખમાથી આસુ ખરી પડે મારી આ ભાવનામા પ્રભુની મદદ મે માગી ક્યારે રાત પડે અને હુ પ્રભુને કાલાવાલા કરુ ! ક્યારે તે મને આમાથી બચાવે ! ક્યારે મને તે સત્ય રસ્તો બતાવે ! એમ ઇચ્છ્યા કરુ રાત્રી પડે રાત્રે મારા ઓરડામા કોઈ ન હોય "દીનાનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશો મા" ! એ કેશવરામ હરિરામનુ ભજન ગાઉ અને "માત તાત સગા સહોદર જે કહુ તે

આપ મારે, હે કૃપામૃતના સરોવર દાસ સારુ ચૂકશો મા !' એ લીટી પૂરી કરતા તો હૃદય ઠલવાઈ જાય આમ કલાકેક હૃદય મંથનમા વલોવાય અને પછી મહાતોફાની વરસાદ પછી વાતાવરણ શાંત થાય તેમ હૃદય શાન્તિને પામે પણ તે શાંતિ થોડા કલાકની જ હોય સવારે પાછુ એનુ એ જ ચોખા સાફ કરતા કરતા "મેરે તો ગિરધર ગોપાળ દૂસરા ન કોઈ" ગાઉ અને લાગી આવે કે એ પણ હુ જૂઠું બોલ્યો, હુ ગિરધર ગોપાળ સિવાય અન્ય કોઈનો આશ્રય નથી માનતો? માનતો ન હોત તો હુ અહી શા માટે આવ્યો? પ્રભુનો જ આશરો માનતો હત તો તેને જ શોધવા ન ગયો હત? પૈસા ખાતર ત્રીસ દિવસ સમુદ્રની મુસાફરીનુ જોખમ ખેડીને પાંચહજાર માઈલ આવ્યો પણ પ્રભુ ખાતર મે સહેજેય જોખમ નથી ખેડયુ! એક માઈલ પણ નથી ગયો! તેને ખાતર કાઈ પણ ત્યાગ્યુ નથી. કાઈ પણ સહ્યુ નથી તો પછી હુ શી રીતે કહી શકુ કે મારે તારા સિવાય અન્ય કોઈ નથી? પૈસા ખાતર માતાપિતા અને પત્નીનો વિયોગ સહન કરવાનુ સ્વીકારી લીધુ પણ પ્રભુ, તારા દર્શન ખાતર સ્વજનોનો વિયોગ મે ક્યાં વહોરી લીધો છે? આવા વિચારોમા સાફ થતા ચાવલની થાળીમા આસુ ઠલવાઈ જાય અને હુ સાવધાન થાઉ

પણ મન માખી જેવુ છે તે મધ પરથી ઊડીને તુરત જ વિષ્ટા પર પણ બેસે છે મધ પર બેસે ત્યારે મધના રસાસ્વાદથી લટ્ટુ બની જાય અને વિષ્ટા પર બેસે ત્યારે તેના દુર્ગંધમય સ્વાદમા રત થાય મારુ મન પણ તેવુ અસ્થિર હતુ મારા રસ્તામા માતાપિતા પત્ની વગેરેની રુકાવટ તો હતી જ પણ તેવી બાહ્ય રુકાવટ કરતા અંતરની રુકાવટ ભારે હતી સંસારમા વિચરતી કેટલીક વ્યક્તિઓની જાહોજલાલી જોઉ ત્યારે જીવનના પ્રલોભનો ઊછળી આવે, જીવનની મહત્ત્વાકાક્ષા તરી આવે અને મન દલીલ કરે કે માતાપિતા શું ખોટુ કહે છે? તે ક્યા કહે છે કે તુ ગરીબોને છેતર? તે ક્યા કહે છે કે તુ તેમની પાસેથી હદ કરતા વધારે નફો મેળવ? વેપાર સિવાય ગરીબોની જરૂરિયાત પણ ક્યા પૂરી પડવાની છે? એટલે વેપાર તો તેમના જીવનનિર્વાહ માટે પણ અનિવાર્ય છે અને પિતાશ્રી કહે છે કે તેમની પાસે આપણા માનને ઉઘાડો મૂકી તેની કિંમત તેમને સ્પષ્ટ કહીને જ લેવાની તેમા અનીતિ ક્યા? આમ પ્રામાણિકપણે વેપાર થાય તો હરકત શી? ખરીદી માટે ડરબન ગોરા વેપારીઓની પેઢીમા જાઉ અને કેટલાક વેપારીઓની સ્વચ્છ વેપારપદ્ધતિ જોઈને મને એમ થાય કે હુ આવી સ્વચ્છ પદ્ધતિથી વેપાર કરુ તો શો વાંધો? ધનપ્રાપ્તિના ખાતરીભર્યા સંજોગોને મારે શા માટે વણસાડી નાખવા અને સ્વજનોને દુઃખી કરવા? સંકલ્પબળની ખામી તો મારા સ્વભાવમા હતી અને હજી પણ છે વચનો રસ્તો લેવાને મન લલચાય અને હુ ઉન્નત શિખરેથી ખસી પડુ આ એ ચાખેચમા મારા દિવસો વીતવા લાગ્યા મે પાછળ એકાદ બે

# ૧૬. નિર્ણય

જેવો પત્ર પૂ. ગાંધીજીને લખેલો તેવો પત્ર મેં મારા પિતાશ્રીને પણ લખેલો હતો. એ પત્રથી તો બહુ જ ગેરસમજ ઊભી થઈ. જાણે કે હું સંસારનો ત્યાગ કરી સંન્યાસી બની જવાનો હોઉં એવો કકળાટ ઊભો થયો. મારા પર પત્રોનો વરસાદ વરસ્યો. મારા પિતાશ્રીનો પત્ર જેવો મારા પર આવ્યો તેવો ગાંધીજી પર પણ ગયો. પૂ. ગાંધીજી સાથે તેમને સારો પરિચય હતો. તેમની સાથેના પત્રવ્યવહારથી મને લાગ્યું કે વેપારમાંથી મારા છૂટા થવા વિષેની પોતાની સંમતિ પૂ. ગાંધીજી પાછી ખેંચી લેવા ઇચ્છે છે. એ ઉપરથી મેં તેમને પત્રથી વીનવ્યા કે આપ મને દોરવણી આપ્યા જ કરશો. મારા પિતાશ્રીના પત્રથી મને આપની સાથે રહેવાની મનાઈ કરશો નહિ. મારા આ પત્રના જવાબમાં તેમનો નીચેનો પત્ર મને મળ્યો.

પ્રસંગ વર્ણવ્યા છે તે ન બન્યા હત તો આ વચલા ધોરણે મારું ગાડું ચીલે ચડી ગયું હત પણ તે પ્રસંગોએ મારું મંથન ચાલુ રાખ્યું

બીજી બાજુ પૂજ્યશ્રી ગાંધીજી સાથે પણ પત્રવ્યવહાર ચાલુ થયો મે તેમના દર્શન તો નહોતા કર્યા એટલે કે હુ તેમના પરિચયમા નહોતો આવ્યો. છતા તેમની સાથે મારે પત્રવ્યવહાર થયો મારા પિતાશ્રીના એક મિત્ર શ્રી પરગોત્તમદાસ ગિરધરદાસ દેસાઈ જે ફિનિક્સ આશ્રમમા જ રહેતા હતા, તેમની સાથે મારો સારો પરિચય થયો હતો અને તેમની દ્વારા મે પૂ ગાંધીજી સાથે પત્રવ્યવહાર ચાલુ કરેલો મે મારી વાત તેમની પાસે મૂકેલી અને જણાવેલુ કે વેપારમા કાયમ રહેવાની મારી ઇચ્છા નથી તેમાથી છૂટા થઈ ફિનિક્સમા રહેવાનો અને તેમના વિચાર અનુસાર જીવનપલટો કરી દેશસેવા માટેની તાલીમ લેવાનો મારો નિર્ણય મે તેમને જણાવેલો તે પ્રસંગે મારા પત્રના જવાબમા તેમણે નીચેનો પત્ર મને ૧૯૧૧ના નવેમ્બરમાં મને લખેલો

"ભાઈશ્રી રાવજીભાઈ,

તમારો કાગળ મળ્યો તમારા કાગળ ઉપરથી હુ સમજુ છું કે, તમારી ઇચ્છા ફિનિક્સમાં કામ કરવાની છે એ વિચાર સરસ છે હું તમને ઉત્તેજન આપીશ પણ તમારાથી એ જીરવી શકાશે એ વિષે મને શંકા છે ત્યાં રહી (૧) બ્રહ્મચર્ય પાળવું જોઈએ (૨) સૂક્ષ્મ સત્યવ્રત પાળવું જોઈએ (૩) કામ મુખ્યત્વે અંગનુ સમજવું એટલે કોદાળી પાવડાનું (૪) અક્ષરજ્ઞાન વધારવાનો હેતુ હોય તો તે ભૂલી જવો સહેજે અને જરૂર પડયે વધે તે ભલે (૫) અક્ષરજ્ઞાન કરતા ચારિત્ર દૃઢાવવુ એ આપણુ કર્તવ્ય છે, એમ મન સાથે નિશ્ચય કરવો (૬) ન્યાતના કે કુટુમ્બના અન્યાયની સામે નિર્ભયપણે થવાનો વિચાર રાખવો (૭) ચોખ્ખી ગરીબાઈ ધારણ કરવી.

આ બધુ તમારાથી થઈ શકે અથવા તમારે તે કરવાની ઇચ્છા હોય તો જ ફિનિક્સમાં આવવાનો વિચાર કરવો ત્યા જિંદગી દિવસે દિવસે કઠણ બનશે એમ માનવું ને કઠણ થાય એ સુખની વાત છે એમ સમજવુ

જો તમારો વિચાર માર્ચ મહિનામા આવવાનો થાય તો ઉપરના વિચારો ખીલવતો કાગળ લખ્યા કરજો

મોહનદાસના આશીર્વાદ"

# ૧૬. નિર્ણય

જેવો પત્ર પૂ ગાધીજીને લખેલો તેવો પત્ર મેં મારા પિતાશ્રીને પણ લખેલો હતો એ પત્રથી તો બહુ જ ગેરસમજ ઊભી થઈ જાણે કે હુ સસારનો ત્યાગ કરી સન્યાસી બની જવાનો હોઉ એવો કકળાટ ઊભો થયો મારા પર પત્રોનો વરસાદ વરસ્યો મારા પિતાશ્રીનો પત્ર જેવો મારા પર આવ્યો તેવો ગાધીજી પર પણ ગયો પૂ ગાધીજી સાથે તેમને સારો પરિચય હતો તેમની સાથેના પત્ર વ્યવહારથી મને લાગ્યુ કે વેપારમાથી મારા છૂટા થવા વિષેની પોતાની સમતિ પૂ ગાધીજી પાછી ખેંચી લેવા ઇચ્છે છે એ ઉપરથી મે તેમને પત્રથી વીનવ્યા કે આપ મને દોરવણી આપ્યા જ કરશો મારા પિતાશ્રીના પત્રથી મને આપની સાથે રહેવાની મનાઈ કરશો નહિ મારા આ પત્રના જવાબમા તેમનો નીચેનો પત્ર મને મળ્યો

"ભાઈશ્રી ૫ રાવજીભાઈ

તમારો કાગળ મળ્યો મે મારા વિચાર ફેરવ્યા નથી, પણ તમારા પિતાશ્રી તમને ફિનિક્સ આવવાની મનાઈ કરે તો મારો ધર્મ છે કે તમને મારે ના પાડવી ને તમારો ધર્મ તેવો જ છે પણ જો તમારી પાસે તમારા પિતાશ્રી ચોખ્ખો અધર્મ કરાવે તો તેમાથી મુક્ત થવા તમને હુ ફિનિક્સમા લઈ શકુ છુ મને લાગે છે કે, જ્યારે નીતિની સાકળોમા આપણે આવી પડીએ ત્યારે અમુક પગલા ભરવાની માબાપ ના પાડે તો તેમા મૂગા બેસવા બધાયા છીએ પણ જ્યારે અમુક પાપ કરાવવા માગે ત્યારે ન કરીએ આમા પ્રહ્લાદજીના દાખલા ઉપરાત કોઈ પણ બતાવી શકાય તેમ નથી વળી પિતાના હુકમથી શારીરિક દુ ખ બધુયે ઉઠાવીએ આત્મિક દુ ખ હોય નહિ

તમે વેપારમા રહી શકો છો અને નીતિ જાળવી શકો છો તેમા તમારુ શિક્ષણ છે જો જિંદગી ભોગવવાની તમે ઇચ્છા રાખો છો તેની તે તૈયારી થશે વળી તમે અડગ પ્રમાણિકપણુ વેપારમા જાળવી શકશો તો વેપારમા ઉપકાર કરી શકશો કોઈ પણ ઘરાક આવે તેની પાસેથી એક જ ને તે અમુક નફો (સાધારણ) આપનારુ જ દામ લેવુ, જે વસ્તુ આપણને ત્યાજ્ય છે તે ના વેચવી, ઘરાકની સાથે વિનયથી વાતો કરવી, તેઓની ગાલ વેચવા ખાતર ખુશામત ન કરવી, નોકરો હોય તો તેની તરફ ભાઈ છે એમ જાણી ચાલવુ, વગેરે બધુ મહેનતે જાળવી શકાય તમને વેપારમા રહીને લાલચમા પડવા જેવુ છે એમ ન લાગવુ જોઈએ કેમકે તમને તો વેપાર અનીતિને ખાતર જ પસદ નથી તમે તો માત્ર પિતાશ્રીની આજ્ઞાને આધીન થવાના કારણથી જ વેપાર કરશો એટલે ત્યા પ્રમાણિકપણુ મેળવવુ એ

સહેલ લાગતું નેઈએ પૈસાનો લોભ નથી એમ તમે જણાવો છો જે સ્થિતિને વિષે આપણે વીતરાગી હોઈએ તે સ્થિતિમા રહેતા આપણે દુઃખ પામીએ પણ ભ્રષ્ટ તો ન જ થઈએ પ્રહલાદજી રાક્ષસોની વચ્ચે વિષ્ણુના ભક્ત રહ્યા તે કંઈ તેને મુશ્કેલ હતું એમ મને નથી લાગતુ કેમકે રાક્ષસી પ્રવૃત્તિ વિષે પોતે સંપૂર્ણ પણે વીતરાગી હતા

માણસ ગુણીએ બેઠો પણ પોતાના મત જાળવી શકે છે એ વેળા એ જળવાય એ જ ખરુ મત છે જો નીતિ એ આપણને સ્વાભાવિક થઈ પડે, આપણા હાડમા ઘર કરે, તો તે જળવાય જ અને તેટલે દરજ્જે તેને કેળવવી એ આપણુ બધાનુ કર્તવ્ય છે તમારી સારી ઇચ્છા કરો એવુ ઇચ્છુ છુ

મોહનદાસના આશીર્વાદ "

પૂ ગાધીજીના ઉપરના પત્રથી હું ધીરો પડયો તે સિવાય છૂટકો પણ નહોતો મારે માથે જે જવાબદારી હતી તે ફેંકી દેવાય તેમ તો હતુ જ નહિ મારે કોઈને એ જવાબદારી સોંપવી જ જોઈએ મારા કાકાશ્રી તો હજી દેશમા જ હતા એટલે તે આવે ત્યા સુધી પૂ ગાધીજીની સૂચના અનુસાર ફિનિક્સમા રહેવાની પાત્રતા મેળવવાની હુ તૈયારી કરતો રહ્યો એવામા મારા એક મિત્ર ભાઈ મગનભાઈ હરિભાઈ પટેલ ત્યા આવી ચઢ્યા તે મારી સાથે પેટલાદ બોર્ડિંગમા સહાધ્યાયી હતા તે આફ્રિકાને કાઠે વેરા બદરથી ઊતરીને રોડેશિયા થઈને નાતાલમા દાખલ થયેલા તે આવેલા ધનપ્રાપ્તિ માટે પણ દરિયાના કાઠાના પ્રદેશની હવા તેમની તબિયતને માફક જણાઈ નહિ તેમને કેમ જેવુ જણાયુ તે મારી સાથે લાંબો સમય રહ્યા મારા વિચારને અને વૃત્તિને તેમનો સાથ મળ્યો ધીમે ધીમે તે પણ પ્રેરાયા તેમના આવ્યા પહેલા પૂ ગાધીજી શ્રીમાન ગોખલેજીને દેશ તરફ વળાવીને પાછા વળતા ફિનિક્સ ગયેલા હું પણ સાથે ગયેલો જીવનમા આ પ્રથમ જ પરિચય હતો ફિનિક્સમા હું તેમની સાથે બે દિવસ રહ્યો તે વિષેનુ કેટલુક વર્ણન મે 'ગાધીજીની સાધના'મા આપેલુ છે જેથી તેનુ હુ અહી પુનરાવર્તન નહિ કરુ બીજી વખત ભાઈશ્રી મગનભાઈ સાથે હુ ગયો, ત્યારે પૂ ગાધીજી પોતાની સ્કૂલ (ટોલ્સ્ટોય ફાર્મવાળી)ના બાળકોને લઈને ત્યા સ્થાયી રહેવાને ગયેલા હતા ભાઈ મગનભાઈએ ત્યા બે દિવસ રહીને પૂ ગાધીજી સાથે વાતચીત કરીને ત્યા જ રહેવાનુ નક્કી કર્યુ અને થોડા દિવસ પછી ત્યા જ સ્થિર થયા

એટલામા મારા કાકાશ્રી દેશમાથી ત્યા આવ્યા સને ૧૯૧૧નો નવેમ્બર માસ હતો મારી સાથે તેમણે ચર્ચા કરવા માડી તેમણે મારા પિતાશ્રી સાથે નક્કી કરેલુ કે જે વેપાર સારો ચાલે છે તેને બધ કરીને બીજે ઘોડે ચઢાય નહિ તેમા જોખમ છે તેમા ફાવીશું જ તેની શી ખાતરી? મને ન રુચતુ હોય તો મારે વેચાણમા માથુ મારવુ નહિ ખરીદીનો અને નાણાકીય વહીવટ કરવો પણ મને

તેથી સંતોષ થયો નહિ. જેને હું યોગ્ય નથી ગણતો તેની કમાણીનો હું ભાગીદાર તો રહું છું જ. જે વર્તન મને ગમતું નથી તે હું ન કરું પણ મારા વતી બીજા કરે અને તેનું ફળ હું ભોગવું, એમાં છેતરપિંડી અને દંભ ગણાય. આમ ચર્ચામાં અને વાતોમાં નવેમ્બર અને ડિસેમ્બર પૂરો થવા આવ્યો. ડિસેમ્બરની ૨૫મીએ ક્રિસ્ટમસને દિવસે પ્રભાતમાં ઊઠી મેં પ્રાર્થના સાથે સંકલ્પ કર્યો કે મારે વેપાર છોડવો અને ફિનિક્સ પૂ. મહાત્માજીને મળવા જવું. એ માટે મેં તૈયારી કરવા માંડી. મારા કાકાશ્રીએ મને કહ્યું, "પણ તું મને મુશ્કેલીમાં મૂકે છે. તું છૂટો થઈશ એટલે હું એકલો બધી જવાબદારી નહિ ઉઠાવી શકું. મારે કોઈ જવાબદાર ભાગીદાર તો જોઈએ જ. મારે બીજા કોઈને રાખવો પડશે અને મોટાભાઈને વાર્ષિક ખેરાગનો હિસ્સો નહિ આપી શકું."

મેં દૃઢતાથી જવાબ આપ્યો, "હું તે સમજી શકું છું. તમે તેમ કરો તેમાં મને સહેજે અયોગ્ય નહિ લાગે. પિતાશ્રીની જે રકમ મૂડી તરીકે હોય તે તેમને મોકલી આપશો. તેથી તેમણે સંતોષ માનવો જોઈએ."

આમ નિર્ણય થયો. સન ૧૯૦૫ના ફેબ્રુઆરી માસમાં મારા વેપારમાંથી હું ફારેગ થયો અને ફિનિક્સના કાર્યમાં જોડાઈ ગયો.

મારા પિતાશ્રી ગુસ્સે થયા. ગુસ્સે થાય એ સ્વાભાવિક હતું. ઘણાં વર્ષોથી સ્થિર થયેલો વેપાર અને કમાણી ખોવા પડ્યા તેથી તેમને ઘણું દુઃખ થયું. મેં બહુ જ નમ્રતાથી પત્રો દ્વારા મારું હૃદય તેમની પાસે ઠાલવ્યું. તેથી તેમને કંઈક સંતોષ થયો હશે. પણ જે નિશ્ચિંતતા ભવિષ્યમાં મળશે એમ તેમણે માનેલું તેમાં ભંગ પડ્યો.

## ૧૭. ફિનિક્સ આશ્રમ

સને ૧૯૦૪માં ગાંધીજીએ અંગ્રેજ લેખક રસ્કિનનું 'Unto This Last' નામનું પુસ્તક વાંચીને સંકલ્પ કર્યો કે પોતે વકીલાત છોડીને એક ખેડૂત તરીકે સાદું અને ઉન્નત જીવન ગુજારવું. એ પવિત્ર સંકલ્પને કૃતિમાં મૂકતાં જ પ્રથમ તેમણે ડરબન અંદરથી ઉત્તર કાંઠે રેલવે લાઈન પર ચૌદ માઈલ દૂર ફિનિક્સ નામના સ્ટેશન પાસે સો એકર જમીન ખરીદી. આ ખરીદી કરતાં પહેલાં તેમણે પ્રથમ આ વિચાર મિ. વેસ્ટ જે ઇન્ડિયન ઓપીનિયનના વ્યવસ્થાપક હતા તેમને કહ્યો. વળી પોતાના જીવનમાં કરવા ધારેલા પલટા વિષે પણ કહ્યું. મિ. વેસ્ટે તે વિચારને અમલ મૂકવા અને પોતે પણ તેમાં સામેલ થવાનું સ્વીકાર્યું. જીવનના મોજશોખ છોડવા, ધનપ્રાપ્તિનો વ્યવસાય ત્યજવો, સ્વાશ્રયી બની જાતમહેનતથી જ જીવન

પોષણ, સત્ય એ જીવનનું ધ્યેય છે, તેને શોધવાને અહિંસા એ સર્વોત્તમ સાધન છે, એટલે આપણી જીવનચર્યામાં અહિંસાને મધ્યબિંદુ ગણી તેના પરિઘમાં જે જે કાર્યો અને વર્તન આવી જાય તેને અનુસરવું, આવી કાંઈક વિચારસરણીથી પ્રેરાઈને તેમણે જીવનપલટો કરવાનો સંકલ્પ કર્યો પણ અહિંસાની કાંઈ મર્યાદા છે ? આ સંસાર હિંસાથી ભર્યો છે હાલતા ચાલતા, ઊઠતા બેસતા, શ્વાસોચ્છ્વાસ લેતા પણ હિંસા તો થયા જ કરે છે નિર્ભેળ અહિંસા કૈવલ્યસમાધિ સિવાય સાધ્ય નથી અને તે સંસારમાં કેટલી શક્ય છે ? સંસારને તો ગાંડપણ આવ્યુ છે વ્યક્તિ વ્યક્તિ વચ્ચે, સમાજ સમાજ વચ્ચે, દેશ દેશ વચ્ચે એવો જીવનવિગ્રહ ચાલી રહ્યો છે કે એમાં ભ્રાતૃભાવ જેવું કાંઈ રહ્યું નથી, ન્યાય અન્યાય જણાતો નથી, ધર્માધર્મ કાંઈ સૂઝતો નથી, સારુંનરસું દેખાતું નથી હું અને મારા સ્વજન, મારું ગામ અને પરાયું ગામ, મારો સમાજ અને પરાયો સમાજ, મારો દેશ અને પરાયો દેશ આમ સ્વાર્થભર્યા વર્તુળોથી આ સંસાર એવો ગૂંગળાઈ ગયો છે કે તેને જીવનશ્વાસ લેતા પણ મુશ્કેલી પડે છે વળી આ વર્તુળો એથી પણ સંકુચિત થતાં જાય છે પછી તો હું અને મારા સ્વજન વચ્ચે વર્તુળ પડી જાય છે અને જીવનવિગ્રહ તેમની સાથે પણ જામે છે આ બધું શી રીતે મટે ? સંસાર, દેશ, સમાજ અને વ્યક્તિ આ જીવનવિગ્રહમાથી બચે, સર્વે એકરૂપ થાય, સર્વેને શાન્તિ થાય, અને સર્વેનું કલ્યાણ થાય એ ધ્યેય એ જ સત્ય અને એ ધ્યેયને પ્રાપ્ત કરવાનું અફર સાધન તે અહિંસા. એ અહિંસા પોષાય એવી જીવનચર્યા દરેક વ્યક્તિએ આચરવી એ તેનુ કર્તવ્ય આવી અહિંસક જીવનચર્યા શી રીતે આચરાય ? કોઈ યોદ્ધાથી આચરાય ? કોઈ ડૉકટરથી આચરાય ? કોઈ વકીલથી આચરી શકાય ? કોઈ શિક્ષકથી આચરી શકાય ? કોઈ વેપારી આચરી શકે ? હા સર્વ કોઈ અહિંસક જીવનચર્યા આચરી શકે જો તે પોતાને પ્રભુએ આપેલી બુદ્ધિ કે કાર્યકુશળતાનો સદુપયોગ કરે એટલે કે પરહિતાર્થે–પરસેવાર્થે વાપરે પોતાની આજીવિકા જાતમહેનતથી જ પેદા કરવી એ જ ધર્મ છે, એ જ કર્તવ્ય છે અને એ જ નીતિ છે એમ સમજી શ્રમજીવી જીવન જીવે તો કોઈ પણ વ્યક્તિ, પછી ભલે તે યોદ્ધો હોય, વેપારી હોય, ડૉકટર હોય, વકીલ હોય, શિક્ષક હોય, ખેડૂત હોય કે અન્ય કોઈ ધંધાદારી હોય તો પણ અહિંસક જીવન જીવી શકે આમ વ્યક્તિઓની આવી જીવનચર્યાથી આખા સમાજની રચના જ અહિંસાના શાશ્વત પાયા પર રચાઈ જાય કોઈ કોઈના પર જીવે નહિ કોઈ કોઈના પર સરસાઈ ભોગવે નહિ કોઈ કોઈની કાંધે ચઢી બેસે નહિ વ્યક્તિ, સમાજ, દેશ, પરદેશ સર્વ સુખી થાય, સર્વને સંતોષ રહે અને સર્વને શાન્તિ થાય આમ આ સંસારમાં નાના મોટાં વર્તુલોમાં જે જીવનવિગ્રહ ચાલી રહ્યો છે તેનો સદંતર નાશ થાય અને સંસાર શાન્તિને પામે આવા કંઈક

કંઈક વિચારોથી પ્રેરાઈને ગાંધીજીએ જીવનપલટો કરવાનો સંકલ્પ કર્યો હશે. આ સંકલ્પમાં તેમના જીવનઆદર્શનું બીજ હતું. તેમના સમગ્ર જીવનપલટાની શરૂઆત આ શુભ સંકલ્પથી થઈ.

પણ હું કાંઈ આ બધું સમજતો નહોતો. હિંસા અહિંસાના તત્ત્વજ્ઞાનમાં મારી દૃષ્ટિ બહુ ખૂલી નહોતી. તેમ જ સમાજની અહિંસક રચનાનો પ્રશ્ન તો મારા ખ્યાલ બહાર જ હતો. મારી વાત તો મારા પૂરતી જ બહુ જ સાદી હતી. જીવનનિર્વાહ અને ધનપ્રાપ્તિ નીતિને ભોગે અને દયાને ભોગે મને નહોતા ખપતા. એમ કરતાં કોઈક મુશ્કેલી ભોગવવી પડે તો તે વેઠવા હું તૈયાર હતો. પણ મારી તે તૈયારીની મર્યાદાની મને ખબર નહોતી. તે દિશામાં હું મક્કમ રહું અને મારી તત્પરતાને હું ટકાવી શકું તેવું સ્થિર વાતાવરણ મારે જોઈતું હતું. તેવું વાતાવરણ મને પૂ. ગાંધીજી સાથે ફિનિક્સમાં રહેવાથી મળશે એવી શ્રદ્ધાથી હું ત્યાં ગયો. મારી ઇચ્છા પૂરી થઈ. મને તેવું વાતાવરણ મળ્યું. પણ પારસમણિ પામીને તેનો યોગ્ય ઉપયોગ કરવાનો વિવેક મારામાં નહોતો. એટલે મારામાં જીવનધ્યેય પ્રાપ્ત કરવાની તીવ્રતા જેટલી મંદ હતી તેના પ્રમાણમાં તે વાતાવરણનો લાભ મને ઓછો મળ્યો. સાચી વાત કહું તો મને તેનો શોક પશ્ચાત્તાપ કે દુઃખ નથી થતાં. તે મારી નબળાઈને કારણે હશે કે કેમ તેની ભાંજગડમાં પણ હું પડતો નથી. "જેવા મારા પૂર્વસંસ્કાર!" "પ્રભુની જેવી કૃપા!" એમ વિચારી ઠોઠ નિશાળિયો જેમ આશ્વાસન મેળવે છે તેમ હું પણ આશ્વાસન મેળવું છું.

પણ મેં જે ઇચ્છ્યું હતું તે મને મળ્યું. ફિનિક્સમાં રહીને મારે શું કરવું તેના વિચારમાં હું પડયો. પેલા પત્રમાં પૂ. ગાંધીજીએ જણાવેલી શરતોનો અમલ થવો જોઈએ. આશ્રમનો કાર્યક્રમ એવો ગોઠવાયેલો કે ત્યાં રહેતો કોઈ પણ તે કાર્યક્રમમાં એક દિલથી કામે લાગે તો આપોઆપ ત્યાંના વ્રતો પળાઈ જાય. (૧) બ્રહ્મચર્યવ્રત પાળવું (૨) સુદૃઢ સત્યવ્રત પાળવું (૩) કામ મુખ્યત્વે અંગનું સમજવું (૪) અક્ષરજ્ઞાન મેળવવાનો હેતુ હોય તો તે ભૂલી જવો. સહેજે અને જરૂર પડ્યે વધે તે ભાવે (૫) અક્ષરજ્ઞાન કરતાં ચારિત્ર દૃઢાવવું એ આપણું કર્તવ્ય છે એમ મન સાથે નિશ્ચય કરવો (૬) ન્યાતના કે કુટુમ્બના અન્યાયની સામે નિર્ભયપણે થવાનો વિચાર રાખવો. અને (૭) ચોખ્ખી ગરીબાઈ ધારણ કરવી. આ સાત શરતો પોતાના પત્રમાં ગાંધીજીએ મૂકેલી તે પ્રમાણે મારે વર્તવું જોઈએ. તેમાં પ્રથમ બે શરતો સિવાય બીજી મને મુશ્કેલ ન લાગી. જેમ જેમ ગાંધીજી સાથે પરિચય વધ્યો અને પ્રસંગો પ્રાપ્ત થયા તેમ તેમ બ્રહ્મચર્યવ્રતનું સ્વરૂપ તો વિરાટ જણાયું. પ્રથમ દૃષ્ટિએ તો મેં એમ જ માની લીધું કે ફિનિક્સમાં એકલો રહ્યો, પછી બ્રહ્મચર્યનો પ્રશ્ન જ ક્યાં ઊભો થવાનો. પણ આપણે આપણા શાબ્દિક, કાયિક અને માનસિક એ ત્રણેય વર્તનમાં શુદ્ધ અને પવિત્ર રહીએ,

કામાદિના વિચાર અને વાતાવરણથી અલિપ્ત રહીએ તો જ બ્રહ્મચર્યનું વ્રત પાળ્યું ગણાય. આવું વ્રત લીધેલા કેટલાક મિત્રો ઇચ્છા ન હોય છતાં લપસી પડે અને પછી ગાંધીજી પાસે લજ્જિત ચહેરે થઈ ગયેલી ભૂલ સ્વીકારી લે એવા પ્રસંગો જોયા પછી જ મારી દૃષ્ટિ ખૂલી, અને તેનો સ્પષ્ટ અને સાચો અર્થ સમજી શક્યો. પણ જેટલું સમજી શક્યો તેટલું વર્તવાની શક્તિ મારામાં નહોતી. હજી પણ નથી. બ્રહ્મચર્યના સૂક્ષ્મ અર્થનો અમલ કરવાને દક્ષિણ આફ્રિકામાં હું સતત પ્રયત્નશીલ રહ્યો. પણ વાંદરાનું દૃશ્ય આપણી સામે નહિ લાવવાનો વારંવાર સંકલ્પ કરવા છતાં વારંવાર નજર સામે ખડો થાય જ. તેમ વાંદરા જેવું મન ભટક્યા જ કરે. તેને અંકુશમાં લાવવાને જે તીવ્ર પ્રયત્ન કરવા જોઈએ તે તીવ્રતાની ખામી પ્રથમથી જ મારામાં હોવાથી હું તેમાં હજી પણ ફાવી શક્યો નથી. રામકૃપા અને સતત પુરુષાર્થ સિવાય એ વસ્તુ દુઃસાધ્ય છે, એમ મને લાગ્યું.

જેવું બ્રહ્મચર્યનું તેવું જ સૂક્ષ્મ સત્યવ્રતનું. બ્રહ્મચર્યને તો હું સમજી શક્યો, પણ સત્ય તો સમજી પણ ન શકાય. સત્યની શોધમાં પૂ. ગાંધીજી જેવા અનેક સંતોનાં જીવન પૂરાં થયાં પણ હજી કોઈ એમ નથી કહી શક્યું કે સંપૂર્ણ સત્ય તેમને સાંપડ્યું છે. તેથી આવી સ્થિતિમાં હું સત્યને શોધવાને પ્રયત્નશીલ છું એ કહેવામાં પણ નર્યો દંભ અને ભૂંડાણું જ ગણાય.

આમ ફિનિક્સ આશ્રમમાં જે નાના મોટા રહેતા હતા તે સર્વે ઓછાવત્તા પ્રમાણમાં મારી દિશામાં જ પ્રયત્નશીલ હતા. તેનું વર્ણન ઉપર મેં આપ્યું. તેથી વધારે આપી શકું તેવી મારી શક્તિ નથી. પણ પૂ. ગાંધીજીના ત્યાંના જીવનપ્રસંગો વિષે થોડું કાંઈક 'ગાંધીજીની સાધના'માં લખ્યું છે. એટલે અહીં મારે મારા અંગત અનુભવ સિવાય અન્ય કાંઈ લખવાનું રહેતું નથી. જે આવતા પ્રકરણમાં હું લખીશ.

# ૧૮. ફિનિક્સનો કેળવણીનો પ્રયોગ

ફિનિક્સમાં ચાલતા કાર્યક્રમ પૈકી હું શું લખું? પૂ. ગાંધીજીને લગતા કેટલાક મુખ્ય મુખ્ય પ્રસંગો મેં આપી દીધેલા છે. છતાં ત્યાંની કેટલીક વિચારશ્રેણી કે પ્રવૃત્તિ જે વટવૃક્ષના બીજ જેવી હતી તે વિષે લખવાનું મને મન થાય છે. જે જાણતો ન હોય તેના હાથમાં વડનું બીજ આવે તો તેને ક્યાંથી ખ્યાલ આવે કે તેમાંથી એક વિશાળ વૃક્ષ ઉત્પન્ન થશે? તેમ મને પણ તે વખતે ક્યાંથી ખ્યાલ હોય કે ફિનિક્સની પ્રવૃત્તિ વડના બીજ જેવી શક્તિશાળી નીવડશે? અત્યારે હું

જોઈને તાજુબ થાઉં છું કે ફિનિક્સ આશ્રમમાં જે પદ્ધતિને સામાન્ય ગણી અખત્યાર કરેલી તે હાલ વેદના સૂત્ર જેવી તેનું ભાષ્ય થતાં અનેક અંગઉપાંગોવાળી વિશાળ નીવડી છે. અમને તે વખતે આવો ખ્યાલ નહોતો. કદાચ પૂ. ગાંધીજીને હશે. પણ મને તો નહોતો જ.

આમ હાલ જેણે વિશાળ સ્વરૂપ લીધું છે તેવી એક પ્રવૃત્તિ આશ્રમની નિશાળની હતી. મેં પાછળ જણાવ્યું છે કે ત્યાંનો કાર્યક્રમ જ એવો ગોઠવાયેલો હતો કે તે પ્રમાણે એકાગ્ર વૃત્તિથી વર્તનાર વિદ્યાર્થીને આપોઆપ સંગીન કેળવણી મળી રહે. તે શી રીતે એ મારે આ પ્રકરણમાં કહેવું છે.

વિદ્યાર્થીઓનો કાર્યક્રમ આ પ્રમાણે હતો:

સવારે ૫ વાગ્યે ઊઠવું, પ્રાર્થના અને સ્વાધ્યાય

„ ૬ થી ૭ દાતણ અને શૌચાદિ

૭ થી ૯–૩૦ અંગમહેનત: ખોદવું, ગોડવું, ઘાસ કાઢવું, ખીના ક્યારા કરવા, ફળઝાડ રોપવાં, ફળઝાડની માવજત કરવી, ફળ ઉતારવાં, આજુબાજુ સ્વચ્છતા કરવી, પાયખાનાના મળની વ્યવસ્થા કરવી, પાયખાનું સ્વચ્છ કરવું. સૌ સૌને સોંપેલા કાર્યમાં લાગી જવું.

„ ૯–૩૦ થી ૧૦ સ્નાનાદિ

„ ૧૦ થી ૧૨ જમવાનું અને આરામ

બપોરે ૧૨ થી ૪ અક્ષરજ્ઞાનના વર્ગો અને પ્રેમનું કામ વારાફરતી બે ટુકડે થાય

„ ૪–૦ થી ૫–૦ સ્વાધીન સમય

સાંજના ૫–૦ થી ૬–૦ જમવાનું

„ ૬ થી ૭–૦ હરવા ફરવાનું

„ ૭ થી ૮–૦ પ્રાર્થના, કથાવાચન અને અન્ય વાર્તાવિનોદ

„ ૮ થી ૯–૦ સ્વાધીન સમય, મનપસંદ વાચન

„ ૯ થી ૫–૦ ઊંઘ

હમેશનો ચોવીસ કલાકનો આ કાર્યક્રમ હતો.

સવારે મોં ધોઈને પ્રાર્થના પછી ગીતાજી કે પોતપોતાની પસંદગીના એવાં બીજાં પુસ્તકો બધા શાંતિથી વાચતા. કેટલાક બાઇબલ, શ્રી બુદ્ધચરિત્ર કે કુરાને શરીફ વાચતા. આ પુસ્તકોનું વાચન કર્મકાંડ જેવું નહોતું રહેતું. પૂ. ગાંધીજીનો સાદ હમેશાં હોય જ: 'ધાર્મિક ભાવનાના હેતુથી ધર્મપુસ્તકો ભલે વંચાય, પણ તેથી જ ધર્મભાવના આવશે એમ માની લેવાની ભૂલ ન કરશો. તેથી તમને ધર્મનું શિક્ષણ મળશે એવું પણ ન માનશો. ગીતાજી વાચો, કંઠસ્થ કરો અને તેના અનેક ભાષ્યો વાચી જાઓ. તેથી તમે ગીતાજી ઉપર સુંદર નિબંધ લખી શકશો, પણ ગીતાજીમાં જે આત્મતત્ત્વ રહ્યું છે તેને તમે પામી નહિ શકો. તમને તેથી આ

કેળવણી નહિ મળે બુદ્ધિની કેળવણી મળશે રામાયણ વાંચો છતાં રામના ગુણોને અનુસરવા માટે પ્રયત્નશીલ ન થાઓ અને ભરતના યમ, નિયમ શમ, દમ વગેરે વ્રતો ન આચરો તો રામાયણ વાંચવું નિરર્થક છે ઉપનિષદ વાંચો છતાં તેમાનું આત્મતત્ત્વ ન સમજો અને તેને વર્તનમાં ન ઉતારો, તો તેને કંઠસ્થ કરવામાં શો લાભ ? સંભવ છે કે ઉપનિષદ કંઠસ્થ હોવાનું અભિમાન ઉદ્ભવે, અને ઊલટું આત્માનું પતન થાય બુદ્ધનું જીવન વાંચીએ અને વીતરાગી થવા પ્રયત્ન ન કરીએ, બાયબલ વાંચીએ અને ભગવાન ક્રાઈસ્ટના ઉપદેશને ન ઝીલીએ, કુરાને શરીફ વાંચીએ અને પેગંબર સાહેબના ભ્રાતૃભાવ અને એખ્તાના ઉપદેશને ન અપનાવીએ તો પછી ધર્મને નામે એ પુસ્તકો વાંચવાનો કાંઈ અર્થ નથી"

આવી આવી ચેતવણી પૂ. ગાધીજીની હમેશા હોય જ ત્યા જેને વિદ્યાર્થીઓ કહેતા તેવા પચીસેક વિદ્યાર્થીઓ હતા પણ તે ઉપરાત મારા જેવા પણ વિદ્યાર્થી હતા અમારે બધાઓને નિશાળમા શીખવાનુ હતુ અમારા શિક્ષક ગાધીજી હતા તે પોતે પણ વિદ્યાર્થી હતા તે તેમના વિદ્યાર્થી કરતા વધારે સાવધાન હતા કારણ કે આત્માની કેળવણી, જે બીજી બધી કેળવણીના પાયારૂપ છે તે, કાંઈ પુસ્તકિયા જ્ઞાનથી આવે તેમ નથી તે માટે તો જીવનદૃષ્ટાત જોઈએ એટલે અમારે તો ફક્ત આત્માની કેળવણીના જે કિરણો ગાધીજી તરફથી મળતા તેને ઝીલવાના હતા, પણ ગાધીજીને તો તેવા કિરણો સ્ફુરણાથી મેળવવાના હતા અને તે અમને આપવાના હતા આમ તેમની જવાબદારી બેવડી હતી તેથી તે પોતે જ બહુ સાવચેત રહેતા અમને તેવી કેળવણી આપવાને તે અમારા પિતા બન્યા વાત્સલ્યભાવ વિના પિતા બનાતુ હશે ? પુત્રપ્રેમને આપણે વાત્સલ્યભાવ કહીએ છીએ, એટલે અમે બધા તેમના સતાન હોઈએ એવી તેમની મમતા અમારા પ્રત્યે અમે અનુભવી અને પરિણામે તેમને અમે બાપુજીના નામે સબોધ્યા, ગુરુજીને નામે નહિ

બાપુજીએ કેળવણીની વ્યાખ્યા અમને એવી આપેલી કે "પરોપકાર કરવો, બીજાની સેવા કરવી અને તેમ કરતા જરાયે મોટાઈ ન માની લેવી, એ ખરી કેળવણી છે " આમા શાળા પાઠશાળાની વાત નથી કહી, વિદ્યાપીઠની ઉપાધિઓ મેળવવાની વાત નથી કહી, અને ઉદરનિર્વાહ માટે સેકડો કે હજારો સિક્કા મેળવવાની વાત પણ નથી કહી પરોપકાર, બીજાની સેવા કરવી એમા બીજી બે વાતો આવી જાય છે પરોપકાર કરવામા પરોપકાર કરવાની ભાવના પ્રથમ જોઈએ ત્યાર બાદ ભાવનાની તીવ્રતાના પ્રમાણમા પરોપકાર કરવાની શક્તિ જોઈએ બીજાની સેવા કરવામા પણ પ્રથમ સેવા કરવા જેટલા પ્રેમ, દયા હોવા જોઈએ અને પછી સાધન તરીકે શક્તિ હોવી જોઈએ આ બને મુદ્દામા શું ન આવી ગયુ ? પણ બાપુજીએ એટલેથી ન પતાવ્યુ કોઈ વિરલ શક્તિવાળા પરોપકારી અને પ્રખર સેવકે આ સસારની ભારે સેવા કરી છતા પોતાની સેવાનુ અને તેને અગેની શક્તિનુ અભિમાન

તેના હૃદયે વસ્યુ તો એનો અર્થ તો એવો થયો કે, તેણે પરોપકાર અને સેવા પોતાનુ અભિમાન પોષવા કર્યા તેનામા મોટાઈ ઊપજે, માન અકરામની લાલસા પેદા થાય, તેની કામના પૂરી ન થતા રોષ થાય અને અંતે પોતાના ધ્યેયથી તે પડે એટલે પરોપકારી અને સેવાભાવી માણસનુ તેવી વૃત્તિથી રક્ષણ કરવા ખાતર બાપુજીએ ઉપાય બતાવ્યો તે એ કે "તેમ કરતા જરાયે મોટાઈ ન માની લેવી" પરોપકાર અને બીજાની સેવા કરવાની વૃત્તિ હોય, તેવી શક્તિ હોય અને પોતે જે જે કર્યું તે વિષે મમત્વ ન હોય, મોટાઈ ન હોય, અભિમાન ન હોય એટલે એ તો નિષ્કામ, અનાસક્ત યોગનો યોગી થયો બાપુજીની કેળવણીની વ્યાખ્યા એવી છે અને એટલા જ માટે ભાઈ મણિલાલે બાપુજીને પત્ર લખેલો કે "હુ નિશાળે તો જતો નથી મને કોઈ પૂછે કે તમે કયા ધોરણમા છો ત્યારે હુ જવાબ આપતા શરમાઉ છુ મારે શું કહેવુ ?" એના જવાબમા બાપુજીએ તેમને જણાવેલુ કે "તમે કયા ધોરણમા છો એમ કોઈ પૂછે તેનો જવાબ નથી આપી શકતા? હવે આપજો બાપુના ધોરણ'મા છુ"

આ ધોરણ કયુ અને બાપુજીએ તે ધોરણમા અમને કેળવણી આપવાને કેવા પ્રયત્નો કર્યા તેનુ થોડુક વર્ણન હુ અહીં આપીશ

બાપુજી પશ્ચિમના દેશોના ખોરાક વિષેના તજ્જ્ઞોની પાસેથી ખોરાકના અખતરાઓ શીખ્યા શારીરિક દૃષ્ટિએ, પૌષ્ટિકતાની દૃષ્ટિએ અને કરકસરની દૃષ્ટિએ એ ડાકટરોએ એ જ્ઞાન સમાજને આપ્યુ છે પણ બાપુજીએ આગળ વધી તેમાથી એક મૂળભૂત વસ્તુ શોધીને અમારી પાસે મૂકી દીધી "જેણે ઇન્દ્રિયો જીતી તેણે જગત જીત્યુ પણ જેણે જીભ જીતી તેણે ઇન્દ્રિયો જીતી" આ પુરાણુ સત્ય તેમણે તાજુ કરીને અમારી પાસે રજૂ કર્યું વિદ્યાર્થી માત્રે બ્રહ્મચર્ય પાળવુ જોઈએ અને શારીરિક બ્રહ્મચર્ય, માનસિક બ્રહ્મચર્ય સિવાય અશક્ય છે સયમની દૃષ્ટિએ ખોરાક લેવો, સ્વાદ તજવા, એ માનસિક બ્રહ્મચર્યની સાધના માટે જરૂરી સાધન છે ઘણા વિદ્યાર્થીઓ સમજણથી કે અણસમજણથી અલૂણુ ખાવાનો નિયમ લેતા કેટલાક ફળાહાર જ કરવાનો નિયમ લેતા આમાથી વિદ્યાર્થીઓને, ભલભલા વિચારકોને, ભલભલી વિદ્યાપીઠોમા જે શિક્ષણ નહોતુ મળતુ તે શિક્ષણ મળતુ એક દિવસ ખોરાકમા કઢી અને ખીચડી કરેલી સામાન્યપણે આશ્રમમા દૂધ દહીંનો ઉપયોગ ઓછો થતો એટલે કોઈક પ્રસગે જ કઢી થાય જે વિદ્યાર્થીઓએ અલૂણાનો નિયમ લીધો હોય તેમને કઢી ખીચડી લેવાની નહોતી બાપુજી તો કોને શુ શુ અને કેટલુ ખાવાનુ આપવુ તેની પણ ચીવટ રાખતા તેમના દીકરા દેવદાસે પોતાનો વાડકો ધર્યો પણ બાપુજીએ પૂછ્યુ "દેવા, તારે તો અલૂણુ ખાવાનુ છે ને?' દેવદાસે સકુચિત મને જવાબ આપ્યો, "હાજી, પણ આજે મને કઢી ખાવાનું મન થઈ ગયુ છે" "અલૂણાનુ વ્રત ક્યારે પૂરુ થાય છે?" એ બાપુજીના પ્રશ્નના જવાબમા દેવદાસે કહ્યું, "હજી દશ દિવસ બાકી છે"

"તો પછી તારાથી લીધેલું વ્રત કેમ તોડાય? તેના કરતાં તો તે તેવું વ્રત ન લીધું હત તો ઠીક થાત! તારી પ્રતિજ્ઞા તોડવામાં હું ભાગીદાર નહિ બનું" દેવદાસે કહ્યું, "તે બદલ હું અલૂણાની મુદત લંબાવીશ પણ આજે ખીચડી કઢી ખાવાનું મન થયું છે"

"નહિ, તે તને નહિ મળે રોટી, ટમેટાં, તેલ, દૂધ, દહીં વગેરે તારે જે જોઈતું હોય તે લે"

દેવદાસ બાપુજીનો નિશ્ચય સાંભળી રોઈ પડ્યા બધા વિદ્યાર્થીઓ પણ જિજ્ઞાસાથી જોતા હતા કે આનું પરિણામ શું આવશે

બાપુજી વિચારમાં પડ્યા મૂંઝાયા કે શું કરવું? આ તો મનની નબળાઈ, અને તેને મારે માથા કરી પોષવી? એમ તો થાય નહિ ત્યારે કરવું શું? તે અકળાયા એકાએક પોતાના ગાલ પર બે તમાચા ચોડી દીધા અને બોલ્યા, "દેવા, તારામાં આ નબળાઈ ક્યાંથી? મારામાંથી તું શીખ્યો?" દેવદાસને માટે આટલું બસ હતું તે એકદમ છાના રહી ગયા અને બોલ્યા, "બાપુજી, મને માફ કરો હું ભૂલ્યો મારે ખીચડી કઢી નહિ જોઈએ" એમ કહી બાજુ ખસી ગયા

આ પ્રસંગમાંથી બધા વિદ્યાર્થીઓ પ્રતિજ્ઞાની ગંભીરતા સમજ્યા મન કેવું ચંચળ છે, કેવું નબળું છે, તે શી રીતે આપણી ઉપર ચડી બેસે છે અને તેને શી રીતે તેમ ન ફાવવા દેવું તે બધું શિક્ષણ વિદ્યાર્થીઓને આવા પ્રસંગથી મળતું

ખેતીના કામમાં વિદ્યાર્થીઓ સાથે બાપુજી હોય જ કામ કરવામાં દિલ ચોરી ન કરવી, એકાગ્ર મનથી કામ કરવું, ઝાડઝાડની કાળજીથી અને વળી લાગણીથી સારવાર કરવી, એ બાપુજીના કાર્યમાંથી અમે શીખતા મિ કેલનબેક જે બાપુજીના મિત્ર હતા તેમને ફળઝાડ ઉછેરવાનો બહુ શોખ હતો કોઈ વિદ્યાર્થીથી કોઈ ઝાડને આંચકો લાગે, તેને કાપ મૂકવામાં બેકાળજી કે ઉતાવળ થઈ જાય તો મિ કેલનબેક તુરત જ કહે, "આવા નિષ્ઠુર ન થઈએ તેને પણ જીવ છે નાના બાળકને જેમ તેના તંદુરસ્ત ઉછેર માટે નસ્તર મૂકવું પડે તો તેમ કરીએ, પણ કાળજીથી અને તેને દુ:ખ ન થાય એવા મૃદુ ભાવથી નસ્તર ન મૂકીએ તો આપણે લાગણીહીન અને નિષ્ઠુર કહેવાઈએ" એમ કહી કોઈ છેદ કે કાપ લાગણીપૂર્વક શી રીતે મૂકવો તે બતાવે આ દ્વારા વનસ્પતિશાસ્ત્ર અને તેની સાથે આપણો સંબંધ વિદ્યાર્થીઓ શીખતા સામાન્ય ખેતી તો શીખતા અને જાત મહેનતનો જીવનનો મહામૂલો પાઠ પણ શીખતા

મને સંધિવાનું દરદ હતું તેણે ત્યાં ગયા પછી તીવ્ર સ્વરૂપે દેખા દીધી અત્યાર સુધી મેં તેની અનેક દવાઓ કરી હતી, પણ મૂળ મૂકીને તે ગયું નહોતું રામ જાણે શા કારણે, ફિનિક્સમાં ગયા પછી અને લૂણવાળો કે અલૂણો ખોરાક છોડી ફળાહાર ઉપર આવ્યા પછી મારા બધા સાંધા રહી ગયા બાપુજીએ

મને હાથમાં લીધો. ત્રણ માસના સતત ઉપચારથી મારું દર્દ મૂળથી ગયું એની વિગતવાર હકીકત મેં ‘ગાંધીજીની સાધના’માં આપેલી છે, જેથી અહીં લખતો નથી. પણ તેમાથી હું દર્દીઓની સપ્રેમ સેવા કરતાં શીખ્યો, દર્દીઓની સારવારમાં માયાળુ અને કડક બનતા શીખ્યો. તે શિક્ષણ મારા જીવનમા ઘણા પ્રસંગોએ કામ આવ્યું છે. મારી પ્રેમભરી સારવારનો અનુભવ લઈ સ્વ મહાદેવભાઈ મને કોક કોક વખત મજાકમાં ‘વહાલી નર્સ’ કરીને બોલાવતા.

આ શિક્ષણની જે અસર મને થઈ તેવી બધાયે વિદ્યાર્થીઓને થાય એ સ્વાભાવિક છે. આશ્રમમાં એક નવીનચંદ્ર કરીને વિદ્યાર્થી હતો. તેના પિતાશ્રી ડરબનમા બીમાર હતા. હું ડરબન ગયેલો ત્યારે તેમને જોવાને ગયો હતો. તેમની નાદુરસ્ત સ્થિતિ, તાવ સાથે ખાંસી, આજુબાજુની અસ્વચ્છતા અને વળી અસ્વચ્છ વાતાવરણ; આ બધું જોઈ જાણીને મેં તેમને આગ્રહ કર્યો કે તેમણે થોડા દિવસ ફિનિક્સ આવવું. તેમણે એ સ્વીકાર્યું, પણ મુશ્કેલી જણાવી કે સ્ટેશનેથી આશ્રમ અઢી માઈલ દૂર છે ત્યાં શી રીતે જવાશે? ‘તેની વ્યવસ્થા થઈ રહેશે’ એવું જણાવીને હું ફિનિક્સ આવ્યો. જે દિવસે પેલા વડીલ આવવાના હતા તે દિવસે સવારે મેં નિશાળિયાઓને કહ્યું કે, “આજે નવીનચંદ્રના પિતા આવવાના છે. તે બીમાર છે. આપણે તેમને લેવાને જવાનું છે.” સમય થતાં દશેક વિદ્યાર્થીઓ તૈયાર થયા. આશ્રમમાં કોઈ વાહન તો રખાતું ન હતું. ખોરાકીનો સામાન વગેરે સ્ટેશનેથી લાવવાનું હોય તે એક હાથગાડીમાં નાખીને વિદ્યાર્થીઓ ખેંચી લાવતા. આ બીમાર વૃદ્ધને પણ ગાડીમાં બેસાડીને ટેકરા અને ઢોળાવવાળા અઢી માઈલ વિદ્યાર્થીઓ ખેંચી લાવ્યા. મેં જોયું કે તેમનામાં સહેજે આનાકાની નહોતી, દિલચોરી નહિ, ઊલટો મનમાં ઉમળકો હતો કે અમારા સહાધ્યાયીના વડીલની સેવાનો લાભ મળ્યો.

આવા પ્રસંગોથી વિદ્યાર્થીઓ દિલની એકતા કેળવતા, સેવાભાવ કેળવતા, બીમારની સારવાર શીખતા.

એક દિવસ સવારે ટપાલમાં એક તાર આવ્યો. બાપુજીના એક ભાઈ દેશમાં બીમાર હતા. તેમના મૃત્યુના શોકસમાચાર તે તારમાં હતા. તાર મારા હાથમાં આવ્યો. મેં જિજ્ઞાસાથી વાંચીને ટપાલ સાથે તેમને આપ્યો. મને લાગેલું કે બાપુજી તાર વાંચીને કામકાજ બંધ રાખશે. પણ તેમણે તેમ કર્યું નહિ. જાણે કંઈ બન્યું જ નથી, એમ સામાન્ય પ્રણાલીમાં કાર્યક્રમ ચાલવા દીધો. મેં પણ કોઈને એ સમાચાર કહ્યા નહિ. સાંજે પ્રાર્થના પછી બાપુજી એકાએક ઊંડા વિચારમાં અને લાગણીમાં આવી ગયા. સહોદરના ખેદજનક મૃત્યુથી જે દુ:ખ થયેલું તે તેમણે ઠાલવ્યું; અને જણાવ્યું કે “તે દુઃખદ સમાચાર વાંચીને મને ભારે દુઃખ થયું. પણ આપણો

ચાલુ કાર્યક્રમ નિયમિત ચાલવો જોઈએ તેવા હેતુથી મે કોઈને કહ્યુ નહિ " એમ કહી જીવન અને મૃત્યુ પર તલસ્પર્શી ઉદ્ગાર કાઢયા

આ પ્રસગે બધા વિદ્યાર્થીઓને અજબ શિક્ષણ મળ્યુ ભ્રાતૃપ્રેમનો અનુભવ થયો, તેની મર્યાદા પણ જોઈ, અને જ્ઞાનપૂર્વક આવા દુખને શમાવી નિત્ય કર્મ કેવી રીતે ચાલુ રાખવુ તે પણ શીખવા મળ્યુ

આવા પ્રસગો ઉપરાત હરરોજ પ્રાર્થના હોય, પ્રભુભક્તિમા રત થયેલા ભક્તોના અને આત્મામા રમી રહેતા જ્ઞાનીઓના ભજનો ગવાતા હોય, ઉત્તમ કથાઓ કહેવાતી હોય, અને સાધુસતોના જીવનો વંચાતા હોય એમા ધર્મભેદ ન હોય એક દિવસ પ્રાર્થનામા,

"મને વા'લુ વા'લુ વા'લુ દાદા રામજીનુ નામ "

એ ભજન પૂરુ થતા શેઠ રૂસ્તમજી બોલી ઊઠયા, "એ ભજન દાદા હોરમસજીના નામ સાથે બોલોને!" બધાએ એ ભજન ઉપાડી લીધુ,

"મને વા'લુ વા'લુ વા'લુ દાદા હોરમસજીનું નામ "

પાછળથી સ્વર્ગસ્થ ઇમામ સાહેબ પણ 'વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે' એ ભજનમા ફેરફાર કરી ગાતા હતા કે 'મુસ્લિમ જન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે' સાચે જ આવા વાતાવરણથી સર્વધર્મ સમભાવ પ્રાપ્ત થાય અને સાચો ધાર્મિક ભાવ કેળવાય આને આત્માની કેળવણી કહો કે નીતિની કેળવણી કહો કે ધાર્મિક કેળવણી કહો એ કેળવણી ફિનિક્સના વિદ્યાર્થીઓને પ્રથમ મળે એ માટે ગાંધીજી બહુ કાળજી રાખતા

## ૧૯. ફિનિકસનો કેળવણીનો પ્રયોગ (ચાલુ)

ગાંધીજી જેટલી કાળજી આત્મિક કેળવણીને માટે રાખતા તેટલી જ કાળજી શારીરિક કેળવણીને માટે રાખતા 'શારીરિક કેળવણી' એ શબ્દપ્રયોગથી આપણને તુરત કસરતશાળાનો ખ્યાલ આવી જાય છે પણ ફિનિક્સમાં કસરતશાળા હતી નહિ રમતગમતની જગ્યા નિર્ણિત નહોતી કરી ડંબેલ્સ, ડબલ બાર, મલખમ કે વેટ લિફ્ટિંગનાં સાધનો ત્યા વસાવવામાં નહોતાં આવ્યાં. ત્યાં પાંચ વસ્તુઓ વસાવવામાં આવી હતી કોદાળી, પાવડો, પંજેટી, દાતરડું અને ખરપડી બાપુજીની સરદારી નીચે અમે સવારના નાસ્તો કરીને નીકળી પડતા અને સવારના અઢી કલાક ઉત્તમ જાત મહેનતમાં ગાળતા તેમાથી શરીરના બધા અવયવોને કેળવણી મળતી શરીર ખડતલ થતુ. પ્રમાદ કે આળસ ભાગી જતા જેમ જેમ શરીરના પરસેવાનાં ટીપાં પૃથ્વી પર પડતા તેમ તેમ તે માતા

વધારે પ્રસન્ન થતા ખેતી કરતા કરતા આપણી બેકાળજીને કારણે હિંસા ન થાય તેની પણ કાળજી રખાતી કોઈ વખતે વીછીનો ડખ લાગે તો તુરત દવા સાથે જ રહેતી નાની સરખી ભાથોડીથી ડખવાળી જગાએ કાપ મૂકી તેમા પોટાશિયમ પરમેગનેટની ભૂકી નાખીને પાટો બાધીએ એટલે કલાક બે કલાકમા વીછીનુ ઝેર ઊતરી જાય એક જણને પગે સાપ કરડયો તેને પણ જરા મોટો ક્રોસ કાપ મૂકી પોટાશિયમ પરમેગનેટ વિશેષ પ્રમાણમા મૂકી પાટો બાધ્યો ઢીચણ સુધીનો પગ તાજો ખાડો ખોદી તેમા દાટ્યો અને પગને માટીનો પૂરો લાભ મળે એવી રીતે માટી વાળી દીધી તે માણસને પણ ચાર કલાકમા સાપનુ ઝેર ઊતરી ગયુ આ ઉપાય ત્યા સહીસલામતીથી અજમાવાયો છે આમ કોદાળી પાવડો ફેરવતા ફેરવતા શરીરને તાલીમ મળતી એટલુ જ નહિ, પણ મનને પણ તાલીમ મળતી શરીર ખડતલ થતુ તે સાથે મન પણ ખડતલ થતુ કોદાળી પાવડો કેવી રીતે વાપરીએ તો કામ વધારે થાય, છતા બહુ શ્રમ નહિ પડે તે પણ શીખવાનુ જ રહ્યુ ને?

પણ આ જાતમહેનત ઉપરાત તેની સાથે બીજુ એક કામ થતુ સવારે વહેલા ઊઠીને વાચન કર્યુ હોય તેની શકાઓ પણ બાપુજીને પુછાય આમ બારાકરની વિદ્યાર્થીઓ બાપુજીની સાથે રહે અને શકાનુ સમાધાન મેળવે આ વિદ્યાર્થીઓને શરીરની તાલીમ મળતી, હેતુપૂર્વક શ્રમના પરિણામે માનસિક જે શાતિ મળવી જોઈએ તે મળતી અને તે સાથે તે કાર્યને લગતા અગર સમગ્ર ખેતીને લગતા અગર અન્ય વિષયને લગતા અનેક પ્રશ્નોના નિકાલ મળતા ઉપરાત જ્યારે તે શ્રમને પરિણામે ફળઝાડ કે શાકભાજીના છોડ પર મોર આવે, મરવા આવે, ફૂલ આવે, અને ફળ તથા શાક તૈયાર થાય ત્યારે ક્રમેક્રમે જે આનદ થાય તેનુ તો વર્ણન શી રીતે થાય? તે તે ફળ ઉતારીને ભોજનસમયે આપણી થાળીમા પીરસાય ત્યારે કેટલો આત્મસતોષ થાય? પાકેલા સુદર અને મિષ્ટ ફળ ઉતારતા ઉતારતા મોમા મૂકવાનુ મન થઈ જાય, છતા સયમની ભાવનાથી કે સમગ્રની માલકીની મિલકત એમ એકલાથી ન ખવાય, ખાઈએ તો ચોરી ગણાય એ ભાવનાથી તે ફળ સીધા ઊંચકીને કોઠારમા મૂકી આવવા, એ પણ એક કેળવણી હતી આવી રીતે મળેલી શારીરિક કેળવણીથી અમારુ શરીર ખડતલ અને સુદૃઢ થતુ એટલુ જ નહિ, પણ તે સાથે તે શારીરિક કેળવણી સ્વચ્છ મન અને શુદ્ધ બુદ્ધિને પોષક નીવડતી

હમેશા વિદ્યાર્થીઓને છાપખાનામા કામ કરવા જવાનુ હતુ બે કલાકનો કાર્યક્રમ હતો વિદ્યાર્થીઓને મુખ્યત્વે અગ્રેજી બીબા ગોઠવવાનુ કામ હતુ દશ વખત વાચવુ અને એક વખત લખવુ એ સ્મરણની દૃષ્ટિએ સરખુ છે તેમ જ દશ વખત લખવુ અને એક વખત તેના બીબા ગોઠવવા એ સરખુ છે વાક્યની

રચના તેનુ વ્યાકરણ તેની શુદ્ધિ અશુદ્ધિ નર્વના ખ્યાલ બીબા ગોઠવતા એમે રાખતા તે ઉપરાત તે વાક્યમા રહેલા ભાવાર્થનો ખ્યાલ પણ રાખતા જેમ વાક્યરચનાની શુદ્ધિ અશુદ્ધિની શકા લેખકને પૂછતા તેમ જ તેની અદર રહેલી વિચારશ્રેણીની શકા પણ પૂછીને અમ શકારહિત થતા આમ વિદ્યાર્થી બીબા ગોઠવવાના કામ સાથે ભાષાની અને માનસિક કેળવણી મેળવી શકતા બધા વિદ્યાર્થીઓમા ભાઈ દેવદાસ બીબા ગોઠવવામા વધુ હોશિયાર હતા તેમણે અ ગ્રેજી નિશાળના ધોરણોમા અભ્યાસ નથી કર્યો, કોઈ વિદ્યાલયની કે વિદ્યાપીઠની પરીક્ષા પાસ કરીને પ્રમાણપત્ર નથી મેળવ્યુ છતા તે હાલ દિલ્હીનું 'હિંદુસ્તાન ટાઇમ્સ' જેવુ હિંદનુ અગ્રગણ્ય દૈનિક પત્ર ચલાવે છે, અને તેના તત્રી તરીકે તત્રીમ ડળમાં સારી પ્રતિષ્ઠા ધરાવે છે, તે તેમણે 'ઇન્ડિયન ઓપીનિયન'ના બીબા ગોઠવતાં ગોઠવતા જે ભાષાની અને માનસિક તાલીમ મેળવેલી તેના પ્રતાપ છે એમ કહેવામા અતિશયોક્તિ નથી

ગાધીજીએ ફિનિક્સ આશ્રમમા અક્ષરજ્ઞાન માટે દિવસમા બે કલાક રાખેલા ભાષાઓનું શિક્ષણ મેળવવુ, તેના સાહિત્યનો પરિચય કરવો, જગતની પ્રજાઓનો ઇતિહાસ જાણવો દેશ પરદેશની ભૌગોલિક સ્થિતિ જાણવી એ બધુયે માણસને જરૂરનુ છે કેળવણીમા તેનુ પણ સ્થાન છે તે શિખવાડતા તેનુ વાહન માતૃભાષા હોવુ જોઈએ ગાધીજીએ વિદ્યાર્થીઓને પરદેશી ભાષામા કદી શિક્ષણ આપ્યુ નથી એટલુ જ નહિ પણ વિદ્યાર્થીની માતૃભાષા જો પોતાને આવડતી હોય તો તેઓની સાથે તે સિવાય બીજી ભાષામા કદી વાતચીત કરી નથી ભાષા, ઇતિહાસ ગણિત વગેરે શીખવવામા તેમણે જેમ બને તેમ પુસ્તકોનો ઓછો ઉપયોગ કર્યો છે તે પોતે માને છે કે શિક્ષકો પોતાની ઊણપો ઢાકવા પુસ્તકોનો ઉપયોગ કરે છે "શિક્ષક પોતાની ઊણપ છુપાવ્યા સિવાય તેને વિદ્યાર્થીઓ પાસે જાહેર કરે અને જેમા પોતે નિષ્ણાત હોય તે સારી રીતે વિદ્યાર્થીઓને શીખવે તો વિદ્યાર્થીઓને અક્ષરજ્ઞાનની સારી પ્રાપ્તિ થાય અને સાથે નૈતિક શિક્ષણ પણ મળે

આમ ફિનિક્સમા કેવી કેળવણી અપાતી હતી તેનુ વર્ણન મે આપ્યુ તે કેળવણીનો આજે મને જે મહિમા જણાયો છે તેવો હુ તે વખતે નહોતો સમજ્યો કેળવણી લેનારા બધાયે વિદ્યાર્થીઓએ તેનો કેવો લાભ ઉઠાવ્યો એની મને ખબર નથી પણ દેશના કેળવણીકારોમા વર્ધા યોજનાએ જે તાત્ત્વિક વિચાર મૂક્યો છે અને જેથી વર્ધા યોજનાના પ્રશ સકોએ તેના જે જે લક્ષણ વર્ણવ્યા છે, તેમ જ દેશની કેળવણીમા અને તેના ઉદ્ધારમા વર્ધા યોજના વિરલ હિસ્સો આપશે એવી જે આશા રખાય છે, તે બધાના મૂળમા ફિનિક્સ આશ્રમમા વિદ્યાર્થીઓને અપાયેલી કેળવણી છે સમાજ જેવા પાયા પર રચવો હોય તેવી જાતની કેળવણી સમાજને આપવી જોઈએ ખોટી ઠરી જોઈતી હોય અને તે મેળવવાને બાવળના

બી રોપીએ તો તેમાથી આંબો શી રીતે ઊગશે ? આજે તો વ્યક્તિ વ્યક્તિ વચ્ચે, સમાજ સમાજ વચ્ચે અને દેશ દેશ વચ્ચે જીવનકલહ ચાલી રહ્યા છે તેણે એક બીજાની કાંધે ચઢી બેસવાની હરીફાઈ માંડી છે આ હરીફાઈથી જગત ભરમા હિંસાત્મક યુદ્ધો ચાલી રહ્યા છે અત્યારે તો બધી પ્રજાઓ યુદ્ધના નશામા ચકચૂર છે તે નશો વહેલો મોડો — પાચ દશ વરસેય ઊતર્યા સિવાય રહેવાનો છે ? તે ઊતરશે ત્યારે બધા હારી કરીને બેસશે આ જીવનકલહમાથી શી રીતે બચાય ? આ હિંસાત્મક વાતાવરણમાથી જગતનુ શી રીતે રક્ષણ થાય ? તેની તાલાવેલી સૌને લાગવાની છે જ તે વખતે આ વર્ધા યોજના સન્નિપાતમા પડેલા જગતને મહામાત્રાનો ગુણ કરશે અહિંસક સમાજરચના સિવાય જગતને શાતિ નથી જ્યા સુધી એક બીજાને ખભે ચઢી બેસવાની હરામી દાનત વ્યક્તિમાથી અને સમષ્ટિમાથી નિર્મૂળ નહિ થાય ત્યા સુધી જગતને શાતિ અને સુખ નથી મળવાના એ નિર્વિવાદ છે એ માટે સમાજને જેના પાયામા અહિંસા છે તેવી કેળવણી જોઈએ વર્ધા યોજનાના મૂળમા જ અહિંસાવૃત્તિ છે તેમા અહિંસક સમાજ રચવાની શક્તિ છે તેને અહિંસક સમાજરચના કરવાની યોજના તરીકે ઓળખીએ તો પણ ખોટુ નહિ ગણાય ગાધીજીએ હિંદને એક કીમતી બક્ષિસ તરીકે રેંટિયો આપ્યો છે પણ તેમણે જગતને સર્વોત્તમ બક્ષિસ આ વર્ધા યોજના આપી છે જગતને હિંસા અને અશાન્તિની બલામાથી છૂટવુ હોય તો આ વર્ધા યોજનાને તેના સાચા સ્વરૂપે સ્વીકાર્યા સિવાય છૂટકો નથી જગત વર્ધા યોજનાને અપનાવશે તો તે અહિંસક થશે અને અંતે સત્ય, શાશ્વત સુખ શાતિના દર્શન કરશે આવી ધન્ય ક્ષણ સસારને પ્રાપ્ત થવાનુ ભાવિના ઉદરમા લખાયુ હશે તો તેનુ મૂળ ફિનિક્સના જીવનમા લેખાશે ગાધીજીએ પોતાના અઢી ડઝન વિદ્યાર્થીઓને જે શિક્ષણથી પોષ્યા તે શિક્ષણથી તે ધન્ય ક્ષણની શરૂઆત થઈ ગણાશે

## ૨૦. બધાંયના બાપુજી

આમ ફિનિક્સ આશ્રમનું વાતાવરણ જ શિક્ષણમય હતુ જે વિદ્યાર્થીઓ હતા તે કાંઈ સરખી કોટિના નહોતા કેટલાક તો હલકી કોટિના પણ હતા. "આવા અસસ્કારી વિદ્યાર્થીઓ સાથે આ રામદાસ અને દેવદાસ જેવાઓને રહેવાનુ ક્યા રાખો છો ? ઊલટા એ બગડશે તેમને અલગ રાખો " એમ બાપુજીને કહેવામા આવેલુ, પણ બાપુજી બીજો વિચાર શીદ કરે ? એ ક્યા રામદાસ અને દેવદાસ એકલાના જ બાપુજી હતા ? એ તો બધાયના બાપુજી હતા

માબાપથી પોતાના છોકરામા ભેદભાવ શી રીતે રખાય? એમણે સ્પષ્ટતાથી પરખાવી દીધેલુ કે એમ ન જ બને

રવિવારના રોજ પ્રેસમા અને નિશાળમા રજા હોય વિદ્યાર્થીઓ ઘણી વખત નાન્દ્રા ધોધ તરફ ફરવા જતા નાન્દ્રા ગોધ ત્યાથી સાત માઈલ દૂર છે નાન્દ્રા એ નદી છે તેનો પ્રવાહ સપાટી પરથી એક ઊડી ખીણમા પડે છે તેનો સીધો સળગ ધોધ ૬૦ ફૂટનો છે દુનિયામા આ ધોધ સળગ ધોધની દૃષ્ટિએ બીજા નબરનો ગણાય છે જ્યા ધોધ પડે છે તે જગો વિશાળ અને કુદરતની સૌન્દર્ય સમૃદ્ધિથી ખીલી રહેલી છે ત્યા નીચે જવાનો પણ રસ્તો છે પરતા ધોધના પાણીની છાટ લગભગ સો ફૂટ સુધી જાય છે જ્યા ધોધ પડે છે ત્યા તો મુશ્કેલીથી જવાય જ નહિ સૂર્યના તીરછા કિરણો તે ધોધની છાટ ઉપર પડે ત્યારે રગ બેરગી અનેક મેઘધનુષ્યોના દૃશ્ય દેખાય છે આ અદ્ભુત દૃશ્યના સાનિધ્યમા આવા શાત વાતાવરણમા કુદરતના કરતારની યાદ કેમ ન આવે? તેની સાથે એકતાર થવામા શી નડતર નડે? ભાઈશ્રી પ્રાગજીભાઈ કહે, "રાવજીભાઈ, જુઓને કેવુ સુદર અને શાત સ્થળ! અહી બેસી જઈએ તો બધીયે લુબ્ધામાથી છૂટીએ!" "હુ કહુ, ' એમ એ કઈ સહેલી વાત છે? અહી બાહ્ય શાતિ તો સુલભ છે પણ આપણુ મન તો આપણી સાથે જ રહેવાનુ ને? અહી બેસીએ, પછી તમારા મનમા થાય કે 'હુ પરણ્યો નથી હજી જિદગી ભોગવી નથી, વાસનાને સતોષી નથી, અને આ મે ઉતાવળ કયા કરી?' અને મારા મનમા થાય કે 'ઘેર પત્ની, માબાપ, બાળક એ બધાને રઝળતા મૂકીને હુ અહી ક્યા બેઠો? એ બીચારા મારા વિયોગથી ઝૂરતા હશે હજી તો પત્નીને સાન્ત્વન આપવાનુ છે બિમળાને ભણાવવાની છે એમાથી પરવારીને બેઠા હોત તો ઠીક થાત!' આમ જો આપણા મનમા થયા કરે તો આ શાત અને સુદર સ્થળ આપણને આકરુ લાગે અને આપણને ખાવા ધાય" કોઈ પણ વિચારવાળા માનવીના હૃદયમા પ્રેરણા ઉપજાવે એવુ આ સ્થળ છે શનિવારે વિદ્યાર્થીઓએ નિર્ણય કર્યો હોય કે આવતી કાલે નાન્દ્રા જવુ, એટલે સવારે જઈને સાજે પાછા આવવુ ગધવાની સામગ્રી, સાધન વગેરે સાથે લઈ જવાનુ ત્યા પહોચીએ ખીચડી શાક બનાવીએ, હરીએ ફરીએ રમીએ અને સાજે પાછા આવીએ

એક રવિવારે સવારે ઘનઘોર વાદળ ચઢેલા. ઝરમર ઝરમર વરસાદ વરસે અને અમે નાના મોટા સર્વ નાન્દ્રા ધોધ જવા નીકળ્યા બાપુજી ત્યા નહોતા આગ્યા શનિવારે નિશ્ચય કર્યો હોય કે આવતી કાલે જવુ એટલે વરસાદ બહુ પડશે તો હેરાન થઈશુ, એવા ડરથી જવાનુ માડી વળાય જ નહિ એવી સૂચના કરવામા જ નબળાઈનુ સૂચન ગણાઉ પહાડી રસ્તો સાથે બીજા કોઈ અશક્ત હોય, નાનો વિદ્યાર્થી થાક્યો હોય, અગર અન્ય કારણે ચાલી

શકે તેમ ન હોય, તેને અધવચથી ઊંચકવાનો હોય આવી બધી જવાબદારી સાથે ત્યાં ગયા વરસાદ તો વરસ્યો, પણ બહુ નહિ પણ પાછા આવતાં અંધારું થઈ ગયું બાપુજીને ચિંતા થઈ કે છોકરા હજીયે કેમ ના આવ્યા? એ તો નીકળ્યા મનમાં ચિંતા કે શું થયું હશે? આશ્રમથી માઈલ દૂર અમારો ભેટો થઈ ગયો છોકરા તેમને વળગી પડ્યા છોટમ્ અને શાંતિ નામના બે નાના વિદ્યાર્થીઓ હતા, તેમને બાપુએ થાબડ્યા વરસાદ તો પડતો જ હતો જમીન લપસણી હતી તે બન્ને વિદ્યાર્થીઓને વારાફરતી ઉપાડ્યા 'તમે થાકી ગયા હશો' એમ કહી વિદ્યાર્થીઓએ ના કહેવા માંડ્યું અને બાપુજીએ બન્ને ખભા પર છોકરાઓને બેસાડીને વાતો અને આનંદ કરાવતા ચાલવા માંડ્યું મને તે વખતે શ્રીકૃષ્ણ અને સુદામાને શોધવા ગુરુ સાંદીપનિ રાત્રે જ જંગલમાં ગયેલા તે પ્રસંગ યાદ આવ્યો

આ બધું બાપુજીને મન તો પોતાની કેળવણી હતી તે પોતાનો વાત્સલ્યભાવ કેળવે, પ્રેમભાવ કેળવે, અહિંસાવૃત્તિ કેળવે, નિર્ભયતા કેળવે કોઈ પણ પ્રસંગ એ અફળ જવા દેતા નહિ એક દિવસ તો એમણે બહુ જોખમકારક રીતે આવો પ્રસંગ અપનાવ્યો અંધારી રાત હતી પ્રાર્થના પછી રામાયણનું વાચન અને વાતોચીતો પૂરી થતા આશરે સાડા આઠ થઈ ગયા હતા કાર્યક્રમ પૂરો થતા ભાઈ દેવદાસ પહેલા બહાર નીકળ્યા બારણા બહાર નીકળતા જ એક મોટા સાપે ફૂંકાર કર્યો દેવદાસ સાપને જોઈ શક્યા નહિ પણ તેનો ફૂંકાર તેમણે સાંભળ્યો તે તુરત પાછા ઓરડામાં આવ્યા અને જણાવ્યું કે "બહાર કાંઈક છે બત્તી લઈને ચાલો ને?" શ્રી મગનલાલ ગાંધી અને હું બન્ને ટેબલલેમ્પ લઈને નીકળ્યા ત્યાં બારીકાઈથી જોતા સાપનો લિસોટો જણાયો તપાસ કરતા મકાનની એક બાજુ પાણીની ટાંકી હતી તેની પાછળ એક મોટો સાપ ભરાઈ ગયેલો દેખાયો સાપ પકડવાને માટે અમે દેશમની દોરીના ગાળાવાળી લાકડી વાપરતા હતા તેવા બે ગાળા નાખી સાપને પકડ્યો, ખેંચી કાઢ્યો તે એવી જૂડ મારે કે અમે બન્ને જણે લાકડીઓ પકડી હતી છતા અમારા હાથને સખત આંચકા આવે એટલામાં બાપુજી આવી પહોંચ્યા સાપને જોયો, "આ તો બહુ ભારે જાનવર છે પણ તમે દોરી બહુ સખત રાખશો નહિ તો હેરાન થશે" એમ બોલી અમને કહ્યું કે "સાપને નીચે મૂકો" અમને વિચાર થયો કે જલદી નાખી આવવાનું કહેવાને બદલે તેને નીચે મૂકવાનું બાપુજીએ કેમ કહ્યું? અમે તો જાળવીને સાપને નીચે લાંબો મૂક્યો "દોરી ઢીલી કરો તેની ડોકે દોરી બેસી જાય નહિ" અમે તો દોરી સાવ નરમ કરી દીધી એવી નરમ કે સાપને નીકળવા દેવો હોય તો નીકળી શકે. પછી બાપુજીએ શું કર્યું? બાપુજી તે આઠ ફૂટ લાંબા સાપ પર હાથ ફેરવતા બેઠા અને બોલ્યા "કેવું સુંદર પ્રાણી!" બાપુજીના હૃદયમાં તે વખતે તે ઝેરી જાનવર પ્રત્યે કેવો ભાવ પ્રગટ થયો હશે, તે શી રીતે કહી શકાય! જાહે

બાળકના માથા પર તેના બાપુજી સ્નેહાળ હાથ ફેરવી બાળકને આશ્વાસન આપતા હોય તેમ બાપુજીએ બે ત્રણ વખત હાથ ફેરવ્યો પેલો ભય કર તોફાની સાપ એકાદ મિનિટ પહેલા પોતાની ફૂંડોથી અમને થકવતો હતો, તેણે આ હાથનો મીઠો સ્પર્શ અનુભવીને પૂછડી હલાવવા માડી તે પણ તે મીઠા સ્પર્શથી લટ્ટુ બની ગયો તેનો ડખ મારવાનો સ્વભાવ વીસરી ગયો તેનો રોષ ઊતરી ગયો ! અને પ્રેમની બૂરકીના ઘેનમા પૂછડી હલાવતો પડી રહ્યો !

આમ થોડી પળો પસાર થઈ અને બાપુજી બોલ્યા "જાઓ, તમે બન્ને તેને સભાળીને ઉઠાવજો અને દૂર નાખી આવજો' અમે સાપને ઉપાડયો એટલે પાછો તે તોફાની થયો જાણે તેને તે મીઠા પાસમાથી છૂટવુ ગમતુ ન હોય અમે તેને પાસેના ઝરામા ધીમે રહીને મૂકયો તે ચાલ્યો ગયો

બાપુજીના આવા હરેક વર્તનમા વિદ્યાર્થીઓને શિક્ષણના પાઠો શીખવાના મળતા અને તે સાથે બાપુજી પોતાની ભાવના પણ રેળવતા.

## ૨૧. મારી ગડમથલ

વેપારવ ધો છોડી ટ્રિનિ સમા જોડાયો તેમા દેશસેવાની ભાવના કરતા આત્મશુદ્ધિની ભાવના વિશેષ હતી આત્મશુદ્ધિ થાય તો દેશસેવા થવાની જ છે નીતિ, સદ્‌ગુણ અને હૃદયની પવિત્રતા સિવાય દેશસેવા નથી થઈ શકતી, એવુ મને મારા શિક્ષકે શિખવાડેલુ અને તે મારા હૃદયમા વસી રહેલુ, એટલે ટ્રિનિમ્સમા રહ્યા પછી મારો તેવો પ્રયત્ન ચાલુ હતો પણ તે પ્રયત્નમા જોઈએ તેટલી ધગશ —તીવ્રતા નહોતી મારા જીવનમા મારી ગતિ મ દ જ ચાલી છે એનુ દુ ખ મને હમેશા રહ્યુ છે પણ મારી બીજી એક ભારે ખામી જેને વિષે મને સહેજે ભાન નહિ તે મને પાછળથી જણાઈ બાપુજીએ શરૂઆતમા મારા પિતાશ્રીને ઠીક ઠીક પત્રો મારે વિષે લખેલા પણ મારો અનુભવ મેળવીને ચિંતા કરતા મારા પિતાશ્રીને આશ્વાસન આપતો એક પત્ર તેમણે લખેલો, તે પત્ર સને ૧૯૦૭મા જૂના પત્રો જોતા હાથમા આવ્યો તે વાચીને હુ ચમકયો તેમણે લખેલુ કે "રાવજીભાઈ વિષે તમારે ચિંતા કરવા જેવુ નથી તે તમારાથી બહુ દૂર નહિ જાય તેમને પાછુ વાળીને જોવાની ટેવ છે એટલે તેમની જેટલી ભાવના છે તેટલા આગળ ધપશે નહિ" એ વાચી હુ તો વિચારમા પડ્યો, એ વાત સાચી હોય તો હુ મારા પ્રવાસમા આગળ ન જ ધપી શકુ મને તે વખતે એક વાત યાદ આવી ખેડૂતો બળદ વેચાતો રાખે તે પહેલા તેને નાણી જુએ છે ગાડે જોડીને બની શકે તેટલા વધારે માણસો ચઢી બેસે છે પછી તેની ચાલ જુએ છે ચાલતા જે બળદની

દૃષ્ટિ આગળ ધપ્યા કરતી હોય તે બન્નેને અશક્તિને લીધે ધીમે ધીમે જતો હોય છતા તેને પસંદ કરે છે જે બગદ ઉતાવળો નાસતા છતા જેની દૃષ્ટિ —આખ પાછળ જ જોયા કરતી હોય તેનાથી રસ્તો કપાય જ નહિ તે પ્રસગ મધ્યે પાછો પડે છું તો ખેડૂત ખરોને એટલે એ દૃષ્ટાંત તુરત જ મારા ખ્યાલમા આ યુ બાપુજીને પણ તે પત્ર વિષે મે રૂબરૂ પૂછેલુ અને ત્યારે આપે મને મારા દોષ વિષે કેમ કોઈ દિવસ ચેતવ્યો નહિ આપે મને ચેતવ્યો હત તો હુ તેને ટાળવા પ્રયત્ન કરત ને?" આમ બોલી તેમની સાથે મે કજિયો પણ કર્યો હતો પણ ત્યાર પછી મદતામા સહેજ ઘટાડો થયો નિર્ણય પ્રમાણે વર્તવાને હુ વધુ મક્કમ બન્યો

પણ કિનિકસમા મારી એ નબળાઈ મારા ખ્યાલમા જ નહોતી આવી માનસિક બ્રહ્મચર્ય સાચવવાની દૃષ્ટિએ હુ સયમ પાળુ અલ્પાહાર ત્યજુ ફળાહાર કરુ પ્રાર્થના કરુ છતા

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥

જે વાતનો વિચાર ન કરવાનુ કરુ તેના વિચાર આવ્યા કરે જીવનમા સારા માઠા પ્રસગો બની ગયા હોય તે પાછા તાજા થાય ભૂતકાળનો કોઈ માઠો પ્રસગ સ્મરણમા આવી જાય અને મન તેના પર ભ્રમણ કર્યા કરે હુ ગુસ્સો કરુ મનને શી રીતે શિક્ષા કરુ? હાથમા આવે તો કચરી નાખવાનુ મન થાય પણ તે દગાખોર માલામા એવી છૂપી રીતે ભળી ગયેલુ કે ઓળખી શકાય જ નહિ આવી ગડમથલમા હુ હમેશા રહ્યા કરતો હતો

'ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના કરીએ કોટી ઉપાયજી' એ અનુભવસિદ્ધ સત્ય મારે વિષે પણ સત્ય જ ઠરે મારા હૃદયમા વીતરાગતા ન હોય તો ઇન્દ્રિયોનો ભોગ ત્યજવા છતા રસ તો રહે જ અને તે રસ ઇન્દ્રિયોને પ્રસગ મધ્યે આપણને પશુ બનાવે જ આથી એક દિવસ તો હુ અકળાયો બાપુજી કેપટાઉનમા હતા મે તેમને મારી સ્થિતિનુ પ્રમાણિક વર્ણન આપ્યુ અને મારા હૃદયની અકળામણ કાઢી આ બધી બાબતો વિષે બાપુએ એક લાંબો પત્ર મને લખ્યો તે હુ નીચે આપુ છુ

ભાઈશ્રી પ રાવજીભાઈ

તમારો કાગળ વાચ્યો ને ફરી વાચ્યો ગકરાચાર્યે એક શ્લોક લખ્યો છે તેમા એવુ છે કે સમુદ્રને કિનારે બેસી ઘાસની સળી ઉપર પાણીનુ બિંદુ મૂકી સમુદ્ર ઉલેચતા માણસને જેટલી ધીરજ અને વખતની જરૂર જોઈએ એટલી ધીરજ અને અમાપ મનને મારવામા એટલે મોક્ષ સાધવામા જોઈએ તમે ઉતાવળા થઈ ગયા લાગો છો! મણનો ભય મે બહુ વિચાર્યુ છે તો પણ મારોય નથી ગયો છતા હુ અધીરો નથી થતો પ્રયત્નવાન રહુ છુ તે કોઈક દિવસે મુક્ત થઈશ જ પ્રયત્ન કરવાનો એક પણ લાગ ન છોડશો! એ આપણુ કર્તવ્ય છે પરિણામ લાવવુ

કે ઇચ્છવુ એ પ્રભુ આધીન છે પછી પશ્ચાત શાને? માતા બાળકને ધવરાવતા પરિણામનો વિચાર નથી કરતી તેનુ પરિણામ તો આવે જ છે મ ણુભય ટાળવા — મનોવિકાર નસાડવા પ્રયત્ન કરી પ્રફુલ્લિત રહો એટલે જગે નહિ તો વાસનાનો વિચાર ન કરવાના વિચાર કરતા વાસના વિચારમા આવ્યા જ કર્યો એવુ થશે આપ પાપયોનિમાથી જન્મ્યા પાપકર્મથી દેહાધીન થયા તે બધો મળ તમે એક પગમા કેમ ધોઈ શકશો?

'સુતર આવે તેમ તુ રહે
જેમ તેમ કરીને હરિને લહે

એ બોધ અખા ભગતે કર્યો છે તુલસીદાસજી કહે છે કે સકટ હોય વા ન હોય પણ રામનામ જપો એટલે સવાર્થ સિદ્ધ આપણે તો એ જ અર્થ સિદ્ધ કરવાનો છે એટલે તે જપ જપ્યા જ કરજો રામ ધ્યાતે મનની સાથે નિશ્ચય કરી લેવો તે રામ નિરજન છે નિરાકાર છે રાક્ષસી વૃત્તિઓના સમૂહરૂપી રાવણનો દૈવીવૃત્તિઓ રૂપી અનેક પ્રકારના શસ્ત્રો વડે સહાર કરનાર છે તે પ્રાબલ્ય માટે બાર વરસની તપશ્ચર્યા કરનાર છે છેવટમા શરીરને કે મનને એક ક્ષણભર પણ નવરા ન રહેવા દેવા ઉત્સાહપૂર્વક બન્નેને કામે લગાડવા એટલે તમારી ઉપાધિ માત્ર ટળશે બાકી તો પ્રભુ ઉપર તો ભરોસો રાખવો મારી ઉપર ભરોસો રાખવો એ ફાફા છે એ બધા ભરોસા ઉપરનુ મર્યા પછી કામ આવશે

હૃદય પવિત્ર હોય તો વિકારઇન્દ્રિયને વિકાર પામવાપણુ રહે નહિ પણ હૃદય એટલે શું? તે ક્યારે પવિત્ર માનવુ? હૃદય એ જ આત્મા છે અથવા તો આત્માનુ સ્થાન છે તેમા પવિત્રતા માનો એટલે શુદ્ધ આત્મજ્ઞાન થયુ ને તેની હયાતીમા ઇન્દ્રિયવિકાર સભવે જ નહિ પણ સાધારણ માન્યતા એવી છે કે ક્યારે આપણે હૃદયને પવિત્ર કરવા મથીએ છીએ ત્યારે તે પવિત્ર થયુ ગણીએ છીએ તમારી ઉપર મારી પ્રેમવૃત્તિ છે, તેનો અર્થ માત્ર એટલો જ કે તેવી વૃત્તિ રાખવા હુ પ્રયત્નવાન છુ જો અખડ પ્રેમવૃત્તિ હોય તો હુ જ્ઞાની થયો તે તો નથી જેના પ્રત્યે મારો ખરો પ્રેમ હોય, તે મારા હેતુનો કે બોલનો અનર્થ ન કરે તે મારી ઉપર તિરસ્કાર પણ ન જ કરે એટલે આમાથી આ સિદ્ધ થયુ કે, ક્યારે આપણને માણસ શત્રુ ગણે છે, ત્યારે દોષ પ્રથમ તો આપણો છે આ ગોરાઓના આપણા પ્રસગને પણ લાગુ પડે છે માટે મર્યાદી હૃદયની પવિત્રતા એ છેવટની સ્થિતિ છે દરમિયાન જેમ આપણે પવિત્રતામા ચડીએ તેમ વિકારો શમે વિકાર ઇન્દ્રિયમા રહ્યો જ નથી

मन एव मनुष्याणां कारणं बंधमोक्षयो ।

ઇન્દ્રિયો એ મનોવિકારને પ્રદર્શિત થવાના સ્થાન છે તે વડે આપણે મનોવિકારને ઓળખીએ છીએ

એટલે ઇન્દ્રિયોનો નાશ કરવાથી મનોવિકાર જતા નથી. પાવૈયા લોકો વિકારથી ભરપૂર જોવામાં આવે છે. જન્મે નપુંસક પુરુષમાં એવા બધા વિકારો હોય છે કે તેઓ ઘણાં અકાર્ય કરતા જોવામાં આવ્યા છે. મારી ગંધ શક્તિ મંદ છે, છતાં સુવાસ લેવાનું મન થાય છે, અને જ્યારે કોઈ ગુલાબ વગેરેની વાસની વાત કરે છે ત્યારે મન ગધેડાની માફક તે તરફ દોરવાઈ જાય છે ને બળાત્કારે તેની ઉપર કાબૂ મેળવી શકાય છે. જ્યારે મન ઉપર કાબૂ ન રહે છતાં વિચારશ્રેણી તીવ્ર હોય ત્યારે ઇન્દ્રિયછેદન કરતા માણસો સાંભળ્યા છે. તેવે વખતે એ કર્તવ્ય હોય એમ સમજે છે. મારું મન ચલિત થયું ને મારી બહેન ઉપર કુદૃષ્ટિ કરું. મને કામ બાળે છે, પણ હું કેવળ મૂઢ નથી બની ગયો. તે વેળાએ જો બીજો ઉપાય ન હોય તો ઇન્દ્રિયછેદન કરી નાખવું એ પવિત્ર કાર્ય છે, એમ લાગે છે. આવું ધીમેધીમે ચઢનાર પુરુષને નથી બનતું. જેને તીવ્ર વૈરાગ્ય આવ્યો હોય પણ જેનું ભૂત વર્તન ઠીક ન હોય તેને બની આવે. ખરું વિકાર ઉત્પન્ન ન થાય અને ઇન્દ્રિય ન ચળે તેને માટે તાત્કાલિક ઉપાય (ઇલાજ) માગવો એ વંધ્યાપુત્રને ઇચ્છવા જેવું છે. તે કામ ઘણી જ ધીરજથી થાય. જાદુઈ આંખો જેમ માત્ર જોવાનો જ હોય છે તેમ તાત્કાલિક થયેલી મનશુદ્ધિ વિષે સમજવું હો, એટલું બને છે. મન પવિત્ર થવા તૈયાર થયેલું હોય છે, માત્ર સત્સમાગમરૂપ પારસમણિ ગોતે છે. તે મળ્યે પોતાની પવિત્રતાનું એકાએક દર્શન કરે છે ને અપવિત્રતા એ સ્વપ્નવત્ જણાય છે. આ કંઈ તાત્કાલિક થયું ગણાય નહિ. પણ સાધારણ ઇલાજ ને તે ટૂંકામાં ટૂંકો ને તેટલે દરજ્જે તાત્કાલિક તે આ છે:

એકાંતસેવન, સત્સંગશોધન, સત્કીર્તન, સદ્વાચન, નિરંતર શરીરમથન, અલ્પાહાર, ફળાહાર, અલ્પનિદ્રા, ભોગવિલાસત્યાગ, આટલું જે કરી શકે તેને મનોરાજ્ય હસ્તામલકની જેમ [illegible] થાય. તેટલું કરવું અને બીજાનું ધ્યાન ધરવું. જ્યારે જ્યારે મનોવિકાર થાય ત્યારે ત્યારે ઉપવાસાદિ યમો પાળવા.

બાપુના આશીર્વાદ"

## ૨૨. 'મારી ચિંતા'

ફિનિક્સમાં દાખલ થયા પછીની સત્યાગ્રહની ઉગ્ર લડતની હકીકત મેં 'ગાંધીજીની સાધના'માં કાંઈક લખી છે તેથી તેમાં ઉમેરો કરવા હું ઇચ્છતો નથી. અહીં તેનો અવકાશ પણ નથી. સત્યાગ્રહની લડત ત્રણ માસ ચાલી તે દરમ્યાન દિલ ઉશ્કેરે એવા બનાવો બન્યા, રંગદ્વેષનો ઉભરો, રાજકીય કુનેહ વપરાઈ, હિંદી પ્રજાની શક્તિની કસોટી થઈ, અંતે જીત થઈ, અને હિંદની ઇજ્જત સચવાઈ

નાતાલના મુક્ત ગિરમીટિયા હિંદી ઉપર ત્રણ પાઉંડનો કર હતો તે નાબૂદ થયો તેનો ઉત્સવ હિંદી કોમે માણ્યો નાતાલના ઉત્તર વિભાગના વેરૂલમ મથકે ત્યાંના હિંદીઓએ એક મોટો મેળાવડો યોજ્યો ત્યાં એક મંદિરનું નવું મકાન બંધાવ્યું હતું તેની ઉદ્‌ઘાટન ક્રિયા પણ કરવાની હતી આ પ્રસંગે ગાંધીજીને આમંત્રણ આપવાનો તેમણે સંકલ્પ કર્યો, અને મંદિરની ઉદ્‌ઘાટન ક્રિયા પણ તેમને હસ્તે કરાવવાનું ઠરાવ્યું વેરૂલમનું પ્રતિનિધિમંડળ ફિનિક્સ આવ્યું વેરૂલમ ત્યાંથી અગિયારેક માઈલ થાય ગાંધીજીએ આમંત્રણ સ્વીકાર્યું પ્રતિનિધિમંડળે બધાયે ફિનિક્સવાસીઓને આમંત્રણ આપ્યું

"શું તમારે બધાઓને લઈ જવા છે? એમ તો ન બને અહીંનું કામ અટકી પડે વિદ્યાર્થીઓ અને શિક્ષકો આવશે પણ તમે તેમને શી રીતે લઈ જવા ઇચ્છો છો?" ગાંધીજીએ પાસો નાખ્યો

મુખ્ય ગૃહસ્થે કહ્યું "અહીંથી સ્ટેશન સુધી તો શી ગોઠવણ કરી શકીએ? પણ સ્ટેશનથી રેલ ગાડી છે ને?"

"એટલે બધાનું રેલભાડું તમે ભરશો?' ગાંધીજીએ પૂછ્યું

"જરૂર, એમાં શરમ શી? અમારી પાસે સારું ભંડોળ છે"

ગાંધીજી હસતે મુખે બોલ્યા, "ભલે ત્યારે બધાનું રેલભાડું આપજો પણ હું તમને કહી દઉં કે અમે રેલભાડું લઈશું છતાં બધા ચાલીને આવીશું ભાડાની બચત સંસ્થા ખાતે રહેશે ' એમ બોલી ગાંધીજીએ મુગ્ધ હાસ્ય કર્યું

એટલામાં પેલા ભાઈ બોલ્યા, "પણ ભાઈ તેમાં એક મુશ્કેલી છે આપ બધા સ્ટેશને આવો અને અમારે આપ બધાનું સ્વાગત સ્ટેશને કરવું એવી વ્યવસ્થા અમે કરી છે અને ત્યાંથી બધાએ સાથે મંડપે જવાનું છે, તેનું શું થશે?"

એનો ઉકેલ એવો આવ્યો કે અમારે બધાએ સાથે ફિનિક્સથી પગપાળા નીકળવું વેરૂલમ સ્ટેશનની પહેલાના સ્ટેશનેથી ગાંધીજી ગાડીમાં વેરૂલમ જાય અમો બધા પગપાળા ત્યાં જઈએ

તે દિવસે અમે બધા ફિનિક્સથી નીકળ્યા સુંદર લીલીછમ ટેકરીઓ વટાવતા, શીતળ નિર્મળ ઝરણાં ઓળંગતા, ગાઉના ગાઉ વિશાળ શેરડીના વાઢમાં થઈને વાતચીતમાં રસ્તો કાપતા અમે વેરૂલમ સ્ટેશને જઈ પહોંચ્યા ગાંધીજી પહેલા સ્ટેશને થોભી ગયેલા ત્યાંથી ટ્રેનમાં આવી પહોંચ્યા સ્વાગત થયું મંડપે ગયા જાણે હિંદુસ્તાનના કોઈ તીર્થયાત્રાના સ્થળે મેળો ન ભરાયો હોય તેવો દેખાવ હતો હિંદુસ્તાની, કલકત્તિયા, મદ્રાસી અને મુંબઈગરા, હિંદુ, મુસલમાન અને ખ્રિસ્તી, બાળક, યુવાન અને વૃદ્ધ, સ્ત્રી અને પુરુષ બધાનો મેળો હતો મંડપ ચિક્કાર ભરાયો ભીડ તો એટલી જામી કે ઝાડ ઉપર અને આજુબાજુના છાપરા ઉપર પણ માણસોની ઠઠ ગાંધીજીને હસ્તે લક્ષ્મીનારાયણના મંદિરની ઉદ્‌ઘાટન

ક્રિયા થઈ મંદિરસમિતિ તરફથી ગાંધીજીને ચાંદીના તાળાકૂંચી અને ચાંદીથી મઢેલા પૂંઠાવાળું શ્રી ગીતાજીનું પુસ્તક ભેટ આપવામાં આવ્યું

પછી તો ગાંધીજીને પ્રવચન કરવાનું આવ્યું તેમણે તે પ્રસંગે જે પ્રવચન કર્યું તેનો કેટલોક ભાગ તો હજી પણ મારા કાનના પડદા પર અથડાય છે

"આવા મંદિરના મકાનની ઉદ્‌ઘાટન ક્રિયા કરવાનું હું કોઈ સ્થળે સ્વીકારતો નથી પણ તમારા પ્રેમને વશ થઈ તેમ કરવાનું મે બહુ જ આનાકાનીભેર સ્વીકાર્યું છે મે જોયું છે કે આપણા ધર્મમંદિરો મોટે ભાગે અનાચારનો અખાડો થઈ પડે છે ધર્મને નામે આપણા મંદિરોમાં ઢોંગ અને ધતિંગ પોષાયા છે છતાં અહીંની મંદિરસમિતિના સભ્યોને હું ઓળખું છું તેમના પર મને વિશ્વાસ છે કે તે આ પવિત્ર ધામને સહેજ પણ અપવિત્ર નહિ થવા દે એવી ખાતરીથી મે આ મંદિરની ઉદ્‌ઘાટન ક્રિયા કરી છે અને જ્યારે હું સાંભળીશ કે આ ધર્મસ્થળ પણ અનાચારનો અખાડો બની ગયું છે ત્યારે મારા દુ ખનો પાર નહિ રહે અને મારે તે માટે પ્રાયશ્ચિત્ત કરવું પડશે મારી એ ચિંતા તમે ટાળજો

વળી બીજી ચિંતા પણ મને થઈ પડી છે તમે મારા ભારોભાર વખાણ કર્યાં એ સાંભળીને તો હું સમસમી રહ્યો છું હું શું કરું? શાસ્ત્રની આજ્ઞા તો એવી છે કે તારા વખાણ સાંભળે ત્યાંથી તું ભાગી છૂટજે ન ભગાય તેમ હોય તો કાનમાં તું પૂમડાં ઘાલી દેજે અને તે પણ ના થાય તેમ હોય તો તું તારી તે પ્રશંસાને કૃષ્ણાર્પણ કરજે તું ફૂલણજી ન બનીશ તારા જે કર્મ કે ગુણને માટે તારી પ્રશંસા થતી હોય તે કર્મ, અને તે ગુણ ભગવાનના છે, તેમાં તારું કાંઈ નથી માટે તેથી ફુલાઈ નહિ જતાં તેનાં વખાણ પણ ભગવાનનાં છે એમ સમજી નમ્રતાથી તે સર્વ કૃષ્ણાર્પણ કરજે હું તેમ કરતાં શીખ્યો છું તેથી તમે મારા કામના અને મારા ગુણ કે શક્તિના જે વખાણ કર્યાં તે સર્વ પ્રભુને અર્પણ કરું છું

હવે મારી ત્રીજી ચિંતા એ છે કે તમે મને ચાંદીના તાળાકૂંચી અને ચાંદીથી મઢેલી શ્રી ગીતાજી અર્પણ કર્યાં છે એમ કરી તમે મારી ચિંતામાં વધારો કર્યો છે હું તેને ક્યાં મૂકીશ? જેને હું મારું કહી શકું તેવું મારી પાસે ઘર નથી કે ઘરમાં તિજોરી નથી તેવું ઘર થાય તેવું હું ઇચ્છતો પણ નથી તો મારા જેવા ઘરબાર વિનાનાને આવી વસ્તુઓ તો પીડાકારક થઈ પડે આ ગીતાજી તો અનાસક્તિ શીખવે છે તેને તમે ચાંદીથી મઢાવીને મને આસક્તિમાં નાખ્યો છે ગીતાજીના શિક્ષણ પ્રમાણે મારે અનાસક્ત થવું હોય તો તેને મારી પાસે રાખી તેમાંથી અનાસક્તિ શીખવી જોઈએ પણ તમે મને આપેલી આ ગીતાજીને હું મારી પાસે નહિ રાખી શકું, કારણ કે તે કોઈ લઈ ન જાય તેવી કાળજી મારે રાખવી જ રહી એ મને અનાસક્તિ નહિ શિખવાડે એ ચિંતા પણ મને થઈ રહી છે આમ તમે તો મને પ્રેમપાશથી બાંધીને ચિંતામાં નાખ્યો પણ હું તો હવે પાવરધો

થયો છુ તેનો રસ્તો કરી લઈશ તમે તો મારા પ્રત્યેના પ્રેમથી આ બધુ કર્યું એટલે હું તમારો આભાર માનીશ

ઉપરનુ પ્રવચન સાંભળી, હજારો ભાઈબહેનો સાથે જમણ જમીને અમે રાત્રી પડતા પાછા ફિનિક્સ પહોંચી ગયા

## ૨૩. માતૃસ્નેહ

મને ચાર પાચ વરસનો મૂકીને મારા પિતાજી નાતાલ ગયેલા તેમની ગેરહાજરીમા સાસુ સસરા અને દિયેર નણંદોથી ભર્યા સંયુક્ત કુટુંબમા મારા માતુશ્રીની સ્થિતિ કેવી હશે તેનો ખ્યાલ તો જેને અનુભવ હોય તેને આવે મારા સિવાય તેમને અન્ય કોઈ આશ્વાસન નહોતુ અને ચારપાચ વરસનો હુ તેમને શું આશ્વાસન આપવાનો હતો! તેમને મન જેમા ગણો તેમા હુ હતો મારે માજણ્યા ભાઈબહેન નહિ હોવાને લીધે તેવો એ મને જોઈને પોતાનુ દિલ ઠારે મારા માથા પર વાત્સલ્યભર્યો હાથ ફેરવી આનંદ મેળવે અને મારા ભલા માટે પ્રભુપ્રાર્થના કરે પ્રેમ અને ભક્તિભર્યા હૃદયથી મારુ હૃદય પણ પોષાય તેના ખોળામા જ તેના સરળ, નમ્ર અને માયાળુ સ્વભાવનો પડઘો પડે તેની હૂંફાળી ગોદમા માથુ મૂકવાની શી મઝા! શી મીઠાશ! વડીલ પુરુષોની તો તેમને લાજ કાઢવાની હોય અને વડીલ સ્ત્રીઓના દેખતા માતાની ગોદનો લહાવો લેવા જતા તેમની મર્યાદા લોપાય! એટલે જ્યારે જ્યારે તે ગોદનો લહાવો લેવાનો સુયોગ મને પ્રાપ્ત થાય ત્યારે ત્યારે હુ ચૂકુ નહિ એ માતાના સ્નેહનુ મને ભારે આકર્ષણ હતુ તે ઠેઠ સુધી રહ્યુ હુ પરદેશ ગયો ત્યારે મને કોઈનો વિયોગ સાલતો હોય તો તે માતાનો તેની યાદ આવતા હુ ગળગળો થઈ જતો ખરેખર હુ ઘેવલો માતૃભક્ત હતો હજુ પણ છુ

વેપાર છોડી હુ ફિનિક્સમા જોડાયો ત્યારે તો તેમને બહુ સૂઝ ન પડી હુ વેપારી બનુ કે ખેડૂત બનુ કે સેવક બનુ તેની તેમને બહુ પંચાત નહોતી પણ મને ગુમાવવો એ તેમને માટે અસહ્ય હતુ એમને વિશ્વાસ હતો કે બધુ થાળે પડ્યા પછી હુ દેશ પાછો આવીશ પણ સત્યાગ્રહની લડત પૂરી થયા બાદ મારા ફિનિક્સ રહેવાના નિર્ણયની તેમને ખબર પડી ત્યારે તેમને દુખ થયુ એમને એમ વસી ગયુ કે ગાધીજી અને બીજા દેશ આવે અને હું ત્યા જ રહી જઉ, એનો અર્થ એ કે મારે ત્યા લાંબી મુદત રહેવાનુ થશે બીજી બાજુ તેમના શરીરમા રોગ પણ લાગુ પડેલો તે રોગ જીવલેણ હતો એટલે તે વધારે વિહ્વળ બન્યા એમને ખાતરી થયેલી કે હુ પાછો દેશ નહિ આવુ સંસાર ત્યાગીશ અને

પરમ થૈંજ જીવન વ્યતીત કરીશ પણ એમને કયા ખબર કે મારું એ સદ્ભાગ્ય નહોતુ! એમણે વનોપાત કરવા માડયો ગુજરાતી સાત વાતણ સુધી ભણેલા હતા એટલે પત્ર તો સારી રીતે લખી જાણતા હતા તેથી તેમણે છેવટે હૃદયની બધી લાગણી ઠાલવીને એક પત્ર મને લખ્યો એ પત્રે મારું હૃદય હચમચાવ્યુ હું વિહ્વળ બન્યો વિવશ બન્યો વારવાર પત્ર વાચુ માતાના પ્રેમને યાદ કરુ અને આખમાથી આસુની ધારા વહી જાય આમ બે દિવસે હુ સ્વસ્થ થયો પૂ બાપુજી સમાધાનીને અંગે કેપટાઉન હતા તે મને સલાહ આપે અને આશિષ આપે તો મારે દેશ આવવુ એવો નિર્ણય મે કર્યો! મે બાપુજીને મારી સ્થિતિ વર્ણવી આવેલો પત્ર પણ મોકલી આપ્યો અને તેમની સલાહ માગી લાગણીની આ આધીમાથી બાપુજીએ મને બચાવ્યો તેમના વળતા જવાબે મારો ઉદ્વેગ દૂર કર્યો તે પત્ર નીચે આપુ છુ

"ભાઈશ્રી ૫ રાવજીભાઈ

તમારો કાગળ આજે એન્નો નાડો મળ્યો કે આજની ટપાનમા તમને કાગળ ન લખી શકુ ને તાર પણ ન પહોંચાડી શકુ તાર તો હવે સોમવારે જ કરીશ

જ્યા માતાના પ્રેમની વાત છે જ્યા પુત્રની વત્સલતાનો સવાલ છે, ત્યા ત્રાહિત માણસે સલાહ આપવી એ ધર્મસકટ છે છતા મારે સલાહ આપ્યે જ છૂટકો છે તમારા પિતાશ્રીના કાગળ ઉપરથી જે નિર્ણય ઉપર તમે આવ્યા તે વખતે તમારા માતુશ્રીના ઉદ્‌ગારોનો ખ્યાલ આપણે બાધી શક્યા હતા તેમનો કાગળ આવવાથી નવી વાત દાખલ થતી નથી પણ નવી લાગણી ઉત્પન્ન થઈ છે ને પ્રેમભાવે સ્વાભાવિક રીતે તમારા હૃદયમા પ્રધાનપદ મેળવ્યુ છે હવે જો તમે નિર્મોહી થઈ નિર્ણય કરી શકો તો તમારો પ્રેમ નિર્મળ અને દિવ્ય સ્વરૂપ લઈ શકે છે તમારો પ્રેમ તમે આખા જગતને આપી શકો છો એટલે તેમ કરવાનો પ્રયત્ન કરી શકો છો એ જ માતૃભક્તિનો ઉદ્દેશ છે બીજી ભક્તિ તે સ્થૂળ લૌકિક અને માત્ર દેહ પ્રત્યે છે એમાથી મુક્ત થવાના પદો તમે બહુ વેળા ગાઓ છો 'આ સસાર અસાર વિચારી' ગાઈને તેનો અતર્ધ્વનિ વિચારી જજો 'જીવને શ્વાસ તણી સગાઈ' નો શો ધ્વનિ છે? ફિનિક્સની અને બીજી રહેણીમા એ તફાવત છે કે આપણે જે વિષે વાચીએ છીએ તેને આપણામા ઢઢાવવા પ્રયત્ન કરીએ છીએ તમારા હિંદુસ્તાન જવાની અસર ક્ષણિક છે પદર કે પાચ દિવસને અતે તો રોવાનુ જ છે ત્યાર પછી તો વિયોગ જ છે

વળી આપણે એવી જિંદગી ભોગવવા ઇચ્છીએ છીએ કે આપણી પાસે એક પાઈ પણ ન રહે એવા ગરીબ માણસ આવે વખતે શું કરે તે વિચારજો

તમારા માતાપિતાના દર્શન કરવાની ભાવના સદાય રહે એ ઉત્તમ છે તે ઉદ્‌ગારને હાલ દબાવી તમારુ જીવન વિશેષ વીતરાગી બનાવવુ એ તમારુ કર્તવ્ય

છે તમારું ચારિત્ર ઘડવાને મારું જ તમે ફેશવટો ભોગવો છો આ સ્થિતિ તમારે વનવાસની છે તેમાં જ તમે તમારા માતપિતાને શોભાવશો તમે સ્વચ્છંદ નથી કરી શકતા પણ દિવસે દિવસે આત્મોન્નતિ કરો, દિવસે દિવસે સંયમી થાઓ એટલે હાલ તમે દેશ જવાની ફરજમાથી મુક્ત છો

આ વિચારો કરવામાં પ્રેમની સ્થિતિનો જરાયે વિચાર નથી કર્યો તમારી આત્મોન્નતિ શામાં છે એ જ વિચારીને મે સલાહ આપી છે

છતા જો લૌકિક માતૃભક્તિ તમને દેશ તરફ ખેંચે ને તમે અહીં રહેવાથી શાતચિત્ત ન થઈ શકો તો તમારે સુખેથી જવુ મારુ લખવુ સલાહરૂપે સમજી તમે સ્વતંત્ર રીતે નિર્ણય ઉપર આવજો, ને તે પ્રમાણે કરજો

લિ બાપુના આશીર્વાદ"

## ૨૪. સ્થગિત જીવન

બાપુજીના પત્રથી મને ઠીક શાંતિ વળી મારા માતુશ્રીને પણ શાન્તિ મળે એવો આશાભર્યો પત્ર મે તેમને લખ્યો ને પાછો મારે કામે વળગ્યો

સત્યાગ્રહની લડતનો અંત આવ્યો સરકાર સાથે સમાધાની કરી બાપુજી કેપટાઉનથી ફિનિક્સ આવ્યા સમાધાનીમાં સરકારે આપણા બધા મુદ્દા સ્વીકારી લીધા તે પરથી સત્યાગ્રહનો સંપૂર્ણ વિજય થયો વળી આ વિજયની સાથે સામા પક્ષનો દક્ષિણ આફ્રિકાના ગોરાઓનો અને સરકારનો સદ્‌ભાવ પણ હતો વાતાવરણ પણ મીઠુ અને શુદ્ધ થયુ આમ સર્વ રીતે સંતોષ પામીને બાપુજીએ હિંદ તરફ પોતાની દૃષ્ટિ કરી એકવીસ વરસની આરાધના પછી તપથી મળેલી સિદ્ધિને માતૃભુમિને ચરણે અર્પવાને તેમણે અહીં આવવાની તૈયારી કરી પણ શ્રીમાન્ ગોખલેજી ઇંગ્લંડ હતા તેમની તબિયત સારી નહોતી તેમના તરફથી સૂચના આવી કે ઇંગ્લંડ આવી, તેમને મળીને પછી દેશ જવુ એટલે શ્રી મગનલાલ ગાંધીની સરદારી નીચે આશરે ૩૦ ફિનિક્સવાસીઓની મંડળીને હિંદુસ્તાન તરફ મોકલીને બાપુજી ઇંગ્લંડ ગયા

પણ ફિનિક્સનું ઉઠાવી નહોતુ કરવાનુ 'ઇન્ડિયન ઓપીનિયન' પત્ર ચાલુ રાખવાનુ જ હતુ તેમ જ થયેલા સમાધાનનો અમલ સંપૂર્ણ રીતે થાય તે પણ જોવાનુ હતુ એટલે શ્રી વેસ્ટ અને અન્ય કાર્યકરો ત્યા જે સ્થાયી હતા તેમને મદદનાર તરીકે શ્રી ઇમામ સાહેબ, શ્રી પ્રાગજી ખંડુભાઈ દેસાઈ, શ્રી છગનલાલ ગાંધી અને મારે ત્યા રહેવાનુ ઠર્યું. શ્રી છગનલાલ ગાંધી અને શ્રી ઇમામ સાહેબ કુટુંબ સાથે હતા એટલે તેમના અલગ

મકાન હતા ભાઈ પ્રાગજી દેસાઈ અને હું બને બાપુજીના રહેઠાણમાં જ રહ્યા નાતાલમાં રાગજીઝથી રહેતા એક જણ દી૦ પાચ પાઉન્ડ ખર્ચ થાય અમે તો ગ્રામજીવન સ્વીકારેલુ એટલે દર મારો ત્રણ પાઉન્ડ છાપખાના પાસેથી ખર્ચ પેટે લેવાનુ નક્કી કરેલુ બાકીનો ખર્ચ મ ાનની આજુબાજુ બગીચો હતો તેમા મહેનત કરીને મેળવી લેવાનો હતો બગીચામા મોસ બી અનેનાસ, કેળા અને પપૈયા હતા બાગ લીબુના છોડ પણ હતા અમે બન્ને જણ આ બાગમા કામ કરતા, વાચતા, ચર્ચા કરતા અને વિચારવિનિમય કરતા શ્રી ઇમામ સાહેબ પણ આવતા એટલે અમારી ત્રિપુટી ઠીક જામતી બગીચામાથી ફળની પ્રાપ્તિ એટલી બધી થતી હતી કે ઉપયોગ ઉપરાત ખૂબ વધતા એટલે અમે અન્નાહાર છોડી ફળાહાર ઉપર આવ્યા ખર્ચ પણ ઓછો થવા માડયો દાઢ પાઉન્ડમા અમારુ ખર્ચ પતી જતુ હતુ તેથી તેટલુ જ પ્રેસ પાસેથી લેવા માડયુ ફળાહારમા પણ અમે અનેક જાતના સ્વાદ કરવા માડયા અવપાકા કેળાને છોલી તેના પૈતા કરી સૂકવીને દળી નાખીએ એટલે લોટ થાય તેની રોટલી થાય પૂરી થાય જેતૂનનુ તેલ ઘી તરીકે વપરાય લોટ અને કેળાના ભજિયા થાય અનેનાસના મધુર રસમા લોટ ઉમેરી કઢી થાય શી ઝાણાના કચરિયામા સહેજ પાણી નાખી હલાવીને લીબુનો રસ મેળવી દઈને દહીંના રાઈતા જેવો સ્વાદ કરતા ટમેટા તો સર્વમા વપરાય કાચા ટમેટા કાચા પપૈયા અને કાચા કેળાનુ શાક બહુ જ સ્વાદિષ્ટ થાય ખજૂરને ગોળ તરીકે પણ વાપરી શકાય આમ સ્વાદમા કોઈ કમી ન રાખી આવા મિષ્ટ ફળનુ ભોજન મૂકી અન્નાહાર શાને કરશે ? જીવન સરળ થઈ ગયુ તેની પ્રગતિ માટે કાઈ પુરુષાર્થ કરવાપણુ ન રહ્યુ સ્વાદ પ્રિય પોષીએ છતા ફળાહારી કહેવાઈએ સેવા માટે કાઈ ત્યાગ કરવાનો કે કષ્ટ ઉઠાવવા પૂરતો પુરુષાર્થ કરવાનો ન હોય છતા દેશસેવા કરવાનો સતોષ મેળવીએ સત્ય અને નીતિમય જીવન માટે કસોટીમા આવવાનુ નહોતુ છતા નીતિજ્ઞ હોવાનો દભ પોષ્યા કરીએ આવા જીવનને પ્રગતિમય જીવન શી રીતે કહી શકાય ? તે વહેતા પાણીના ઝરણાના જળ જેવુ નિર્મળ શાનુ હોય ? તે તળ ણાના સ્થિર જળની જેમ મલિનતા પ્રાપ્ત કરતુ જતુ હોય જીવન તો જેમ કમાય તેમ વધે તેમ શુદ્ધ રહે પણ બાપુજીની ગેરહાજરીમા જીવનનો પ્રવાહ અટકી પડયો તેને જે વેગ મળતો હતો તે અટકી પડ્યો ચાલુ પ્રણાલીમા સ્થિર થઈ કાઈક જડતાને વશ થયા આ સ્થિતિ જીવનમા બહુ બારીક હતી દેખાવમા ઉન્નત પણ વાસ્તવિકતામા અવનત રૂપરૂપમા છુપાયેલા ધરા જેવી ભયકર હતી

પણ હુ એમાથી બચ્યો ટૉલ્સ્ટૉયની એક વાર્તા જેનો 'જીવનદોરી' નામનો અનુવાદ ગાધીજીએ કર્યો છે તે હાથમા આવી ઈ બળી ગયેલા ત્રણ ઝાડના ઠૂઠાને મોમા પાણી ધાલી સીચનાર અને તેને ફુટાડવાનો પ્રયત્ન કરનાર પેલા સાધુની જેમ પણ ભ્રમમા પડ્યો હતો તેનુ મને ભાન થયુ જેમ તે છૂટયો,

તેમ હું તે સમયે ભ્રમમાંથી છૂટ્યો. વિલાયતથી બાપુજીના ઉત્તેજક પત્રો તો આવ્યા જ કરતા હતા. ... માનચેન થયો હતો અને તેવામાં એક પ્રસંગ બન્યો.

પ્રેસના કામે ... ડરબન ગયેલો. પાછા વળતાં જે ડબામાં હું બેઠેલો તેની બેઠક પર કોઈક હબશિયાણથી ભરેલો કોથળો કોઈએ મૂકેલો. તે મૂકનાર ભાઈ તો બહાર ગયેલા. દક્ષિણ આફ્રિકાની રેલવેમાં હિંદી અને ત્યાંના દેશીઓ માટે બીજા વર્ગના અલગ મુકરર કરેલા વિભાગ હોય છે. તેમાં એક બહેન આવી ચડ્યાં. પેલા કોથળાએ જગો ઘણી રોકેલી જેથી તે કોથળો મેં નીચે મૂકીને તે બહેનને બેસાડ્યાં. એટલામાં તો કોથળાવાળા ભાઈ આવ્યા. તે જાતે ઝુલુ હતા. તે ભણેલા હતા. દક્ષિણ આફ્રિકાની યુનિવર્સિટીના પદવીધારી હતા. પૂરા યુરોપિયન લેબાસમાં હતા. નાતાલમાં જે સંસ્થા હતી તેના શિક્ષક હતા. તેમણે જોયું કે તેમનો કોથળો નીચે મૂકવામાં આવ્યો છે. તે જોઈ તે બહુ ગુસ્સે થયા. આવી નજીવી બાબતમાં એટલા બધા ગુસ્સે કેમ થયા હશે એ હું સમજી શક્યો નહિ. તે બગડી ઊઠ્યા:

"મારો કોથળો નીચે કોણે મૂક્યો ?"

મેં કહ્યું: "મેં મૂક્યો."

"કેમ નીચે મૂક્યો ?" તે ગુસ્સાના તોરમાં બોલ્યા.

"આ બહેનને બેસાડવા માટે તેને નીચે મૂકવો પડ્યો," મેં જરા બેકાળજીથી જવાબ આપ્યો. તેના પ્રશ્નના જવાબમાં મેં સારી રીતભાત—વિવેક જેને અંગ્રેજીમાં એટીકેટ કહીએ છીએ તે પણ ન વાપરી. આમ મારી બેકાળજી અને અવિનય જોઈ તેમનો ગુસ્સો વધ્યો અને તે તડૂક્યા: "પણ તને તો નીચે નાખી દેવાની જરૂર પડે તેથી તું તેને નીચે પણ નાખી શકે ?"

"નીચે નાખવાની જરૂર હોય તો તેમ પણ કરું." મારા આ જવાબથી તેના ગુસ્સાનો પાર ન રહ્યો. ગાડી તો ચાલતી હતી. વાત વધી. તેણે રુદ્રરૂપ ધારણ કર્યું.

તે બેઠો હતો ત્યાંથી એકદમ ઊભો થયો. પિસ્તાળીસ પચ્ચાસ વરસનો આધેડ કદાવર ક્રોધનો માર્યો તે ઊછળ્યો.

"તું શું કહે છે ? મારો સામાન તું નીચે નાખી શકે ? અને તે મને પૂછ્યા સિવાય ? એટલી બધી તારા મગજમાં ખુમારી ! હું તને બતાવી આપું કે તારી ખુમારી કેટલી કમજોર છે."

એમ કહી તેણે પેલા કોથળામાંથી સુતારી ઓજાર પૈકી વીંઝણો કાઢ્યો. હાથમાં છરી માફક પકડ્યો. મારી પાસે આવી મારું ગળું પકડ્યું અને બોલ્યો:

"બોલ, શું કહે છે ? મારો સામાન નાખી દેવો છે ? કુલીને ચરબી ચડી છે. તને મારી જ નાખું. તારું ખૂન પીઉં."

હું ઓટલા પર બેઠો હતો. તે મારી ઊલટ પકડી પેલું હથિયાર ઉગામી ક્રોધથી થરથરતો હતો. મેં ધીમેથી રહીને કહ્યું

"મને મારવો છે? તો મારો. તમને તેથી સંતોષ થતો હોય તો તેમ કરો." એમ કહીને મેં ગળું ધર્યું.

ક્ષણમાં જ રામ જાણે શું થયું તે તે ભાઈએ મારું ગળું મૂકી દીધું. પાછા વળી પોતાની બેઠક ઉપર બેઠા અને પેલું હથિયાર કોથળામાં નાખી દીધું.

હું પણ શાંત બેસી રહ્યો. પણ ઘણા વિચારો આવ્યા. જીવનદોરીમાંના પેલા સાધુનો પ્રસંગ યાદ આવ્યો. ભગવાન બુદ્ધના શિષ્ય જેતકુમાર અને તેના મારાનો પ્રસંગ યાદ આવ્યો. પ્રભુએ મારી લાજ રાખી એમ મને થયું. મેં તેનો ઉપકાર માન્યો. થોડી વાર પછી જાણે અમે પરિચિત હોઈએ તેમ વાત કરતાં છૂટા પડ્યા. તે ભાઈ શરમિંદા થઈ ગયા હોય તેમ ચાલ્યા ગયા. આ બનાવ પછી હું મારી જાતને વધારે કસોટીમાં મૂકવાના વિચારમાં પડ્યો. પણ મારો વિચાર શા કામનો? એ તો 'હર કરે સો હોય!'

## ૨૫. 'હર કરે સો હોય'

મારા ભાવિ કાર્યક્રમ વિષે મારા હૃદયમાં હું કોઈ નિર્ણય ઉપર આવી રહ્યો હતો. શ્રી ઇમામ સાહેબ, ભાઈશ્રી પ્રાગજી દેસાઈ અને હું એમ ત્રણેય જણ જાણે સહોદર હોઈએ તેમ ફિનિક્સમાં રહેતા હતા. કાર્ય અને મને હું સ્થિર થતો હતો. વિલાયતથી બાપુજીના પત્રો વારંવાર આવ્યા જતા હતા. તે પત્રો મને સાવચેત રાખતા હતા. નિર્ણય તો એવો હતો કે મારે બીજાં ત્રણ વરસ ત્યાં જ રહેવું. પછી બાપુજી મને દેશ બોલાવી લે. પણ આપણું ધાર્યું ક્યાં કંઈ થાય છે? એ તો 'હર કરે સો હોય.' મારા કાકા ગોરધનભાઈ બીમાર પડી ગયા. એમને ડાબી બાજુના પાસામાં આંતરડામાં પિત્તની ગાંઠ જામી જવાથી લોહીનું પાણી થવા માંડ્યું છે એવું ડૉક્ટરે કહ્યું. દવા કરવાથી એ ના મટ્યું. ઉત્તર નાતાલના એક નર્સિંગ હોમમાં જવાની વ્યવસ્થા કરી. સાથે સારવાર માટે કોણ જાય? મને બોલાવ્યો. મારી માગણી કરી. મને લાગ્યું કે મારે તેમની સારવાર માટે જવું જોઈએ. બીજું કોઈ સ્વજન તો ત્યાં હતું જ નહિ. એટલે મિ. વેસ્ટ અને શ્રી છગનલાલ ગાંધી સાથે મારા કામની વ્યવસ્થા કરી હું મારા કાકાની સારવાર માટે તેમની સાથે ગયો. ત્યાં પંદર દિવસ રહ્યા. પણ કંઈ મટ્યું નહિ. ડૉક્ટરે અભિપ્રાય આપ્યો કે શસ્ત્રક્રિયા કરવી જોખમી છે. તમે તમારે દેશ જાઓ. ત્યાં કોઈ હોશિયાર દેશી વૈદની દવા કરજો. તે દવાથી ગાંઠ ઓગળી જાય તો બચશે. નહિ તો બીજો

હુ તો રાજી થયો બાપુજીને ક્યા અને ક્યારે મળીશ તેની ગભામા જ હુ હતો તેવામા તાર મળ્યો હુ તુરત જ મેજિરેથી રવાના થયો હિન્દુસ્તાનમા આવી લાંબી રેલ્વેની મુસાફરી પણ મારા જીવનમા આ પહેલી જ હતી તે દિવસોમા ફળાહાર જ કરતો હતો એટલે મગફળી અને રોગી તેમ જ રસ્તામા જે જે સારા ફળ મળ્યા તે લીધા અને મારી મુસાફરી પૂરી કરી સવારના સાડા સ વાગે હરદ્વાર પહોચ્યો સ્ટેશન પર સ્વયસેવકોને જોયા તેમની સાથે હુ બાપુજીને ઉતારે પહોચ્યો ત્યારે બપોરના બાર વાગ્યા હશે

ઉતારે પહોચતા જ ઉતારો તો સૂનો જણાયો બાપુજી લક્ષ્મણ ઝૂલા જોવા ગયેલા હતા તે ત્યાથી અતિ દૂર થાય તો જમી પરવારીને બેઠો બાપુજીને મળ્યા પછી જ બહાર જવુ એવો સકલ્પ હતો

એવામા એક અમેરિકન બાઈ અને તેની સાથે હિમાલયમા રહેતો ત્યાંનો એક વનની આવ્યા મને પૂછ્યુ મિ ગાધી ક્યા છે?

તે લક્ષ્મણ ઝૂલા તરફ ગયા છે

ત્યારે આવશે? તેમણે પૂછ્યુ

હવે આવતા જોઈએ એક કલાકથી વધારે નહિ લાગે મે તપાસ કરીને જવાબ આપ્યો

બેના બંને જણ ત્યા બેઠા મારી સાથે વાત કરતા જ મને પ્રથમ તે બાઈ મિલનસાર લાગી પછી મને બહુ બેનની છતા વિદ્વાન જણાઈ મારે તેની સાથે બહુ વાતચીત શી કરવાની હોય? તે બંને નિરાંતે બેસ થોડી વાર પછી બાપુજી આવી પહોચ્યા દેખતા જ દોડીને હુ તેમના પગ આગળ ઢળી પડ્યો મને ઉઠાડીને તેમણે બે હાથે મારો બરડો થાબડ્યો ખોવાયલા બેટાને તેનો પાલક પ્રાપ્ત થતા જે આનદ થાય તેવો કાઈક આનદ મે અનુભવ્યો બાપુજીએ કેટલાક પ્રશ્નો કર્યા મે તેના જવાબ આપ્યા ઉતારાની અદર ગયા ત્યા બેના બે જણને જોયા મને પૂછ્યુ તે કોણ છે? મે જણાવ્યુ કોઈ અમેરિકન બાઈ છે હિમાલયમા રહે છે આપને મળવાને આવી છે આપની રાહ જોતી બેઠી છે બાપુજી તુરત તે બાઈ પાસે ગયા બાઈ બાપુજીને પાસે આવેલા જોઈને એક મ ઊભી થઈ ઉતાવળે પગલે બાપુજીની નજીક આવી તેણે હસ્ત મિલાવ્યા બાપુજી તરફ એકી ટસે જોઈ રહીને સહેજ ડોકી હલાવતા હલાવતા મો પર વિચિત્ર ભાવ પ્રદર્શિત કરતી તે બોલી

ઓહો! જે પુરુષના દર્શન માટે હુ આટઆટલા દિવસોથી આતુર થઈ રહી હતી તે પુરુષ મારી સામે જ છે મને કેટલો આનદ થાય છે કેવુ સૌમ્ય સ્વરૂપ!

પણ તમે ક્યાથી આવ્યા? ક્યા રહો છો? અહી મારી પાસે આવવાનો શો હેતુ છે? બાપુજીએ વચમા જ પૂછ્યુ

તેણે જવાબ આપ્યો: હું હિમાલયમાંથી આવું છું. મારું કોઈ નિશ્ચિત રહેઠાણ નથી. હિમાલય તો યોગીઓનું સ્થાન છે. અનેક યોગીઓનો સત્સંગ કરું છું. તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરું છું. મારી પાસે સારી લાયબ્રેરી છે. બાર વરસ હિમાલયમાં યોગનો અભ્યાસ કર્યો. મેં વેદ, પુરાણો, શાસ્ત્રો, ઉપનિષદો, ભાષ્યો, સૂત્રો વગેરે બહુ વાંચ્યું છતાં આજે તમારા દર્શનથી મને સંતોષ થયો. તેવો સંતોષ મેં કદી અનુભવ્યો ન હતો. હૃદય હૃદયને વધુ સારી રીતે ઓળખી શકે છે. પણ આંખ વચ્ચે આવે છે. આંખ આંખને વધારે સારી રીતે પિછાની શકે. પણ તેમાં ગો વચ્ચે આવે છે! વગેરે વગેરે તે બાઈએ પૂર્ણ વિરામ વિના બોલવા જ માંડ્યું.

બાપુજીએ તેને અટકાવી અને કહ્યું: 'તમે આપણ બંનેની આંખ વચ્ચે વાણીને શાને આવવા દો છો? અને આપણા હૃદયના સુમેળ વચ્ચે આંખને પણ શાને આવવા દો છો? તમે શાંત રહો. બહુ નહિ બોલી નાખો.'

હા હા, હું નહિ બોલું. એ તો મને આનંદ થયો એટલે બોલી નાખ્યું. તમે સાચું જ કહો છો. યોગ પણ એમ જ કહે છે. મેં તે વાંચ્યું છે. મોટા મોટા મહાત્માઓના સાન્નિધ્યમાં હું રહી છું. તપ પણ [illegible] કર્યું છે. અને હું સાચે જ કહું છું કે વાણી ન હત તો આંખો [illegible] ગાને આંખો ન હત તો હૃદયની અસંખ્ય આંખો [illegible] છે તે જાગૃત થાત અને સૂર્યના તેજથી જોઈ શકત.

વળી બાપુજીએ તેને અટકાવી, 'આ તમે [illegible] ઉલ્લંઘન કર્યા કરો છો. હવે તમે બોલવાનું બંધ કરો. [illegible] પણ બંધ કરો અને અંતરમુખ થાઓ.' [illegible] બાપુજી ત્યાંથી ખસી ગયા અને 'કોઈ હોય તો બાઈને [illegible] જમવા દેજો,' એમ કહીને તેમણે જમવાની તૈયારી કરી.

મેવો નાખ્યો અને બે ત્રણ લાડુ બનાવ્યા ઉપરાંત ફેરી, ખજૂર, લીચી વગેરે લીલો મેવો સાફ કરીને તૈયાર રાખ્યો બાપુજી લક્ષ્મણ ઝૂલા જેવી તીર્થભૂમિ જોઈને આવેલા હતા હિમાલયના ચરણના સ્પર્શ કરીને ભાવનાપૂર્ણ થયેલા હતા. તે સ્થળનો પુરાણો પવિત્ર ઇતિહાસ તેનુ અલૌકિક દૃશ્ય શુદ્ધ આત્મિક વાતાવરણ અને તપોવનના તપસ્વીઓના વિચાર તેમના હૃદયમા રમી રહ્યા હતા સાથે સાથે હરદ્વારમા ધર્મને નામે ચાલતુ પાખડ જોઈને મનમા દુખ પણ થતુ હતુ પેલી બાઈ પાસેથી ફરી હાથ પગ ધોઈને જમવા બેઠા હમેશા બાપુજી પ્રથમ લીલા ફળ ખાય અને પછી થોડો સૂકો મેવો પણ ફટક ફટક ખાય આજે મે તેમની થાળીમા તૈયાર કરેલા લાડુ મૂકયા અને સાફ કરેલો લીલો મેવો મૂક્યો બાપુજીએ લાડુ જોઈને પૂછ્યુ "લાડુ શાના બનાવ્યા છે? કોણે બનાવ્યા છે?"

મે જવાબ આપ્યો 'સૂકા મેવાને કચરીને મે બનાવ્યા છે"

બાપુજીએ જમવા માડયુ બધા કીમતી મેવા અને ખાવામા પણ ભારે ખાતા જ ખબર પડે કે બહુ જ સ્વાદિષ્ટ છે બાપુજીએ પૂછ્યુ "રાવજીભાઈ, લાડુમા શું શું છે? શી રીતે કર્યા?'

મે કહ્યું "બદામ ચારોળી, પિસ્તા કાજુ, અખરોટ વગેરેને સાફ કરી ખાડીને અંદર તેલ તથા ખજૂર ભેળવ્યુ છે

બાપુજી ખાતા ગયા અને વિચાર કરતા ગયા થોડી વાર પછી બોલ્યા "રાવજીભાઈ, આપણને આ કેમ પાલવે? આ લાડુ કેટલો કીમતી થયો હશે? મારો ખોરાક જ એક ટકનો એક રૂપિયાની કિંમતનો થયો આ ગરીબ દેશમા તે કેમ ચાલે? મારે તો ગરીબોની સેવા કરવી છે વળી સંયમની દૃષ્ટિએ પણ આમ કેમ ચલાવી લેવાય? સરળ, સાદુ અને સહેજે સસ્તુ મળી શકે એવી ભાવનાથી ફળાહારનો નિર્ણય કરેલો પણ મને તો હિંદુસ્તાનમા પગ મૂકયા પછી એવો જ અનુભવ થયો છે કે હું ફક્ત ફળ ખાઉં છું એટલે અનેક જાતના ફળ અને સૂકો મેવો ભેગો થાય છે પ્રેમભાવથી મારી મહેમાનગીરી કરવાની ખાતર મિત્રોને બહુ અગવડમા હું મૂકું છું રંગુનમા પણ મારા ખોરાક પાછળ કેટલો ખર્ચ, કેટલી તકલીફ અને ખોરાકમા કેટલી વાનીઓ! આના કરતા તો હું જારનો રોટો અને મરચુ ખાઉં તો સારુ"

બાપુજીના આ ઉદ્ગારો સાંભળી હું તો ડઘાઈ ગયો મને ભય લાગ્યો કે હવે પછી શું? બાપુજી મારી સ્થિતિ જાણી ગયા અને મને આશ્વાસન આપતા બોલ્યા 'તમારે ચિંતા કરવાનુ કારણ નથી હું તો ઘણા સમયથી અકળાયો છુ રંગુન, કલકત્તા અને અન્ય સ્થળે મારા ફળાહાર પાછળ બહુ મહેનત અને ખર્ચ કરવામા આવ્યુ છે એટલે હું તો ઘણા દિવસોથી વિચારતો રહ્યો છુ આજે મને લાગે છે કે મારે આ પવિત્ર તીર્થસ્થળમા વ્રત લઈ લેવુ' એમ કહીને થોડી ક્ષણો થોભ્યા

અને વ્રત લીધુ, હવેથી ખાવાની પાચ ચીજો જ લેવી એટલે જુદી જુદી જાતના ફળ હોય તો પાચ જાતથી વધારે ન લેવા તેમા તેલ નાખવુ હોય તો તે પણ એક ચીજમા ગણવુ જમ્યા પછી ઇલાયચીનો દાણો મોમા મૂકવો હોય અગર ફળ પર નિમક લેવાની જરૂર લાગે તો તે પણ ગણતરીમા લેવુ " અને બીજુ વ્રત પણ લીધુ કે હવેથી રાત્રીભોજન ન કરવુ

હુ તો મૂગો બેઠો બેઠો સાખી રહ્યો હતો મારા હૃદયમા દુ:ખની લાગણી હતી "હુ કયા નિમિત્તરૂપ બન્યો ? એ પ્રશ્ન થયા કરતો હતો પણ હવે શું કરવુ ? બાપુજીના નિર્ણયોમા પ્રભુની પ્રેરણા હોય છે તેના આશીર્વાદ હોય છે એ શ્રદ્ધા મને ત્યારે હતી અત્યારેય છે બાપુજીને વ્રતોમા ભારે શ્રદ્ધા છે વ્રતોએ તેમના જીવનને આગળ ધપાવ્યુ છે વ્રતોએ તેમને બાપુજી બનાવ્યા છે એવા ખ્યાલથી વળી પાછુ મારુ મન સ્વસ્થ થયુ

અમે ત્રણ ચાર દિવસ ત્યા રહ્યા બાપુજીના દર્શનની આતુરતા લોકોમા બહુ હતી હરદ્વારમા નાગા બાવાઓના મોટા મોટા મઠ હતા જાણે રાજ્યદરબાર હોય તેવો હરેક મઠનો ઠાઠ હતો તે પૈકી એક મોટા મઠના મહત તરફથી બાપુજીને તેડુ આવ્યુ પણ તે તેડુ કાઈ સાદુ નહોતુ બાપુને તે મઠમા જવાનો સમય થયો ત્યારે નાગડા બાવાઓનુ એક ઝુડ રથ લઈને બાપુજીને લેવા આવ્યુ સુદર શણગારેલો નાનકડો રથ તેને જોડેલા ગભીર માતેલા બળદ બળદો શરીરે કીમતી ઓઢા અને શીગડે ચાદીની શીગડીઓ બાપુજીને રથમા બેસાડી બાવાઓના ઝુડે શરણાઈ વગાડતા વગાડતા કૂચ કરી મઠે પહોચતા મહતે બાપુજીનુ સ્વાગત કર્યુ હજારો બાવાઓ ભેગા થયા હતા ગાદીએ બેસાડી જાણે ધર્મગુરુની પધરામણી કરાવતા હોય તેમ મહતે બાપુજીની આરતી ઉતારી બાપુજીને આ બધુ ન ગમ્યુ પણ વિરોધ કર્યા સિવાય તે પ્રસગે સહન કરી લીધુ અને ભાગીતૂટી હિદી ભાષામા ઠીકઠીક સભળાવ્યુ પણ ખરુ

## ૨૮. હરદ્વારથી દિલ્હી તરફ

જેમ હરદ્વારના પાખડનો પાર નહોતો તેમ ત્યાની કુદરતી સમૃદ્ધિનો પણ પાર નહોતો ગગાજીમા યજમાનોને ધર્મવિધિ કરાવવાને પડાઓના ટોળા ઊતરી આવ્યા હતા તેમનુ અસસ્કારી અને ઉદ્ધત વર્તન તુરત જ તરી આવતુ હતુ સ્નાન કરતી યુવતીઓની છેડતી કરતા પણ તેઓ અચકાતા નહિ આવા મારો ત્યા સેવાની દીક્ષા લઈ ઊભા રહેલા સ્વયસેવકોને તે પડાઓની સાથે વારવાર તકરારમા ઊતરવુ પડતુ હજારો અને લાખ્ખો યાત્રાળુઓ નદીને કાઠે શૌચ કરવા

બેસતા અટકાય નહિ તેની ચોકી કરવા અને તે જગોને સાફ કરવા સે-ડો સ્વયંસેવકોને ત્યાં મૂકવા પડ્યા હતા આવી બધી આપત્તિ બદીઓને ઘડીભર એક બાજુએ મૂકીએ અને ત્યાંની કુદરતી સ્થિતિનો ખ્યાલ કરીએ તો સ્થળનું નામ હરદ્વાર પાડ્યું છે તે ખરેખર સાર્થક છે હર-મહાદેવ, વિશ્વેશ્વર, તેનું દ્વાર ત્યાંથી જ હિમાલય શરૂ થાય છે હિમાલયના શિરોભાગમાંથી ગંગાજીની ઉત્પત્તિ છે તે અનેક વનો ઉપવનો પાવન કરતી હરદ્વાર પાસે સપાટ પ્રદેશમાં દાખલ થાય છે જતા જતા જાણે હિમાલયના પાદપ્રક્ષાલન કરતી હોય તેમ તેને ઘસાઈને જ પસાર થાય છે અગર વહેતી ગંગાજીના પવિત્ર જળના સ્પર્શથી પાવન થવા હિમાલયે પોતાના પગને ગંગાજીના વહેણ સુધી પસાર્યા છે હિમાલય તો હરનું રહેઠાણ તે રહેઠાણમાં અનેક ઋષિમુનિઓ, તપસ્વીઓ, યોગીઓ અને પરમહંસો પ્રભુપદને પામવાને તે મહાન કુદરતને ખોળે તપ તપી રહ્યા છે તે તપના પ્રભાવે તે હિમાલયને હરના રહેઠાણને જ હર—હરિનું રૂપક અપાયું હશે આત્મા શરીરમાં છે શરીરથી જુદો છે દેહ અને દેહી જુદા તરીકે ઓળખાય છે પણ જ્યારે દેહીનું પ્રાબલ્ય વધી પડે છે, આખો દેહ ચેતનમય થઈ જાય છે, ચેતનથી છવાય છે, આત્મામય થઈ જાય છે, ત્યારે તેને અલગ નહિ પાડી શકીએ તેનું જ કાંઈક આ હરદ્વારના નામવિધાનમાં હશે હિમાલય જે હરભુવન છે તેને જ હર ગણી આ સ્થાનનું નામ હરદ્વાર પાડેલું જણાય છે

૨. આવા પુણ્ય યાત્રાસ્થળનો અમારે ત્યાગ કરવાનો સમય આવ્યો પાંચ સાત દિવસમાં મેળાનું વહેણ ઊતરવા માંડ્યું મારે પાછું સોજિત્રા આવવાનું હતું ૫. બાપુજીને દિલ્હી વાઈસરૉયની મુલાકાતે જવાનું હતું બાપુજી સાથે બાને પણ જવાનું હતું ઉપરાંત બીજા બે ભાઈઓ હતા પાંચ જણની ટિકિટ હરદ્વારથી દિલ્હી સુધીની લીધી ભીડ તો ભારે હતી બાપુજીએ રેલવેના ત્રીજા વર્ગમાં બેસવાનો નવો શિરસ્તો પાડ્યો હતો તેમ કરતાં તેમને ઘણી વખત બેશુમાર મુશ્કેલી વેઠવી પડતી તે સાથે રેલવે નોકરો તરફથી ત્રીજા વર્ગના ઉતારુઓને જે હાડમારીઓ ભોગવવી પડતી હતી તેમાં કંઈક ફેર પડ્યો ઉત્તર હિંદની રેલવેમાં સામાન્યત ભીડ બહુ જ હોય છે અને રેલવે નોકરોના ત્રાસથી હાડમારીમાં વધારો થાય છે બાપુજીના ઉત્તર હિંદના ભ્રમણમાં એકાદ બે પ્રસંગે રેલવે નોકરોને શિક્ષા થવાથી તેઓ ચેતતા રહેતા હતા

મેં હરદ્વારથી દિલ્હી સુધીની ટિકિટો લીધી પણ મને ક્યાંથી ખબર કે આગળ મુશ્કેલી નડશે રાતે અગિયાર બાર વાગે અમે લક્સર જંક્શને પહોંચ્યા અમારે ત્યાંથી ગાડી બદલવાની હતી પણ અમારા ઊતર્યા પછી જે ગાડી ત્યાંથી જવાની હતી તે મેલ હતો અમારી પાસે લોકલની ટિકિટો હતી અમારે લોકલમાં જવું હોય તો પાંચ છ કલાક થોભવું પડે મેલમાં જવું હોય તો ટિકિટો બદલાવવી

જોઈએ અને અઢી અઢી આના ટિકિટ દીઠ વધારે આપવા જોઈએ બાપુજીને એ ન રુચ્યુ તેમણે મને કહ્યુ ' તમારે પ્રથમથી જ ચોક્કસ તજવીજ કરવી જોઈતી હતી અને લોકલનો સબધ મળે તેવી જ ગાડીમા આપણે હરદ્વારથી નીકળવુ જોઈતુ હતુ મેલના વધારાના ભાડાના અઢી અઢી આના આપવા આપણને પોસાય નહિ બેચાર આના આઠ લઈને ચોથો વર્ગ લેવો પડતો હોત તો તેમા જવાનુ પસદ કરુ " મને ક્યાથી ખબર હોય કે બાપુજી અહી આવીને હિંદની ગરીબાઈના દર્શન કરીને આવા કડક થયા હશે ! મારે દલીલ કરવાની હોય જ નહિ અમારી સાથે સહરાનપુરના એ વકીલ બીજા વર્ગના હોવા છતા બાપુજીની સાથે વાતચીત કરવા અમારી સાથે જ બેઠા હતા, તે ભાઈ મારી મદદે આવ્યા તેમણે જણાવ્યુ કે મેળાને લીધે ગાડીના સમય એટલા અનિયમિત થઈ ગયા છે કે સ્ટેશન માસ્તર પણ ચોક્કસ ન કહી શકે કે ગાડી ક્યારે ઊપડશે એટલે હવે તો આપે મેલમા જ જવાનુ રહ્યુ હુ ટિકિટો બદલાવી લાવુ એમ કહી મારી પાસેથી ટિકિટો લઈ મેલની ટિકિટો બદલાવી લાવ્યા

મેલને વાર હતી એટલે પ્લેટફોર્મ ઉપર સામાન ગોઠવીને અમે બેઠા બાપુજી અને બા પોતાના બિસ્ત્રાને અઢેલીને સહેજ આરામ લેતા આડા પડ્યા મેલને આવવાને હવે ૧૫-૨૦ મિનિટ બાકી હશે, એટલામા બે પોલીસ અમલદાર આવ્યા એક હિંદી હતો, બીજો યુરોપિયન હતો હિંદી મેજર સારજન્ટ હતો યુરોપિયન સારજન્ટ હતો પેલા યુરોપિયન સારજન્ટે આવીને મને કહ્યુ, 'પ્લેટફોર્મની બહાર જાઓ મેલ આવે ત્યારે અદર આવજો ' પણ મે ગણકાર્યુ નહિ પેલા બન્ને તો મને સૂચના આપીને પ્લેટફોર્મ ઉપર ફેરો મારવા ચાલ્યા ગયા એક છેડે જઈને પાછા વળતા તેણે મને ત્યા જ જોયો એટલે પેલો ગોરો સારજન્ટ ગુસ્સે થયો "મે તમને સૂચના કરી છતા તમે ગયા નહિ ? એ પોર્ટર, અહી આવ આ સામાન ઉપાડ મુસાફરખાનામા લઈ જા" મે દલીલ કરી કે હવે મેલને વાર નથી ત્યા જઈને પાછા આવતા જ મેલ આવવાનો સમય થશે અમને નાહક શા માટે તકલીફ આપો છો ? અમારી આ રકઝકમા બાપુજી જાગી ઊઠ્યા 'રાવજીભાઈ, શુ છે ?" મે તેમને પેલા સારજન્ટની વાત કરી ' ઠીક ત્યારે, ચાલો, એ એમ કહે છે ત્યારે છૂટકો છે ? મે તો પોર્ટરને માથે સામાન મૂકવાની તૈયારી કરી પેલા પોલીસ અમલદાર પાછા ફરવા ચાલ્યા ગયા

આ વાત પેલા સહરાનપુરના વકીલ સાભળતા હતા તે ઉતાવળથી સ્ટેશન માસ્તર પાસે ગયા સ્ટેશન માસ્તરને પ્રસગની ગભીરતા જણાવી 'મહાત્મા ગાધી વાઈસરોયની મુલાકાતે દિલ્હી જાય છે આ મેલમા જવાના છે પેલા પોલીસ અમલદાર તેમને નાહક કનડે છે તેમને મુસાફરખાનામા મોકલે છે તેમણે પોતાનો સામાન ઉઠાવરાવવા માડ્યો છે ત્યા જતા આવતા વિલબ થશે મેલ આવી જશે,

અને મેલ ચૂકશે તો તમારે માથે જોખમ આવશે માટે ઊઠો અને તેમને બહાર નહિ જવાને વીનવો"

આ હકીકત સાંભળી પેલો સ્ટેશન માસ્તર ચમક્યો તે બેબાકળો અમારી પાસે આવ્યો બાપુજીને હાથ જોડી કહેવા લાગ્યા, આપ અહીં જ બેસો બહાર જવાની જરૂર નથી મેલને આવવાની હવે તૈયારી છે મને માફ કરો "

બાપુજી હસતે વદને બોલ્યા તમે શા માટે ગભરાઓ છો? તમારે ક્ષમા માગવાની શી જરૂર છે? અમને બહાર જવાનુ તમે ક્યા કહ્યુ છે? પેલા પોલીસ અમલદારની સૂચના છે મેલ ચૂકીશ તો જવાબદાર એ છે અમારે તો તેની સૂચનાથી બહાર જવુ જ જોઈએ ને?"

સ્ટેશન માસ્તરને નિરાત વળી, છતા તેણે વિનતિ કરી, ' આપ થોભો હુ તે અમલદારને કહુ છુ" એમ કહી તે પેલા પોલીસ અમલદાર પાસે ગયો પોલીસ અમલદારો પણ હકીકત જાણી ચિતામા પડ્યા અમારી પાસે આવીને અમને ત્યા જ થોભાવવાને કોણ આવે? પેલા ગોરા સારજન્ટને સકોચ થયો તેણે પેલા હિદી મેજર સારજન્ટને વીનવ્યો કે દુ ખ અને દિલગીરી પ્રદર્શિત કરીને તેમને પ્લેટફોર્મ ઉપર જ થોભી જવાનુ કહે

તે ભાઈએ આવીને બાપુજીની ક્ષમા માગી અને બહાર નહિ જતા ત્યા જ બેસવાને વીનવ્યા બાપુજીએ ગભીર ભાવે કહ્યુ, " પણ જેણે હુકમ કર્યો હોય તેને મોકલો " હિદી અમલદાર પેલા ગોરા અમલદાર પાસે ગયો અને તેને સાથે લેતો આવ્યો ગોરા સારજન્ટે દિલગીરી જાહેર કરીને જણાવ્યુ કે "મને ખબર નહિ કે આપ હશો મને શી ખબર કે ત્રીજા વર્ગના ઉતારુમા આપના જેવા પણ હશે?" ૯૯

બાપુજી સહજ કડક વલણ દાખવી બોલ્યા "મારો પ્રશ્ન છે જ નહિ હું અત્યારે ત્રીજા વર્ગનો ઉતારુ છુ તે તરીકે તમને કહુ છું કે ગરીબમા ગરીબ ત્રીજા વર્ગના ઉતારુને તમારાથી આમ હાલાકી ના થાય તમારે સમજવુ જોઈએ કે બીજા અને પહેલા વર્ગના ઉતારુઓ પોતપોતાનુ સાચવી લે તેવા હોય છે તમને તમારા રક્ષણની જરૂર નથી ત્રીજા વર્ગના ઉતારુઓને જ તમારા રક્ષણની જરૂર છે તેને બદલે તમે જ આમ પજવણી કરો તો ગરીબોની શી દશા? તમારે તો રેલવે ખાતાના માણસો ઉતારુઓને જોઈતી સગવડ આપે અને પજવે નહિ તે જોવાનું છે ઉપરાત બદમાશો ઉતારુઓને પજવે નહિ એની ચોકી રાખવાની છે તેને બદલે તમે જ તેમને પજવો તો તો તેમની મુસીબતોનો પાર ન રહે તે માટે મારે તમારી ક્ષમાયાચના નથી જોઈતી મારે તો તમારી પાસેથી ખાતરી જોઈએ છે કે મે કહ્યુ તે રીતે તમે ઉતારુઓને મદદ કરશો અને આવુ વર્તન કરી કોઈ પણ ગરીબ ઉતારુને પજવશો નહિ "

પેના ગોરા સારજન્ટે તેની ખાતરી આપી અમે ત્યાં જ ઘોઆ મેન આવ્યો અમે મેલમાં બેઠા સવાર થતાં દિલ્હી પહોંચ્યા

દિલ્હીમાં અમારે પ્રિન્સિપાલ રુદ્રને ત્યાં ઊતરવાનું હતું આચાર્યશ્રી રુદ્ર દેશી ખ્રિસ્તી હતા દીનબન્ધુ ઍન્ડ્રૂઝના મિત્ર હતા દિલ્હીની કૉલેજના પ્રસિદ્ધ પ્રિન્સિપાલ હતા સાધુચરિત ગૃહસ્થ તરીકે તેમની પ્રતિષ્ઠા સારી હતી તે અમને તેડવા સ્ટેશને આવ્યા હતા તેમને ત્યાં અમે ગયા નાહીધોઈને પરવારવાનું હતું તે પહેલાં બાપુજીને હજામત કરવાની હતી તેમને ઇચ્છા થઈ કે તેમના માથાના વાળ કપાય તો સારું મને પૂછ્યું, ' કેમ ફાવશે ને ?'

મે જવાબ આપ્યો, ' કાતરથી સરખા તો નહિ જ કપાય '

' કાંઈ હરકત નહિ ઝીણા કાપજે નિસરણીઓ રહેશે તેમાં શું બગડવાનું છે ? ફેંટો પહેરનાથી તે તો ઢંકાઈ જશે ને ?' બાપુજી તે વખતે કાઠિયાવાડી ફેંટો અને અંગરખું પહેરતા હતા

મે કાળજીથી વાળ કાપ્યા બગડયા ને સુધાર્યા અને પરવાર્યા બપોર પછી મારે સ્ટેશને જવાનું હતું બાપુજીને વાઈસરોયની મુલાકાતે જવાનું હતું

## ૨૯. અહીં કે તહીં

બાપુજીએ અમદાવાદમાં જ રહેવાનું નક્કી કર્યું કોચરબ પાસે એક બંગલામાં આશ્રમ માટે સ્થાન નિયત કર્યું ફિનિક્સ સમા રહેનારાઓ માટે બાપુજીએ નિયમો કે વ્રતો નક્કી કર્યાં નહોતા પણ અહીં આશ્રમવાસીઓએ સત્ય અહિંસા અસ્તેય, અપરિગ્રહ અને બ્રહ્મચર્ય એ પાંચ મહાવ્રતો ઉપરાંત અસ્વાદ જાતમહેનત, સ્વદેશી અને અસ્પૃશ્યતાનિવારણના વ્રતો લેવાના હતા એટલે કે તે પ્રમાણે વર્તવાને પ્રયત્નશીલ રહેવાનું વ્રત લેવાનું હતું મારા મિત્ર મગનભાઈ તો ત્યાં હતા જ મને પણ ત્યાં જ સ્થિર થવાનું મન થાય તે સ્વાભાવિક હતું મારા પિતાશ્રી અને માતુશ્રી મને ઘેર રહેવાને કહ્યા કરે એ પણ તેમને માટે સ્વાભાવિક હતું રાત્રિદિવસ હું પણ મારું મન આશ્રમમાં જ હોય ગાંધીજી અને તેમનો આશ્રમ એ ગુજરાતમાં એક કૌતક સમાન થઈ પડયું બધાયને જોવાનું મન થાય જાણવાનું મન થાય ગાંધીજીની રહેણીકરણી સર્વને વિચિત્ર લાગી શરૂઆતમાં તે કાઠિયાવાડી ફેંટો અંગરખું અને ધોતી પહેરતા, પગમાં ચંપલ હોય નહિ તેમના પરિચયમાં આવવાને જાણીતા શહેરીઓ પ્રયત્ન કરતા જે સભામાં ગાંધીજી જવાના હોય, તેમનું ભાષણ હોય ત્યાં લોકોની ઠઠ જામતી વિલાયત જઈને બૅરિસ્ટર થયેલા દક્ષિણ આફ્રિકા જેવા યુરોપીય સંસ્કૃતિના વાતાવરણમાં રહેલા ત્યાંની સરકાર સાથે પોતાની કોમના હિતને ખાતર સર્વસ્વ

અપાર કરી મતાગ્રહનો જંગ ખેલી જનરલ સ્મટ્સ જેવા બાહોશ મુત્સદ્દીને પણ હફાવેલો એટલું જ નહિ પણ જેમણે આખી સલ્તનતને પણ મૂંઝવેલી એ પુરુષ તો કોઈ ભવ્ય પહેલવાન જેવો અને રુઆબદાર હશે લોકોને આંજી નાખે એવો દમામદાર હશે તે બોલે ત્યારે સિંહનાદ થતો હશે, જે હિંદી સ્મટ્સ જેવા મુત્સદ્દીને પહોંચી વળે તે પૂરો યુરોપિયન રીતભાતમાં રહેનારો હશે, એવા એવા ખ્યાલો લોકોને ગાંધીજી વિષે હતા પણ જ્યારે તે પુરુષ નજર સામે આવે મંચ ઉપર આવે ત્યારે બધા તાજુબીથી જોઈ રહે અને વિચારે કે આવા ગામડિયા જેવા દેખાવવાળા મૂઠી હાડકાના કાઠાવાળા, માત્ર નરમ મુખાકૃતિવાળા, જેની વાચામાં ચમકારો તો જણાતો નથી એવા આ ગાંધીજી! પ્રથમ જ ગુજરાતને દર્શન થયાં કે બાહ્ય દેખાવો અને બાહ્ય શક્તિઓથી પણ પર અને તે સર્વથી પણ વધારે શક્તિશાળી એવી એક શક્તિ છે તે શક્તિ આ પુરુષનામાં જેટલી છે તેટલી બીજાઓમાં નથી તેમની નીડરતા, તેમનું ચારિત્ર, તેમનું મનોબળ કે આત્મબળ પ્રજાને ગમી ગયાં પ્રજાના સંસ્કારને મળતી, પ્રજાના મનની ભાવનાને મળતી આ નવી રીતભાતથી નવા બળથી પ્રજાનું હૃદય આકર્ષાયું આજ સુધી નેતાઓના દમામ ને તેજથી લોકો અંજાતા હતા તેને બદલે ગાંધીજીની સરળ, શાંત, શીતળ અને સ્નેહાળ દૃષ્ટિથી લોકો પ્રેમભાવે, પૂજ્યભાવે, તેમની પાસે આવ્યા તેમની આંખ સાથે આંખ મિલાવવા લાગ્યા, તેમના હૃદય સાથે હૃદય મિલાવવા લાગ્યા અને આ આપણા ગાંધીજી શું કહે છે, આપણે શી રીતે વર્તીએ કે તેમની વિચારશ્રેણી અનુસાર આપણું વર્તન થાય, આપણે શી રીતે તેમને સંતોષી શકીએ વગેરે વિચારમાં લોકો આપોઆપ પડ્યા

આશ્રમને 'સત્યાગ્રહ આશ્રમ'નું નામ આપ્યું હતું ત્યાંની દિનચર્યા બધાને વિચિત્ર લાગતી અમદાવાદના કે બહારના કોઈ વકીલ કે વેપારી, કોઈ શિક્ષક કે સાહિત્યકાર ગાંધીજીને પૂછે કે આપની સાથે મારે વાત કરવી છે, કે આશ્રમ જોવો છે, માટે હું ક્યારે આવું? ત્યારે તેમને જવાબ મળે કે જ્યારે તમને ફુરસદ મળે ત્યારે પેલા ભાઈ સવારે જઈ ચડે તો ગાંધીજી ઘંટીએ બેઠા હોય તે તેમને પોતાની પાસે બોલાવે બેસાડે અને જે વાત કરવી હોય તે પૂછે પેલા ભાઈને નવાઈ લાગે કેટલાક મૂંઝાય પણ ખરા શી વાત કરવી? તે ભાઈ જે વાત કરવા આવ્યા હોય તેનો ખુલાસો ગાંધીજીના કાર્યમાં વણાયેલો અપાતો હોય છતાં વાતો કરે ગાંધીજી દળતા દળતા જવાબ આપે ચર્ચા કરે પેલા ભાઈને સંકોચ થાય અને તે પસ્તાય કે હું ક્યાં અહીં આવી ભરાયો! પોતે ખાલી બેઠો બેઠો પ્રશ્ન પૂછે અને ગાંધીજી દળતા દળતા તેના ખુલાસા આપે તે તો તેને શરમાવનારું થઈ પડે! કેટલાક વ્યવહારુ બુદ્ધિવાળા સમજી જાય અને આવડે ન આવડે છતાં ગાંધીજીની સાથે દળવા બેસી જાય અને વાતે વળગે આમ ગુજરાતના ઘણાખરા

જાહેર પુરુષોએ આ અનુભવ લઈ લીધો એક વખત એક શેઠ આવ્યા આશ્રમના ઝાંપામાં પેસતાં જ ગાંધીજી તેમને સામા મળ્યા ગાંધીજીના હાથમાં પાણીનો ખાલી દેગડો હતો આશ્રમ સામેના ખેતરના કૂવાનું પાણી આશ્રમ માટે વપરાતું હતું અને કેટલાકને પાણી ભરવાનું હતું આજે ગાંધીજી પાણી ભરવામાં રોકાયા હતા તે શેઠે ગાંધીજીને પૂછ્યું, "મારે મહાત્મા ગાંધીજીને મળવું છે તે ક્યાં છે?"

"શું કામ છે?" ગાંધીજીએ વળતાં પૂછ્યું

"મારે તેમને મળવું છે અને વાત કરવી છે" શેઠે જવાબ આપ્યો

"ઠીક ત્યારે, ચાલો મારી સાથે" ગાંધીજીએ હસીને જવાબ આપ્યો પેલા શેઠ તેમની સાથે ચાલવા માંડ્યું ગાંધીજીએ કૂવા તરફ ચાલતાં પેલા શેઠને પૂછ્યું, "બોલો શી વાત કરવી છે?"

"પણ મારે તો મહાત્માજીને મળવું છે તેમની સાથે વાત કરવી છે" પેલા શેઠ જરા અકળાઈને બોલ્યા

'પણ તમારે, જેને મળવું છે તે હું જ છું બોલો, વાત કરો" ગાંધીજીએ સહજ હસતાં જવાબ આપ્યો

પેલા શેઠ ચમક્યા જેને પાણી ભરનારો માનેલો તે જ મહાત્માજી નીકળ્યા પગે લાગ્યા, વાત કરી અને થોડીક દક્ષિણા આપી ચાલ્યા ગયા આવો જ એક પ્રસંગ ફિનિક્સમાં બનેલો ફિનિક્સમાં વસવાટની શરૂઆત હતી ગાંધીજી મજૂરમાં ફળઝાડના રોપ રોપવા માટે ખાડા ખોદતા હતા ઝમીના રંગના જાડા એક કલોથનું ખમીસ અને પાટલૂન કાદવથી ખરડાયેલું હતું ત્યાં પાસેના એક ગોરા જમીનદાર આવ્યા ગિરમીટની પ્રથાના ગુણદોષની ચર્ચા કરવા તે ગૃહસ્થ આવ્યા હતા ગાંધીજીને કોઈ મજૂર સમજી તેમને કહેલું કે મારે મિ ગાંધીને મળવું છે, હાજર મળશે? અને ત્યાર પછી લગભગ ઉપરના જેવા જમવાલજવાબ થયેલા આમ શરીરશ્રમ કરતા ગાંધીજી પાસે દેશસેવાની, રાજકીય પ્રશ્નોની નીતિમીમાંસાની, કેળવણીની અને આત્મતત્ત્વની વાતો કરવા અનેક આવતા અને સંતોષ મળતાં વિદાય થતા જમવાને ટાણે કોઈ આવે તો આશ્રમના સાદા સાત્ત્વિક ખોરાકના સ્વાદ સાથે સંતોષ પામીને વિદાય થાય સાંજની પ્રાર્થનામાં તો ઘણા માણસો નિયમિત આવવાને ટેવાયેલા આમ સત્યાગ્રહ આશ્રમનો કાર્યક્રમ જ — તેની દિનચર્યા જ — લોકોને શિક્ષણરૂપ નીવડ્યો, ગાંધીજીના વિચારશ્રેણીનો સૂચક થઈ પડ્યો

હું વારવાર આશ્રમમાં જતો અને થોડા થોડા દિવસ રહી આવતો પછી મારા કુટુંબની ગડમથલ ચાલી મારું સ્થાન ક્યાં? સોજિત્રે હું રહેતો પણ મારું ચિત્ત ત્યાં હોય બીજી બાજુ મારા પિતાશ્રી બુદ્ધિપૂર્વક મને જમીન અને તેના પરની ખેતીના કામે યોજ્યા કરે તેમના દિલમાં ચિંતા એ હતી જ કે હું દેશ આવેલો પાછો ઘેરથી ખસીશ તો તેમણે જે પગારો જમીનનો અને ધંધાનો પાથરેલો તે કોણ

સમજાશે ? એમને જ્યારે , સોજિત્રે હોઉં ત્યારે જમીન ઉપર મને લઈ જાય સોજિત્રાથી ત્રણ માઈલ દૂર પેટલાદ અને માતર તાલુકાની સરહદ વચ્ચેના ચારેક ગામમા બસો એકરને આશરે અમારી જમીન હતી ખેડૂતો લગભગ બધાયે બારૈયા કોમના હતા તેમની દયાજનક ગરીબાઈ આરોગ્ય પ્રમાણે અજ્ઞાનતા રૂઢિગ્રસ્તતા, સામાજિક અવદશા અને તે ઉપરાંત શાહુકારોની ચૂસ આ બધુ જોઈને તો વિચારમા પડી જતો નિઃસ્વાર્થ વૃત્તિથી અહીં સેવા થાય તો સુન્દર ક્ષેત્ર હતુ જ ખેતીની દેખરેખ સાથે ધીરધારનો ધંધો પણ મારા પિતાશ્રી કરતા હતા ખેડૂતને ખેતી અંગે ઉપાડ કરવાની તો હોય જ ઉપરાંત સારો નરસો પ્રસંગ આવી પડે ને ખર્ચો કરે એ બધુ જમીનના માલિક પાસેથી મળશે એવી આશા રાખે તેમને મમતાળુતાથી દોરવણી આપવામા આવે, કુરૂઢિઓમાથી બચવાનુ કહેવામા આવે તેમની કનડગત કરવામા ન આવે, જૂઠ ઊભા કરવામા ન આવે તેમના વિશ્વાસનો ઘાત ન થાય એ બધી કાળજી રખાતી હતી પણ જે વાત મને દક્ષિણ આફ્રિકાના વેપારમા આડી આવતી હતી તે જ અહીં આગે આવી મારી જમીન હોય અને તેમા મહેનત કરી ખેડૂત મહેનતાણુ લે હું મારી જમીનમા

પાટો બાંધુ મારો નિત્યનો કાર્યક્રમ એ જ થઈ પડ્યો મે જોયું કે મારા માતુશ્રીને તે ઘણુ ગમ્યુ મારા હૃદયને પણ સંતોષ થયો મે તે સમય પૂરતુ તો માતુશ્રીની સેવામા જ સ્થિર થવાનુ નક્કી કર્યું

## ૩૦. રળિયામણી ઘડી

"આજની ઘડી રળિયામણી;
હારે મારો વા'લો આવ્યાની વધામણી હોજી રે
વધામણી હોજી રે — આજની"

એવામા મને એક ધન્યક્ષણ પ્રાપ્ત થઈ મારા માતુશ્રીના દરદની વાત મે તો બાપુજીને લખી દીધી હતી પણ એક દિવસ મારા માતુશ્રીએ મને પ્રેમભાવે કહ્યુ "ભાઈ, બાપુજીના દર્શન મને ન થાય? મારુ શરીર સારુ હોત તો જરૂર ત્યા જાત પણ આવી બીમાર હુ શી રીતે ત્યા જઈ શકુ? મરતા મરતા એમના દર્શન કરુ તો મને કેટલી શાતિ વળે? જોને, તારુ મન ત્યા ને ત્યા છે એ કાઈ અમસ્તુ હશે! તુ લખ, તો બાપુજી આપણે ઘેર આવે ખરા?"

માતાની પ્રેમાળ માગણી સાભળી હુ તો ગળગળો થઈ ગયો મે કહ્યુ, "તમારી ઇચ્છા જણાવુ તો આવે એવો મને વિશ્વાસ છે એ તો બાપુજી છે ભક્તાધીન છે આપણા પ્રેમને વશ છે હુ લખીશ'

મે બાપુજીને પત્ર લખ્યો પત્રમા શુ લખ્યુ તે હુ અહીં નહિ લખુ બાપુજીનો વળતો જવાબ આવ્યો "હુ આવુ છુ"

બાપુજી મારે ઘેર આવે છે એવી જાહેરાત હુ શી રીતે કરી શકુ? બાપ દીકરાને ઘેર જાય અને દીકરાને તેની જાહેરાત કરવાની હોય ખરી? બાપને એ ગમે ખરુ? પણ મિત્રો તો જાણે જ ને? મારા માતુશ્રીને અને પત્નીને કહ્યુ કે, બાપુજી આવે છે એટલે ઘરમા અને આડોશીપાડોશી પણ જાણે જ ને? આમ આખા ગામમા વાત ફેલાઈ કે કર્મવીર મોહનદાસ ગાધી સોજિત્રા આવે છે તે દિવસે બાપુજી મહાત્માજી તરીકે નહોતા ઓળખાતા સવત ૧૯૭૨નો ભાદરવો માસ હશે મારા કુટુમ્બીઓએ મને પૂછ્યુ, 'બાપુજી આપણે ઘેર આવે છે તેમના સ્વાગત માટે શુ કરશુ?" મારા માતુશ્રીએ પૂછ્યુ "ભાઈ, બાપુજીને માટે શું જમવાનુ કરાવશો?" હુ શો જવાબ આપુ? હુ તેનો વિચાર કરુ અને મારુ હૃદય ભરાઈ આવે મારા હૃદયની વાત કોઈનેય શું કહું? છતા માતુશ્રીને કહી

"બાપુજીના સ્વાગતનો બાહ્ય દેખાવ જેટલો થશે તેટલુ બાપુજીને રુચશે નહિ સ્વાગતનો બાહ્ય ઠઠારો બધોય અધૂરો — અપૂર્ણ હશે અને તેની પાછળ પડ્યા એટલે તેની ખામી પૂરવામા હૃદયની પૂરતી રહી જવાની બાપુજીને મોતીના

થાળથી વધાવીએ તેના કરતા હૃદયના પ્રેમથી વધાવીએ તે મારું નહિ ? તે તેમનુ સાચું સ્વાગત ન ગણાય ? વળી બાપુજી તો પોતાને ઘેર જ આવે છે પોતાનુ ઘર ન માનતા હોત તો તે આવત ખરા ? તમારી ઇચ્છા હું તેમને દર્શાવી શકત પણ ખરો ? પિતા પોતાને ઘેર જાય તો બાળક તેનુ કેવુ સ્વાગત કરે ? હુ તો જેવો છુ તેવો તમને ચરણે પટકાનો એ મારુ સ્વાગત જમવામા તો કેળા, ખજૂર, શીંગદાણા અને ગુંજે મેવા લાવી મૂકીશુ બીજુ શું કરવુ ? કોઈ દમામ કે ધમાલ કે બાહ્ય દેખાવ મારે કરવો નથી તમારે તેની ચિંતા કરવી નહિ ”

મારા માતુશ્રી સમજ્યા મારી વાત તેમને પણ ગમી એમણે પોતાનો વિચાર ફરી રાખ્યો હતો તેની મને પછીથી ખબર પડી બાપુજી અગિયાર વાગ્યે આવવાના અને ચાર વાગ્યે પાછા ફરવાના હતા તેટલા સમયનો કાર્યક્રમ પણ મે ઘડેલો નહિ જે ક્ષણે તે કહે તે ક્ષણે જ્યા જવુ હોય ત્યાં જવાનું અને જે સ્થિતિ હોય તે સ્થિતિ તે જુએ વળી મને ખાતરી હતી કે તે જે કારણે આવે છે તે સિવાય બીજા કાર્યની તે આશા પણ નહિ રાખે

તે ધન્ય દિવસ આવ્યો ! સવારે ઊઠી શૌચાદિથી પરવારી માતુશ્રીના ઘા સાફ કરી, ધોઈ, દવાની બત્તીઓ મૂકીને પાટા બાંધ્યો અને બેઠક કરી મારાં માતુશ્રીએ પોતાનો ઓરડો લીંપાવ્યો તેમા ગંગાજળ છંટાવ્યુ પોતાના ઓરડાને આસોપાલવનું તોરણ બંધાવ્યુ પોતાનો પલંગ બહાર કઢાવી પોતાની પથારી નીચે કરાવરાવી અને પાણી તથા પુષ્પ પોતાની પાસે રાખી મુકાવ્યાં પથારી પાસે જ પોતાનો હાથ પહોંચી શકે તેટલામા બાપુજીને બેસવા માટે ગાદી મુકાવી.

હુ મારા મિત્રો સાથે સ્ટેશને ગયો બાપુજી ગાડીમાથી ઊતર્યા કે તેમને પાયે પડયો બધાયે પ્રણામ કર્યા અમે બધા વાતો કરતા કરતા ચાલ્યા ગામ વીંધીને ઘેર આવ્યા બાપુજીને હાથ પગ ધોવા પાણી આપ્યુ પછી પીવાને પાણી આપ્યુ સાવ શાંત વાતાવરણ ! તે વખતે શી વાત કરવાની હોય ! શાની વાત કરે ? બાપુજીએ મને પૂછ્યુ, “કેમ, તમારાં માતુશ્રીને જ પ્રથમ મળી લઈએ, ખરુ ને ? ” “હાજી, જેવી આપની ઇચ્છા,” એમ કહી હું ઊઠયો બાપુજી પણ ઊઠ્યા ઓરડામાં ગયા મારા માતુશ્રી મુશ્કેલીથી અઢેલીને બેઠા થયાં હતા, તેમણે હાથ જોડી પ્રણામ કર્યા બાપુજી ગાદી પર બેઠા પાસે રાખેલી આચમની વતી માતુશ્રીએ બાપુજીના પગ પર પાણી રેડીને પગ ધોયા, અને ચરણરજ માથે ચઢાવી પછી પગ પર પુષ્પ મૂકી પગે લાગતાં તેમને હર્ષાશ્રુ આવી ગયા મને ખ્યાલ જ નહિ કે આવું થશે મને ગમ્યુ બાપુજીએ શરીરની હકીકત પૂછવા માડી મને તેમના પાટા છોડવાનુ કહ્યું. એક પછી એક બન્ને હાથ અને બન્ને પગના પાટા છોડી, બાપુજીએ પોતે બધા ઘા સાફ કરી પોતાને હાથે પાટા બાંધ્યા તે વખતે હુ તો મૂઢ જ થઈ ગયો કાઈ બોલવાનુ સૂઝ્યુ નહિ અત્યારે પણ તે ક્ષણ વિષે કંઈ

લખવાનું સૂઝતું નથી બાપુજીએ મૂંગે મોઢે તે પ્રમાણે કાર્ય કરીને પછી મારા માતુશ્રીને કહ્યું, "રામનામ લેજો ચિંતા કરવી નહિ મરણની બીક તો નથી ને? મરણ આવે તો શાન્તિથી જેમ મને મળ્યા તેમ તેને પણ મળી લેવું' માતુશ્રીએ બે હાથ જોડી એટલું જ કહ્યું કે 'હાજી, આપે કહ્યું તેમ કરીશું"

અમે ત્યાંથી ઊઠ્યા મારું હૈયું તો ભરેલું જ હતું "મમ રંક ઉપર પ્રભુની આટલી બધી કૃપા! મારા જેવા નિર્બળ જીવ પર બાપુજીની આટલી બધી મમતા! સાચે જ હું ઠિંગુજી છું હું વિરાટને ક્યાંથી પામી શકું?" આવા અનેક વિચારો કરતો મૂંગો મૂંગો બાપુજી પાછળ ચાલ્યો મેડે બેઠા પછી બાપુજી મને કહે, "તમારા માતુશ્રીને ઓપરેશન કરવાનો વિચાર કરશો નહિ તેમના હાડ ચૂંથવાની જરૂર નથી જરૂર પડે તો વૈદ ડોક્ટરને બોલાવજો. અને તેમની સેવામાં જ સતત રહી તમે જ તેમની સારવાર કરજો ઘાયાની સ્વચ્છતા કરવી અને પાટા બાંધવા વગેરે સર્વ તમે જ કરજો અને મરણ આવે તો શાન્તિથી જાય તેમ કરજો"

પછી બાપુજી જમવા બેઠા ફરમાં એક સરસ જાતનું ગોળું પણ મેળવેલું હતું તે તેમને બહુ ગમ્યું જમતી વખતે મારા પિતાશ્રી અને અન્ય વડીલો સાથે વાતો ચીતો કરી અને જમ્યા પછી ગામમાં એક બે સ્થળે જવાની વિનંતિને સ્વીકારીને ત્યાંથી હરિજનવાસમાં જવાનું નક્કી કર્યું આજથી ૨૮ વર્ષ ઉપર ગોન્ડલમાં કોઈ હરિજનવાસમાં જવા ટેવાયેલું નહોતું અને ઉચ્ચ ગણાતી કોમના કોઈ ત્યાં જતા પણ નહિ પણ બાપુજીની ઇચ્છા સામની એક વગર પાઘડી પહેરીને ઊપડ્યા હરિજનવાસમાં તે કદી ગયેલા નહિ છતાં અંદર જઈને બધાને ભેગા કર્યા અને ગાંધીજી ત્યાં તેમને બધાને મળવા આવે છે એવી ખબર આપી ત્યાંનું વણાટકામ વગેરે બતાવવાની વ્યવસ્થા કરી નાખી બાપુજી ઘેરથી બે વાગ્યે નીકળ્યા હરિજનવાસમાં ગયા તેમની સાથે લગભગ બસો જણ બ્રાહ્મણ વાણિયા, પાટીદાર નાના મોટા બધાય ગયા સૌએ જિંદગીમાં પ્રથમ જ વાર ત્યાં પગ મૂક્યો હશે બાપુજી બધેય ફર્યા વણાટકામ જોયું બધાની સાથે વાતચીત કરી અને આશ્વાસન આપ્યું બધાને લાગ્યું કે ઉચ્ચ ગણાતી કોમોના મહોલ્લાની ગંદકી ત્યાં નહોતી બાપુજીએ પણ એ વાતની યાદ આપી

ત્યાંથી સીધા શ્રી હરિકૃષ્ણ મહારાજના પંથનું મંદિર છે ત્યાં ગયા ત્યાં બોર્ડિંગના વિદ્યાર્થીઓ અને ગામના લોકો સાથે વાતચીત કરી સમય થતાં સ્ટેશન પર ગયા ગાડી આવી અને બાપુજીને લઈ ગઈ જાણે કોઈ અમૂલ્ય વસ્તુ ચુકાવીને મારી પાસેથી ચાલી ગઈ હોય તેમ હું બેબાકળો થઈ ગયો રહ્યો મે ગાડી તરફ જોયા કર્યું ચૈતન્યનો દોર કરી જડ દેહ ગાડી નજર બહાર ચાલી ગઈ એટલે હું મિત્રો સાથે ઘેર આવ્યો આમ બાપુજી આવ્યા અને ગયા આ રમણનું મધુરું સ્મરણ હું જીવનભર યાદ કરી મારા હૃદયને પોષ્યા કરીશ

# ૩૧. માતાવિહોણો

હું તો માતાની સેવામાં જ લાગી રહ્યો. બાપુજીએ દરદ જોઈને માનેલું કે ઓપરેશન કરવું વ્યર્થ છે. નાહક પીડાકારક થઈ પડશે. તેથી જ મને તેવી સૂચના આપી હતી. દરદ વધવા માંડયું. પણ તેની અસર મારા માતુશ્રીના હૃદય પર નહોતી થઈ. તેમણે ત્યાર પછી કદી શોચ કર્યો નથી. મને વારંવાર કહે, 'ભાઈ, બાપુજીએ કેવું કહ્યું? જેવી રીતે હું તેમને મળી તેવી રીતે મારે મરણને મળવું! એવું થાય તો હું કેવી સદ્ભાગી! તું મારી પાસે રહેજે હો! અને એવી સ્થિતિ આવે તો મને રામના નામની યાદ આપજે હો! મેં બાપુજીને કહ્યું છે તેવી જ રીતે હું મરીશ અને મારે તેવું જ મરણ જોઈએ છે."

આમ દિવાળીના તહેવારો વીતી ગયા. સંવત ૧૯૭૨ના કાર્તક સુદ ૮નો દિવસ ઊગ્યો. મેં મારા નિયમ પ્રમાણે પરવારીને તેમના ઘાને ધોઈ નાખી દવા વગેરે લગાડીને પાટા બાંધ્યા. તે પ્રસંગે તેમણે મને પાસે બેસાડ્યો. મારે માથે હાથ મૂક્યો. "ભાઈ, તેં મારી બહુ સેવા કરી. પણ હવે ..." એમ બોલતાં ચોધાર આંસુ નીકળી પડ્યાં. હું પણ નરમ થઈ ગયો. પણ હિંમત ધરી બોલ્યો. "કેમ, તમને કંઈ થાય છે બા?" "ના કાંઈ નહિ ભાઈ, પણ આજે હું જઈશ. બાને બોલાવ." મેં મારા દાદીને બોલાવ્યા. તે આવ્યા. તેમણે પૂછ્યું, 'કેમ મોટા* કેમ બોલાવી?" તેમણે દૃઢતાથી જવાબ આપ્યો, "ગાયનું છાણ મંગાવી ચોકો કરો."

તુરત જ તેમ કર્યું. 'હવે મને નવડાવો.' તેમને નવડાવ્યા. "મારી કંઠી બદલો. નવી કંઠી તુલસીજીની પહેરાવો." તેમ કર્યું. આસ્તે રહીને સુવાડ્યા. "ભાઈ, રામ રામ બોલ બા, જયશ્રીકૃષ્ણ, મને માફ કરજો. મારો દોષ માફ કરજો. બધાને બોલાવો." મારા પિતાશ્રી આવ્યા. પરસ્પર હાથ જોડ્યા. મારી પત્ની આવી. તેને માથે હાથ ફેરવ્યો. મારી દીકરીને બોલાવી ચુંબન કર્યું, અને શ્રીકૃષ્ણ શરણં મમ શ્રીકૃષ્ણ શરણં મમ, બોલતાં બોલતાં નિશ્ચેતન દેહ મૂકી પ્રાણ ચાલ્યો ગયો. બરોબર બાર વાગ્યા હશે. તે ધન્ય દિવસે બાપુજીએ જે સમયે તેમને આશીર્વાદ આપેલા કે જેવી રીતે મને મળ્યા તેવી રીતે મરણને મળજો લગભગ તે જ સમયે પ્રેમાળ માતાએ મને માતાવિહોણો મૂકીને વિદાય લીધી. મારા કંગાળ જીવનનું એક અમૃતઝરણું તૂટી ગયું!

* જ્યેષ્ઠપુત્રવધૂ હોવાથી એમને બધાં 'મોટાં' નામથી બોલાવતાં

# ૩૨. બેઠી નિર્ભયતા

સંવત ૧૯૭૭ની વસંત ખીલી રહી હતી કુદરત આહ્‌લાદતી હતી તરુકુંજોમાં અને લતાકુંજોમાં નવી નવી કૂંપળો ફૂટતી હતી ત્યાં કોકિલા આવી આવીને ટહુકી જતી હતી આ દિવસોમાં બાપુજી ચંપારણથી અહીં આશ્રમમાં આવ્યા હતા તે કહેતા હતા કે "ગમે ત્યાં હોઉં પણ અહીં આવ્યા વિના ચેન પડતું નથી એંજિન મુસાફરી તો બહુ દૂર દૂર કરે છે, પણ કોલસા ખૂટી જાય છે એટલે તેને તેના નિર્ણિત સ્થળે ગયે જ છૂટકો તેમ મારે મારો ખૂટેલો કોલસો લેવાને અહીં આવવું રહ્યું "

જ્યારે જ્યારે બાપુજી બિહારથી આવે ત્યારે ત્યારે હું આશ્રમમાં જઈને થોડા દિવસ રહી આવું આ વખતે પણ હું ગયેલો મને યાદ છે કે પૂનમનો દિવસ હતો પ્રાર્થનાભૂમિ છે ત્યાં જ ત્યારે પ્રાર્થના કરતા હતા શીતળ ચાંદની ખીલી રહી હતી નદીનું પાણી તે સ્થળની નીચે જ ખળખળતું ઘસાઈને વહી રહ્યું હતું પવનની મંદમંદ લહરીઓ આવ્યા કરતી હતી મીઠી ઠંડી પણ હતી સાંજની પ્રાર્થના પછી બાપુજી એક બિછાનામાં તકિયા પર જમણા હાથનો ટેકો રાખી આડા પડ્યા હતા બે ત્રણ ફૂટ દૂર તેમની નજર સામે જ હું બેઠો હતો બિછાનાને એક છેડે પૂ બા શ્રીમતી અનસૂયાબહેન અને બિહારથી બાપુજીની સાથે આવેલા મિસ પેન (મને તેનું નામ યાદ છે) નામના બહેન, ત્રણે બેઠા બેઠા વાત કરતા હતા હું બાપુજીની સાથે વાત કરતો હતો બાપુજી ઉઘાડે શરીરે હતા તેથી તેમને ઠંડી લાગતી હશે એમ માની બાએ વીંટી એક ચાદરને ચાર બેવડી કરી શરીરે ઓઢાડી તે ચોવડી ચાદરનો લગભગ અર્ધો ભાગ પાછળની બાજુએ પડેલો અમારી બન્નેની દૃષ્ટિ સામસામે હતી વાત કરતા કરતા મારી નજર બરડા ઉપરની પેલી સફેદ ચાદરમાં પડેલી કાળી ભાત પર ગઈ પાછળથી એક કાળો સાપ ચાદર ઉપર થઈ બાપુજીના બરડા ઉપર ચડ્યો બાપુજીને લાગેલું ખરું જ કે કાંઈક છે એટલામાં વાત કરતા કરતા તે કાળી ભાત પડેલી જોઈ તેમની સામેની મારી દૃષ્ટિ તૂટી અને મે જોયું તો મને જણાયું કે એક કાળા સાપે પેલી બાજુથી આ બાજુ ઊતરવા તેની ડોક બાપુજીનો બરડો વટાવીને લાંબી કરી છે મારી નજર વટેલી જોઈને બાપુજીએ મને પૂછ્યું "શું છે?"

આ ક્ષણે એકાએક મને અનેક વિચાર આવી ગયા હું તાણીને બોલીશ કે સાપ છે તો બા અને અનસૂયાબહેન સાંભળીને ભડકશે, કોલાહલ મચાવશે અને સાપ પણ ગભરાશે અને કદાચ બાપુજી આઘાપાછા થયા તો સાપ ડંખ મારશે એટલે મે ધીમે રહીને બાપુજીને જવાબ આપ્યો, "કંઈ નહિ એ તો સાપ છે" પણ મારો 'સાપ' શબ્દ અનસૂયાબહેને સાંભળ્યો તે તો ભડકી

ઊઠયા અને બોલ્યા, "સાપ ક્યાં છે, રાવજીભાઈ?" બા અને પેલા બહેન પણ ત્યાંથી ઊઠયા હું અને બાપુજી હતા તે જ સ્થિતિમાં રહ્યા પણ આ ઘોંઘાટ સાંભળી સાપે આગળ ઊતરી આવવાને બદલે પોતાની ડોક પાછી વાળી લીધી હું તો ઊભો થયા પણ મે તેને ચાદરનીના ઉન્તરામા પણ જતો જોયો નહિ. મને લાગ્યુ કે તે આ ચાદરની ગેડમાં પેસી ગયો હશે અગર અંદર અને બાપુજીની પીઠ વચ્ચેના પોલાણમાં છુપાઈ રહ્યો હશે, એટલે મે બાપુજીને કહ્યુ, "બાપુજી, આપ સહેજે હાલતા નહિ" તે બોલ્યા, "હું તો નથી હાલવાનો પણ તમે શું કરો છો?" "હું આ વાળેલી ચાદરના ચાર ખૂણા પકડીને તેને દૂર ફેંકી દઈ છું સાપ તેમાં હશે તો ચાદર સાથે દૂર પડશે, અને પોલાણમાં છુપાઈ રહ્યો હશે તો ખુલ્લો થવાથી ત્યાંથી ચાલ્યો જશે પણ આપ હાલશો નહિ" મને લાગ્યું કે તે બાપુજીના પાસા પાસે પડેલો હોય અને સહજ દબાય તો ડંખ મારે એવો સાપનો જાતિસ્વભાવ છે બાપુજીએ કહ્યુ, "હું નહિ જ હાલુ પણ તમે સાચવજો."

મેં ચાદર ઉપાડી તો મને ઠીકઠીક વજન જણાયુ મને ખાતરી થઈ કે સાપ ચાદરની અંદર છે મે બાપુજીને ઓળંગીને જોરથી ચાદર દૂર ફેંકી દીધી સાપ ચાદરમાંથી નીકળ્યો નીકળતા અમે તેને પકડયો અને દૂર નાખી આવ્યા

આ બધો સમય બાપુજીએ બેઠી નિર્ભયતા દાખવી રૂવું પણ ફરકવા દીધા સિવાય જેમ પડ્યા હતા તેમ જ પડ્યા રહ્યા બે ત્રણ દિવસ પછી હું સોજિત્રે પાછો ગયો ત્યારે છાપામાં વાંચ્યું કે: "મહાત્માજીને મસ્તકે નાગે ધરેલી ફેણ." અને તે શીર્ષક નીચે ભારે અતિશયોક્તિવાળો હેવાલ પ્રગટ થયો હતો. એ રીતે વાતને મરડવાની લોકોને કેમ ટેવ હશે? આ મૂળ વાતમાં પ્રગટ થયેલી શાન્ત સ્વસ્થ નિર્ભયતા શું ઓછી અદ્ભુત છે?

## ૩૩. ભાઈશ્રી હેન્રી પોલાક

શ્રી હેન્રી પોલાક બાપુજીના એક સ્નેહાળ સાથી છે. બાપુજીને 'ભાઈ'ના વહાલસોયા નામથી બોલાવે છે બાપુજીએ પોતે એમને વિષે આત્મકથામાં લખ્યુ છે. હું અહીં એમને વિષે લખવા માગતો નથી પણ મારા તેમની સાથેના અંગત સંબંધને કારણે તે સંવત ૧૯૭૨ના મહા ફાગણના અરસામાં સોજિત્રે આવેલા તે પ્રસંગ અહીં લખી નાખવા માગુ છું મિ. પોલાકે આપણે માટે દક્ષિણ આફ્રિકામાં ભારે જહેમત ઉઠાવેલી. જોખમદારી પણ વહોરેલી બાપુજીના જીવનમાં તે ઓત પ્રોત થયેલા. પેલી પ્રસિદ્ધ કૂચમાં બાપુજીને પકડયા પછી તેમણે સરદારી લીધેલી, અને તેમાં તેમને સજા પણ થયેલી. હાલ તો તેઓ લંડનમાં પ્રીવી કાઉન્સિલમાં

વકીલાત કરે છે દક્ષિણ આફ્રિકાના હિંદીઓની હકીકત રજૂ કરવાને ત્યાંના પ્રતિનિધિ તરીકે એક બે વખત તે હિંદ પણ આવેલા

બાપુજીના સ્વદેશાગમન પછી બાર પંદર મહિને તે પણ ઇગ્લંડથી અહીં આવેલા તે વખતે બાપુજી આશ્રમ બાંધવા માટે જમીનની શોધમાં હતા તેવામાં શ્રી પોલાક ત્યાં આવ્યા હું પણ ત્યાં જ હતો અમને ભાડે મળેલી તે જમીન જોવાને અમે ગયેલા સાથે શ્રી પોલાક પણ હતા જમીનમાં સુંદર આબાવાડિયું હતું પણ જમીન સપાટ નહોતી બહુ જ ખેતાણ હતી કુદરતી સૌંદર્ય પણ નહોતું એટલે એ જમીન અમને પસંદ ન પડી અમે પાછા વળ્યા પાછા વળતા મેં શ્રી પોલાકને સોજિત્રે આવવાનું આમંત્રણ દીધું તેમણે કહ્યું, "જરૂર હું ઇચ્છું છું પણ બાપુની રજા તો જોઈએ જ ને? તેમણે તુરત બાપુજીને પૂછી જોયું બાપુજીએ હા પાડી "આવતા બુધવારે આવીશ' એમણે દિવસ આપ્યો

સોજિત્રે ગયો બાપુજીનો પત્ર રવિવારે આવ્યો કે "ભાઈ પોલાક બુધવારે નહિ પણ મંગળવારે આવશે' સોમવારે ભાઈ પોલાકનો તાર આવ્યો કે Coming on Tuesday not on Wednesday તાર તો સ્પષ્ટ હતો, કાંઈ ગૂંચ ન હતી પણ બાપુજીનો પત્ર મંગળવારે આવવા માટેનો છે તેમાં કાંઈ ફેરફાર થવાથી પ્રથમ મને જે બુધવારનો દિવસ ભાઈ પોલાકે આપેલો તે જ દિવસ કાયમ રાખવા ખાતર આ તાર કર્યો હશે, એવા ભ્રમને વશ થઈ તારમાંનો 'not' શબ્દ મેં મંગળવાર સાથે વાંચી લીધો ભાષાની શુદ્ધિ-અશુદ્ધિની કોને ખબર હતી? ભ્રમણામાં તો સામાન્ય નિયમ પણ ભૂલી જવાય ને? હું તો અંગ્રેજી ઊંડા સુધી ભણેલો પણ ગ્રેજ્યુએટ અને ડબલ ગ્રેજ્યુએટ પણ મારી ભ્રમણામાં સંમત થયા સોજિત્રે ભણેલા ગણેલાઓનું તે વખતે સારું જૂથ હતું તે બધા શ્રી પોલાક સાહેબનો લાભ લેવા ઉત્સુક હતા કોઈ જાહેર કાર્યક્રમમાં તે આવતા નહોતા ખાનગી મુલાકાતની ખાતર આવતા હતા એટલે તેમની સાથે નજીકનો પરિચય સાધવાની પણ કેટલાકની ઇચ્છા હતી તેમના ઉતારા માટે પણ મારા એક મિત્રના સગવડવાળા મકાનમાં ગોઠવણ કરી હતી બાપુજીના પત્ર મુજબ તે મંગળવારે આવવાના છે એમ માની તૈયારી તો પ્રથમથી મંગળવારની કરેલી પણ તારની ગેરસમજને લીધે અમે કોઈ સ્ટેશને ગયા નહિ મંગળવારે સવારે અગિયાર વાગે તે સ્ટેશને ઊતર્યા મને ત્યાં ભાળ્યો નહિ એટલે તે મૂંઝાયા તો હશે જ ગુજરાતી ભાષા આવડે નહિ અંગ્રેજ ગૃહસ્થને કોણ પૂછે કે તમે કોણ છો અને ક્યાં જવું છે? ત્યાંના હાઈસ્કૂલના એક શિક્ષક સ્ટેશન ઉપર હાજર હતા તે મારા સહાધ્યાયી હતા તેમને શ્રી પોલાક સાહેબના આવવા વિષેની ખબર હતી તેમણે પૂછ્યું,

*આપનું નામ શું અને આપને ક્યાં જવું છે?' શ્રી પોલાક સાહેબે જવાબ* આપ્યો 'મારું નામ હેન્રી પોલાક અને મારે રાવજીભાઈને ત્યાં જવું છે"

પેલા ભાઈએ કહ્યું 'ચાલો, હું તમને લઈ જાઉં.' કાંઈક ગેરસમજ થયેલી જણાય છે. અમે બધા માનીએ છીએ કે આપ આવતી કાલે આવવાના છો, તેથી જ કોઈ સ્ટેશને નથી આવ્યું.'

હું મારા ઘરની બારીએથી ટ્રેનમાંથી આવતા માણસોને જોતો હતો, ત્યાં તો શ્રી પોલાકને મેં દીઠા. મને તો ફાળ પડી આમ કેમ? પોલાક સાહેબ આજે ક્યાંથી આવ્યા? હું તુરત જ નીચે ઊતર્યો, તેમને વંદન કર્યું અને પૂછ્યું, 'કેમ આજે? આપે તો તારમાં લખ્યું છે કે બુધવારે આવશો.' એમને લાગ્યું કે કાંઈક ગરબડ થઈ છે. તેમને હું મુકામે લઈ ગયો. તુરત જ મારી પાસેથી તાર માગ્યો. તેમણે તાર વાંચીને મારા કાન પકડ્યા અને કહ્યું, 'તું આ અંગ્રેજી ભાષા ભૂલી જ ગયો લાગે છે. મેં તો ચોખ્ખું લખ્યું છે કે મંગળવારે આવીશ, બુધવારે નહિ.' અમે બધા શરમિંદા થઈ ગયા અને ખૂબ હસ્યા. તેમને યોગ્ય સગવડ તો બધી હતી જ. વળી મારે મન તે પરભાર્યા પણ નહોતા, એટલે તેમને કાંઈ અગવડ હોય તો પૂછીને સુધારી લેવામાં મને સંકોચ થાય તેમ નહોતો. અને તેમને કહેવામાં પણ કાંઈ સંકોચ થાય તેમ નહોતો. તે સવારે નાહીને અમદાવાદથી નીકળેલા તેથી જમવા બેઠે તે પહેલાં હાથપગ ધોવાને મારા મિત્ર ભાઈ શિવાભાઈએ કાંઈક કોકરવરણું પાણી આપ્યું. ઠંડી તો થાય, થોડી હતી. ગરમ પાણી જોઈ તે તુરત હસી પડ્યા અને બોલ્યા, 'મને કેવો માન્યો? મને નાની નાજુક કુમારિકા માની? મારે હાથ ધોવાને વળી ગરમ પાણીની શી જરૂર? મને તો બાપુએ ઠીક ઠીક રીઢો બનાવ્યો છે. ગરમ પાણી નહિ જોઈએ, ઠંડું પાણી લાવો.' આમ આવ્યા ત્યારથી ગમ્મત કરતા અને હસાવતા બધામાં ભળી ગયા. આપણા ખોરાકથી ટેવાયેલા હતા એટલે તેમને કાંઈ હરકત પડે તેવું તો હતું જ નહિ. તેમને એક હિંદી મિત્રના ઘરમાં યુરોપિયન પોષાકમાં રહેવું ગમ્યું નહિ. તેથી લાંબું ધોતિયું અને ગજીફરાક પહેરીને આપણી સાથે આપણા જેવા થઈને રહ્યા. હું તો તેમનો પરિચિત હતો પણ બીજા તો અજાણ્યા હતા. પણ મારા મિત્રોને તેમણે પોતાના જ મિત્રો ગણી લીધા. પહેલે દિવસે તો ગામના ભણ્યાગણ્યા યુવકો આવ્યા અને સમય વાતોચીતોમાં વીતી ગયો.

બીજે દિવસે પેટલાદથી ત્યાંની બોર્ડિંગના વિદ્યાર્થીઓ અને શિક્ષકમંડળ આવ્યું. તેમની સાથે વાર્તાલાપ થયો. બપોર પછી જાહેરસભા હતી. જાહેરસભામાં ધોતીમાં જવાનો તેમણે વિચાર કર્યો. મને તે ન ગમ્યું. કોઈ આગેવાન હિંદી યુરોપિયન લેબાસમાં આપણી સભામાં ન શોભે અને તે જેટલું અતડું લાગે તેમ કોઈ અંગ્રેજ આપણા લેબાસમાં આપણી સભામાં ન શોભે અને તેટલું અતડું લાગે. તેની છાપ પણ સારી ન પડે. મિશનરીઓ હિંદી પોષાક પહેરે છે તે કૃત્રિમ લાગે છે. તેની છાપ પણ આપણા લોકોમાં સારી પડતી નથી. મારી આ માન્યતા

મે તેમની પાસે મૂકી તેમણે મારી વાત સ્વીકારી લીધી અને જાહેર સભામા પોતાના જ પોશાકમા ગયા તેમણે ગાધીજી અને તેમના જીવનકાર્ય વિષે ઘણુ સુદર વ્યાખ્યાન આપ્યું સાજનો એક મઝેનો જલસો હતો જમણવાર ગોઠવ્યો હતો કેટલાક વકીલો, શિક્ષકો અને મિત્રોને તેમની સાથે જમવાને મે આમ ત્રણ આપ્યુ હતુ હિંદુ જમણપદ્ધતિની ગોઠવણ કરી હતી રગોળી પૂરી હતી પાટલા ગોઠવ્યા હતા અગરબત્તી મૂકી હતી દૂધપાક પૂરીનુ જમણ હતુ પોલાક સાહેબ પણ ધોતિયુ પહેરીને જમવા બેઠા અને છરી ચમચાનો ઉપયોગ ન કર્યો તેમને બહુ આનદ થયો તેમણે કહ્યુ કે હિંદમા ઘણા મિત્રો સાથે ટેબલ ઉપર દાળભાત ખાધા જમણમા હુ બેઠો છુ પણ આજના જેવી સરળ સાદી મડળીમા શુદ્ધ હિંદુ પદ્ધતિમા આ પ્રથમ જ જમણ હુ જમ્યો બહુ જ આનદ થયો આ આનદ જિંદગીભર હુ નહિ ભૂલુ

આમ આનદ કરી કૃપા કરી ભાઈશ્રી હેની પોલાક ગુરુવારે સવારે અમદાવાદ ગયા ચોથે દિવસે તો બાપુજીનો પત્ર મને મળ્યો કે 'તમે એવુ તે શું કામણ કર્યું કે પોલાક રાજી રાજી થઈ ગયા?'

## ૩૪. ખીલતી કળી કરમાઈ!

શ્રી હેની પોલાકના આગમન પછી મારા દિવસો સામાન્ય પ્રવૃત્તિમા પસાર થતા હતા બાપુજીએ આશ્રમ માટે સાબરમતી નદી ઉપર સ્થળ પસદ કર્યું હતુ અને આશ્રમના મકાનો બાધવાની શરૂઆત થઈ ગઈ હતી પ્રસગોપાત્ત હુ પણ ત્યા જતો આવતો એવામા મને ૧૯૧૮ના ફેબ્રુઆરીની ૧૪મી તારીખે મને બાપુજીનો પત્ર મળ્યો કે મારે તા ૧૬મીના રોજ નડિયાદ જવુ ત્યા તે પોતે જવાના છે અને મારી ત્યા જરૂર છે હુ તે દિવસે સૂચના પ્રમાણે નડિયાદ શ્રી ગોકળદાસ દ્વારકાદાસ તળાટીને ત્યા ગયો ત્યા બાપુજીની સાથે ગુજરાત સભાના મત્રીઓ શ્રી શિવાભાઈ મોતીભાઈ પટેલ શ્રી ગણેશ વાસુદેવ માવળકર અને શ્રી કૃષ્ણલાલ નૃસિંહપ્રસાદ દેસાઈ બેઠા હતા ઉપરાત શ્રી વલ્લભભાઈ પટેલ હાલના આપણા સરદાર – બે ઓરડાની વચ્ચેના ઊમરા ઉપર કાઈક બેદરકારવૃત્તિથી બેઠા હતા પાટલૂન સાથે નેકટાઈ અને કોલર હોવાથી કાઈક અક્કડ જણાતા હતા બાપુજીએ મારી ઓળખાણ કરાવી અને મને સૂચના કરી કે ખેડા જિલ્લામા ચાલુ સાલે પાક નિષ્ફળ નીવડયો છે તે અગે સરકાર સાથે ઝઘડો થયો છે, તેથી તે કાર્યનો નિકાલ ન થાય ત્યા સુધી મારે ત્યા જ અટકીને રહેવુ ખેડા જિલ્લામા ચોક્કસ તપાસ કરી કેટલો પાક પાક્યો છે અને પાકની સાચી આનાવારી કેટલી છે તેનો

પોતે નિર્ણય કરી શકે તેમ તે બધા હેવાલ રજૂ કરવાની ઇચ્છાથી બાપુજીએ બધાને બોલાવ્યા હતા અને બધાને તે તપાસ માટે વિદાય કર્યા હતા.

ફેબ્રુઆરીની ૧૮મી તારીખથી ૨૫મી તારીખ સુધી ... બોરસદ તાલુકાના ગામોમાં શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક સાથે ખેડા જિલ્લાની સત્યાગ્રહની લડતને કામે ફર્યો અને ત્યાંની માહિતી હકીકત મળવી આમાં સર્વ કાર્યકર્તાઓએ તા. ૨૫મીએ પાછા નડિયાદ આવીને થયેલા મર્યાદાના હેવાલ આપવાનો હતો. નડિયાદ શ્રીમાન શ્રીનિવાસ શાસ્ત્રીઆર આવવાના હતા. તેમની સમક્ષ જિલ્લાની હકીકત રજૂ કરવાની હતી. તથી તા. ૨૪મીએ બોરસદ તાલુકાના આસોદર ગામે અમે અમારું કાર્ય પૂરું કરી સાંજના વાસદ સ્ટેશને આવવા નીકળ્યા. વાસદ સ્ટેશને અમે પહોંચીએ તે પહેલાં જ લોકલમાં અમે નડિયાદ જવાના હતા તે ઊપડી ગઈ હતી. અમારે શું કરવું? રાત્રે વાસદ પડી રહેવું અને સવારે નડિયાદ જવું તે ઠીક ન લાગ્યું. એટલામાં એક 'માલગાડી' આવી પહોંચી. તેનો ગાર્ડ અમારા પૈકી એક જણનો ઓળખીતો નીકળ્યો. અમારી મુશ્કેલી તેને સમજાવી. તેણે અમને પોતાના ડબામાં લઈ લીધા. પણ તે માલગાડી આણંદ સુધી જ જવાની હતી. અમે તો રાત્રે બાર વાગે આણંદ પહોંચ્યા. આણંદ સ્ટેશને ઊતરી અમે સોસાયટીમાં ગયા. તે વખતે સોસાયટીનું મુખ્ય મકાન બંધાતું હતું અને શિક્ષકો ત્યાં કાચા છાપરામાં રહેતા હતા. મેં ત્યાં જઈને પૂછ્યું 'અંબાલાલ માસ્તર ક્યાં છે?' ત્યારે કોઈએ ખબર આપી કે અંબાલાલને તાવ આવે છે અને તે પેલા મકાનમાં છે. અમે ત્યાં ગયા. બારણું ઠોક્યું તો ઉપરથી શ્રી ભીખાભાઈ ઊતરી આવ્યા. મેં પૂછ્યું અંબાલાલ અહીં છે ને? તેમણે જણાવ્યું ... તે બીમાર છે. તે પ્લેગમાં સપડાયા છે. મને હૃદયમાં ધ્રાસકો પડ્યો. અમે ઉપર ગયા. ભાઈ અંબાલાલને મળ્યા. તેની સ્થિતિ જોઈ મને ચિંતાજનક લાગી. સવાર થઈ ગયું. શ્રી ઇન્દુલાલ સાથે વિચાર કરી મેં અંબાલાલની સેવામાં રહી જવાનો નિર્ણય કર્યો અને બાપુજીને એક કાગળ લખી ભાઈશ્રી ઇન્દુલાલને આપ્યો.

ભાઈ અંબાલાલ પ્લેગમાં સપડાયા છે. તેની ચાકરીમાં હું રહી ગયો છું. મારો પત્ર પહોંચતાં વાંચીને તુરત જ બાપુજીએ શ્રી ઠક્કર બાપાને આપ્યો. તેમણે તુરત જ આણંદ આવવાની પોતાની ઇચ્છા બાપુજીને જણાવી. શ્રી ઠક્કર બાપા આણંદ આવ્યા અને બાપુજીનો પત્ર લેતા આવ્યા કે "તમે ભાઈ અંબાલાલની સારવારમાં રહી ગયા તે સારું કર્યું. એ આપણું પ્રથમ કર્તવ્ય છે. તમે નિરાંતે ત્યાં રહી અંબાલાલની સારવાર કરજો. પ્રભુ તેમને જલદી આરામ આપે."

પણ પ્રભુએ કાંઈ જુદું જ ધાર્યું હતું. બીજે દિવસે એટલે તા. ૨૬મીએ સાંજે ભાઈ અંબાલાલે દેહ છોડ્યો. ભાઈ અંબાલાલનો પવિત્ર આત્મા તેના પંચ મહાભૂતના પૂતળાને છોડીને નિજધામમાં પહોંચ્યો.

ભાઈ અબાલાલના મૃત્યુથી ચરોતરે અને ગુજરાતે એક સાચો સેવક ખોયો, પણ મે મારો દિલોજાન મિત્ર, એક સાચો સ્નેહી ગુમાવ્યો અમે નાનપણથી સાથે રહેતા પેટલાદ બોર્ડિંગમા સાથે ભણેલા, જીવનની ઊગતી વી આશાઓ અમે સાથે સેવેલી તેનામા તેવી શક્તિ હતી તેનામા એવુ ચારિત્રબળ હતુ ચારિત્રબળમા હુ આપબપાત કરનારો હતો તેના જીવનમા રાતદિન ગરીબ દુખીની સેવાની જ્યોત જાગતી જ રહેતી મારુ કામ દરિયાના મોજાની પેઠે પવનના તોફાનને આધીન રહેતુ તે સતત સાવચેત, આત્મનિરીક્ષણ કરનારો અને ડગલે અને પગલે જીવનસિદ્ધાતને વિચારીને ચાલનાર હતો પણ હુ મનનો સહેજ મોજીલો હતો તે બુદ્ધિમા તીવ્ર, હુ બુદ્ધિમા ઠોઠ, તે અભ્યાસમા પહેલો, હુ અભ્યાસમા છેલ્લો છતા અમારા જીવનનુ ધ્યેય એક જ હતુ અમે કુચ્ચાલિસાથી હતા અમે નીતિને ચહાતા હતા અને તેથી જ અમે એકબીજાને ચહાતા હતા નાનપણથી જ તેનુ શરીર રેઢુપે છે, આખો બહુ જ નબળી, માઈનસ નબર ૧૬ના ચરમા તેમને માફક આવે એવી નબળી છતા સ્વભાવે ખડતલ, ગમે તેવી અગવડો વેઠી લે પિતા તો સાધનસપન્ન હતા પણ મનના પાછા હતા, તેથી પોતાની ઉદારતા, પોતાની ભાવનાનો બોજો પિતા પર નાખી તેમને ઉદ્વેગ નહોતા કરાવતા કોઈ ગરીબ વિદ્યાર્થીને કાઈ મદદ કરવાની જરૂર પડે અગર કોઈ ગરીબ મહાવ્યાધીને દવાની જરૂર પડે તો પદર દિવસ કે એક મહિનો એક ટક ખાઈને જે બચે તે તેમા વાપરતા બધા રજાના સમયમા હરવા ફરવામા કે રમવામા પડ્યા હોય ત્યારે તે ખિસ્સામા દવાની શીશીઓ નાખી હરિજનવાસમા કે ગરીબ લત્તામા બીમારોની સારવાર માટે ઊપડી જતા તેમને માટે શોખ તો હોય જ શાનો! કેટલાક તો એવો જ જન્મ લઈને પ્રભુ તરફથી આવે છે કે મોજશોખ તેમને કૃત્રિમ લાગે, મોજ કરવા જતા તે વવારે બેડોળ દેખાય તેમની સાદાઈ જ તેમને શોભાવે તેમા જ તેમની મહત્તા એ સ્વાભાવિક સ્થિતિ ખરેખર પ્રભુના આશીર્વાદ સમાન ગણાય જેવી બાહ્ય સાદાઈ તેવો જ શાત શીતળ સ્વભાવ તે કદીયે ન ખિજાય કે ન રોષ કરે તેમના હૃદયમા કેટલી લાગણી છે કે કેટલો પ્રેમ છે તેનો તાગ બીજાને ન મળે જેવા વફાદાર સ્નેહી તેવા જ તેમની નિંદા કરનાર પ્રત્યે પણ અદ્વેષી હુ નાતાલ ગયો ત્યાર બાદ ત્યાથી દ્વિનિકસમાથી પ્રસિદ્ધ થયેલા પુસ્તકો હિંદ સ્વરાજ્ય એક સત્યવીરની કથા, સર્વોદય વગેરે મે પૂ મોતીભાઈ સાહેબ પર મોકલેલા અને તે સાથે મારી દરિયાઈ મુસાફરીનો હેવાલ પણ મે મોકલેલો તે પરથી સી આઈ ડી ની ચોકી બોર્ડિંગમા શરૂ થયેલી આવા આવા કારણે પૂજ્ય મોતીભાઈ તરફથી મને પત્ર લખવાને બધા મિત્રોને મનાઈ થયેલી અને પોતે પણ પત્ર લખતા નહિ આ ભાઈ અબાલાલને ન રુચ્યુ તે મને પત્ર લખવાને કદી ચૂક્યા નથી જે વર્તનને તે નિષ્પાપ ગણે તે પ્રમાણે વર્તવામા તે સાવ નીડર

હતા કૉલેજમા અભ્યાસ કરતા હતા તે જ અરસામા પેટલાદના જૂના વિદ્યાર્થીઓનુ મડળ, વિદ્યાર્થીમડળ અને યુવકમડળ સ્થપાયા તેમા તેમનો અગ્ર ભાગ હતો આવા મડળોમા શ્રી તરીકે કરજિયાત નિયમ કે પ્રતિના લેવાનુ તેમણે રાખેલુ તે રીતે સામાજિક સુધારાનુ કામ તેમણે શરૂ કરેલુ

કેળવણીનો રસ તેમને હતો જ તેથી ચરોતર કેળવણી મડળની સસ્થા તેમના જ આગ્રહના પરિણામે શ્રી મોતીભાઈ સાહેબે સ્થાપી ભાઈ અબાલાલ તેમા પોતાના જીવનને જોડીને તેના આદ્યમત્રી થયા મારા ફિનિક્સમા જોડાયા પછી તેમણે ત્યાની કેળવણી, ત્યાના જીવન વિષે અને ત્યાના નિત્યકાર્ય વિષે મને વારવાર પૂછેલુ અને મે તેમને ઘણી માહિતી પૂરી પાડેલી હિદસ્વરાજ્યનું પુસ્તક તેમણે વાચ્યા પછી તેમની વિચારશ્રેણીમા બહુ પલટો થયેલો પછી તો તેમણે સમાજવાદ અને કાર્લ માર્ક્સની વિચારશ્રેણીનો પણ અભ્યાસ કરેલો મને યાદ છે કે કાર્લ માર્ક્સના જીવનઆદેશ વિષે તેમણે કેટલુક લખાણ પણ લખેલુ કાર્લ માર્ક્સના કેટલાક લખાણનો તેમણે અનુવાદ પણ કરેલો આમ હિદની રાજકીય વિચારશ્રેણીની ક્ષિતિજમા કાર્લમાર્ક્સની પ્રતિભાની શરૂઆતમા જ તેમણે એ વિચારોમા ચચૂપ્રવેશ કરવા માંડેલો પણ એટલામા ગાધીજીનુ હિદમા આગમન થયુ અને બધાંને વિચિત્ર લાગે એવુ તેમનુ જીવન, વર્તન, જીવનને નવચેતન આપનારી વિચારશ્રેણી ઊલટી જણાતી છતા સચોટ માર્ગપદ્ધતિ, કડી જણાતી તીવ્ર શક્તિપ્રેરક ભાષાશૈલી, તલસ્પર્શી જીવનસિદ્ધાન્તો, તેમ જ સત્ય અને અહિંસાના સિદ્ધાન્ત પર નિર્ભર એવો આત્મોદ્ધારનો અને દેશોદ્ધારનો નિર્ણિત કાર્યક્રમ, એ બધુ જોઈ જાણી ભાઈ અબાલાલને ગાધીજી પ્રત્યે ભારે આકર્ષણ જાગ્યુ હતુ અને તેઓ ગાધીજીના વિચાર પોતાના જીવનમા ઉતારવાને પ્રયત્નશીલ થયા હતા તે કેળવણીમા પડ્યા પણ આ કેળવણી તેમને નહોતી રુચતી તે સમયે રાષ્ટ્રીય કેળવણીની વાત નહોતી, છતા તેમણે શરૂઆતથી જ કેળવણી વિષે વિચાર કરવા માડેલો કેળવણીમા જાતમહેનત, ઉદ્યોગ ભળે તો જ કેળવણી સગીન થઈ શકે તેમ જ ઘર અને શાળાનો સયોગ થાય, માબાપ અને શિક્ષકના ઉચ્ચ ચારિત્રના જીવનદૃષ્ટાત વિદ્યાર્થીઓના જીવનને પ્રેરે તો જ બાળકોને નીતિની કે આત્મિક કેળવણી મળી શકે નીતિના પાઠોથી ભરેલા પુસ્તકો બાળકોને નીતિ નહિ શિખવાડી શકે કે નીતિ નહિ દઢાવી શકે, આવી તેમની દૃઢ માન્યતા હતી અને તેમના જીવનનો ઝોક ગાધીજીની જીવનસરણી તરફ ઢળતો જતો હતો એ હુ હમેશા જોતો હતો

સામાજિક કુરૂઢિઓના તે કટ્ટા શત્રુ હતા, તે બાબતમા તે નબળાઈ દાખવતા નહિ એમની ત્રણ સાવકી બહેનોને એક સાથે પરણાવવાનો તેમના પિતાશ્રીએ પ્રયત્ન કર્યો હતો તે વિષે તેમણે પોતાના મરણના ૧૮ દિવસ અગાઉ પોતાના પિતાને

જે પત્ર લખ્યો હતો તે ઉપરથી આપણને સહેજ ખ્યાલ આવશે કે મહાપુરુષ થવાને સરજાયેલા પાત્રમા કેવુ ચારિત્રબળ હોય છે

"આણદ, તા ૯-૨-૧૯૧૮

પૂજ્ય પિતાશ્રી,

હજી સુધી મે એક વખત આપની ઇચ્છા વિરુદ્ધની હકીકત મોઢામોઢ જણાવવાની હિંમત કરી નથી આપને છેલ્લો મળ્યો ત્યારે એક વાત કહેવા આવ્યો હતો પરતુ મૂગથી સ્વભાવ પડી ગયેલો તેથી કહી શક્યો નહિ જેથી પત્રદ્વારા જણાવવાની રજા લઉં છુ

મારી ત્રણેય બહેનોને આપ સાથે પરણાવો છો આપની ઇચ્છા પ્રમાણે ઘર આગળ હું રહી શકતો નથી એટલે મને પૂછવાનુ યા મારા વિચાર જાણવાનુ આપને પ્રયોજન નથી છતા આપે મને ઉછેરી, ભણાવી, કંઈક સમજણ આપી છે આપની વરસોની કમાણી આપે મારા માટે ખરચી છે એ ભણતર ભલે ખરાબ હોય છતા મારા હૃદયમાથી એવો ઝણઝણાટ ગઈદિવસ થયા કરે છે કે ધીરજબહેનને આટલી નાની વયમા પરણાવવા એ ખોટુ છે, એટલુ જ નહિ, પણ એમ થતુ અટકાવવુ એ મારી ફરજ છે અને એમ ન બને તો મારે પોતે એ લગ્નમા ભાગ લેતા અટકવુ

આપનો સમય ગમે તેવો હશે, પરતુ આ સમય સારો નથી પ્લેગ કૉલેરા જેવા મહામારીના રોગ બીજે ત્રીજે વરસે આવે છે અને તે રોગના ભોગ મોટા કરતા બાળકો વધારે થઈ પડે છે આ વર્ષના પ્લેગમા ૧૦, ૧૦ વર્ષની કન્યાઓ ગયાના દાખલા મે જોયા છે અને સાભળ્યા છે આવી વાત શુભકાર્યમા વિચારવી એ ઠીક નથી પરતુ આખે જોઈએ છીએ એટલે લાગ્યા વિના નથી રહેતુ ન કરે નારાયણ અને આવુ કાઈક બની જાય તો મે આ લગ્નમા હાજર રહી મારી સંમતિ આપી એથી આપણે જિંદગીભર પશ્ચાત્તાપ કરવો પડે આ જમાનો બાળકોને ભણાવવાનો છે ભણનારને બીજી કોઈ પણ જાતની ચિંતા, હરકત હોવી જોઈએ નહિ બાળલગ્નથી ભણવામા અડચણો નડે છે, જોઈએ તેટલુ ધ્યાન અભ્યાસમા આપી શકાતુ નથી, અને અશક્તિને લીધે અભ્યાસ નબળો પડે છે આ પણ ખરાબ છે આપ મહામહેનતે, પુષ્કળ પરસેવો ઉતારીને, ટાઢતડકો વેઠીને, ભૂખ પણ વેઠીને આટલી સારી આર્થિક સ્થિતિ પ્રાપ્ત કરી શક્યા છો, એટલે પૈસાની કિંમત આપ જ સમજી શકો પરતુ એ પૈસા કોને માટે? પોતાના અને પોતાના બાળબચ્ચાના સુખને માટે કે એકઠા કરી મૂકવા માટે? પુત્રીના સુખ કરતા પૈસાની વધારે કાળજી કરવામા આવે એ કોઈ રીતે ઠીક નથી મારે લગ્નમા હાજર રહેવુ પણ શા માટે? ફક્ત પૈસાની ખાતર એટલે કે હુ જો સારે નરસે પ્રસગે હાજર ન રહુ તો આપના તરફથી મળતો

વારસો મને ન મળે એ મેળવવા માટે હાજર રહેવુ જ જોઈએ પરંતુ બહેનના સુખ કરતા પૈસા મને વધારે વહાલા નથી આપે મને ભણાવ્યો છે તે લાખો રૂપિયાની પૂજી કરતા વધારે સારો વારસો મને મળ્યો છે કારણ કે અભણ રહ્યો હોત તો આપની પૂજી મારી પાસેથી ઊડી જાત, ભણવાથી મને મારો રોટલો મળે છે ત્યાં હાજર રહી આપની મિલકત મેળવવાની લાલસા રાખુ તેના કરતા આ લડતમાં ગેરહાજર રહુ અને ભિખારી રહુ એ મને અનેકગણુ વધારે સારુ લાગે છે પૈસા તો આજ છે ને કાલે નથી પરંતુ કરેલા કર્મ તો સાથે આવવાના છે અને અજાણપણે કરેલા કર્મ કરતા જાણીબૂજીને ખોટુ કરવુ એ વધારે ખરાબ છે”

ભાઈ અબાલાલના ઉપરના પત્રમાથી અને જે વસ્તુને તેમણે ખોટી માની તેને અટકાવવાને તેમણે કરેલી પ્રતિજ્ઞાથી તેમના આત્મબળનુ, તેમની ત્યાગવૃત્તિનુ, તેમના ભ્રાતૃભાવનુ અને બુરાઈ તરફની તેમની તીવ્ર ઘૃણાનુ માપ આપણે સમજી શકીશુ ગાધીજીના ઉપદેશ પ્રમાણે સામાજિક અનિષ્ટ આપણે સત્યાગ્રહથી નિવારી શકીએ ભાઈ અબાલાને તે રસ્તો લીધો. તેમની આવી ત્યાગવૃત્તિ સેવા કરવાની તીવ્ર ભાવના અને નિર્માનીપણુ એવુ હતુ કે તે જે જમણે હાથે કરતા તેની જાણ ડાબા હાથને નહોતા થવા દેતા ગાધીજી આ ખીલતી કળીને ઓળખી ગયા હતા પણ તે તેને ખીલેલુ પુષ્પ જુએ સમાજ તેની સુવાસ માણી શકે એવુ તે પુષ્પ ખીલે અને તે સુવાસ આપે તે પહેલા તો એક ઘોર ગ્રીષ્મે મારા ખોળામા સૂતા સૂતા કળીરૂપે જ કરમાઈ ગયુ મા કાની સસારની વિદાય લેતા પહેલા પોતાના અધૂરા કાર્યની યાદ આપતા તે બોલેલા કે —

“તમે અહીથી મોગરી જઈને ભાવનાદિકા માટે શિક્ષણનુ ચાકમ કરી લેજો (બા) સમજુ બા તમે આ બધાની બરોબર સભાળ રાખજો જરા વસમુ તો લાગશે પણ સહી લેજો, અકળાશો નહિ ભાઈ, (મને સબોધીને) તમારી બહેન (સ્વપની મણિબહેન) ને આશ્વાસન આપજો તે રડી મરે નહિ મને માફ કરશો મારાથી નથી બોલાતુ' તે સ્વર્ગસ્થ ભાઈના આ બધા છેવટના ઉદ્ગારો હજી હૃદયમા રમી રહ્યા છે તે ભાઈ છેવટે અતિશય નમ્ર બની, ક્ષમા યાચતા અને પ્રભુનુ નામ દેતા ચાલ્યા ગયા

ભાઈ અબાલાલના અવસાનના સમાચાર જાણી ઘણા મિત્રો અને શુભેચ્છકોએ પત્રો લખેલા તેમાથી પૂજ્ય બાપુજીએ મારા પ્રત્યે જે પત્ર લખેલો તે નીચે આપીને આ પ્રકરણ બધ કરીશ

ભાઈશ્રી પ રાવજીભાઈ

ભાઈ અબાલાલનુ મૃત્યુ આપણને શીખવે છે કે આપણે સેવાધર્મમા એક ક્ષણ પણ ઢીલા નથી રહી શકતા ગમે તે વખતે યમરાજ આપણને બોલાવી લે છે અને જો આપણે દેશસેવાના માત્ર હવાઈ કિલ્લા જ બાધવા હોય, પણ પ્રયત્ન

જાતની છેતરપિંડી થઈ. એ મને વધુ હિંસાત્મક લાગ્યું દંભ લાગ્યો અને અસત્ય લાગ્યું અને વિચાર કરતાં મને એમ જણાયું કે હું જે મર્યાદામાં અહીં છું તે જોતાં મારે લડાઈમાં ઘવાયેલા સિપાઈઓની સારવારનું કામ હાથમાં લઈને હિંદની આબરૂ અને ઇજ્જત ખાતર પણ આ યુદ્ધમાં હિસ્સો આપવો

ઉપરના ભાવાર્થનો જવાબ તેમણે અમને લખેલો હતો અમને તેથી કાંઈ પૂર્ણ સંતોષ નહોતો થયો અમને લાગ્યું કે બાપુને માટે તેથી આગળનું પગલું પણ હતું — યુદ્ધનો વ્યક્તિગત વિરોધ કરીને તેનું પરિણામ વેઠી લેવાનું પણ બાપુજી સત્યના શોધક છે જનતાજનાર્દનની વધારેમાં વધારે સેવા શી રીતે થાય એ વિચારને બંધબેસતી વિચારસરણી તેમણે રચી હશે ઘણી વખત બાપુજીના નિર્ણયો વિષે એવું બન્યું છે કે અમુક કાર્ય કરવાનો કે ન કરવાનો તે નિર્ણય કરે છે, તેનો આદેશ હૃદયમાથી તે મેળવે છે, અને તેવો નિર્ણય મેળવ્યા પછી તે નિર્ણયને બંધબેસતી દલીલો તે મેળવી લે છે, શોધી કાઢે છે બુદ્ધિની દલીલો તેમના નિર્ણયો બાંધતી નથી, પણ હૃદયના આપેલા નિર્ણયના ટેકામાં દલીલો તે શોધી લે છે આ કારણે કેટલીક વખત તેમની દલીલોથી આપણને સંતોષ થતો નથી આ વખતે પણ એવું બન્યું

યુદ્ધ તો ચાલુ જ હતું સરકારને પ્રજાની મદદ તો જોઈતી જ હતી સરકારે તેવી માગણી કરી આ માગણી સ્વીકારવામાં મતભેદ હતો એક પક્ષ એવો હતો કે સરકારને આપણે મદદ આપવી પણ શરતી મદદ આપવી તે આ યુદ્ધ પછી હિંદની માગણીને સંતોષવાનું વચન આપે તો જ આપણે સરકારને આ યુદ્ધમાં બધી રીતે મદદ આપવી બીજો મત એવો હતો કે જો આપણે મદદ આપવી હોય તો હૃદયથી આપવી, મહોબ્બતથી આપવી તેનો બદલો લેવાની લાલચથી કે અમુક બદલો લેવાની શરતથી મદદ કરવી એ યોગ્ય નથી મહાત્માજી બીજા મતના પ્રેરક હતા, અને તે દૃષ્ટિએ દિલ્હીની યુદ્ધપરિષદમાં તેમણે પોતાનો એ નિશ્ચય જાહેર કર્યો પણ આ વખતનો તેમનો નિશ્ચય વધુ ગૂંચવાડાભર્યો લાગ્યો આ વખતે તો તેમણે યુદ્ધમાં લડવા માટે સૈનિકોની ભરતી કરવાનો નિર્ણય કર્યો આ વાત તેમણે નડિયાદ અમારી પાસે મૂકી અને પોતાને હજી પણ તેની ગેડ સમજાઈ નથી કે બાપુજીની અહિંસક જીવન વિષેની દૃઢ માન્યતા, અને તેને કાર્યમાં ઉતારવાની તેમની શક્તિ સાથે તેમનો આવો નિર્ણય બંધબેસતો છે? પણ હું ઊંડો ઊતર્યો નહિ મારે હા કહેવી કે ના એ જ પ્રશ્ન મારે માટે હતો અહિંસા તો બ્રાહ્મણવૃત્તિ છે 'એ સર્વશ્રેષ્ઠ છે તે પહેલાં ક્ષાત્રવૃત્તિની જરૂર છે ક્ષાત્રવૃત્તિના સંગીન પાયા ઉપર જ અહિંસાનો મહેલ રચી શકાય ક્ષાત્રવૃત્તિમાં મુખ્યત્વે નિર્ભયતા કેળવવાની હોય છે મરણનો ભય તજવાનો હોય છે અન્યની રક્ષા કરવાની હોય છે જે નિર્ભય થયો હોય, જેણે મરણનો ભય

તજ્યો હોય, જે કોઈ પણ ક્ષણે કોઈ પણ ભોગે અન્યનું રક્ષણ કરવાને તત્પર હોય તે તૃષ્ણામાં નહિ પડે, સ્વાર્થમાં નહિ પડે એટલે તેનામાં ગોઝી હિંસા થવાનો સંભવ છે બાપુજી તો ક્ષાત્રધર્મનો પાર પામ્યા હતા મને તો ક્ષત્રિયધર્મનું ભાન પણ નહોતું મારામાં વૈશ્યવૃત્તિ હતી પણ વૈશ્યધર્મનું પણ ઠીક ઠીક પાલન હું નહોતો કરી શક્તો તેમ જ જ્ઞાનપૂર્વક શૂદ્રધર્મ પણ હું નહોતો આચરી શકતો હું તમસ અને પ્રમાદમાં જ ગોથાં ખાતો હતો એવા મને આમ બાપુજીની ઇચ્છા અને આશીર્વાદનું બળ મળે તો ક્ષાત્રધર્મની ઝાંખી કરી શકું એવી ભાવનાથી જેવું બાપુજીએ મને કહ્યું કે "તમારું નામ ભરતીમાં મૂકું છું મૂકું ને ?" કે તુરત જ મેં પ્રસન્ન ચિત્તે ને વિના સંકોચે હા પાડી મારું હૃદય તો હર્ષથી ઊભરાયું તે એવા ભાનથી કે બાપુજીએ અધિકારપૂર્વક મને પૂછ્યા સિવાય મારું નામ ભરતીમાં મૂકવાનો નિર્ણય કર્યો છે એ જ મારે માટે બસ હતું મને હિંસા-અહિંસાનો બહુ પ્રશ્ન નહોતો એ નિમિત્તે મારામાંથી કાયરતા જાય છે નિર્ભય બનું મારો મોતનો ભય જાય છે જીવનને પણ જોખમમાં નાખવાની હિંમતવાળો થાઉં, અન્યનું રક્ષણ કરવાની ઉત્કટતા ભાવના અને શક્તિ મને પ્રાપ્ત થાય તો હું અહિંસા ધર્મની નજીક પહોંચીશ એવી મને ખાતરી હતી એટલે બાપુજીને તુરત જ હા કહેવામાં હિંસ-અહિંસાના તત્ત્વજ્ઞાનમાં મારે ઊતરવાનું જ નહોતું

પણ એટલેથી પત્યું નહિ આ જ ભરતી કરવાને અમારે જિલ્લામાં ફરવાનું હતું બાપુજીએ પોતાનો પ્રચાર શરૂ કરી દીધો હતો *સત્યાગ્રહની પૂર્ણાહુતિના નડિયાદના* મેળાવડામાં તેમને ખેડા જિલ્લાની પ્રજાએ અભિનંદનપત્ર આપ્યું તેના જવાબમાં બાપુજીએ જે કહ્યું તે ઉપરથી જાણી શકાય છે કે તેમણે પોતાના મર્મની શરૂઆત કરી દીધી હતી તેમણે પોતાના નિર્ણયના કારણો દર્શાવ્યાં છે તે વાચકમિત્રોની જાણ ખાતર અહીં આપું છું

"આજ હું કોઈની પાસે લશ્કરભરતી માટે નામ લેવા નથી આવ્યો પણ હું આપની પાસે એક ટૂંકી વિનંતિ કરું છું પ્રજા બળહીન અને વીર્યહીન થઈ ગઈ છે આમાં કેટલેક અંશે આપણે જવાબદાર છીએ અને ઘણે અંશે સરકાર જવાબદાર છે એ નબળાઈનો નાશ કરવાની જો આપણે આ તક ખોઈએ તો આપણે સુવર્ણ તક ખોઈ બેસવાના આપણે કેટલીક વાર ધીમે ધીમે કામ લઈએ છીએ પણ કેટલીક વાર વાદળો આવી ચઢે છે ત્યારે બહુ ત્વરાથી કામ લેવાની જરૂર પડે છે મેં કરેલી માગણી સરકારને ઉપકાર કરવા માટે નથી, તેમ સરકારને મદદ કરવા માટે પણ નથી તે તો આપણી પોતાના માટે જ છે જે બહેનો આ બાબતની સાક્ષી પૂરે છે તેમને એટલી જ વિનંતિ કરીશ કે તમે તમારા ભાઈ દીકરા વગેરેને કહેજો કે તમે દેશનું અને અમારું રક્ષણ કરવા લાયક થાઓ જે પ્રજામાં પોતાનું રક્ષણ કરવાની શક્તિ નથી તે પ્રજા જ ન કહેવાય

બીજી એક પણ પ્રજા નથી કે જે પોતાનું રક્ષણ કરવાને આટલે દરજ્જે શક્તિહીન થયેલી હોય આ તક આપણે ન લઈએ તો આપણે શક્તિહીન રહેવાના છીએ આ શબ્દો આજ નહિ પણ થોડા દિવસ પછી તમે માનશો જે કલંકથી ગુજરાતી પ્રજા બાયલાપણાનું કલંક દૂર કરી શકે તેમ જ જે સ્વરાજ લેવા ઇચ્છીએ છીએ તે વહેનામાં વહેલું મળે તેવા ઇલાજ લેવા માટે મેં વિનતિ કરી છે આ વાત ઉપર તમે ખૂબ વિચાર કરો એમ હું ઇચ્છું છું આપણને એમ લાગે કે આપણે રક્ષણ કરવાની શક્તિ ખોઈ બેઠા છીએ તો આપણે ખોયેલું તે અંગ મેળવવાની તક તમે લઈ લેજો અત્યારે એ માગ્યું મળે તેમ છે તમને ભરોસો હોય તો ગામ અને દિવસ જેટલા માણસો મળે તેને તાલીમ લેવાને તૈયાર કરજો માણસો આવે ન આવે તે માટે હું જોખમદાર છું પણ વિચાર કરો અને ત્યાર પછી મારી માગણી ત્યાગવા જેવી હોય તો મને ત્યાગો અને સ્વીકારવા જેવી હોય તો બળ મેળવવા પ્રયત્ન કરશો માતાઓ પુત્રને બળ આપજો અને પત્નીઓ પતિને બળ આપજો ”

આ પછી અમારે ભરતી માટે ફરવાનું હતું હું અને શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક બન્ને જણ ભરતી માટે ઘણાં ગામોમાં ફર્યા લોકો સમજે જ નહિ તેઓ એમ જ વિચારે કે અમે જેઓ સરકારની સામે સત્યાગ્રહ કરવાને બધાને કહેવા ફરતા હતા તેઓ પાછા સરકારને મદદ કરવાને કેમ કહીએ છીએ? આમાં કાંઈક ભેદ હશે આમ તેમને બુદ્ધિભ્રમ થયો એકે ગામડામાં સભા ભરીએ તેમાં બહુ જ ઓછા શ્રોતાજન આવે આવે અને ધ્યાન દઈને સાંભળે તો કેટલાકને અમારી વાત વજૂદવાળી લાગે પણ આ તો મરણનો ખતરો! એમાં કેની સંમતિ હોય? સત્યાગ્રહની પ્રતિજ્ઞામાં જે ઉત્સાહ હતો તેના સોમા ભાગનો પણ ઉત્સાહ આમાં નહોતો એટલું જ નહિ પણ સત્યાગ્રહની લડતપ્રસંગે જેમને હારતોરાથી શણગારવામાં આવતા, જેમના માનમાં સરઘસો કાઢવામાં આવતા વાજાં વગડાવવામાં આવતા અને મિષ્ટ ભોજનો જમાડવામાં આવતા તેઓ દૃષ્ટિગોચર થતાં જ મોં ફેરવી લેવામાં આવતું જો કે સત્યાગ્રહની લડતમાં સેવકોને મિષ્ટાન્ન ખવડાવવાનો રિવાજ પડી ગયો ત્યારે મહાત્માજીએ સ્વયંસેવકોના વર્તન માટે અમુક નિયમો નક્કી કર્યા હતા અને સેવકોએ મિષ્ટાન્ન ન સ્વીકારવું એવી સલાહ તેમણે આપી હતી ત્યારથી કાર્યકર્તાઓએ મિષ્ટાન્નો છોડ્યાં અને ગોળ અને શીંગ ચણા પોતાની સાથે રાખવા માંડ્યા પણ હવે તો માગીને ખીચડી ખાવાનો સમય આવ્યો શ્રી ઇન્દુલાલ તો પોતાની મુસાફરી શરૂ કરતાં પહેલાં નડિયાદ સ્ટેશનેથી જ ડોગબિસ્કિટ લઈ લેતા અને ભૂખ લાગે ત્યારે ચા સાથે ખાતા એક ગામે તો અમારે ભૂખ્યા જ સૂઈ રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો આમાં મુખ્ય વાત સરકારને મદદ કરવાના વિરોધની નહોતી પણ સૈન્યની ભરતીમાં દાખલ થવામાં તો પ્રથમ મરણનો ભય હતો મરણનું જોખમ ન હોત તો ભરતીમાં પડાપડી થાત

આ ઉપરથી એમ શમ થાય કે મહાત્માજીએ ખેડા જિલ્લાની પ્રજાને પ્રજાની ઇજ્જત સાચવવાના, સરકારનો ડર કાઢવાના, સત્ય અને આપણી ઇજ્જત ખાતર—સ્વમાન ખાતર ભોગ આપવાના, બહાદુર બનવાના, ભય તજવાના, સત્તાનો ડર છોડવાના, અને મૃત્યુના ભયમાથી મુક્ત થવાના વગેરે સત્યાગ્રહની લડતના જે મુદ્દાઓ સમજાવ્યા હતા તે સત્યાગ્રહના મુદ્દાઓ પ્રજા સમજી નહોતી કે શુ? અગર તેમા તેણે રસ લીધો નહોતો કે શુ? શું પ્રજા આર્થિક બચતની ખાતર જ લડતમા પડી હતી? મહાત્માજીએ છ માસ સુધી પોતાના પ્રાણ નિચોવ્યા તે શું થોડાક ચાદીના સિક્કા બચાવવા માટે? એમ શી રીતે હોય? ખેડા જિલ્લાની પ્રજા આટલુ પણ ન સમજે? અને સમજી હતી તો મહાત્માજીનુ બીજુ જ પગલુ તેણે કેમ વધાવી ન લીધુ? આ વિષે મને વિચારતા એમ લાગ્યુ છે કે ખેડૂતોનુ જમીનમહેસૂલ થોડુ મુલતવી રહે ફક્ત તે માટે જ તે આવી જોખમકારી લડત ઉપાડવાને તૈયાર ન થાય ખેડૂતોને અનુભવે જણાયુ છે કે મુલતવી રહેલુ જમીનમહેસૂલ આપવુ પાછળથી તેમને આકરુ પડે છે એટલે જમીન મહેસૂલ મુલતવી રહે એવુ તેઓ બહુ ઇચ્છતા નથી તેમા તેમને રસ નથી તેમ સત્યાગ્રહના મૂળ સિદ્ધાતોમા પણ તેમને રસ નહોતો તેમને તો સત્તાધારી અમલદારો સામે થવામા રસ હતો સેકડો વરસોથી નાના મોટા અમલદારોની આપખુદીથી દબાયેલા કચડાયેલા ખેડૂતોને તે આપખુદી તોડવામા રસ હતો તેમ કરવાની તેમનામા આપઆવડત નહોતી, તેમ જ હિંમત પણ નહોતી પણ તેમને તેમને માટે લડે એવો આગેવાન મળે તો તે લડવા તૈયાર હતા અને તેમ કરતા તેમને જે વેઠવુ પડે તે વેઠી લે તેમાથી છટકી જવાય તો છટકવાને પણ ઇચ્છે ગાધીજી મળ્યા તો તેમની સરદારી સ્વીકારી બીજો કોઈ હિંસામા માનનારો આવત તો તેને કાઈ ના ન પાડત બાકી સત્યાગ્રહની લડતના મૂળભૂત સિદ્ધાતો કે તેની શુદ્ધ નીતિરીતિ વિષે તેઓ બહુ સમજી ગયા હોય તેવુ મને કાઈ લાગ્યુ નથી સત્યાગ્રહીએ સત્ય, અહિંસા, નીડરપણુ મરણ ભયનો ત્યાગ, વિવેક, નમ્રતા વગેરે ગુણોની ઉપાસના કરવાની છે, તે મેળવવા મહેનત કરવાની છે, એ બધુ આ લડતમા ખેડા જિલ્લાની પ્રજા બરાબર સમજી ગઈ હતી એમ કહેવાની મારી હિંમત ચાલતી નથી

સ્વરાજની લડત માટે જીવનના બલિદાન જોઈએ છે, માટે ભરતીમા દાખલ થાઓ એવી સીધી માગણી મહાત્માજીએ કરી હોત તો પણ જ્યા સુધી પ્રજાને જરજોરુની માયા છૂટી નથી નિર્ભયતા પ્રાપ્ત થઈ નથી મરણનો ડર ડરાવે છે ત્યા સુધી એવી માગણી પણ વ્યર્થ જવાનો સભવ છે છતાય આ ભરતીમા મહાત્માજી, શ્રી વલ્લભભાઈ પટેલ, શ્રી મોહનલાલ પડ્યા શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક, શ્રી કાકાસાહેબ, શ્રી મહાદેવ દેસાઈ, શ્રી નરહરિભાઈ પરીખ, શ્રી ફૂલચદભાઈ

પણ આમ વિખૂટા મૂકી યુદ્ધમા જશે એવો તેમને સ્વપ્નેય ખ્યાલ નહિ આવ્યો હોય અને વળી યુદ્ધમા તો શુ કહેવાય ? જીવતો પાછો આવશે એવી આશાથી જે યુદ્ધમા ઉતરે તે કા તો ગાયર હોય અગર મૂર્ખ હોય બાપુજી પાસે જેમના નામ આવેલા તેમા કોઈ નહોતો કાયર કે નહોતો મૂર્ખ ત્યારે તો તેથી ઊલટુ બને કે તેઓ યુદ્ધમા મરે કે જીતીને પાછા આવે મરવાનુ પહેલુ અને વિજય મેળવીને પાછા આવવાનુ પછી આમ જે કાર્યમા જીવનનુ જોખમ છે તે કાર્યમા આવા ભાઈઓ સામેલ થયા ત્યારે તેમના પત્નીને શું શું થયુ હશે તેનો આપણે ખ્યાલ કરી લેવો રહ્યો બાપુજીને તો આ ખ્યાલ હતો જ તે તો પુષ્પ જેવા કોમળ છે અને વજ્ર જેવા કઠોર પણ છે

એક દિવસ બાપુજી નડિયાદથી સાબરમતી આશ્રમમા ગયા અને દુર્ગા બહેન અને મણિબહેન સાથે વાતો કરવા બેઠા તેમને સમજાયુ કે તે બન્નેના હૃદયમા દર્દ છે, એટલે તેમને આનદ કરાવવા અને આશ્વાસન આપવા હાસ્ય કરતા બોલ્યા "કેમ તમે જાણ્યુ ને ? મહાદેવ અને નરહરિ તો લડાઈમા જવાના તમે શું કરશો ? તમારે એમ કરવુ કે તમે ગરમાગરમ ફૂલકા બનાવીને તથા ઠડા પાણીની લોટી ભરીને મારી સાથે મોકલજો હું ત્યા જવાનો ખરો પણ હથિયાર પકડવાનો નથી હું તે મારી સાથે લઈ જઈશ અને બન્નેને પોતપોતાના ગરમાગરમ ફૂલકા આપીશ ઠડુ પાણી આપીશ દુર્ગાના હાથના ગરમ ફૂલકા ખાઈને મહાદેવની ભૂખ મટશે, ઠડુ પાણી પીને તરસ છીપશે અને તેનો થાક ઉતરશે મણિના હાથના ગરમ ફૂલકા ખાઈને નરહરિની ભૂખ મટશે, પાણી પીને ઠડક થશે અને થાક ઉતરશે પાછા બન્ને જણ તાજા થઈ લડશે કેમ બરોબર ને ? તમે તેમ કરશો ને ? એમ કહી તે મોટેથી હસી પડ્યા આમ બાપુજી પોતાના છોકરાને આશ્વાસન આપતા હતા

પણ જેમ જેમ અમે ઉતાવળ કરીએ તેમ તેમ યુદ્ધમા જવાનુ લબાતુ જાય અમે હતા ફક્ત છ૫ મુબઈના ગવર્નરે જણાવ્યુ કે સખ્યા નાની છે તેટલા માટે ગુજરાતમા તાલીમસસ્થા ખોલવી પાલવે નહિ માટે ગાધીજીએ તે બધાને પૂનાગ મોકલવા મહાત્માજીને આગ્રહ હતો કે તાલીમસસ્થા ગુજરાતમા જ ખોલવી તેમને ખાતરી હતી કે ગુજરાતમા લશ્કરી તાલીમી સસ્થા ખોલવાથી ગુજરાતનુ વાતાવરણ બદલાશે, સારો પ્રચાર થશે, અને ભરતીમા ઘણા માણસો જોડાશે આ પોતાની માન્યતા અને આગ્રહ મહાત્માજીએ ગવર્નર પાસે વારવાર મૂક્યા આમ પત્રવ્યવહારમા મહિનો માસ નીકળી ગયો એવામા યુદ્ધમા પલટો આવ્યો અને તડકૂબી થઈ કમિશનરે ખબર આપી કે ભરતીનુ કામ બધ કરવુ

આમ સૈનિક તરીકેની તાલીમ લઈ બદૂક પકડી યુદ્ધને મોરચે જવાની અમારી ઇચ્છા અમારા મનમા જ રહી અને અમે પાછા હતા ત્યા ને ત્યા જ રહ્યા

શાહ શ્રી શિવાભાઈ ભાઈલાલભાઈ વગેરે મળી આશરે ૭૫ નામ તો આવી ગયા હતા મહાત્માજીએ પ્રથમથી જણાવ્યુ હતુ કે પોતે ભરતી કરશે બધી વ્યવસ્થા કરશે પણ પોતે રંગેરગ અહિંસક હોઈ કોઈ પણ પ્રકારનુ હિંસક શસ્ત્ર નહિ પકડે વળી આપણા જીવન માટે આ નવી વાત હતી ખભે બંદૂક મૂકી યુદ્ધમા જવાનો અવસર જીવનમા આવશે એવો આપણને સ્વપ્નેય ખ્યાલ નહોતો કવાયત લેવી, પરેડ કરવી બંદૂક તાકવી અને સામા માણસ ઉપર ગોળી છોડવી એ બધો વિચાર આવતા કાઈ નવાઈ લાગે છે કે ખરેખર તેવો પ્રસંગ આવી પહોચ્યો હોત તો અમે બધા સફળ નીવડત ? મને લાગે છે કે એમા કાઈ વાંધો ન આવત રણિયો તો જ્યા પ્રસંગ મળે ત્યા રણિયો થાય જ, તેને રણક્ષેત્ર પ્રાપ્ત થવુ જોઈએ એમા ભાવના તો માતૃભૂમિની સેવાની જ હતી ને ? માતૃભૂમિની મુક્તિ મેળવવાની મહત્ત્વાકાક્ષા આપણી પાસે શું ન કરાવે ? હૃદયમા તે વાત વસી જવી જોઈએ

પણ એ મુશ્કેલી કરતા એક બીજી મોટી મુશ્કેલી પણ હતી મારા જેવા ઉમેદવારો દાખલ થયા હતા તેમના માબાપ કે પત્નીને આ વાતથી જે દુ ખ થતુ હતુ તેનો પડઘો અમારા હૃદયમા પડે તે સ્વાભાવિક છે મારા જેવાની વાત તો બાજુએ રહી પણ ભાઈશ્રી મહાદેવભાઈ અને નરહરિભાઈ વગેરે ઘણા ભાઈઓ એવા હતા કે જેઓ ભણ્યા ગણ્યા હતા વકીલાત કે કોઈ મહાવિદ્યાલયના આચાર્યપદ માટે તૈયારી હોય અને શ્રી દુર્ગાબહેન કે મણિબહેન જેવી બહેનોએ આશા રાખી હોય કે હવે તેમના પતિઓ વકીલાતનો ધધો કરશે કે આચાર્યપદ ભોગવશે અને તેમની સાથે સતોષી જીવન જીવવાનો સુઅવસર પ્રાપ્ત થશે, ત્યા તેને બદલે મહાત્માજીના સમાગમથી તે દિશા છોડી દીધી, જીવનના ધ્યેય બદલ્યા, ગરીબાઈ સ્વીકારી, માતૃભૂમિની સેવામા જીવન અર્પણ કર્યું અને એ રીતે તે બહેનોની આશાના ચૂરા થયા તે વખતે તો તેમને આઘાત થયો જ હશે પણ તેમણે મન મનાવ્યુ હશે કે આ જનસેવક તરીકેનુ સાદુ જીવન, આત્મ સતોષી જીવન પેલા મોજીના ગૃહસ્થજીવન કરતા કાઈ ઓછુ સુખી નથી ! તેમા સતોષ છે પ્રતિષ્ઠા છે, પ્રભુનો આશીર્વાદ મળશે એવુ એવુ કાઈ કાઈ તે ભાઈઓએ પોતપોતાના પત્નીને સમજાવ્યુ હશે, અને આશ્વાસન આપ્યુ હશે તે બહેનોએ પણ મન વાળીને સાદા જીવનમા સ્વજનોના સાનિધ્યમા રહેવામા જ સતોષ માની લીધો હશે આમ કરતા કરતા કાઈક ઠેકાણ પડયુ હશે તેવામા આ એક સનસનાટી ઉપજાવે એવો ધડાકો થયો કે તેઓ તો હવે યુદ્ધમા જવાના ! તેઓને ગરીબાઈનો, સયમ પાળવાનો, સાદાઈમા રહેવાનો, જીવનની મુશ્કેલીઓ વેઠવાનો, કદાચ બાપુજી કાર્ય ઉપાડે તો જેલ જવાનો પ્રસંગ જીવનમા આવશે એવુ માની લીધેલુ અને તેવી પોતાના હૃદય સાથે તૈયારી પણ કરી હશે,

પણ આમ વિખૂટાં મૂકી યુદ્ધમા જશે એવો તેમને સ્વપ્નેય ખ્યાલ નહિ આવ્યો હોય. અને વળી યુદ્ધમાં તો શું કહેવાય ? જીવતો પાછો આવશે એવી આશાથી જે યુદ્ધમાં ઊતરે તે કાં તો કાયર હોય અગર મૂર્ખ હોય બાપુજી પાસે જેમનાં નામ આવેલાં તેમા કોઈ નહોતો કાયર કે નહોતો મૂર્ખ. ત્યારે તો તેથી ઊલટું બને કે તેઓ યુદ્ધમાં મરે કે જીતીને પાછા આવે. મરવાનું પહેલું અને વિજય મેળવીને પાછા આવવાનું પછી આમ જે કાર્યમાં જીવનનું જોખમ છે તે કાર્યમાં આવા ભાઈઓ સામેલ થયા ત્યારે તેમનાં પત્નીને શું શું થયુ હશે તેનો આપણે ખ્યાલ કરી લેવો રહ્યો. બાપુજીને તો આ ખ્યાલ હતો જ તે તો પુષ્પ જેવા કોમળ છે અને વજ્ર જેવા કઠોર પણ છે

એક દિવસ બાપુજી નડિયાદથી સાબરમતી આશ્રમમા ગયા અને દુર્ગા બહેન અને મણિબહેન સાથે વાતો કરવા બેઠા તેમને સમજાયુ કે તે બન્નેનાં હૃદયમાં દરદ છે, એટલે તેમને આનંદ કરાવવા અને આશ્વાસન આપવા હાસ્ય કરતા બોલ્યા, "કેમ તમે જાણ્યુ ને ? મહાદેવ અને નરહરિ તો લડાઈમાં જવાના તમે શું કરશો ? તમારે એમ કરવું કે તમે ગરમાગરમ ફૂલકા બનાવીને તથા ઠંડા પાણીની લોટી ભરીને મારી સાથે મોકલજો હું ત્યા જવાનો ખરો પણ હથિયાર પકડવાનો નથી હું તે મારી સાથે લઈ જઈશ અને બન્નેને પોતપોતાના ગરમાગરમ ફૂલકાં આપીશ, ઠંડું પાણી આપીશ દુર્ગાના હાથના ગરમ ફૂલકા ખાઈને મહાદેવની ભૂખ મટશે, ઠંડુ પાણી પીને તરસ છીપશે, અને તેનો થાક ઊતરશે મણિના હાથના ગરમ ફૂલકા ખાઈને નરહરિની ભૂખ મટશે, પાણી પીને ઠંડક થશે અને થાક ઊતરશે. પાછા બન્ને જણ તાજા થઈ લડશે કેમ બરોબર ને ? તમે તેમ કરશો ને ?" એમ કહી તે મોટેથી હસી પડ્યા આમ બાપુજી પોતાનાં છોકરાંને આશ્વાસન આપતા હતા.

પણ જેમ જેમ અમે ઉતાવળ કરીએ તેમ તેમ યુદ્ધમાં જવાનું લંબાતુ જાય અમે હતા ફક્ત ૭૫. મુંબઈના ગવર્નરે જણાવ્યુ કે સંખ્યા નાની છે. તેટલા માટે ગુજરાતમાં તાલીમસંસ્થા ખોલવી પાલવે નહિ માટે ગાંધીજીએ તે બધાને પૂના મોકલવા મહાત્માજીનો આગ્રહ હતો કે તાલીમસંસ્થા ગુજરાતમાં જ ખોલવી. તેમને ખાતરી હતી કે ગુજરાતમા લશ્કરી તાલીમી સંસ્થા ખોલવાથી ગુજરાતનું વાતાવરણ બદલાશે, સારો પ્રચાર થશે, અને ભરતીમાં ઘણા માણસો જોડાશે આ પોતાની માન્યતા અને આગ્રહ મહાત્માજીએ ગવર્નર પાસે વારંવાર મૂક્યા આમ પત્રવ્યવહારમાં મહિનો માસ નીકળી ગયો એવામાં યુદ્ધમા પલટો આવ્યો અને તડકૂબી થઈ કમિશનરે ખબર આપી કે ભરતીનું કામ બંધ કરવું

આમ સૈનિક તરીકેની તાલીમ લઈ બંદૂક પકડી યુદ્ધને મોરચે જવાની અભાગી ઇચ્છા અમારા મનમાં જ રહી. ને અમે પાછા હતા ત્યાં ને ત્યાં જ રહ્યા

# ૩૬. બાપુજીની બીમારી

ભરતીના કામમા બાપુજીને બહુ તકલીફ પડી કેટલીક વખત જિલ્લામા ફરવાના જોઈતા વાહન પણ મળ્યા નહિ એટલે પગપાળા જતા કેટલીક વખત વીસ વીસ માઈલની પગની મુસાફરી થતી સત્યાગ્રહની લડતમા જિલ્લામા ફરતા સેવકો અને કાર્યકર્તાઓના વર્તન માટે બાપુજીએ નિયમો આપ્યા હતા તેમા એક નિયમ એ હતો કે, 'ગામડાઓમા વસતા લોકોની ઓછામા ઓછી સેવા લેવી જ્યા ચાલીને જવાય ત્યા વાહનનો ઉપયોગ ત્યાગવો સાદામા સાદુ ભોજન તૈયાર કરવાનો આગ્રહ રાખવો પકવાન્નો કરવા દેવાની મનાઈ કરવામા મેવા શોભશે "

આ નિયમ પ્રમાણે એ તો અચૂક વર્તે એટલુ જ નહિ પણ તેનો કડક પણે અમલ કરે ' ચાલીને જવાય ત્યા વાહનનો ઉપયોગ ત્યાગવો," એનો અર્થ તો એનો પણ થઈ શકે કે વીસ પચીસ ગાઉ દૂરને ગામે જવુ હોય તો એક દિવસ વહેલા નીકળવુ પણ પગપાળા જવુ બાપુજીએ ખરેખર એમ જ કરવા માડ્યુ મને યાદ છે કે એક દિવસ તે નવાગામથી નડિયાદ સુધી ચાલીને આવ્યા પચીસ માઈલનો રસ્તો અને ખાવાનુ શીંગદાણા અને ગોળ આમ તકલીફ અને પૌષ્ટિક ખોરાકના અભાવથી તેમનુ શરીર ઘસાતુ ચાલ્યુ તેમાથી મરડો થયો મરડો સહેજ હતો, પણ એક દિવસ નડિયાદથી સાબરમતી આશ્રમમા ગયા આશ્રમમા તેલમા તૈયાર કરેલી ભરડેલા ઘઉની લાપસી ખાવામા આવી તેથી મરડાએ ઉગ્ર રૂપ લીધુ મરડાનુ દરદ અસહ્ય થઈ પડ્યુ નડિયાદ આવ્યા અને દરદની વાત બધાએ જાણી વારવાર પાયખાનામા જવુ પડે તેથી બહુ તકલીફ પડે તે તકલીફમાથી બચવા માટે ભાઈશ્રી મહાદેવભાઈએ સાબરમતી ભાઈ નરહરિભાઈને પત્ર લખી દીધો કે આશ્રમનુ કમોડ ( હાજરે બેસવાની પેટી ) તુરત આપી જવુ પત્ર પહોચતા તુરત નરહરિભાઈ પહેલી જ ગાડીએ કમોડ લઈને નડિયાદ આવ્યા નરહરિભાઈ સત્યાગ્રહની ચાલતી લડત વિષે પૂર્ણ માહિતગાર રહેતા પણ તેમને આશ્રમની શાળાનુ કામ સોપેલુ એટલે જિલ્લાનો ચાલતો સત્યાગ્રહ જોવાને પણ તે આવેલા નહિ એમ સોપેલુ કામ છોડીને નાસાનાસ કરવી એ તેમને શિસ્ત વિરુદ્ધ લાગતુ બાપુજી તેમના ગામે કઠલાલ ગયેલા છતા પણ તે ત્યા ગયેલા નહિ બાપુજી નરહરિભાઈના આ સયમની વાત જાણતા હતા તેથી તેમને પ્રથમ જ નડિયાદ આવેલા જોઈને બાપુજીએ પૂછ્યુ "કેમ, એકાએક આવ્યા ? "કમોડ લઈને આવ્યો," નરહરિભાઈએ જવાબ આપ્યો ' કમોડ કોણે મગાવ્યુ ?" બાપુજીએ કાઈક ઉગ્ર સ્વરે પૂછ્યુ "મહાદેવભાઈનો પત્ર હતો કે આપને મરડાનુ દરદ વધી પડ્યુ છે માટે મારે કમોડ આપી જવુ ' બાપુજીના પ્રશ્નનો ધ્વનિ ઓળખી જવાથી નરહરિભાઈએ ધીમે સ્વરે જણાવ્યુ આ જવાબ સાભળી

બાપુજી ઊકળી ઊઠ્યા અને નહિ માની શકાય એવા ક્રોધયુક્ત ભાવથી બોલી ઊઠ્યા "મહાદેવ, તમે આ શું કર્યું? તમે શા માટે આશ્રમમાંથી કમોડ મંગાવ્યું? આશ્રમનું કમોડ અહીં લવાય કેમ? ત્યાં આવેલા બધા માણસો છે તેમના ઉપયોગ માટે તે ત્યાં જ જોઈએ. મારા ઉપયોગ માટે તે કમોડ તમારાથી અહીં ન મંગાવાય"

મહાદેવભાઈને તો આ પ્રથમ અનુભવ હતો. બાપુજીના ગુસ્સાનો રસ તેમણે આ પહેલાં ચાખેલો નહિ. બીજાને ચાખતા પણ તેમણે જોયેલા નહિ. એટલે તે તો મૂંઝાયા અને સંકોચાતા સંકોચાતા તેમણે જવાબ આપ્યો 'બાપુજી, પણ કમોડ ત્યાં નકામું જ પડ્યું હતું. ત્યાં તેને કોઈ વાપરતું જ નહોતું. અહીં આપને જાજરે જવાની બહુ જ તકલીફ પડતી હતી, એટલે મેં મંગાવ્યું.'

આ જવાબની અસર મહાદેવભાઈએ ધારેલી તેનાથી ઊલટી થઈ અને બાપુજી વધારે ગુસ્સે થયા. તે વધારે અકળાયા અને બોલ્યા "મહાદેવ શું કહો છો? મને તકલીફ પડે છે તે માટે તમે આશ્રમના આટલા બધાઓ માટે રાખેલું કમોડ મારે માટે મંગાવ્યું? મારા પ્રત્યેનો તમારો કેટલો મોહ? ત્યાં એટલા બધા છે તેમની ચિંતા નહિ અને તેમને અવગણીને મારી ચિંતા! આ તમારું કેટલું અજ્ઞાન! અને ત્યાં ઉપયોગ સિવાય પડી રહ્યું હતું તેથી તમે મંગાવ્યું એ તો સાવ બુદ્ધિ સિવાયની દલીલ. સ્ટેશનો ઉપર 'કાયર બકેટ' તમે કોઈ દિવસ જોઈ છે? તેના ઉપયોગ વિના તે વરસોના વરસો સુધી એક જ સ્થળે રાખી મૂકવામાં આવે છે. કોઈ તેનો બીજો ઉપયોગ ન કરી શકે. તમારા જેવી દલીલ કરી સ્ટેશનનો પોર્ટર પણ તેને નહિ ઉપાડે. તમારું એ ભાન ક્યાં ગયું? તમે તો ગજબ કર્યો. આશ્રમમાંથી ત્યાંના માણસો માટે રાખેલું કમોડ તમે અહીં મંગાવ્યું એ ભારે દોષ કર્યો.'

બાપુજીએ એવી વેદનાથી આ બધું કહ્યું કે મહાદેવભાઈને બહુ લાગી આવ્યું. તેમની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. પણ તેટલામાં વલ્લભભાઈ આવી પહોંચ્યા. તે આ બધું સાંભળતા હતા. ઊઠીને ત્યાં આવ્યા અને હસતા હસતા બાપુજીને કહેવા લાગ્યા "આ બે છોકરાઓને લડો છો શું કરવા? એમણે તે શું મોટો દોષ કરી નાખ્યો? આપ દક્ષિણ આફ્રિકામાં કમોડથી ટેવાઈ ગયેલા એટલે કમોડની અગત્યતા આપના મનમાં વસી રહેલી હોય. તે સિવાય આપની ઝાઝી અનુકૂળતા પણ ન સચવાય. પણ અમારે તેની શી જરૂર? આશ્રમમાં જેઓ છે તેઓને તો કમોડની જરૂર જ નથી. તેઓ તેને ટેવાયેલા નથી. એમને તો સાજા થયા હોય તો પણ કમોડ કરતાં પાયખાનામાં જવાનું જ ગમે. એટલે કમોડ અહીં આવ્યું તેમાં આટલા બધા આપ અકળાયા શા સારુ? અને છોકરાઓને ગભરાવ્યા શા સારુ?'

બંનેજણ ઉપરનો મારો આમ વલ્લભભાઈના વચ્ચે પડવાથી બંધ પડ્યો. બાપુજીએ તો તે કમોડ વળતી રાત્રીની ગાડીમાં પાછું લઈ જવાનું નરહરિભાઈને કહેલું. તે "

લઈને તૈયાર થઈ રહેલા ગાડીની પણ તૈયારી હતી પણ વલ્લભભાઈએ કહ્યુ "કમોડ હવે આપણને અહીંથી પણ મળી ગયુ છે ને? એટલે આ કમોડની જરૂર નથી તમે સવારે જ જજો અને પાછું લઈ જજો હમણાં જ રાત્રીની ગાડીમા જવા જેવી ઉતાવળ શું છે?" એમ કહી નરહરિભાઈને જતા રોકયા બાપુજી પણ શાંત થયા અને બધુ પતી ગયુ

બાપુજીની માંદગીની શરૂઆતમા જ આ પ્રસંગ બની ગયો બાપુજી પોતાની આવી સખ્ત બીમારીમા પણ બીજાઓની કેટલી કાળજી રાખે છે, તેમ જ તેમના જીવનમા વ્યવસ્થા-નિયમન કેવા વણાઈ ગયા છે તે આ પ્રસંગથી આપણે જાણી શકીએ છીએ

બાપુજીની આ બીમારી બહુ ભયંકર નીવડી જાણે જીવલેણ હોય તેમ કેમેય મટે નહિ હમેશા ચાલુ રહેલા લોહી અને પરુવાળા ઝાડા અને આકરીના દુખથી તેમનું શરીર બહુ ક્ષીણ થઈ ગયુ અત્યંત તીવ્ર વેદનાને કારણે ટૂંટિયુ વાળીને પડી રહેવુ પડે આ દુખ એટલે સુધી વધ્યુ કે અમારા બધાના મોં એક દિવસ ઊતરી ગયા તેમને તાવ લાગુ પડ્યો અને બેભાન અવસ્થામા લવરી કરવા લાગ્યા. ડૉક્ટર કાનુગા વગેરે અમદાવાદથી આવ્યા સર્વને ચિંતા થઈ તેમણે એક ઇન્જેક્શન આપ્યુ તેની અસર સારી જણાઈ પણ દુખ મટ્યુ નહિ થોડા દિવસ પછી બાપુજીનો મુકામ ગોંડ અબાલાલના આગ્રહથી અમદાવાદ તેમને મિરઝાપુરવાળે બંગલે રાખ્યો અમે બધા ત્યા ગયા આવી સ્થિતિમા પણ બાપુજીનુ ચેતન અજબ હતુ સ્ટેશનેથી હું બજારમા થઈને બંગલે ગયો બજારમાથી બાપુજીને માટે ડૉક્ટરની સૂચનાથી એક શેર લીલી દ્રાક્ષ લીધી હતી ડૉક્ટર હરિપ્રસાદ દેસાઈ ત્યા બેઠા હતા દ્રાક્ષ જોઈને તેઓ સહજ બોલ્યા "દ્રાક્ષ પણ મોઘી થઈ ગઈ છે"

બાપુજીએ કહ્યુ, "મોઘી તો નહિ હોય ચાર આને શેર હશે વધુ ન હોય વધારે મોઘી હોય તો રાવજીભાઈ લાવે નહિ"

ડૉક્ટરે કહ્યુ "આઠ દશ આનાથી ઓછો ભાવ ન હોવો જોઈએ",
બાપુજીએ મને બોલાવ્યો અને પૂછયુ "દ્રાક્ષ શા ભાવે મળી?"
મે કહ્યું, "દશ આના શેરના"

બાપુજી બોલી ઊઠયા "દશ આના! કેમ ખરીદાય! આ ગરીબ દેશમા દશ આના શેરની દ્રાક્ષ કેમ ખવાય?"

મે કહ્યુ "પણ એ તો દરદી માટે છે ને? આપ મને ફિનિક્સમા બાર આના શેરના ટમેટા નહોતા લાવી આપતા?"

બાપુજીએ કાંઈક ઠપકાના ભાવે જવાબ આપ્યો "પણ એ તો તમારે માટે દવાની ગરજ સારતા હતા માટે હુ લાવી આપતો હતો અને ત્યા તો ખરચાય પણ

અહીં જ્યાં માણસને ભરપેટ રોટલો પણ નથી મળતો ત્યાં દશ અને વીસની દ્રાક્ષ મનની મોજ ખાતર ન ખવાય. હવેથી મારે દ્રાક્ષ ખપતી નહિ.”

આમ બાપુજીએ પોતાના જરૂરી ખોરાકમાં, અતિ નાજુક તબિયતના સમયે પણ કાપ મૂકવા માંડ્યો. આ સ્થિતિમાંથી છોડાવવાની લડત. અંગે કે બકરીને અંગે કૅમ્પટર અને ગવર્નર સાથે પત્રવ્યવહાર તો ચાલુ જ હતો. લગભગ બે ત્રણ માસ આ ભીમગીરી ચાલી. તેની અસર વેદના વિષે અને તેના ઉપચાર વિષે બાપુજીએ પોતે આત્મકથામાં લખ્યું છે એટલે મારે લખવાપણું ન હોય. અમે તેમ પણ અંતે પ્રભુએ ભારતના સદ્ભાગ્યે બાપુજીને સલામત રાખ્યા તેથી આપણે તેનો ઉપકાર માનીએ.

## ૩૭. ગીતાજીનો ગૂઢાર્થ

નિરંજનપુરને બંગલે હું થોડા દિવસ રહ્યો એટલામાં બાપુજીએ મને પૂછ્યું: ‘શાંતિલાલભાઈ, હમણાં ઘેર ન જવું હોય તો આશ્રમમાં કામ છે. મકાનો થાય છે. મગનલાલ પહોંચી વળતા નથી. તમે બે ત્રણ માસ ત્યાં રહો તો મગનલાલને રાહત મળે. તેમની પણ માગણી છે. તમે ત્યાં જશો?’

મેં ખુશીથી હા પાડી અને હું આશ્રમમાં ગયો. તે વખતે રાષ્ટ્રીય શાળાના શિક્ષકોને રહેવાના મકાન થતાં હતાં. તેમ જ હૃદયકુંજવાળું મકાન પણ થવાનું હતું. થોડી મુદત પછી બાપુજી પણ બંગલેથી આશ્રમમાં આવ્યા. તેમને આશ્રમ સિવાય બીજે ગોઠે જ નહિ. હું દિવસે મકાનો પર દેખરેખ રાખું, તેનું માપ તૈયાર કરું અને સામાન સામગ્રીનો હિસાબ રાખું અને રાતે ચોકી કરું. આશ્રમની પાસે જ છારાની વસ્તી હતી તેથી અમે હમેશાં ભયમાં હતા. આશ્રમમાં વારંવાર ચોરીઓ થતી માટે અમે ચોકી કરવાનું પણ ગોઠવ્યું હતું. દરરોજ રાતે બારથી ત્રણ સુધી મારો અને મહાદેવભાઈનો ચોકીનો વારો હતો.

આમ કામ ચાલતું હતું તેવામાં ભરૂચથી એક ભાઈ આવ્યા. તે સાહિત્યરસિક હતા. તેમને કવિતા બનાવવાનો શોખ હતો. તે આશ્રમમાં રહેવા આવ્યા. બાપુજીએ તેમની સાથે વાત કરી અને પૂછ્યું: ‘બોલો શું કામ કરશો?’ તેમણે કોઈ પણ કામ કરવાની પોતાની ઇચ્છા દર્શાવી. બાપુજીએ મને બોલાવ્યો અને કહ્યું કે “આ નવા ભાઈને મકાનના કાર્યમાં તમારી મદદે લઈ લો.” તે ભાઈ મારી સાથે આવ્યા. મેં તેમને મકાન ચણવા માટે જે ઈંટો આવે તે ગણાવીને ગોઠવાવવાના કામે રોક્યા અને તેનો હિસાબ રાખવાનું સૂચવ્યું. આમ તેમણે બેચાર દિવસ કામ કર્યું. પણ તેમને કાંઈ રસ પડે નહિ. તેમને એમ લાગ્યું કે “મારે આવું

કામ? આમા શો ફાયદો? આ તો અભણુ મજૂરનુ કામ હુ ભણ્યો ગણ્યો અને પુસ્તક લખી શકુ, કવિતા રચી શકુ, તેને બદલે અહી તો ચાર દિવસથી તેનો વિચાર જ સ્ફુરતો નથી અહી આગળ વધારે રહેવાનુ થાય તો હુ તો જડ જેવો જ થઈ જાઉ !" મારી પાસે પણ તેમણે પોતાના વિચાર જણાવ્યા મે કહ્યુ: "તમારે તમારા વિચાર બાપુજી પાસે મૂકવા જોઈએ અને તેમની પાસેથી સતોષ મેળવવો જોઈએ" એ ભાઈએ બાપુજી પાસે પોતાની વાત રજૂ કરી, અને જણાવ્યુ કે "હુ તો અહી આવ્યો ત્યારથી ઈંટ અને ચૂનામા જ રોકાયો છુ તેમાંથી જ ઊચો આવતો નથી"

બાપુજીએ સહજ હસતા જવાબ આપ્યો · "એ તો બહુ સારુ. મને એ ગમ્યુ"

"પણ બાપુજી, વાચન માટે કે વિચાર માટે બિલકુલ વખત નથી મળતો," એ ભાઈએ જણાવ્યુ

"તેની જરૂર પણ શી? જરૂર હશે ત્યારે તે પણ મળી રહેશે. અત્યારે તો તમને સોપેલા કાર્યમા જ તમે મશગૂલ રહો અને વાચવાનો મોહ છોડો અહી તો મુખ્યત્વે શરીરમહેનતનું કામ જ રહેવાનુ અને આપણુને વાચવાનો મોહ વળગ્યો છે તે છોડાય તો તમે એટલુ શીખ્યા એમ હુ માનુ"

એ ભાઈનાથી આ વસ્તુ ન સમજાઈ એટલે પોતાની ભાવના દર્શાવવાને બોલ્યા: "પણ હુ અહીં આવ્યો એવા હેતુથી કે આપની પાસે ગીતાજીનો અભ્યાસ કરીશ, ગીતાજીનો ગૂઢાર્થ હુ સમજીશ અને તેમ કર્યા પછી હુ ગીતાજી વિષે કાંઈ લખવાની પ્રેરણા મેળવીશ"

તેમના મનની ભાવના વિષેનું કથન સાભળી બાપુજી હસ્યા, અને બોલ્યા: "તમારી ભાવના ગીતાજીનો ગૂઢાર્થ સમજવાની છે એ સારી છે. અને તમે જે કાર્ય કરો છો તેમાં એકાગ્ર થવાથી તે ગૂઢાર્થ તમે સમજી શકશો ગીતાજીનો ગૂઢાર્થ તો નિષ્કામ કર્મયોગ છે ફળની કોઈ પણ જાતની તૃષ્ણા રાખ્યા સિવાય હાથ ધરેલા કાર્યમા એકાગ્ર થવું, કર્મ કર્યા કરવું, એ ગીતાજીનો ગૂઢાર્થ. તમે તે પ્રમાણે વર્તન કરો છો તમે જે કાર્ય કરો છો તેમાં તમને કાંઈ તૃષ્ણા નથી 'કાંઈ સ્વાર્થ નથી તે કાર્ય તમે એકચિત્તથી, યોગસ્થ થઈ કરો એટલે તમે આખી ગીતાજીનો અર્થ સમજ્યા, અને તે પ્રમાણે વર્ત્યા એથી વિશેષ શું સમજવાનું છે? જો આપણી દિનચર્યાના કાર્યક્રમમાં જ ગીતાજીનો ઉપદેશ આચરાતો હોય, તો ગીતાજી 'વાચીને, તેને વિષેના ભાષ્યો વાચીને તે ઉપરથી આપણું જુદું ભાષ્ય રચવાનો મોહ શાને રાખવો?"

•

તે ભાઈતો આ પ્રવચન સાંભળી સ્તબ્ધ થઈ ગયા, અને થોડી વારે બોલ્યા, "હુ જાણે અહી આવીને જડ થતો હોઉં એવુ મને લાગે છે. હુ વાંચવા માટે, વિચારવા માટે અને આપની પાસે રહીને પ્રેરણા મેળવવા માટે અહીં આવ્યો પણ

મને લાગે છે કે મહિનાના મહિના હુ અહી રહ્યો છતા આ રીતે તો હુ કાઈ ન પામુ ”

બાપુજીએ તેમને સમજાવવા માડયુ “ અહીનુ કામ જ એવુ છે જે કાર્ય તમે કરો છો તેમાથી ચેતન મેળવતા તમને આવડવુ જોઈએ તેમા મનનો યોગ સાધતા તમારે શીખવુ જોઈએ અહી આશ્રમમા તમે જે ઇચ્છો છો તેવો અવસર તમને નહિ મળે ગીતાજીનો ગૂઢાર્થ બીજી રીતે શિખવાડતા મને નથી આવડતો હુ પણ એ જ રીતે શીખ્યો છુ અને એ જ રીતે અન્યને શીખવુ છુ ’

પેલા ભાઈ મૂગા રહ્યા શુ કરવુ તેના વિચારમા પડયા તેમને ખાતરી થઈ કે વિદ્વાન થવાની તેમની મહત્ત્વાકાક્ષા અહી નહિ પોષાય એટલે દશેક દિવસ રહીને નિરાશ થઈને ચાલ્યા ગયા

આમ બાપુજીના સહવાસમા રહીને વિદ્વાન થવાની કે કવિ થવાની મહત્ત્વાકાક્ષા ધરાવનાર ઘણા ભાઈઓને નિરાશા થઈ હશે એનુ કારણ હુ સમજી શકયો નથી ત્યા પુસ્તકો વાચવાની મનાઈ નહોતી, મનન નિદિધ્યાસન કરવાની પણ મનાઈ નહોતી, એટલુ જ નહિ, પણ ત્યાના વાતાવરણમા જ કાઈ અલૌકિક સુવાસ હતી. પણ તે સુવાસ વ્યવહારુ અગમહેનત દ્વારા લેવાની હતી આરામખુરસીમા પડી રહીને પુસ્તકોના પાનામાથી મેળવવાની નહોતી આ ભેદ હજી પણ ઘણા ભાઈઓ સમજી શકતા નથી બાપુજી પાસે લાંબો સમય રહી બાપુજીના મૂળ મુદ્દાને સમજીને જેણે જેણે બાપુજીના વિચારો જીવનમા ઉતાર્યા છે તેમને તે વાત ગોઠી ગઈ છે અને તેમણે કર્મમા જ બાપુજીના જીવનનો કે ગીતાજીનો ગૂઢાર્થ સમજી લીધો છે જેઓ બાપુજીની પાસે રહી ઉપર દર્શાવેલી જીવનપ્રણાલી પ્રમાણે વર્ત્યા છે તેઓ કાર્યદક્ષ નીવડયા છે, ચેતનવતા નીવડયા છે, વિદ્વત્તામા પણ વિદ્વાનોને દોરે એવા નીવડયા છે છતા તેમની દિનચર્યા તો બાહ્ય દૃષ્ટિએ પેલા ભાઈને લાગી તેવી જડ જેવી લાગે આનુ કારણ તો આપણી વિકૃત મનોદશા સિવાય બીજુ શું હોઈ શકે?

## ૩૮. દેશસેવા દોહ્યલી છે

મારે ફિનિકસથી અચાનક દેશમા આવવુ પડયુ ત્યારબાદ એક મિત્ર દક્ષિણ આફ્રિકામા હતા તેમને પણ અચાનક અહી આવવાનુ થયુ તે કુવારા હતા તેમની ઉમર તો તે વખતે ૨૭–૨૮ વર્ષની હશે મને એવો ખ્યાલ છે કે તેમના લગ્નનુ અહી ચોકસ થયેલુ એટલે તેમને એકાએક આવવુ પડયુ એ ગયેલા તો પૈસા પેદા કરવા, પણ ધધામા થાણે પડે ત્યા પાછુ લડતમા ઝપલાવવુ પડે આમ સને ૧૯૦૬થી માડીને ૧૯૧૪ સુધી જેલ જવાનો જ તેમનો વ્યવસાય થઈ પડેલો એટલે

અર્થપ્રાપ્તિના વ્યવસાયમા તે સ્થિર નહિ થઈ શક્યા લક્ષ્મીને પણ સ્થિર સેવા — એકાગ્ર આરાધના જોઈએ છે તે એમ કહે છે કે જે મને વફાદારીથી વળગી રહેશે તેને જ હુ પ્રમત્ત થઈશ જે ચચળ હશે — ઘડીમા પ્રભુ સેવા, ઘડીમા દેશસેવા અને ઘડીમા લક્ષ્મીસેવા કરતો હશે તે મને પસદ નથી હુ પણ તેને માટે ચચળ નીવડીશ જેમ દેવદેવતા અને માનવપ્રેમીઓ બધાયે ભક્તાધીન હોય છે તેમ લક્ષ્મી પણ ભક્તાધીન છે એ તો સ્વાભાવિક છે એમા ખોટુ પણ શું? પૈસો અને પરમેશ્વર બન્નેને એક સામટા પ્રસન્ન કરી શકાતા હોય તો સસારમા બધાયે લક્ષ્મીપતિ, ભક્ત અને સત સાધુ હોત પણ એમ નથી બનતુ ભગવાન એમ પૂછે છે કે તુ કોનો? મારો કે તેનો? મારો.હોય તો મારામા જ મન પરોવ, મને જ અર્પણ થા મારામા જ તારી જાતને મિલાવી દે તેનો હોઉ તો મારી આશા રાખીશ નહિ લક્ષ્મી — સસારની રિદ્ધિ પણ એવુ જ પૂછે છે, કે તુ કોનો એ પ્રથમ નક્કી કર મારો થવુ હોય, મને મેળવવી હોય તો મારામા જ એકચિત્ત થા વ્યભિચારિણી બુદ્ધિ રાખીશ નહિ મારા રૂપ જ તુ થઈ જા તો હુ તને પ્રાપ્ત થઈશ પણ તેનામા તારુ મન ખેચાતુ હોય તો મારી આશા રાખીશ નહિ

આવી ગડમથલ બધાયને થાય છે બધાયને આ પસદગી કરવી પડે છે તે ભાઈને પણ આ પસદગી કરવી પડેલી અને તેમણે તે દિવસોમા દેશસેવાની પસદગી કરેલી એ કારણે લક્ષ્મીજી તેમનાથી રિસાઈ ગયેલા

છેલ્લી લડતમાથી પરવાર્યા પછી બાપુજી વગેરે દેશ તરફ આવ્યા ત્યાર પછી તેમને પણ દેશ આવવાનુ થયુ આવ્યા બાદ તેમનુ લગ્ન થયુ તેમના પત્ની — બહેન તેમનુ હૈયુ ઠારે એવા સરળ અને સ્નેહાળ હતા પણ પ્રભુએ કાઈ જુદુ જ ધાર્યું હશે ત્રણ જ માસમા તો તે ભાઈ હતા તેવા જ થઈ રહ્યા કુવારા હતા તે મટીને પરિણીત થયા, અને પછી પરિણીત મટીને વિધુર બન્યા વિધુર બનવુ કાઈ કોઈને ગમતુ હશે? પણ પ્રભુએ બનાવ્યા એટલે પછી તેમને તો ભાજગડ ટળી જ રહી બાપુજીને તેમણે ભારે હૃદયે પોતાના ઘરભગની વાત લખી જણાવી અને કાઈ દોરવણી ઇચ્છી બાપુજીએ તેમને આશ્વાસન આપ્યુ પણ જેનવાણીમા તે તેમને કેવી દોરવણી આપે? તેમની જ દોરવણી મુજબ વર્તવાની આપણામા શક્તિ હોય એવી તેમને ખાતરી થાય તો તે એમ જ [illegible] ' હવે પ્રભુનુ નામ દો તમે તમારો અધિકાર મેળવ્યો અને પ્રભુએ તે લઈ લીધો તમારુ ગૃહસ્થ જીવન એટલુ ટૂકુ હશે, એમ સમજી પ્રભુ પ્રત્યે વિશ્વાસ રાખી દેશસેવા—માનવ સેવાના કાર્યમા મચ્યા રહો હવે તો સેવા સાથે જ સ્થાયી લગ્ન કરો અને આ સર્વ ભૂમિ ગોપાળની છે, આપણે બધા ગોવાળ છીએ, એકકુટુબી છીએ એમ સમજી વિશ્વને કુટુબ માનો આવડુ વિશાળ કુટુબ મૂકીને વળી બીજા નાનુ કુટુબ ઉપજાવવાના મોહમા શાને પડવુ? શી ખબર કે એ કેવુ નીવડશે? એ

શક્તિહીન નીવડે અ પજીની થાય, ક ગાળ નીપજે, તો પછી તેની ચિ તામા શાને પડવુ ? તેના કરતા આ રમણીય સ સારમા ભાતભાતના, ર ગબેર ગી, કૂદતા નાચતા આન દમા કલ્લોલ કરતા નિર્દોષ અને પવિત્ર અગણિત જીવો છે તેને પોતાના ગણીને તેમા સમાઈ જાઓ અગર તમારામા તે સર્વને સમાવી લો ' બાપુજી તો આવી જ દોરવણી આપે પણ તે આપણી ક્ષતિઓ જાણે છે આપણી મર્યાદાઓ સમજે છે તેથી ઉદાર ભાવે આપણને આપણા ગજા પ્રમાણે જ દોરવણી આપે છે તેમણે તે ભાઈને લખી દીધુ " હવે તમારે ફરીથી લગ્ન કરવુ જ હોય તો પણ નિદાન બે વરસ સુધી તો થોભવુ એ બે વરસની મુદત શોકની મુ ત તરીકે પાળવી " બાપુજીની એ દોરવણી તેમણે સ્વીકારી પોતે સ સ્કારી તો છે, અનુભવી પણ છે સેવાની ભાવનામા તે રમી રહેલા છે એ ને મનમા એવુ પણ ખરુ કે હવે લગ્ન પણ ન કરવુ

પણ સ સારની વાસના મહા વસમી છે તે કોઈનેય છોડતી નથી આપણે છોડવા મથીએ પણ તે આપણને છોડે જ નહિ તે બેરામણી અને ક થારના ઝરડા જેવી છે તેના કાટા અવળા છે જેમ જેમ તેમાથી છૂટવા મથીએ તેમ તેમ તે આપણને વધારે વીટળાય શરીરને ઉઝરડા થશે અને લૂગડા ફાટશે તેની ચિ તા કર્યા સિવાય મોઢ ભીચીને સાહસ કરીને આચકો મારી તેને ખેચી નાખીએ તો જ તે છૂટે છે અગર સમજપૂર્વક બહુ ધીરજથી એક પછી એક કાટાને મઢીને તે આખુ ઝરડુ છૂટ ન થાય ત્યા સુધી કાટાને વેગળા રાખી ઝરડાને છેટે મૂકીએ તો તે છૂટે છે પણ તેમ ન કરીએ તો તે આપણને પ છા વળગતા જ રહે છે આમ આપણને વાસના વળગી રહે છે, તે છૂટતી નથી અને એટલામા કાળ આવી લાગે છે આ સ સારમા સામાન્ય કોટીના જીવોની એ જ દશા છે તે ભાઈનુ પણ એમ જ બન્યુ

રોલેટ સત્યાગ્રહ શરૂ થયો તે પહેલાની વાત છે હુ આશ્રમમા હતો બાપુજી પણ આશ્રમમા હતા એક દિવસ મારા તે મિત્ર આશ્રમમા આવ્યા તેમને સેવા કરવાની બહુ તમન્ના હતી ગુજરાનજોગુ મળી રહે તો વધારે મેળવવાની લોલુપતા નહોતી તેમના સ્વર્ગસ્થ પત્નીના વિરહના આસુ સુકાવા આવ્યા હશે હુ એ અને બાપુજી એમ ત્રણ વણાટશાળાવાળા ડહેલાની બાજુના ખ ડમા બેઠા હતા બાપુજીએ વાત શરૂ કરી

'ત્યારે હવે શો નિર્ણય કરવો છે મન સાથે કાઈ નિર્ણય કર્યો કે નહિ ?"

તે ભાઈએ જવાબ આપ્યો બાપુજી એક નિશ્ચય તો છે જ કે જીવન દેશસેવામા જ ગાળવુ એ સિવાય બીજો નિશ્ચય હજી કર્યો નથી '

બાપુજી ' પણ દેશસેવામા જીવન અર્પવાના નિર્ણય કરતા પહેલા તમારે તો હવે લગ્ન કરવુ કે નહિ તેનો નિર્ણય કરવો જોઈએ તમારા દેશસેવામા જીવન

અર્પવાના નિશ્ચય સાથે બ્રહ્મચર્યવ્રતની પ્રતિજ્ઞા લેવી જોઈએ બ્રહ્મચર્યવ્રત સિવાય દેશને જીવન અર્પણ ન થાય એ ખરુ ને ?'

'બાપુજી , એવુ માનતો નથી મને લાગે છે કે ગૃહસ્થ રહીને પણ દેશસેવા કરી શકાય બ્રહ્મચર્યવ્રત પાળી શકવા જેટલુ મારુ મનોબળ નથી " તે મિત્રે હિંમતથી સ્પષ્ટપણે પોતાનો વિચાર બાપુજીને જણાવ્યો

પણ તમે તો એમ કહો છો ને કે તમે તો દેશસેવામા જીવન અર્પણ કરવાનો નિશ્ચય કર્યો છે ? બાપુજીએ જરા ઉત્તેજિત થઈને પૂછ્યુ

' હાજી મારી ઉમેદ તો એવી છે મારો નિશ્ચય એ છે" તેમણે પોતાની દૃઢતા દર્શાવતા કહ્યુ

' એટલે દેશની સેવામા મરવાનો પ્રસગ આવે તો મરવા પણ તમે તૈયાર છો, ફાસીને માચડે પણ તમે ચઢવા તૈયાર છો, ખરુ ને ?" બાપુજીએ ગભીર ભાવે પૂછ્યુ

'હાજી, એવો પ્રસગ આવે તો હું મારા ધન્ય ભાગ્ય સમજુ હુ તે પ્રસગને વધાવી લઉ ' તે ભાઈએ મનની ઉમેદ જણાવી

"એટલે કે જે માણસ દેશને અર્થે મરણને ભેટવા ફાસીને માચડે ચડવા તૈયાર હોય તેણે તો પોતાનુ શરીર શબવત્ લેખવુ જોઈએ ને ?" બાપુજીએ ઉલટ-તપાસમા પૂછ્યુ

"હાજી,' બાપુજીના સવાલનો કઈક મર્મ જાણે સમજી ગયા હોય તેમ નીચુ જોઈ તે મિત્રે ટૂકાવ્યુ

"અને શબને બ્રહ્મચર્ય પાળવા ન પાળવાનો પ્રશ્ન હોય ખરો કે ? તે એમ માને ખરુ કે બ્રહ્મચર્ય પાળવા જેટલી શક્તિ એનામા નથી ?"

મારા મિત્ર તો હાર્યા તેમણે શરમિદા થઈને જવાબ આપ્યો " શબને તો તેવી વાસના — ઇચ્છા પણ ક્યાથી હોય ?"

બાપુજીએ ગભીર ભાવ ધારણ કર્યો અને કહ્યુ "માટે જ હુ કહુ છુ કે દેશને અર્થે જીવન અર્પણ કરનારે પોતાની જાતને શબવત્ સમજવી જેમ શબને ઇચ્છાતૃષ્ણા ન હોય અને સુખદુ ખ ન હોય તેમ દેશને કાજે મરવા તૈયાર હોય તેણે પણ ઇચ્છાતૃષ્ણા, સુખદુ ખની લાગણીનો ત્યાગ કર્યે જ છૂટકો એમ ન કરી શકે તેની દેશસેવામા જીવન અર્પણ કરવાની પ્રતિજ્ઞા નિષ્ફળ છે એમ બોલવુ તે વાણીવિહારને માટે ઠીક છે, પણ તેમા આત્મવચના છે એ સત્યવચન નથી હુ તો આપણી ભાષા સમજુ છુ અને તમે તમારો નિશ્ચય જણાવ્યો તેનો મે તો એ જ અર્થ કર્યો છે કે તમે ગરીબ રહીને પણ દેશસેવા કરી શકો તે ગરીબાઈમા પણ મુશ્કેલી આવે તે દેશ અર્થે ઉઠાવી શકો અને એમ કરતા કરતા જાન જવાનુ પ્રાપ્ત થાય તો પણ તમે સમજપૂર્વક

જેલમા વારવાર જઈ શકો પણ સમજપૂર્વક, જ્ઞાનપૂર્વક, દેશને માટે જીવન અર્પણ કરી દેશસેવા કરવી મોહ્લી છે આપણી મર્યાદા હુ સમજી શકુ છુ અને તમારા નિશ્ચયનો પણ એ જ અર્થ છે, સમજ્યો છુ પણ આપણે વિચાર પૂર્વક ભાષાનો પ્રયોગ કરતા નથી એ તમને સમજાવવાને આ સ્પષ્ટતા કરવી પડી"

પછી તો બાપુજીની દેશસેવા અર્થે દેહાર્પણની ભાવના સાથેની આ વિચારસરણીનો વિચાર કરતા અમે ઊઠયા આપણી વિચારસરણી કેટલી છીછરી છે તે મને સમજાયુ

આ પ્રસગ પછી મારા તે મિત્ર પોતાને સ્થાને ગયા જાહેર કાર્યમા લાગ્યા અને તેમના સ્વર્ગસ્થ સ્નેહાળ પત્નીના અવસાનને છએક માસ પૂરા થયા હશે ને તે ફરીથી પરણ્યા બાપુજીએ એ વાત જાણી ત્યારે તેમને દુ ખ તો બહુ થયુ

આ પ્રસગ પરથી હુ સમજ્યો કે દેશસેવા દોહ્લી છે એ મારા જેવા અધકચરા અને કાયર માણસનુ કામ નથી દેશસેવાર્થે જીવન અર્પનારનો માર્ગ તો પ્રીતમ કવિના વચન પ્રમાણે

" છે શૂરાનો નહિ કાયરનુ કામ જોને,
પરથમ પહેલુ મસ્તક મૂકી વળતી લેવુ નામ જોને"

## ૩૯. પ્રચંડ ઝંઝાવાત

એવામા દેશભરમા એક પ્રચડ ઝઝાવાત ફરી વળ્યો સરકારના મનમા શકા પેઠી હતી કે દેશમા છૂપી સસ્થાઓનો દોર વધ્યો છે, અને તે રાજ્યદ્રોહ ફેલાવે છે વળી બગાળના ભાગલા પછી બ્રિટિશ અમલ પ્રત્યેના અસતોષે તીવ્ર રૂપ પકડયુ હતુ અને બગાળમા ત્રાસપ્રવર્તક મડળો સ્થપાયા સરકારી અમલદારોના મુખ્યત્વે કરીને ઉચ્ચ ગોરા અમલદારોના ખૂન કરી ત્રાસ ફેલાવવાનુ કામ તેણે ઉપાડયુ હતુ આ છૂપી હિલચાલ ઓછા વત્તા પ્રમાણમા બધેય પ્રસરી હતી ગુજરાત જેવા વેપારી વૃત્તિવાળા પ્રાતમા પણ એના મડળ હતા શ્રી પડ્યાજી એક વખત તેવા મડળના સભ્ય હતા, તે આપણે જાણીએ છીએ આવા મડળો ઉપર યુરોપીય યુદ્ધના સમયમા હિદસરક્ષણધારાનો અકુશ હતો પણ યુદ્ધ પછી તે ધારો રદ થાય એટલે તે બધી છૂપી મડળીઓ અગર બીજા ચળવળ કરનારા ઉપર અકુશ માટે બીજો એવો જ સખ્ત કાયદો કરવાની સરકારની દાનત હતી

બીજુ પણ એક બહુ જ અગત્યનુ કારણ હતુ તે કારણ ભીતરનું હતુ યુરોપનુ યુદ્ધ પૂરુ થયુ હતુ હિદમા હિદી લશ્કર દોઢ લાખનુ રહેતુ હતુ તેને જરૂર પડયે બ્રિટિશ સરકાર સરહદ બાજુ કે બરમા બાજુ કામે લેતી પણ

યુરોપના યુદ્ધ દરમિયાન હિંદી લશ્કર વધીને દશ લાખનું થયુ હતુ અને તેણે યુરોપના યુદ્ધમાં શત્રુલશ્કર સામે ભારે પ્રભાવ પાડ્યો હતો. જર્મનો જેવા બાહોશ સૈનિકો સામે લડવામાં અંગ્રેજ કે અન્ય ગોરા લશ્કરની સરખાઈમાં તેવું સબળ નીવડ્યું હતુ. જેઓ રણક્ષેત્રમાં પોતાનું લોહી રેડવા તૈયાર હોય તેને સ્વતંત્રતાનો વાયુ પણ લાગે જ ને? વળી આ દશ લાખનું લશ્કર લડાઈ પછી હિંદ પાછું આવશે ત્યારે તેમને જમીન, ગરાસ, ઇનામ અકરામ, માન મરતબો વગેરે મળશે એવી લાલચો પણ આપવી પડી હતી એ આપેલી લાલચો પળાવાની ક્યાં હતી? એ બધું ક્યાંથી લાવીને આપે? તે દશ લાખ પાછા આવે તે તો માથું કોરે મૂકીને વાત કરનારા હતા. તેમણે પાઉં માખણ ખાતા ગોરા લશ્કરની હરીફાઈમાં વાસી ભાત ખાઈને પણ વિજય મેળવ્યો હતો. તેઓનામાં પોતાને આપેલા વચન પળાવવાની શક્તિ તો હશે જ ને? તે બધા ગામડી હિંદમાં પાછા આવીને બેકાર રહે અને તેમનામાં અસંતોષ વ્યાપે અને તેઓ લશ્કરમાં અસંતોષ ફેલાવે એવો ભય પણ સરકારને હતો. આવું થાય તે પહેલાં તેના પર અંકુશ મૂકવા માટે પણ હિંદ સંરક્ષણધારાની અવેજીમાં બીજો એટલો જ કે જેથી પણ વધારે સખ્ત ધારો ઘડવાની સરકારને જરૂર જણાઈ હતી. રાજ્યદ્રોહી છાપી અને ત્રાસપ્રવર્તક ચળવળને પહોંચી વળવા કેવા ઉપાયો યોજવા જોઈએ તેની તપાસ કરીને રિપોર્ટ કરવા સરકારે એક કમિટી નીમી હતી. તેના પ્રમુખના નામ પરથી તે રોલેટ કમિટીને નામે ઓળખાય છે. તે કમિટીએ તપાસ કરીને આવી સંસ્થાઓને નાબૂદ કરવાના અને રાજ્યદ્રોહ અટકાવવાના ઉપાય તરીકે એક કાયદો કરવાની ભલામણ કરી હતી. એ કાયદાનો ઉપયોગ લડાઈમાંથી પાછા ફરેલા સૈનિકોમાંના જે અસંતુષ્ટ હોય તેમને પહોંચી વળવા માટે કરવો એવો પણ સરકારનો હેતુ હતો. એ સૂચવેલા કાયદામાં એવી કલમો હતી કે તેનો અમલ થાય તો ગમે તેવા આબરૂદાર સજ્જનની ઇજ્જત આબરૂ એક હલકી મનોવૃત્તિવાળા પોલીસ સિપાઈની મૂઠીમાં સમાય. મહાત્માજી પાસે આ રોલેટ ભલામણો આવી. તે ભલામણો પ્રમાણે કાયદો ન થવો જોઈએ તેવો પત્રવ્યવહાર તેમણે વાઈસરોય સાથે કર્યો પણ સરકારે તો તે પ્રવૃત્તિ આગળ ધપાવવા જ માગી. તે રોલેટ ભલામણો વડી ધારાસભામાં પસાર કરવામાં આવી અને એક રોલેટ ઍક્ટ નામનો કાયદો થયો. તે સરકારી ગૅઝેટમાં પ્રસિદ્ધ પણ થયો.

હિંદે યુરોપના યુદ્ધમાં બ્રિટનને બહુ આપ્યું હતુ. પૈસાનો વરસાદ વરસાવ્યો હતો અને દશ લાખ માણસો આપ્યા હતા. તેમાં બે લાખ નવલોહિયા હિંદીઓના બલિદાન બ્રિટિશ સામ્રાજ્યના હિતાર્થે અપાયા હતા. આના બદલામાં પ્રથમથી ખાતરી તો એવી અપાયેલી કે યુદ્ધ પછી હિંદને તેની સેવાનો બદલો આપવામાં આવશે. તે બદલા તરીકે અંગ્રેજ સલ્તનતે આ કાળો રોલેટ કાયદો આપવાનો

નિર્ણય કર્યો, તેથી દેશની પ્રજામાં ભારે અસંતોષ વ્યાપ્યો દેશના બધા આગેવાનો આ બધું જોઈ જાણી સમસમી રહ્યા હતા મહાત્માજી તરફ બધાની મીટ મંડાઈ. તેમને પૂછપરછ થઈ તેમણે આ કાયદા સામે સત્યાગ્રહ કરવાનો રસ્તો બતાવ્યો, અને સારી સંખ્યા થાય તો તે લડત ઉપાડવા પોતે તૈયાર થયા. ઘણાઓને આવી લડત જોઈતી પણ હતી ખેડાના ખેડૂતો જે કારણે સત્યાગ્રહની લડત લડવા આકર્ષાયેલા મુખ્યત્વે તેવા જ કારણસર સમસ્ત હિંદની પ્રજા લડત માટે તૈયાર હતી સેંકડો વરસોથી બ્રિટિશ અમલ નીચે દબાયેલી, કચડાયેલી અને ચુસાયેલી પ્રજા તે અમલની સામે પડકાર કરવા તૈયાર હતી મહાત્માજીએ ચંપારણમાં અને ખેડામા સત્યાગ્રહના હથિયારથી જે લડત ચલાવેલી તેથી દેશ માહિતગાર હતો અને મહાત્માજી આ વખતે દેશભરમા સત્યાગ્રહ ચલાવવાના છે એવી વાત વાતાવરણમા ફેલાઈ ગઈ મહાત્માજીએ આ સત્યાગ્રહની શરૂઆત તા ૬ઠ્ઠી એપ્રિલ, સને ૧૯૧૯થી કરવાનો નિર્ણય કર્યો સત્યાગ્રહ એ ધર્મવૃત્તિ છે ઉપવાસ અને પ્રાર્થના ધર્મવૃત્તિને પોષક છે તેથી મહાત્માજીએ તા ૬ઠ્ઠીના રોજ દેશભરમાં સંપૂર્ણ હડતાલ પાડવાની, ૨૪ કલાકનો ઉપવાસ કરવાની, અને ધર્મસ્થાનોમા પ્રાર્થના કરવાની પ્રજાને વિનંતિ કરી પ્રજાએ મહાત્માજીની આ વિનંતિ અજબ ઉત્સાહથી ઉપાડી લીધી તે દિવસ તો અપૂર્વ નીવડ્યો એ ઉત્સાહ, એ એક સંપી, એ જુસ્સો પ્રજા માટે કદી નહિ ધારેલી રીતે પ્રગટ જણાયા તા ૬ઠ્ઠી એપ્રિલના ખબર પંજાબ નહિ પહોચી શકેલા તેથી ત્યા તા ૩૦મી માર્ચે ઉજવણી થયેલી ત્યા લોકો ઉશ્કેરાયેલા તેમને શાન્ત કરવા માટે ત્યાના આગેવાન ડૉક્ટર સત્યપાલ અને ડૉ કીચલુએ મહાત્માજીને પંજાબમા નોતર્યા

તા ૮ મીએ લાહોર પહોચવાને તા ૬ ઠ્ઠીએ મુબઈની ઉજવણી પૂરી કરી મહાત્માજી રવાના થયા મહાત્માજી પંજાબમા જાય અને પ્રજાને દોરવણી આપે એ ત્યાના ગવર્નર સર માયકેલ ઓડવાયરને રુચ્યુ નહિ તેણે હુકમ મોકલ્યો કે મહાત્માજીને પંજાબમા દાખલ થવાનો મનાઈહુકમ આપવો અને છતાં તે પેસે તો તેમને પકડીને મુંબઈ સરકારને સોંપવા તે હુકમ પ્રમાણે મથુરાની પેલી પાર પલવલ સ્ટેશને મહાત્માજીને પકડવામાં આવ્યા અને પાછા મુંબઈ મોકલવામા આવ્યા તેમની ધરપકડની ખબર વીજળીવેગે દેશભરમા પહોચી ગઈ લોકો ગુસ્સે થયા, આવેશમા આવી ગયા અને તોફાને ચઢ્યા

હુ તા ૬ ઠ્ઠીના રોજ સોજિત્રે હતો ઉપવાસ, પ્રાર્થના અને હડતાલનો કાર્યક્રમ તેના અંતરાર્થ પ્રમાણે પળાયો જોયો આ શાંત, ઉપવાસ અને પ્રાર્થનામય દિવસના વાતાવરણથી પ્રજાહૃદયમાં સાત્ત્વિક અસર થયેલી અનુભવી નડિયાદમાં હિંદુમુસલમાન બંને કોમોનો ઉત્સાહ સારો હતો ત્યા કોઈ મુસલમાન આગેવાન આવે તો મુસલમાનોમા પણ ઉત્સાહ આવે એવી માન્યતાથી આશ્રમમાંથી શ્રી

ઇમામસાહેબ બાવાઝીરને આમત્રણ આપેલુ તા ૯ મીના રોજ સવારે ઇમામસાહેબ નડિયાદ આવવાના હતા મને પણ ભાઈ ફૂલચદભાઈએ નડિયાદ બોલાવેલો હુ ત્યા ગયો નડિયાદમા આખો દિવસ ઉગ્ર વાતાવરણ રહ્યુ મન્ધરસો અને સભાઓ ગોઠવાયા રાત્રે એક મોટી જાહેરસભા અમદાવાદી દરવાજા બહાર થવાની હતી. આખો દિવસ અમદાવાદ અને મુબઈની સ્થિતિના વાવડ આવ્યા કરે 'અમદાવાદમાં હુલ્લડ છે કલેક્ટરની કચેરી બાળી છે, થાણા બાળ્યા છે લશ્કરી કાયદો જાહેર થયો છે,' વગેરે સમાચારો આવે અને લોકો ઉશ્કેરાય રાત્રે મોટી સભા થઈ ગામડાંમાથી પણ હજારો માણસો આવેલા સભામા વીશેક હજાર માણસો હશે શ્રી ઇમામ સાહેબે બધાને શાત રહેવાને ઉપદેશ્યા ૯ અને ઇમામસાહેબ અમારા મુકામ પર આવ્યા અને અમને ખબર મળ્યા કે અમદાવાદમા તોફાન બહુ છે અમદાવાદમાં તોફાન હોય તે વખતે સત્યાગ્રહી તરીકે અમારી ફરજ શી તેનો અમે વિચાર કર્યો, અને રાતની ગાડીમા અમદાવાદ જઈ ત્યા શાન્તિ જાળવવાને બનતો પ્રયત્ન કરવાનો અમે નિર્ણય કર્યો અમારા નિર્ણયમા જોખમ તો હતુ જ, છતાં નિર્ણય કર્યો સ્ટેશન પર આવતા વળી અમને ખબર પડી કે અમદાવાદ માટે મુબઈથી લશ્કરની ટુકડીની સ્પેશિયલ આવવાની છે તે સ્પેશિયલને ઊધી વાળવાને ઉત્તરસડા બાજુની રેલવેના પાટા ઉખેડી નાખવા માટે બત્રીએક જણની એક ટોળી તૈયાર થઈ છે અમે તો વિચારમા પડ્યા અને તે ટોળીના આગેવાનો જેવા જેઓ જણાતા હતા તેમને તેવુ કાર્ય નહિ કરવાની સલાહ આપી પણ આ ખિરાદરો તો ઉસ્તાદ હતા તેમણે અમને હસી કાઢ્યા, અને કહ્યુ, "અરે ભાઈ, આપણામા એવી શક્તિ જ ક્યા છે? આપણે તો સાવ નામર્દ છીએ એ કામ આપણાં નહિ આપણે તેવુ કાર્ય કરી શકીશું એવી શક્તિવાળા થતા તો આ જુલમી સરકારની હસ્તી નહિ હોય" મને લાગ્યુ કે તે જ ટુકડી ત્યાથી રેલરસ્તે ઉત્તરસડા તરફ ગઈ અને પાટા ઉખાડ્યા પચીસેક જણની ટુકડી અમારી સાથે લોકલમા બેઠી અને મહેમદાવાદ ઊતરી તેણે મહેમદાવાદની પેલી બાજુના તાર વગેરે તોડી નાખ્યા હશે એમ મારુ અનુમાન થયુ

અમારી લોકલ મહેમદાવાદ પહોચી ત્યા તો અમદાવાદથી આવતી ગાડીનો મેરો ત્યા થયો તેમાં ખબર આવી કે અમદાવાદ સ્ટેશને કોઈ ગાડી હવે જશે જ નહિ બધા ઉતારુઓને મહેમદાવાદ ઉતારી મૂક્યા મહેમદાવાદ રાત્રે બાર વાગ્યે ઊતરીને ક્યા જવુ? એક મુસલમાન ભાઈ જે નડિયાદની સભામા આવ્યા હતા તે અમને પોતાને ઘેર લઈ ગયા સવારે પાચ વાગ્યે ઊઠીને અમે સ્ટેશને આવ્યા ત્યા ખબર પડી કે નડિયાદ અને ઉત્તરસડા વચ્ચે પાટા તૂટ્યા છે અને રેલવે વ્યવહાર બાર કલાક માટે બધ રહેશે અમદાવાદ જઈ શાન્તિ સ્થાપવાના કાર્યમાં પડી જવાની અમારી ઇચ્છા ક્યા અને મહેમદાવાદને સ્ટેશને અધવચ

રોકાઈ જવુ ક્યા! પણ મહેમદાવાદ સ્ટેશને તો મેળા જેવુ થયુ અમદાવાદથી આવતી ગાડીઓ ત્યા જ થોભની હતી મુસાફરોને ખાવાપાણીની વ્યવસ્થા કરી આમ કરતા પાચ વાગ્યા દરમિયાન રસ્તો સાફ થવાથી લશ્કરની સ્પેશિયલ પણ અમદાવાદ તરફ વિદાય થઈ આમ બાર કલાક સુધી અમારે ત્યા જ ઘેલી જવુ પડયુ પેલી સ્પેશિયલ ગયા બાદ એક ગાડી અમદાવાદ તરફ જવા ઊપડી તેના અમે અમદાવાદ ગયા દિવસ આથમવાની તૈયારી હતી અમને સ્ટેશન યાર્ડમા અધવચ ઉતાર્યા અમારે ક્યા જવુ? વહેલુ જવાય તેવુ અને પિછાણવાળુ ઘર શ્રી હરિપ્રસાદ મહેતાનું હતુ અમે ત્યા ગયા તેમની પાસેથી શહેરની કપાવનારી હકીકત જાણી તેમા વળી ગોરુ લશ્કર આવ્યુ તેણે તો ત્રાસ વર્તાવ્યો પાનકોર નાકા વચ્ચે મશીનગન ગોઠવી જે બાજુ પાચ માણસો એકઠા દેખાય તે બાજુ ગોળી છૂટે અને રસ્તે ચાલતા નિર્દોષ માણસો મૃત્યુને ખોળે સૂએ રાત્રે પણ અમે ગોળીબારના અવાજ સાભળતા હતા

સવારે અમે વહેલા ઊઠી પરવાર્યા અમારે શ્રી વલ્લભભાઈ પાસે જવુ હતુ તે ભદ્રમા રહેતા હતા અમે ખાડિયામાથી ચાર રસ્તે આવી ગાધી રસ્તા પર ચાલ્યા બન્ને બાજુએ સૌસૌના ઘરના ઓટલા પર માણસોની હાર જામી હતી મહાત્માજીને છોડવામા આવ્યા છે એવી જાહેરાત રાત્રે થયેલી, પણ લોકોને તેમા વિશ્વાસ બેસતો નહોતો મુબઈ અને અમદાવાદ વચ્ચેનો તાર અને ટેલિફોન વ્યવહાર તૂટી ગયેલો હોવાથી મુબઈની સાચી ખબરો જાણી શકાતી નહોતી પણ સાજનો જે મેલ આવ્યો તેમા ખબર આવેલી કે મહાત્માજીને મુબઈ લાવીને મુક્ત કરવામા આવ્યા છે આશ્રમવાસી સમજીને લોકોએ અમને પૂછવા માડયુ કે મહાત્માજીની મુક્તિની વાત સાચી છે? અમે કહ્યુ "અમે કઈ જાણતા નથી" અમે સીધા પાનકોર નાકે ગયા ત્યા મશીનગન મૂકવામા આવેલી તે જોવાની ઇચ્છા થઈ તેની પાસે બે ગોરા સૈનિક ઊભા હતા અમે મશીનગન પાસે એકાદ મિનિટ ઊભા રહી સીધા ચાલ્યા ભદ્રમા થઈને જતા સામી બાજુમા ઊભેલા એક સૈનિકે હાથના ઇશારાથી પાછા વળવાની અમને સૂચના આપી ત્યાથી અમે પાછા વળ્યા અને બીજે દરવાજેથી ભદ્રમા શ્રી વલ્લભભાઈને ત્યા ગયા શહેરની સ્થિતિ જોઈ તેઓ સમસમી રહ્યા હતા તેમણે અમારી પાસેથી નડિયાદ બાજુની ખબર જાણી અમે બાપુજીને વિષે તેમને પૂછ્યુ તેમણે કહ્યુ 'જ્યા સુધી હુ ચોક્કસ ન જાણુ ત્યા સુધી હુ શી રીતે કહુ? બાપુજીને મુબઈ છોડી મૂકવામા આવ્યા હોય તો અહીની ખબર જાણી અહી આવ્યા સિવાય રહે નહિ એ શકાને કારણે બાપુજીની મુક્તિની જાહેરાતમા મે મારી સહી નથી આપી આવી વાત એક વખત ખોટી પડે તો બીજી વખત પ્રજા મારો વિશ્વાસ ન રાખે' આમ અમારી વાત ચાલતી હતી તેવામા એવી ખબર મળી

કે મેલમા મહાત્માજી આવે છે, સ્ટેશને પોલીસ અમલદાર તેમને લેવા ગયા છે, અને સ્ટેશનેથી તે સીધા કમિશનર પાસે જશે પછી આશ્રમમા જશે આ વાત જાણી અમે બન્ને જણ ત્યાથી ઊઠયા પગે ચાલતા દસ વાગ્યાને સુમારે આશ્રમમા પહોચ્યા ત્યારે તો બાપુજી આશ્રમમા આવી પહોચ્યા હતા અમે તેમને નમન કરી બેઠા અને દેશભરમા ઠેરઠેર આ પ્રચ ડ ઝ ઝાવાતની શી અસર થઈ તે જાણ્યુ

# ૪૦. આપણી કાયરતા

મહાત્માજી અમદાવાદ આવી ગયા એ વાત શહેરમા પ્રસરી ગઈ એટલે લોકો આશ્રમ ભણી આવવા લાગ્યા જમીને બારેક વાગ્યે અમે બેઠા હતા તેવામા એક મુસલમાન ગૃહસ્થ પોતાની ઘોડાગાડી લઈને આવ્યા તેમણે સવારે ગોરા લશ્કરે મશીનગનથી રસ્તે જતા નિર્દોષ માણસોને મારી નાખેલા તેની દિલ ક પાવનારી વાત કરી તેમણે તે બધુ પોતાની સગી આખે જોયેલુ છે તેવી ખાતરી આપી વાત વાતમા તેમણે કહેલુ કે પોતે મામૂલી માણસ નથી વેપારી છે અને જમીનદાર પણ છે મોટા વસ્તારવાળા છે અને શહેરમા ઠીકઠીક લાગવગ ધરાવે છે પોતે ડરપોક પણ નથી તેમના બોલવા પર મહાત્માજીએ વિશ્વાસ રાખીને ભાઈ મહાદેવભાઈને બોલાવ્યા અને તે ભાઈનુ સ્ટેટમેન્ટ લેવાનુ સૂચવ્યુ સ્ટેટમેન્ટ લેતા લેતા જ્યારે તેમનુ નામ ઠામ પૂછયુ ત્યારે તે સ કોચાયા અને "મારા નામ ઠામની શી જરૂર છે?" એવુ પૂછવા લાગ્યા મહાત્માજીએ કહ્યુ "હુ કમિશનરને કહુ કે લશ્કરે નિર્દોષ માણસોને માર્યા છે અને તે એમ કહે કે તેમ નથી થયુ, ત્યારે હુ કઈ સાબિતી ઉપર મારી વાતનો આગ્રહ રાખુ? મારો કોઈ સાક્ષી તો જોઈએ ને? જે ભલેને ગમે તેવો મામૂલી માણસ હોય પણ હિ મતથી એમ કહી શકે કે મે આવા નિર્દોષ માણસોને મશીનગનની ગોળીથી ઠાર થતા જોયા છે તો જ કમિશનરનુ મો બ ધ ન્ધી શકાય માટે જ તમારા નામની જરૂર છે તમારે રૂબરૂ સાક્ષી પૂરવાની જરૂર નહિ પડે અને તેવી સાચી સાક્ષી પૂરવી પડે તોયે શી હરકત છે? એટલી તો હિ મત આપણે બતાવવી જ જોઈએ ને?" પેલા ભાઈ ગભરાઈ ગયા હાથ જોડી મો ઢીલુ કરી ગભરાતા ગભરાતા બોલી ઊઠયા, "નહિ મહાત્માજી મારુ નામ હુ નહિ આપુ હુ ગરીબ માણસ માર્યો જાઉ મારુ કુટુબ હેરાન થાય અને મને તો એ લોકો ખેદાનમેદાન કરી નાખે"

પણ તમે તો કહો છો કે તમે મામૂલી માણસ નથી તમે ડરપોક નથી તમે લાગવગવાળા છો, વેપારી છો, જમીનદાર છો, સાત છોકરાના બાપ છો બધી રીતે તમે પહોચતા છો તમારે ડરવાનુ શાને હોય? અને તમે તમારુ

નામ મને આપો તે માટે તમને કાંઈ થાય તો હું છું ને ? તમારો વાળ વાંકો કોણ કરનાર છે ?" મહાત્માજી શેઠની નબળાઈ જોઈને હિંમત આપતા બોલ્યા પણ શેઠ કેમે કર્યા માન્યા નહિ અને વલવલવા લાગ્યા

બાપુજીને આ ભાઈની આવી કાયરતા અસહ્ય લાગી તે ઉકળી ઊઠ્યા અને બોલ્યા "આવી નામર્દાઈ વાપરો તેના કરતા તો તમે હિંસા કરો તે સારુ તમે તો મને તમારી નામર્દાઈનો રખવાળ બનાવવા માગો છો તમે કહો છો તે પ્રમાણે દરોક નિર્દોષ માણસોને મારી નાખ્યા ત્યારે એવુ કોઈ ન નીકળ્યુ કે ત્યા જઈને બીજુ કાંઈ ન કરે પણ તે મશીનગનના મોમા ખીલો મારે ? આ તો નબળાઈની અવધિ છે તમારુ પોતાનુ કહેલુ કહી શકુ તેની સાબિતીમા હુ તમારુ નામ ન આપી શકુ તો હુ પોતે તેની શી ખાતરી આપી શકુ ? મારે પણ ખાતરીવાળા થવુ જોઈએ ને ?"

પેલા શેઠ બોલી ઉઠ્યા, 'હાજી આપ સત્ય કહો છો આપને ખાતરી કરી આપવાને હુ તૈયાર છુ આપ મારી સાથે કોઈને મોકલો તો હુ તેમને એવી જગોએ બેસાડુ કે ત્યા રહ્યા મશીનગનની બધી હિલચાલ જોઈ શકાય અને નોધ લઈ શકાય "

બાપુજી વાત ટૂકાવીને બોલ્યા "ઠીક, તો તમારી સાથે મારો માણસ મોકલુ છુ તેને ખાતરી કરી આપજો એમ બોલી બાપુજીએ મારા સામુ જોયુ હુ સમજી ગયો અને બોલ્યો

"હુ જાઉ ?'

"હા, તમે જાઓ આ શેઠ જ્યા બેસાડે ત્યા બેસજો ઘડિયાળ અને કાગળ પેન્સિલ સાથે રાખો મશીનગન જ્યારે જ્યારે ગોળી છોડે ત્યારે ત્યારે સમય નોધજો અને મરણ થાય તો તે પણ નોધજો "

હુ તૈયાર થયો શેઠ ઉઠ્યા બાપુજી મને વિદાય કરતા બોલી ઉઠ્યા "તમારે સાડાપાચ વાગ્યે ત્યાથી ઊઠી જવુ અને લશ્કરી કાયદાની બહાર નીકળી જવુ તમને કશું થશે તો હુ ગાંડો થઈશ '

હુ બાપુજીને પ્રણામ કરી શેઠ સાથે ગાડીમા બેઠો પેલા શેઠ મને પાનકોર નાકા પાસે એક જાણીતા શેઠના મકાનમા લઈ ગયા ત્યા બગીચામા કેટલાક હિંદુ મિલમાલિકો અને વેપારીઓ ઉચે જીવે ડરતા માર્યા ફફડતા છાની છાની વાતો કરતા બેઠા હતા પેલા મુસલમાન શેઠે મારી મુલાકાત કરાવી અને મારા ત્યા જવાનુ કારણ જણાવ્યુ બધુ જ દીન કગાળ દશામા આવી ગયા હોય તેમ બેબાકળા થઈ બધુ કહેવા માડ્યુ મે તેમને કહ્યુ ' તમે કહો છો તે બધી વાત સાચી પણ તે સાચી વાત કહેવા જેટલી પણ હિંમત આપણામા હશે તો જિવાશે, નહિ તો જિવાશે શી રીતે ? મહાત્માજી તો કહે છે કે તમે આવો જુલમ જોનારાઓ

પૈકી ગમે તે એક જણ સાક્ષી તરીકે કહેવાની હિંમત કરે તો તેનો ઉપાય થાય. તમે જે કાંઈ જાણ્યું હોય તે પ્રમાણે કહેવાની, જરૂર પડે તો કલેક્ટર કે કમિશનરને રૂબરૂ કહેવાની હિંમત હોય તો મારી સાથે ચાલો અને મહાત્માજીને મળો. નહિ તો હું તો આવ્યો છું મારી નજરે હું જોઈશ તો હું તેની નોંધ કરીશ. કોઈ નહિ જોડે તો શું થાય?

તુરત જ એક ભાઈ બોલી ઊઠ્યા: 'એ બાપુએ બરાબર કહ્યું એમ જ થવા દો. આ વણી સૌથી સારું ભાઈ, એમને માટે વ્યવસ્થા કરો.'

મને ત્યાંથી નિસરણી વતી બે અગાસીઓ ઓળંગાવીને પાનકોર નાકાના ખૂણા પરની દુકાનને મેડે લાવીને મૂક્યો. જગા એવી હતી કે એક બાજુ ફુવારો દેખાય બીજી બાજુ ત્રણ દરવાજા દેખાય અને મશીનગન તો મારી સામે જ આગરે ચાલીસેક ફૂટ દૂર ગોઠવાયેલી હતી. હું ત્યાં અઢી વાગ્યે બેઠો. બરોબર સાડાપાંચ વાગ્યા સુધી ત્યાં બેઠો. સાડાપાંચ વાગ્યે પેલા શેઠ આવ્યા, "કાંઈ બન્યું તો નથી. જેવી ખુદાની ઇચ્છા. હવે આપને જવું છે ને?"

મેં કહ્યું, "હા, વખત થયો. મારે હવે વધારે સમય ન રહેવું જોઈએ. પણ પાછા નિસરણીઓ ચઢઊતર કરી તેના કરતાં આ નીચે રસ્તા ઉપર જ પડતી હશે ત્યાંથી મને વિદાય કરો તો?"

પેલા ભાઈ પાછા ગભરાયા, 'ના ના, આપને પેલા ગોરા જુએ તો હેરાન કરે.'

મેં કહ્યું, "મને શા માટે હેરાન કરે? રસ્તા પર તો આગલા બધા હરે છે ફરે છે. મને અહીંથી જ ઊતરવા દો." એમ કહી હું દાદર ઊતર્યો અને રસ્તા પરની બારી ઉઘાડી ચાલ્યો ગયો. મેં આશ્રમમાં જઈને કાંઈ નહિ બન્યાનું બાપુજીને જણાવ્યું. પેલા ભાઈ પોતાનું નામ આપવાના જોખમમાંથી બચી ગયા. તા. ૧૩મીના રોજ આશ્રમની પાસેના મેદાનમાં અમદાવાદના શહેરીઓની એક સભા મળી. તેમાં મહાત્માજીએ પોતાની વાત સમજાવી.

## ૪૧. જીવહિંસાનિષેધ

આ ઝંઝાવાત શાંત થયા બાદ હું મારા ખેતીના કાર્યમાં પડ્યો. ગ્રામસભાના કાર્યમાં સ્થાયી સિપાઈ તરીકે કોઈ પણ ક્ષણે હું તૈયાર રહેતો. પણ તે સાથે જમીનની ખેતી ઉપર પણ લક્ષ આપતો. મારા મુકામની આજુબાજુ બે ત્રણ ગામડાં હતાં. તેમાં વસતી બારૈયા કોમના સંપર્કમાં હું રહેતો અને સેવાનો પ્રસંગ મળતાં તે પ્રસંગ ઝડપી લેતો. એ દરમિયાન ઘણા ઉત્તેજક પ્રસંગો બન્યા તે પૈકી એકની હું અહીં નોંધ લઉં.

સંવત ૧૯૭૬ના ચૈત્ર શુદ ૮નો દિવસ હતો. હું સોજિત્રે મારા ઘરમાં રાતે સૂતો હતો. વહેલી સવારે ત્રણ વાગ્યે ઘરના બારણાં કોઈએ ઠોક્યાં. મેં ઊઠીને બારણું ખોલ્યું. સામે ઊભેલ માણસોને મેં ઓળખ્યા અને મેં આવકાર આપ્યો, "કોણ ફૂલચંદ શેઠ, ચતુર શેઠ? તમે અત્યારે અંધારે કેમ?"

મઘરોલ ગામમાં પાંચ સાત દુકાનો વેપારીઓની. પણ છે બધાયે જૈન વાણિયા છે. ગામ સાથે તેમનો સંબંધ સારો છે. ધંધો કરે ધંધા સાથે ધીરધાર પણ થાય. ધીરધારમાં જમીન લેવાનું પ્રાપ્ત થાય. આમ દરેકને ઓછી વત્તી જમીન પણ હતી. મારી પ્રવૃત્તિ તેમને ઠીક લાગતી નહોતી. હું ગામમાં જાઉં ત્યારે મને બિનઅનુભવીને શિખામણ આપે. એક વેપારીએ મને કહેવા માંડ્યું, "તમારા દિલમાં આ કોમને સુધારવાની તાલાવેલી છે પણ આ કોમ એમ સુધરે એવી નથી. બહુ જ સ્વાર્થી અને દગાખોર છે. ખાય તેનું ખોદે તેમ છે. તમે તેમને માટે આટઆટલી મહેનત કરો છો પણ તેઓ તમારું પણ ભૂંડું બોલે છે. તમારી પાસેથી જ્યાં સુધી લાભ લેવાનો હશે ત્યાં સુધી પાછળ પાછળ ફરશે. લાભ મળ્યો એટલે ગરજ સરી અને વૈદ વેરી જેવું આ લોકોનું કામ છે. તેઓ અડગ ચોર છે. તેમાંના ઘણા લૂંટારુ પણ છે. જૂઠું તો તેમની જીભે લખી મૂક્યું છે. અત્યારે બોલ્યા અને અત્યારે ફોક. વિશ્વાસઘાતી પણ એટલા જ. એમને સુધારવાને પ્રયત્ન કરવો તે ધૂળ ઉપર લીંપણ કરવા જેવું છે."

આ બધું સાંભળી હું બોલ્યો, "તમે જે કહો છો તે બધું સાચું હોય તો તમે અહીં વેપાર ન કરી શક્યા હોત. અહીં રહી ન શક્યા હોત. હું ખેતી કે ધંધો ન કરી શક્યો હોત. તમારી માન્યતા ખોટી છે. જેવા આપણે છીએ તેવા જ એ છે. પણ આપણને આપણા એબો છુપાવતાં આવડે છે અને આપણે સારા દેખાઈએ છીએ. તેમને તેમ કરતાં નથી આવડતું અને તેઓ દોષિત દેખાય છે. જે દોષો તમે વર્ણવ્યા તે બધા દોષો આપણામાંયે છે. પણ આપણે તેને પદ્ધતિનું રૂપ આપ્યું છે, કાયદાનું રૂપ આપ્યું છે, ધર્મસંકટનું રૂપ આપ્યું છે, અને તે સર્વના ઓઠા નીચે તે દોષોને ઢાંકી દીધા છે. તેમને તેવી રીતે ઢાંકતાં નથી આવડતાં તેથી તેમના દોષો ઉઘાડા જણાય છે. કદાચ તે આપણા કરતાં વધારે દોષિત હશે કે દેખાતા હશે તેનું કારણ એ જ હોઈ શકે. તેમના સંજોગો એવા છે. તેઓ અજ્ઞાન છે. તેમને પોતાનો દોષ ટાળવાનો અવસર પ્રાપ્ત થતો નથી. કોઈનેય દોષ વહાલા નથી પણ માણસ તેને લાચારીથી નિભાવી લે છે અને પછી તેને માટે તે દોષો સ્વાભાવિક થઈ જાય છે. છતાં માનો કે તમે કહો છો તે વાત સાચી હોય તો પણ તેમને સુધારવાનો બીજો રસ્તો કયો? સુધારવા તો જોઈએ ને? એઓ ન સુધરે તો આપણે પણ સુખી ન થઈએ. આપણા સ્વાર્થની ખાતર પણ આપણે તેમને સુધારવા જોઈએ. તો તમને કયો રસ્તો ઠીક લાગે છે?"

તેમણે મને પોતાની ફિલસૂફી કહી દીધી "તમને મારુ કહેલુ રુચે કે ન રુચે પણ મને લાગે છે કે તેમના અને આપણા ભલા ખાતર 'કણક, કચન, અને કોળાને જેમ જેમ વધારે ટીપીએ તેમ તેમ સુવાળા થાય!' અમને તો એ સિવાય તેમને સુધારવાનો બીજો રસ્તો જણાતો નથી"

હુ આવા માણસ સાથે વધારે શી વાત કરુ? હુ તે શેઠને શુ કહું? તેમના આચરણ હુ જાણતો હતો હુ એટલુ જ કહીને ઊઠયો કે, "પ્રભુ તમને પણ એવો જ ન્યાય આપશે"

આમ મારે આ વેપારીઓ સાથે ઘર્ષણ તો ચાલતુ જ હતુ સોજિત્રાના કેટલાક પાટીદાર જમીનદારો પણ મને મળે ત્યારે ઉપરનો જ બોધ આપે એમને લાગ્યુ કે આ લોકોને આમ ચઢાવશો તો તેઓ દેખતા થશે, બોલતા થશે, અને પછી આપણી મર્યાદામા નહિ રહે

પણ હુ મારુ કામ કર્યા કરુ મને તો વધુ ને વધુ ઉત્સાહ ચઢ્યો પ્રથમ મે જણાવ્યુ તે ચૈત્ર શુદ ૮ના રોજ બારૈયા ગામોમા માતાના માડવા બધાય છે ગામમા, સીમમા, જ્યા જ્યા પોતાને અનુકૂળ આવે ત્યા ત્યા માતાજીના રહેઠાણે માડવા બધાય, ગરબા ગવાય, ભૂવા ધૂણે અને ડાખલા વાગે, અને માનતા માની હોય તો છેલ્લે દિવસે એટલે રામનવમીને દિવસે માતાને જીવતો, ખાસ કરીને બકરાઓનો, ભોગ અપાય. મને આનો ખ્યાલ નહિ મઘરોલ ગામમા અને સીમમા થઈ પાચ સાત આવા માડવા બધાયા હશે તેમા ગામની ભાગોળે બાપુ ગમાન નામના એક પગી બારૈયાના ખેતરમા વિશાળ લીમડાના વૃક્ષ નીચે માતાના રહેઠાણે મોટો માડવો બાધ્યો હતો તેની પૂર્ણાહુતિ આઠમને દિવસે થવાની હતી જીવનુ બલિદાન આપની વખતે દારૂનો પણ ઠીક ઠીક ઉપયોગ થાય તેમ ન કરે તો વિના નશાએ નિર્દોષ જીવનુ ખૂન કરવુ વસમુ લાગે આ હકીકત ગામના મહાજનને જણાવવામા આવી મહાજન ભેગુ થયુ બ્રાહ્મણ, વાણિયા, પાટીદાર વગેરે ભેગા થઈ મગળભાઈ માસ્તર પાસે ગયા તેમને પણ આ બધુ ગમે નહિ તેમણે પ્રયત્ન પણ કર્યો પણ કોઈએ માન્યુ નહિ આમ મમતે ચડયુ હતુ વધારે આગ્રહભર્યો પ્રયત્ન કરવા જતા સભવ હતો કે કેટલાક તોફાની કદાચ તોફાન કરે અને ગામમા પક્ષાપક્ષી ઊભી થાય માસ્તરે મહાજનને કહ્યુ "સોજિત્રેથી રાવજીભાઈને બોલાવી લાવો" પેલા મહાજનના ગૃહસ્થો રાતે બાર વાગ્યે ત્યાથી નીકળ્યા તેઓ સોજિત્રાના ફોજદારને પણ મળ્યા અને પછી મારી પાસે આવ્યા મે આમ રાતે આવવાનુ કારણ પૂછ્યુ તેમણે બધી હકીકત મને કહી કદાચ તોફાન થાય એવો સભવ છે એમ પણ કહ્યુ હુ તૈયાર થયો મારી પાસે એક ઊચી સફેદ ઘોડી હતી તેને મે તૈયાર કરી અને હુ ચાલ્યો પો ફાટતા હુ ગામે પહોચ્યો ચોરામા ગામના મુખી, મગળ માસ્તર વગેરે કેટલાક

બારૈયા કોમના આગેવાનો બેઠા હતા મંગળ માસ્તર તે અભણ ગામમાં ભણેલા અને ડરેલ હતા તેમનો મારા પ્રત્યે ઠીક સદ્દભાવ છે તેમણે મને કહ્યુ, "સંભવ છે કે તેઓ અમારા આવવાથી મમતના માર્યા ન માને માટે તમે પ્રથમ ત્યાં જાઓ અને ત્યાં જઈને અમને બોલાવજો બધુયે ઠીક થઈ જશે"

હુ ઘોડી ઉપર ત્યાં ગયો અને માડવા નીચે ઘોડી ઊભી રાખી મને આમ અચાનક જોઈ કેટલાક આભા બની ગયા તેમાના એકાદ બે મારા ખેડૂતો પણ હતા "પધારો પધારો" કહી તેઓ ઊભા થયા ઘરધણી બાપુ મારી પાસે આવ્યો તે બહાદુર માણસ હતો કોઈનાથી ગાજ્યો જાય તેવો નહોતો તેને મનમા ધ્રાસકો તો પડયો, છતા હસતે મોઢે બોલ્યો, "બહુ સારુ થયુ આજે તમે ટીડા ચાલી મારે ઘેર આવ્યા ઘોડી ઉપરથી નીચે ઊતરો અલ્યા, ખાટલો પાથર, ગોદડુ નાખ"

મે કહ્યુ "ઘોડી ઉપરથી પછી ઊતરીશ પહેલા કહો, આજે શુ છે?"

તેમણે નમ્રતાથી અને હસતા કહ્યુ, "એ તો માતાજીનો માડવો રોપ્યો છે માનતા હતી તે કાલાવાલા કરીશું"

"અને આ જીવને કેમ બાધ્યા છે?' નાના બે બકરા બાધેલા તેના તરફ આગળી ચીંધીને મે પૂછયુ

"એ તો અમસ્તા પેલા છોકરા માદા હતા ત્યારે તેની મા અક્કલ વગરની, તેણે માતાની માનતા માનેલી પેલા ભાઈલા વાઘરીની શિખવણીથી માનતા તો માની લીધી તે રાંડે મનેય ન કહ્યુ માનતા માન્યા પહેલા મને કહ્યુ હોત તો હુ તેને તેમ કરવા ન દેત વળી છોકરાને મટી પણ ગયુ, એટલે તે મારી પાછળ મંડી કે માનતા પૂરી નહિ કરીએ તો વળી પાછુ માતાને ફડ્ડુ પડશે એટલે આમ કરવુ પડયુ" જવાબમા તેણે ખુલાસો કર્યો

"પેલા બકરાના જીવ કરતા માણસનો જીવ વધારે કીમતી ખરો ને?"

તેણે કહ્યુ "હારતો! એ તો શિવજીની મૂર્તિ"

'ત્યારે તે બકરાને છોડી મૂક અને તેના બદલામા મારો ભોગ આપ. માતા બકરાના ભોગથી રાજી થાય તો મારા ભોગથી અનેક ગણી વધારે રાજી થશે અને બહુ કલ્યાણ કરશે"

"અરે બાપ, એ શું બોલ્યા? ભગવાન, ભગવાન, એમ તે થતુ હશે તમે નીચે ઊતરો તમે કહેશો તેમ કરીશ તમને નારાજ કરીને નહિ જવા દઉ તમે આવ્યા અને આવુ બોલ્યા એટલાથી જ મારી માતા રાજી થઈ ગઈ તમે નીચે ઊતરો" એમ કહી તેણે ઘોડીની લગામ મારા હાથમાથી લઈ લીધી હુ નીચે ઊતર્યો "માતાની સામે ખાટલા ઉપર નહિ બેસું" એમ કહી મે ખાટનો કાઢી ન ખાવ્યો અને ગોદડા ઉપર નીચે બેઠો પછી તે ભાઈ મારી સામે બેસીને બોલ્યો,

"ઈ બીજી રીતે નહિ માનત પણ તમે મારે ઘેર આવીને આવુ વચન બોલ્યા એટલે મારા હાથ હેઠા પડયા હવે તમે કહો તેમ કરુ '

મે કહ્યુ "પણ માનતા તો તારી વહુએ માની છે તેને પૂછી જો ને!" તેની વહુ પાસે જ ઉભી હતી તેણે કહ્યુ, "મોટા, તમે કહેશો તેમ અમે કરીશું તો માતાજી રાજી થશે "

મે કહ્યુ 'ત્યારે ગામ લોકોને ભેગા કરો મહાજનને બોલાવો "

ત્યાથી જુવાનો ઊઠયા ભંગીએ પણ સાદ પાડયો ગામ લોકો ભેગા થયા મંત્રી માસ્તર વગેરે બધા આવ્યા તેમણે લોકોને ખૂબ ઠપકાર્યા "આપણે ક્ષત્રિય રામચંદ્રના વંશના આપણા ગોર વસિષ્ઠજી જેવા પવિત્ર અને જ્ઞાની હોય તેને બદલે નીચ કર્મ કરનારા વાઘરીને આપણે આપણો ગોર બનાવ્યો પછી આપણે પણ તેવા જ, તેનાથી પણ વધારે ભૂડા કર્મ કરનારા થયા વાઘરી આપણને બકરા વધેરવા સિવાય બીજી સલાહ આપે ખરો? બીજી સારી સલાહ આપે તો તે વાઘરી શી રીતે કહેવાય? અને જેવા આપણા ગુરુ તેવી આપણી બુદ્ધિ અને તેવી આપણી કરણી," વગેરે મંગળ માસ્તરે તળપદી બારૈયા ભાષામા ખૂબ કહ્યુ એવામા એક સોમાભાઈ રાઠોડ નામના આગેવાન કેટલાક જુવાન અને એક ઘોડેસવારને લઈને ઊપડયા અને સીમમા જ્યા જ્યા આવા માડવા હતા ત્યાથી ભોગ આપના બાંધેલા બકરા છોડાવી લાવ્યા બધા મળી દશ બકરા ભેગા થયા તે લોકોને પણ બોલાવી લાવ્યા મહાજને સવાપાચ રૂપિયાની સુખડી તૈયાર કરાવીને માતાજીને નૈવેદ્ય ધરાવ્યુ અને તે પ્રસાદ બધાને વહેચ્યો ત્યારથી બધાએ એવો નિર્ણય કર્યો કે 'ગામમા કોઈએ કોઈ પણ કારણે હિંસા કરવી નહિ અને દર ત્રીજે વરસે મહાજન તરફથી માતાને સવા પાચશેર સુખડીનુ નૈવેદ્ય ધરાવવુ કોઈએ હત્યા કરવાની બાધા રાખવી નહિ "

આ નિર્ણય બધાએ વધાવી લીધો બધાને આનંદ થયો હજી સુધી તે નિર્ણયનો અમલ થયા કરે છે એમ હુ જાણુ છુ

## ૪૨. અસહકારી મિત્રો

કાળનુ ચક્ર આગળ વધતુ જતુ હતુ હિંદમા મહાસભાની લગામ મહાત્માજીએ હાથ લીધી એટલે તેનુ ચક્ર વધુ ગતિમાન થયુ મહાત્માજીએ મહાસભાના તંત્રને ગોઠવ્યુ અને વ્યવસ્થિત કર્યું તેનુ બધારણ થયુ એટલે તે નિયમિત સંચાની ગતિએ ચાલવા માડયુ સને ૧૯૧૯ના એપ્રિલ માસમા પંજાબમા જલિયાનવાળા બાગનો અને બીજે જે હત્યાકાડ મંડાયા તેથી પ્રજા ઊંડી ઊંડી હતી પંજાબના

હૃદયમા ભારી ઘા વાગ્યા હતા વળી ખિલાફતનો પ્રશ્ન પણ હતો આમ બધા સંજોગોનો ભેગો સરવાળો એ થયો કે હિંદુ મુસલમાન સવ આ બધાના નિવારણ માટે અસહકારની મહાત્માજીની યોજનામા એકસપીથી સામેલ થયા સને ૧૯૧૯ની અમૃતસરની મહાસભામા તેનુ બી રોપાયુ તે બીમાથી જે છોડ થાય તેને ઉછેરવો હોય તો તેને ખાતર પાણી પૂરા પાડવા જોઈએ સને ૧૯૨૦મા અમદાવાદમા શ્રી અબ્બાસ તૈયબજીના પ્રમુખપદે ગુજરાત રાજકીય પરિષદ ભરાઈ તેમા અસહકારનો ઠરાવ પ્રથમ પસાર થયો પછી અલ્લાહાબાદમા મહાસમિતિની બેઠકે અસહકારનો ઠરાવ કર્યો ત્યાર પછી સને ૧૯૨૦ની આખરમા નાગપુરની મહાસભાએ હિંદી પ્રજા સમસ્તને અસહકારનો કાર્યક્રમ અપનાવી લેવાની હાકલ કરી

પ્રજાનો ઉમગ વધવા માડ્યો નાગપુરમા જે ઠરાવ થયો તે આખા દેશમા સમજાયો સરકારી શાળા કોલેજોનો બહિષ્કાર કરવાની હાકલ વિદ્યાર્થીઓને કરવામા આવી વિદ્યાર્થીઓ રાષ્ટ્રકાર્યમા કામે લાગી જાય અગર તો રાષ્ટ્રીય વિદ્યાપીઠમા દાખલ થઈ રાષ્ટ્રીય શિક્ષણ લેતા થાય, એવુ સૂચવવામા આવ્યુ રાષ્ટ્રીય શાળાઓ સ્થાપવામા આવી તેમા રાષ્ટ્રીય શિક્ષણની દૃષ્ટિ કરતા સરકારની સાથે અસહકાર કરવાની દૃષ્ટિ વિશેષ હતી અમદાવાદમા ગુજરાત વિદ્યાપીઠ સ્થપાઈ મહાત્માજી છેક સુધી તેના કુલપતિ હતા તે રીતે જ દક્ષિણમા ટિળક વિદ્યાપીઠ, કાશીમા કાશી વિદ્યાપીઠ, પટનામા બિહાર વિદ્યાપીઠ વગેરે અનેક રાષ્ટ્રીય કેળવણીની સસ્થાઓ સ્થાપવામા આવી ગુજરાત વિદ્યાપીઠમા આચાર્યશ્રી ગિડવાણીજીએ સારો પ્રભાવ પાડ્યો અને સરકારી કોલેજોમા ભણતા સેકડો વિદ્યાર્થીઓએ કોલેજો છોડી દીધી મારા મિત્ર અને સહકાર્યકર્તા ભાઈ રાવજીભાઈ નાથાભાઈ વડોદરા કોલેજમા ઇન્ટર સાયન્સમા અભ્યાસ કરતા હતા તેઓ ૧૯૨૦ના ઓકટોબરમા ગાધીજીની હાકલને માન આપી કોલેજ છોડી દઈને સોજિત્રા આવ્યા બીજા મિત્રો અબાલાલ શકરભાઈ અને ભાસ્કરભાઈ રામભાઈ મુબઈની મેડિકલ કોલેજમાથી છૂટા થઈને સોજિત્રે આવ્યા હુ સોજિત્રા અને નડિયાદ આવજા કરતો હતો નડિયાદ ખેડા જિલ્લાનુ મુખ્ય સ્થળ ત્યાના કાર્યકર્તા શ્રી ફૂલચદભાઈ સાથે મારે પહેલેથી જીવ મળી ગયેલો એટલે જ્યારે તેઓ બોલાવે ત્યારે હુ નડિયાદ જતો તે દરમિયાન ભાઈ રાવજીભાઈ અને અબાલાલ મને મળ્યા રાવજીભાઈનો નિર્ણય સાભળી મને નવાઈ લાગી રાવજીભાઈ તો બહુ જ નરમ તેમના પિતાશ્રીનો તેમના ઉપર બહુ જ કડપ આમ હતા તેમનાથી પોતાનો અભિપ્રાય દર્શાવી ન શકાય તો પછી આવો ગભીર નિર્ણય તેમણે શી રીતે કર્યો હશે તે મારે માટે મુશ્કેલ કોયડો હતો, એટલુ જ નહિ પણ તેમનો નિર્ણય ક્યા સુધી નભશે તે પણ મારે માટે શકા પડતી વાત હતી તે બન્ને મિત્રોને હુ સત્યાગ્રહ આશ્રમમા બાપુજીની પાસે લઈ ગયો તેમણે તેમનો પરિપક્વ નિર્ણય જાણીને બન્નેને થોડા દિવસ આશ્રમમા રાખી,

અને હિસાબકિતાબનુ કામ શિખવાડયુ, અને ભાઈ રાવજીભાઈને શ્રી લક્ષ્મીદાસ આસરની દેખરેખ નીચે પ્રાતીજના ખાની કાર્યાલયમા ખાદીના કામથી પરિચિત થવાને મોકલ્યા બે માસ પછી તેમને ત્યાથી ખાદીકામ માટે વગો મોકલ્યા તેમણે વગોમા ખાદીનુ કામ શરૂ કર્યું અને હાથ કર્યું ત્યાનુ કામ સર્વે પડયુ એટલે રાવજીભાઈને ખેડા જિલ્લામા ખાદી સરંજામ કાર્યાલયનુ કામ સોપ્યુ અને બોરિયાવીમા તે ખાતુ ખોલ્યુ ત્યાથી સને ૧૯૨૪-૨૫મા બોરસદ તાલુકાના નાકાના ગામોમા રેટિયા પ્રવૃત્તિ માટે બદરપુર ગામે બેએક વરસ તેઓ રહ્યા ત્યાર બાદ આશ્રમમા રહ્યા ભાઈ રાવજીભાઈ ખાદીકામમા પાવરવા થયા તેમના પત્ની સૌ ડાહીબહેનને પ્રભુએ તેમના જીવનના ભાગીદાર બનાવેલા તે ઠેઠ સુધી તેમની બધી પ્રવૃત્તિમા ભાગીદાર તરીકે જ રહે છે તે બહેન ભાઈ રાવજીભાઈની છાયાની માફક સાથે જ રહ્યા છે રાવજીભાઈના પિતાશ્રી જે મારી નાની ઉમરથી જ મારા વડીલ તરીકે મને ચાહે છે, તેમનો પણ ભાઈ રાવજીભાઈને તેમ જ દેશસેવાના હરેક કાર્યમા આજસુધી બહુ સારો સાથ મળ્યો છે આમ ભાઈ રાવજીભાઈનુ આખુ કુટુબ આ કાર્યમા ગૂથાયેલુ છે,એમ કહેવાય તેનો જશ કોને આપવો, ભાઈ રાવજીભાઈને કે બહેન ડાહીબહેનને, તે એક મુશ્કેલ પ્રશ્ન છે ગાડુ કોણ ચલાવે છે? એમ શી રીતે કહેવાય કે એક જ પૈડાના આધારે ગાડુ ચાલે છે? છતા જાણે પુરુષો જ આ સસાર ચલાવે છે એવો દેખાવ થાય છે પણ રાવજીભાઈને ડાહીબહેન ન મળ્યા હોત તો રાવજીભાઈ, 'રાવજીભાઈ' થાત ખરા, એ ન સમજાય એવી વાત છે ડાહીબહેન, શાત, ઠરેલ, ડહાપણવાળા, મીઠા અને સેવાપરાયણ બહેન છે ભાઈ રાવજીભાઈ તે ગુણોની છાયામા પોષાયા છે અને નભ્યા છે આમ બન્ને જણ મળીને એક રાવજીભાઈ થયા છે મને બન્નેનો સારો પરિચય છે બન્ને જાણે મારે મન મારા નાના ભાઈ બહેન હોય તેમ મારુ હૃદય તેમને જોઈને આનદ પામે છે તેમણે તેમનુ આખુ જીવન માતૃભૂમિને ચરણે અર્પણ કરી દીધુ છે પોતે ખાદીનુ જે કામ ઉપાડયુ છે તે અગર દેશસેવાનુ અન્ય કામ જે તેમને સોપવામા આવે તેને સરસ શી રીતે કરવુ તે સિવાય સસારની બીજી કોઈ અભિલાષા તે બન્નેના હૃદયમા નથી આજકાલ ત્રેવીશ ચોવીશ વરસથી તે દેશકાર્યના કામમા પડયા છે તે કાર્યોએ તેમની પાસે ગરીબાઈ માગી લીધી છે અને તેમણે જીવનભરની ગરીબાઈ સ્વીકારી લીધી છે તેમણે ગરીબાઈની મર્યાદામા રહીને જીવનને સયમને રસ્તે ઘડયુ છે હુ માનુ છુ કે વરસોના મસકારથી હવે તો તેમના જીવનની સાસારિક દિશાનો છેદ ઉડી જવાથી તે બન્ને સાચા દેશસેવક તરીકેનુ સ્વાભાવિક જીવન ગુજારી શકે છે રાવજીભાઈ એકલા હોત અને તેમને ડાહીબહેન ન મળ્યા હોત અગર તે તેમને અનુકૂળ ન થયા હોત તો ભાઈ રાવજીભાઈ અત્યારે આ ક્ષેત્રમા જ્યા છે ત્યા હોત કે કેમ તે કહેવુ મુશ્કેલ છે

મને પોતાને એવો આનંદ છે કે બન્ને જણ મને પોતાનો ગણે છે અને મારા હૃદયનો બને લઈ બેઠા છે મને લાગે છે કે મારા જીવનની આ સ્મૃતિમા મારે તેમને વિષે આટલુ તો લખવુ જ જોઈએ તે લખવામા મે મર્યાદા સાચવી છે અને ડરતા ડરતા લખેલુ હોવાથી સહેજ પણ વિશેષ પડતુ નથી લખાયુ એમ મને લાગે છે

તેવી જ વાત મારા બીજા મિત્ર ભાઈ અબાલાલની છે તે રાવજીભાઈ સાથે જ ખાદીના કાર્યમા હતા પ્રથમથી જ તેમનું હૃદય ધર્મપ્રધાન છે તે પોતે ખડતલ છે તેમના સદ્‌ભાગ્યે તેમના પત્ની કમળાબહેન તેમની વૃત્તિને અનુસરનારા છે તે બન્ને સને ૧૯૩૨ સુધી મહાસભાના કાર્યમા જ રહ્યા ૧૯૩૧ના મે જૂનમા આણંદ તાલુકાના ગાના સદેસર ગામોની જમીન મહેસૂલની ઊભી રહેલી લડતમા અમો બન્ને જપ્તી તપાસમા સાથે હતા સને ૧૯૩૨મા આણંદ તાલુકાનુ કામ તેમને સોંપીને માર્ચ માસમા હુ પકડાયેલો ત્યારબાદ તે ભાઈ પોન્ડીચેરી ગયા અને ત્યા જ શ્રી અરવિંદ બાબુની છાયા નીચે યોગસાધનામા પડ્યા

ભાઈ ભાસ્કરભાઈ મારી સાથે સોજિત્રામા રહીને સને ૧૯૧૯મા દારૂનિષેધનુ ૧૯૨૦મા ખાદીનુ, અને ૧૯૨૧-૧૯૨૨મા તિલક સ્વરાજ્ય ફાળાનુ કામ કરતા હતા બે વરસ માટે ખેડા જિલ્લા સમિતિ તરફથી પેટલાદ તાલુકાના મહાસભાના એજન્ટ તરીકે તેમણે કામ કર્યું સને ૧૯૨૩મા વૈદકના અભ્યાસ માટે તેઓ જર્મની ગયા અને એમ ડીની ઉપાધિ લઈ આવ્યા પણ તે હજી સુધી ઠરીને ઠામે બેઠા નથી સને ૧૯૩૦મા મુબઈમા મહાસભાની લડતમા હતા સને ૧૯૩૨મા જેલમા હતા સને ૧૯૩૫મા બોરસદ તાલુકાના પ્લેગનિવારણમા તેમણે પોતાની સેવા આપેલી ચાલુ લડતમા પણ સરકારે તેમને નાસિક જેલની કાળી દીવાલોમા મૂકી દીધેલા તેમને વિષે આપણે આગળ પણ વાચીશુ

આ મિત્રો તો સ્થાનિક નાનપણના સબધી પણ અસહકારની લડતને અગે અને મહાસભાના કાર્યને અંગે જેમ જેમ મારા જીવનને આગળ હુ સેવેલ્યુ તેમ તેમ મને નવા પરિચય થયા તેમા શ્રી ગોકળદાસ બાપુનો પરિચય તો એક વડીલ તરીકેનો ગણાય તેમના ગુણ પ્રમાણે જ નડિયાદે તેમને નડિયાદના બાપુનુ બિરદ આપ્યુ હતુ તેઓ ઠેઠ સિત્તેર વર્ષની ઉમરે અવસાન પામ્યા ત્યા સુધી જુવાનીનો જુસ્સો દાખવતા હતા

શ્રી કૃષ્ણદભાઈ બાપુજી શાહે તો નડિયાદને સેવાધર્મની દીક્ષા આપી નડિયાદે વિદ્વાન ઘણા પકવ્યા છે, રાજસેવકો પણ પકવ્યાં છે મુત્સદ્દીઓ પણ પકવ્યા છે સાહિત્યક્ષેત્રમા સાક્ષરો પણ પકવ્યા છે પણ દેશનો સાચો સેવક તો તેણે એક જ પકવ્યો, અને તે શ્રી કૃષ્ણદભાઈ બાપુજી શાહ એમણે નાનપણથી જ સ્વદેશ માટે ફકીરી લીધેલી શક્તિ હોવા છતા કમાવાના વ્યવસાયમા એઓ

પચા નહોતા. દેશસેવાને જ એમણે પોતાનો વ્યવસાય બનાવી દીધો હતો. સને ૧૯૦૪માં તેમણે સ્વદેશીસેવાની તીવ્રતા બતાવેલી અને જેલયાત્રા પણ કરેલી. વળી મહાત્માજીના આવ્યા બાદ ખેડા જિલ્લાના સત્યાગ્રહથી માંડીને ૧૯૩૪માં સ્વર્ગવાસી થયા ત્યાં સુધી તેઓ દેશસેવામાં જ મશગૂલ રહ્યા હતા. તેઓ ખેડા જિલ્લા સમિતિના કાયમના મંત્રી હતા. આ રીતે હું તેમના ઘણા પરિચયમાં આવેલો. મેં તેમને સેવક તરીકે જોયા, સાક્ષર તરીકે જોયા, લેખક તરીકે જોયા, સમાજસુધારક તરીકે જોયા અને માતૃભૂમિના મુક્તિયજ્ઞમાં એક બહાદુર સૈનિક તરીકે પણ જોયા. પોતાની મર્યાદામાં રહીને તેમણે પોતાની જગો સારી રીતે સંભાળી જાણી. ગંભીર અને ઉદાર દિલના ફૂલચંદભાઈએ મને હંમેશાં ચાહ્યો છે. મારા જેવા અનેક નાના મોટા સાથીઓની ભૂલોના તે ઢાંકણસમા હતા. છતાં તે ભૂલો તો તે સુધારી દેતા. તેમના આવા વિશાળ સદ્ગુણની ખોટ તેમના વિનાના નડિયાદને પણ છે. તેમના વિનાનું નડિયાદ બેચેન રહે છે. તેના જાહેર જીવનમાં જે કાંઈ થોડી ઘણી સુવાસ રહી છે તે સ્વ. ફૂલચંદભાઈના જીવનની સુવાસિત અસરને કારણે છે. સ્વર્ગસ્થ દેશભક્ત શ્રી વિઠ્ઠલભાઈ પટેલના સ્મારકમાં કન્યાવિદ્યાલય સ્થાપવાના કાર્યમાં પડવાની મને તેમણે જ પ્રેરણા આપેલી. તે સ્મારક સમિતિના આદ્યમંત્રી શ્રી ફૂલચંદભાઈ હતા. હું વિસાપુર જેલમાંથી છૂટીને મુંબઈ આવ્યો કે તુરત તે મને આનંદની સભામાં ઘસડી ગયા. આમ જિલ્લાના કાર્યમાં મને તે પ્રેમથી દોરતા. સાગર જેવી તેમના દિલની ઉદારતા જ મને ઉદાર થતાં શીખવે છે. સહકાર્યકર સાથે તેમની ઉદારતા અથાગ હતી.

## ૪૩. શ્રી. રવિશંકર મહારાજ

અસહકારનો પુનિત પ્રવાહ શરૂ થયો તેમાં અનેક કીમતી રત્નો જનસમાજમાં ઘસડાઈ આવ્યાં. તેમાં શ્રી મોહનલાલ કામેશ્વર પંડ્યા—પંડ્યાજી વિષે પાછલા પ્રકરણોમાં આપણને કાંઈક પરિચય થયો છે અને હજી વધારે આગળ થશે. પણ એક વિચક્ષણ પુરુષના પ્રસંગમાં આવ્યો તેણે મારું ધ્યાન વિશેષ ખેંચ્યું.

સને ૧૯૨૧ના જાન્યુઆરી માસમાં નડિયાદ સ્ટેશને હું એક દિવસ ઊભેલો હતો. જિલ્લાના કામે વળગેલા ઘણા ઘણા ભાઈઓ ધીમે ધીમે ત્યાં આવ્યા. શ્રી અબ્બાસ તૈયબજી સાહેબ વડોદરાની ગાડીમાં આવવાના હતા. તેમના સ્વાગત માટે અમે ગાડી જોતા ઊભા હતા. ત્યાં અમારી વચ્ચે એક ઊંચા પુરુષ આવીને ઊભા. શરીરે પાતળા એટલે ઊંચાઈ અસાધારણ લાગે. તેમાં વળી અમદાવાદી લાલ પાઘડી, ખભે ખેસ, કસવાળી બંડી અને ઉઘાડા પગ. આંખોમાં તેજ ચળકે.

મો ઉપર હાસ્ય ચળકે, અને વાણીમાં ચાદીની ઘટડીનો રણકાર સંભળાય પગલુ ભરે ત્યારે જાણે કે સાડા ત્રણ પગલામાં પૃથ્વીને જ ભરી દેશે! એડા જિલ્લાની સત્યાગ્રહની લડતમાં મને તેમનો પરિચય થયો નહોતો અને આ એકાએક ક્યાથી ઊગી આવ્યા? આવો ગામડિયો દીસતો, પ્રાકૃત દેખાતો બ્રાહ્મણ અસહકારની ચળવળમાં શાનો હોય! તે બોલે ત્યારે જ તો ઊંચુ જોઈને તેમના મો સામુ જોયા કરુ બોલવાની શૈલી તો મને બહુ રસીલી લાગી ભાષા પણ સંસ્કારી જણાઈ તેમની વાત સાવ સીધી અને સાદી, અને તેમનો સ્વાંગ સાવ પ્રાકૃત, પણ વિચારો ઉન્નત, વર્તન ઉન્નત સમાજના નીચલા થરની વાત કરે ત્યારે આપણને એમ લાગે કે જાણે પોતે સ્વાનુભવની જ વાત કરે છે જ્યારે મધ્યમ થરની વાત કરે ત્યારે એમ લાગે કે જાણે તે પોતાના જીવનની જ વાત કરે છે, અને જ્યારે સંત સાધુના જીવનની વાત કરે ત્યારે એમ લાગે કે સાધુ જીવનનો આવો ઊંડો અનુભવ આ પુરુષે ક્યાથી મેળવ્યો હશે? આમ મને તો તેમની વાતોની લહે લાગી પછી તો જાણ્યુ કે એમનુ નામ રવિશંકર શિવરામ વ્યાસ છે અને એઓ મહેમદાવાદ તાલુકાના સરસવણી ગામના રહીશ છે નાનપણથી જ સાહસિક સ્વભાવ, સાવ નિર્ભય વૃત્તિ ભણેલા તો ગુજરાતી સાત ધોરણ પણ સાધુસંતોના સહવાસથી સંસ્કૃત જ્ઞાન પણ થોડુ થોડુ ખરુ આપણા ધર્મના સૂત્રો અને કથાઓનો આપણા જીવન સાથે વ્યાવહારિક મેળ શી રીતે બેસે છે, તે સમજાવવાની એમની હથોટી આબાદ છે સ્વભાવે મેળાપી, નમ્ર, અને નિસ્પૃહી હોવાથી બ્રાહ્મણ તરીકે તે જે જે કહેતા તે સ્પષ્ટ કહેતા, કાંઈ ગોચા જેવુ નહિ તેથી જિલ્લામાં બારૈયા કોમમાં અને પાટણવાડિયા કોમમાં તે લોકપ્રિય થઈ પડ્યા તેમાં પાટણવાડિયા કોમ તો તેમની યજમાન! જિલ્લામાં જ્યા જ્યા પાટણવાડિયા કોમ ત્યા ત્યા તે જાય જ ભર ચોમાસામાં વરસાદની હેલીમાં, કે શિયાળાની કડકડતી ઠંડીમાં કે ઉનાળાના સખ્ત તાપમાં ઉઘાડે પગે આખો જિલ્લો ખૂદી વળતા દિવસમાં ચાલીસથી પિસ્તાળીશ માઈલની મુસાફરી કરે તોયે જેને થાક જણાય નહિ દિવસમાં એક ટંક ખાવાનુ મળે કે બે ટંક તેની દરકાર નહિ ખાવામાં દૂધ ને રોટલો હોય કે ઘીના છાંટા સિવાયની લૂખી ખીચડી હોય કે ગમે તે હોય, પણ દેહ ટકાવવા જ ખોરાક લેવાનો છે એવી જેની ગણતરી હોય તે શુ ન કરી શકે? ન છૂટકે પુસ્તક વાચે, ન છૂટકે રેલગાડીમાં બેસે, ન છૂટકે પત્ર લખી પૈસાનો ખર્ચ કરે છતા કોઈ પણ સેવક કરતા વધારેમાં વધારે પર્યટન કરે, વધારેમાં વધારે પ્રજાના પરિચયમાં આવે, વધારેમાં વધારે ખાતરીવાળી માહિતી મેળવે તેમની મુસાફરી એટલે હનુમાન કૂદકો આમ તેઓ આખા જિલ્લાની ગરીબ અને મધ્યમ વર્ગની પ્રજાના ઠીક ઠીક પરિચયમાં આવે

તેમની વાત કરવાની શૈલી પણ લાક્ષણિક છે અને વસ્તુસ્થિતિને સમજવાની તેમ જ ઉત્તમ વિચારો અને લખાણોનો મર્મ ઝીલી લેવાની શક્તિ પણ વિરલ છે

તેમની વાત સાભળતા જ આપણા હૈયામા તે વસી જાય છે અસહકારની શરૂઆતમા પોતાના ભાષણમા આ બ્રિટિશ તત્રને ઘાચીની ઘાણીના રૂપકમા તે વર્ણવી બતાવતા ત્યારે મને બહુ રસ આવતો તે કહેતા આ બ્રિટિશ તત્ર ઘાચીની ઘાણી જેવુ છે તે તત્રરૂપી ઘાણીમા કાયદારૂપી લાટ છે પ્રજાના ભલા માટે, તે કાયદાની હસ્તી છે તેના રક્ષણ માટે તે કાયદાનો અમલ થાય છે, એવો તેનો બહારનો દેખાવ છે દાવો છે પણ જેમ સવળી જણાતી લાટ ખરી રીતે અવળી જ ફરે છે અને ત્યારે જ તલ પિલાય છે તેમ દેખાવમા પ્રજાના રક્ષણ માટે ઘડેલો કાયદો પેલી ઘાણીની લાટની જેમ અવળો ફરે છે અને પ્રજાને પીલે છે આવી કાયદારૂપી લાટમાથી કોઈ કારણે પ્રજા અપવાદનો લાભ લઈ છટકી જવા ન પામે તે માટે ઘાચીના હાથમા — સરકારના હાથમા નવા કાયદા ઘડવાની સત્તારૂપી ગેસ હોય છે જેનાથી કાયદામા સુધારો વધારો કરીને પ્રજારૂપી તલને સકોરીને તે લાટ તળે પાછી નાખવામા આવે છે આમ કાયદાની લાટની પીસમાથી કોઈ છટકી જવા પામતુ નથી આ પ્રજારૂપી તલને ભેગા કરીને ઘાચીને પીલવા આપનાર કોણ છે? તલના દલાલો તલના વેપારીઓ અર્થાત વકીલો અને ન્યાયાધીશો પ્રજા અને સરકારી તત્રરૂપી ઘાણીનો ઘાણી ઘાચી એ બેની વચ્ચેના દલાલોનુ કામ વકીલો અને ન્યાયની કોરટો કરે છે અને આ તત્રને કોણ ચલાવે છે? નોકરવર્ગરૂપી બળદ બળદ ન ચાલે તો તેને થાબડી પેલા પિલાતા તલ પૈકીનુ ઢગલુ તેને ખવડાવે છે તેમ આ તત્રના બળદ પ્રજા પ્રત્યેની હમદર્દીને કારણે દિલ રાખીને ન ચાલે તો થાબડીને એટલે માનચાદ આપીને પ્રજાના જ પૈસામાથી બઢતી એડ વગેરે આપી તેને સારી રીતે ઘાણી ફેરવવાને ઉત્તેજે છે તે બળદને ફેર ન ચઢે તે માટે આખે દાબડા ચઢાવવામા આવે છે તેવી જ રીતે આ તત્ર ચલાવનારાઓને વફાદારીના સોગદ લેવડાવવામા આવે છે અને તેવુ શિક્ષણ આપવામા આવે છે, એટલે બળદ તેની મેળે ડોકુ ઘાલીને ચાલ્યા જ કરે છે અને પેલા પિલાતા તલની થતી વેદના જોવાનો અવસર તેને મળતો નથી કદાચ તેવો અવસર મળે તો એ પોતે નોકર હોઈ વફાદારીથી પોતાની ફરજ બજાવે છે — ધર્મ બજાવે છે એમ પોતાની જાતને છેતરે છે અને પેલા વફાદારીના દાબડા તેને સાચો ધર્મ સૂઝવા જ દેતા નથી આ ઘાણીમા જે તલ પિલાય છે તેમાથી શું નીકળે છે? પ્રજાના પૈસા, તેની નીતિ તેની શક્તિ અને તેનો રસ કસ, આટલુ નીકળે છે અને પ્રજા રસ કસ સિવાયની મૃતપ્રાય થઈ જાય છે આમ તલને પીલી પીલી બળદ ઢાંઢો થઈ વૃદ્ધ અને અશક્ત થાય છે ત્યારે ઘાચી તેને કામમાથી કાઢી નાખે છે છતા તેનું પેટ તો ભરે છે તેમ પ્રજાને પીલી પીલીને વૃદ્ધ થયેલા નોકરોને તેઓ મરે ત્યા સુધી સરકારના વફાદાર રહે એ ખાતર જ પગારની ગરધી રકમનુ પેન્શન મળે છે હિંદમાના બ્રિટિશ તત્રનું આ નિરૂપણ આબેહૂબ તેના તત્ર

સાથે મળી રહે છે ઉપરાત તેના સબધક ભાવો પણ હૃદયદ્રાવક છે આ રૂપક ઉપરથી આપણે તે રૂપકના કર્તાને પ્રજાના દુખનો કેવો ઊંડો અભ્યાસ છે તે સમજી શકીએ છીએ

હુ કાઈ તે સતપુરુષનુ જીવનચરિત્ર લખવા બેઠો નથી. તેમની સાથે મને શો પ્રસગ પડ્યો તે લખવાને હુ લલચાઉ છુ પણ શું લખુ ? તેમની દરેક વાતમા કાઈ નવીનતા હોય છે અમે ઘણો સમય સાથે રહ્યા છીએ. જિલ્લાના કામે ઘણુ મળવાનુ થાય છે અને દરેક મેળાપ એ એક પ્રસગ જ હોય છે મને તો જેલમા લાબો સમય તેમની સાથે રહેવાનો સુયોગ પ્રાપ્ત થયો છે મારા પ્રત્યે મે તેમનો વાત્સલ્યભાવ અનુભવ્યો છે વડીલ પોતાના નાનેરા પ્રત્યે તેના દોષ માટે રોશ કરે તેવો રોશ પણ મારા પ્રત્યે કરવાનો તેમણે પોતાનો અધિકાર માન્યો છે એવી મારા પરની તેમની મમતા છે જીવનમા ડગલે અને પગલે તનસ્પર્શી ભાવના અને સિદ્ધાંતો ભર્યું વર્તન તેમણે રાખ્યુ છે અને જ્યારે જ્યારે કોઈપણ બાબતના નિર્ણય વિષે હુ મૂઝાતો હોઉ અને તેઓ સાથે હોય તો તેમની પાસેથી નિર્ણય લઈને હળવો બનુ છુ જિલ્લાના કાર્યમા તો તેમના અભિપ્રાયને હુ પ્રમાણભૂત માનુ છુ

એક દિવસ મને તે પોતાનો એક પ્રસગ કહેવા બેઠા સન ૧૯૨૩-૨૪મા ભાદરણ તાલુકાના વટાદરા ગામમા પાટણવાડિયાઓની મોટી વસ્તી છે ત્યા ઘીના ડબાની ચોરી થયેલી શ્રી રવિશકર મહારાજને ખબર પડી બહારનો માણસ આવીને ચોરી કરી જાય એવો સભવ નહોતો. મહારાજ ત્યા ગયા તપાસ કરી લોકોને સમજાવ્યા પણ કોઈએ માન્યુ નહિ એટલે મહારાજને નવ દિવસના ઉપવાસ કરવા પડ્યા ઉપવાસ પૂરા થયા બાદ ત્યાના બધા પાટણવાડિયાઓએ ભેગા થઈ ભવિષ્યના વર્તનનો ચોક્કસ નિર્ણય કર્યો

આમ મહારાજે એક પછી એક ગામમા ફરવા માડ્યુ બધાયે ગામ તેમના જાણીતા બધા તેમના યજમાન એક દિવસ બોરસદ તાલુકાના આકલાવ ગામમા તે ગયા બધા પાટણવાડિયા ભેગા થયા બધાએ મહારાજને જણાવ્યુ, "મહારાજ અમે તો ચોરીનુ કામ છોડ્યુ છે, પણ પેલો —— હજી ટેવ છોડતો નથી તે માણસ —— ગામ અને —— ગામના સિમાડે રહે છે તે કોઈનુ માનતો નથી."

તેને બોલાવવામા આવ્યો મહારાજે તેને પૂછ્યુ, "કેમ ——, હજી તમે મડ્યા રહ્યા છો? તમારી બૂરી કુટેવ બિલકુલ છોડતા નથી '

તે બોલ્યો "પણ મહારાજ, તમે ક્યારે મારે ઘેર આવ્યા અને મે તમારુ ન માન્યુ? કાલે મારે ઘેર પધારો જમવાનુ મારે ત્યા "

મહારાજ બીજે દિવસે સીમમા તેની રહેઠાણે ગયા હારબધ ઢવેશીવાળા ચાર ઓરડા વચ્ચે મોટો ચોક, સામે ઢોરા બાંધવાનુ અને ઘાસ નાખવાનુ કોઢિયુ ઘર, તેમા હાથીના બચ્ચા જેવી ત્રણચાર ભેંસો, મોટા અલમસ્ત બળ-

અને વાડ્ઠા ઘરની તાજી લીપેલી સ્વચ્છ પરસાળમા ખાટલો પાથર્યો, નવુ નવુ ગોદડુ ખાટલા પર પાથરી મહારાજને બેસાડયા તે ઘરધણીના વહુ આનંદ વદના શરીરે અલમસ્ત ત્યા આવીને બોળો પાથરી મહારાજને પગે લાગ્યા પછી તેમના દીકરા આવ્યા અને એક પછી એક પગે લાગી બેઠા પછી છોકરાની વહુઓ એક પછી એક આવીને પગે લાગીને બેઠી ઘરમા નીરવ શાન્તિ, સુઘડતા સ્વચ્છતા જાણે મંદિરનુ સ્થાન હોય એવુ રેનુ મર્યાદાભર્યું વાતાવરણ મહારાજને તો આ શાન્તિ આ જાહોજલાલી જોઈને આશ્ચર્ય થયુ અને બોલ્યા

' ભાઈ તમે મને સાચુ કહેશો? તમારા જીવનમા તમે કેટલી ચોરીઓ કરી હશે?'

' મહારાજ એની શી ગણતરી? સેંકડો ચોરીઓ કરી હશે ધંધો જ એનો ચોમાસાના ખેતીને મ્હને બહુ વખત ન જાઉ " પેલા ભાઈએ નિખાલસ ભાવે જવાબ આપ્યો

"અને જેલની શિક્ષા કેટલી વખત થઈ છે?" મહારાજે પૂછયુ

"મહારાજ, એકેય વખત નહિ" તેણે નમ્રતાથી કહ્યુ

"છતા તમારે ત્યા આવી આબાદી? આ તંદુરસ્ત વસ્તાર! મોટુ કુટુંબ! જમીન, ભેંસો બળદ વગેરે સાધન! તમને આવુ સુખ અને શાન્તિ! એનુ શું કારણ?" મહારાજે વિચારપૂર્ણ વિસ્મિત ભાવે પૂછયુ

મહારાજનો પ્રશ્ન સાભળીને તે ભાઈ તુરત શ્રદ્ધાપૂર્ણ હૃદયે બોલી ઊઠયો "મહારાજ, મારે ઘેર એ બધુ કેમ ન હોય? મે ક્યારે કોઈ પારકી સ્રી સામે ખોટી નજર કરી છે? મે ક્યારે વ્યસન કર્યું છે? મે ક્યારે કોઈને વિશ્વાસઘાત કરી દગો દીધો છે? મે આવુ મારી જિંદગીમા ન કર્યું હોય તો ભગવાન મારા ઉપર દયા કેમ ન કરે? મારે ઘેર આવી લીલાલહેર કેમ ન હોય?"

તે ભાઈનો આવો શ્રદ્ધાપૂર્ણ જવાબ સાભળી મહારાજ તો તાજુબ થઈ ગયા અને બોલ્યા ' શું કહો છો? તમે કહો છો ને કે તમે ચોરીઓ તો સેંકડો કરી છે"

તેણે જવાબ આપ્યો "હા, ચોરીઓ તો ઘણીયે કરી છે, પણ તેમા મે પાપ શુ કર્યું? એ તો મારો ધંધો, એમા મારી આવરત એટલે ધાર્યું કામ થાય જ મહારાજ, વિચાર તો કરો કે, પહેલા કોઈ દિવસ જે મહોલ્લામા ગયો ન હોઉં ત્યા જાઉં અચાનક કોઈ ઘરનુ બારી બારણુ ઉઘાડુ રહી ગયુ હોય, ત્યા થઈ ઘરમા દાખલ થાઉં અંધારામા ઘરના બારણા કઈ દિશામા છે તેની ખબરેય ન હોય છતા તે બાજુ જ જવાય કયા ઓરડા ઓરડીમા પેટી પટારા છે તે હુ જાણતો ન હોઉં છતા તે તરફ જ પગ ઊપડે જે કોઠલામા જણસ પડી હોય, તે જ કોઠલામા તે જ ખૂણામા હાથ જાય અને હાથ લાંબો કરતા હાથમા જણસ જ

આવે હાથમાં કોઈ દિવસ વીંછી કે સાપ આવ્યો નથી. મહારાજ, આ તું શું કારણ? રોજ જે પેટી પટારાને કાળજીથી તાળાં વસાતાં હોય તે તાળાં તે જ દિવસે ન વસાયાં હોય, ભૂલથી રહી ગયાં હોય એ ભૂલ કોણે કરાવી? અને મહારાજ, અમે જાણીએ નહિ છતાં હાથમાં લક્ષ્મી જ આપોઆપ આવે. વગર મહેનતની હરામની લક્ષ્મી ધનવાનોના ઘરમાં ગોંધી પુરવામાં આવે છે તે બાપડી લક્ષ્મી બૂમો પાડતી હોય છે, કે અમને અહીંથી છોડાવો, કોઈ છોડાવો. અમારા જેવા તેમને છોડાવે છે. એમાં અમે શું પાપ કરીએ છીએ? વગર પરસેવે, હરામની પેદા કરેલી લક્ષ્મી એ જ પાપ. અમે તેને લઈ આવીએ છીએ, તે તેની મેળે બૂમો પાડતી અમારી પાસે આવે છે તેમાં શું પાપ?" તે બાઈની નિશ્ચયાત્મક વાણી સાંભળી મહારાજ નવાઈ પામ્યા અને બોલ્યા "અને તમે ચોરીઓ કરો છો તે પરસેવાનું પેદા કરો છો? તમારી લક્ષ્મી પણ હરામની કહેવાય ને?"

તેણે મહારાજના આ પ્રશ્નનો તેવો જ દૃઢતાપૂર્વક જવાબ આપ્યો, "હા, બાપજી જેટલું લાવીએ છીએ તે બધુંયે પરસેવાનું નહિ. અમને મહેનત તો પડે છે, અમે અમારા જાનને જોખમમાં મૂકીએ છીએ, અને તે પૂરતી જ લક્ષ્મી અમારી પાસે રહે છે. અમને પણ હરામનું—જે વધારાનું—હોય છે તે બધુંયે પોલીસો, પોલીસ અમલદારો, મુખી, વગેરેમાં જતું રહે છે અને અમને પગે તો અમારી મહેનત, અમારી આવડત અને વહોરેલા જોખમપૂરતું જ રહે છે. એ રીતે મારી પાસે હાલ જે મિલકત છે તે મારા હકની જ છે. તેનો જ હું ઉપયોગ કરું છું બાકી કોઈ દિ' તો હજારોનું પણ જેટલું પાપનું—હરામનું હતું તે જતું જ રહ્યું છે."

મહારાજ શું બોલે? મેં તેમને પૂછ્યું, "તમે પછી તેને શું કહ્યું? તેણે જે કહ્યું તે સાચું છે એવું કહ્યું?"

"ના હું કાંઈ જ બોલ્યો નહિ. મને તે વખતે ઉપનિષદમાં 'ચોરને પણ મારા નમસ્કાર હો' એ અર્થનું એક સૂત્ર છે તે યાદ આવ્યું ને મેં તેને મન સાથે નમસ્કાર કર્યા."

મેં મહારાજને પૂછ્યું "પણ તમે તેને ચોરી છોડવાનું ન કહ્યું?"

મહારાજે જવાબ આપ્યો "હા, મેં તેને ચોરી છોડવાનો આગ્રહ કર્યો. તેને સમજાવ્યું કે તમે ગમે તેમ માનો પણ તમારું કામ સારું નથી. માટે હવે મને ખાતરી આપો કે ચોરી હવેથી નહિ કરો. અને જાઓને તમારી પાસે શું નથી? આ છોકરા સુખી છે. તેમનું ભવિષ્ય સુધારવું હોય તો તમે ચોરી છોડો અને આ છોકરાઓને તેમ ન કરવાનું કહો."

મહારાજનું કહેવું સાંભળી તે હાથ જોડીને બોલ્યો 'મહારાજ, તમારી આજ્ઞા છે તો જાઓ હવે હું એ કામ બિલકુલ છોડી દઈશ, અને ચાર છોકરા પણ ચોરી કરવા નહિ જાય. તેમને મેં એ ધંધે દોર્યા જ નથી. છોકરાઓ, મહારાજ

પારો પાળી લો અને મહારાજ, મને આ છોકરાઓ વિષે તો ખાતરી છે કે તેઓ ચોરી નહિ કરે, નાગાઈ નહિ કરે તેઓ તો બિચારા ખેતીમા જ પરોવાઈ ગયા છે પણ મે મારી પાછળ નાના છોકરાને ચોરીમા પાવરધો કર્યો છે તે તૈયાર થયો છે રીઢો થયો છે પણ તે સાથ તે બદફેલી અને વ્યસનમા પણ પડયો છે તે મારુ કહ્યુ નહિ માને એવી મને બીક છે એ તમને મળે તો તેને સમજાવજો તેનુ ઈ માથે નથી લેતા"

મહારાજ ત્યા થોડો સમય રહી ત્યાથી વિદાય થયા તે કુટુબ સુધર્યું પણ પેલો પાચમો છોકરો ચોરીમાથી લૂટાએ ચડયો અને બદફેલીમા પડી ખૂન પર ચડયો તેણે મહારાજની શિખામણ ન માની તે પોલીસથી પકડાયો નહિ પણ તેની બદચાલ વધી પડવાથી ફાખરોડની સીમમા તેની જ કોમના લોકોએ તેને પકડયો, માર્યો, અને પોલીસને સોપ્યો હાલ તે વડોદરા રાજ્યમા પદર વરસની સજા ભોગવે છે અને તે પૂરી કરશે એટલે તેને અગ્રેજી રાજ્યની દસ વરસની સજા ભોગવવાની રહેશે

આમ મહારાજે ચોર લૂટારુ, બહારવટિયા વગેરે લોકો સાથે એવો અગત પરિચય કેળવ્યો છે કે તે તો બધા તેમના ખોળામા માથુ મૂકતા થઈ ગયા છે એ એમના પ્રેમાળ સ્વભાવ અને મીઠી વાણીનો પ્રતાપ છે એમની કોઈ વસ્તુ સમજાવવાની શૈલી પણ સચોટ છે સને ૧૯૩૯મા મોટરની મુસાફરીમા તેમની પાસે કેટલાક બારૈયા લોકો બેઠા હતા તેમને ઊતરવાનુ આવ્યુ, એટલે એક જણ બોલ્યો "મારુ વહાલુ આ હારુ હડફ બેઠા અને હડફ ઊતર્યા વાર જ લાગી નહિ હજી તો હોકો પૂરો પીધો નથી"

મહારાજે તેમને પૂછયુ "કેટલા પૈસા આપ્યા?"

તેણે કહ્યુ "જણ દીઠ ચાર ચાર આના"

"ચાર આના આપ્યા તો પછી એમ કેમ કહો છો કે વાર ન લાગી? ચાર આના પેદા કરતા તમને કેટલો વખત લાગે?" મહારાજે પૂછયુ

તેણે જવાબ આપ્યો "એ તો આખો દિવસ શરીર પછાડીએ ત્યારે ચાર આના મજૂરી મળે"

મહારાજે સમજાવતા કહ્યુ "ત્યારે તમે એમ કેમ કહો છો કે હડફ બેઠા અને હડફ ઊતર્યા જે ચાર આના તમે આપ્યા તે પાછા મેળવવા આખો દિવસ મહેનત કરવી પડશે તેના કરતા તમે ચાલવાની મહેનત કરી હત તો ત્રણ કલાકમા તમારુ કામ પૂરુ થાત અને તમારા પૈસા બચત"

પેલા લોકો બોલી ઊઠયા "એ વાત સાચી મહારાજ પણ તમે કહો છો એવો હિસાબ કોણ ગણે છે? આપણુ લોક એવુ સમજતા હોઈએ તો આવી દશા આવે?"

આ તો મેં તેમની વિચારસરણી અને તેમની સમજાવવાની પદ્ધતિની એક વાનગી આપી

રવિશંકર મહારાજનું જીવન આવા પ્રસંગો, આવી વિચારસરણી, હૃદય સ્પર્શી વર્તન અને ઉપદેશોથી ભરપૂર છે થોડી મિનિટોનો તેમની સાથેનો પરિચય પણ ભારે આનંદ આપે છે અને કલ્યાણકારી નીવડે છે મને ઘણી વખત તેવો પરિચય પામવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયુ છે.

## ૪૪. શ્રી. અબ્બાસ સાહેબ સાથે

સને ૧૯૨૦ના ડિસેમ્બરની આખરમા નાગપુર મહાસભાની બેઠકે ઠરાવ્યા પ્રમાણે એજવાડાની મહાસમિતિની બેઠકે અસહકારનો કાર્યક્રમ દેશ સમક્ષ મૂક્યો: ૧ ખાદી પ્રચાર, ૨ સરકારી શાળા મહાશાળાઓનો અસહકાર, ૩ ૨૦ લાખ મહાસભાના સભ્યો, અને ૪ એક કરોડ રૂપિયાનો સ્વરાજ્ય ફાળો એ ચતુર્વિધ કાર્યક્રમમાં ખેડા જિલ્લાનો ફાળો પૂર્ણ થાય તે માટે ખેડા જિલ્લાના કાર્યકર્તાઓ ભેગા થયા મને પેટલાદ તાલુકા તરફથી બોલાવવામા આવ્યો. મહાસભાના બંધારણ પ્રમાણે ખેડા જિલ્લા સમિતિ પણ સ્થપાઈ ગઈ શ્રી ફૂલચંદભાઈ તેના મંત્રી ચૂંટાયા, અને શ્રી અબ્બાસ તૈયબજી તેના પ્રમુખ ચૂંટાયા. ખેડા જિલ્લાને પ્રમુખ પણ એક મહાનુભાવ મળ્યા. વડોદરા રાજ્યની વરિષ્ઠ કોરટના વડાજજની માનવંતી ખુરસી તેમણે લાંબો સમય કુશળતાથી દીપાવી હતી મહાસભાના માજી પ્રમુખ સ્વર્ગસ્થ બદ્રુદીન તૈયબજીના શ્રી અબ્બાસ સાહેબ કુટુંબી થાય, એટલે મહાસભાનો નાતો તેમણે સાચવ્યો અને તેના સક્રિય કાર્યમા તેમણે ઝંપલાવ્યુ તેમની રહેણીકરણી યુરોપીય ઢબની તાપમા કદી બહાર નીકળેલા નહિ શરીર ઉપરના વાળ પણ હાલે નહિ એવું સુલાયમ કપડું પહેરવા ટેવાયેલ, તે સને ૧૯૨૦–૨૧માં તૈયાર થયેલી ખડબચડી ખાદીનો ઝભ્ભો પહેરીને નડિયાદ આવ્યા. ઠંડીમાં તે જાળી ગરમ કામળીનો બનાવેલો ઝભ્ભો પહેરતા, તેના ઘસારાથી તેમના હાથનાં કાંડાની ચામડી સોરાયેલી અને ત્યા લોહી જામેલુ મેં જોયેલુ હતું મધ્યમ વર્ગના જે માણસો સાથે રહેવાને અને કામ કરવાને તે કદીયે ટેવાયેલા નહિ, તેમની સાથે જ કામ કરવાનું બીડું તેમણે ઝડપ્યુ તેમા વળી ખેડા જિલ્લાની પ્રજા બોલવા ચાલવામા, રીતભાતમાં અને ખાવાપીવામા કાંઈક બરછટ ગણાય તેમની સાથે કામ કરવાનુ તેમને આવ્યું. તેમને લોકોની રહેણીકરણીના નવનવા અનુભવ થ અને તે બધાયે અનુભવ તેમણે જીવનમા અપનાવ્યા. હૃદયના આનંદ સ અનુભવોનો તેમણે લાભ ઉઠાવ્યો અને તે પ્રમાણે તેમણે પોતાનું જીવન

ખેડા જિલ્લામાં પ્રથમ પ્રવાસ શ્રી ટિળક સ્વરાજ્ય ફાળાને અંગે તેમણે કર્યો. ખેડા જિલ્લામાંથી એક લાખ રૂપિયા ટિળક સ્વરાજ્ય ફાળા માટે ભેગા કરવાનો જિલ્લા સમિતિએ નિર્ણય કર્યો હતો. પેટલાદ અને બાદરણ તાલુકા ખેડા જિલ્લામાં ગણવામાં આવ્યા હતા. તે બન્ને તાલુકામાં ટિળક સ્વરાજ્ય માટે શ્રી અબ્બાસ સાહેબ સાથે મારે ફરવાનું હતું. વડોદરા રાજ્યના વડા ન્યાયાધીશ તરીકે પેટલાદ અને બાદરણ તાલુકો તેમને સારી રીતે ઓળખે. થોડા જ સમયમાં ફાળો એકઠો કરવાનો હતો એટલે મોટા મોટા ગામે જ જવાનું ઠરાવ્યું હતું.

નડિયાદથી એક સવારે ઘોડાગાડી ભાડે કરી અમે પ્રથમ પીજ ગયા. પીજ ખબર તો આપી દીધી હતી. પીજની નજીક ભારે કાદવમાં કેમેય ઘોડો ચાલે નહિ. અહીં જ અબ્બાસ સાહેબને જીવનનો પ્રથમ પાઠ લેવાનો પ્રસંગ આવ્યો. મારી સાથે તે પણ નીચે ઊતર્યા અને કાદવમાં ચાલવા માંડ્યું. એમ કરતાં નવ વાગ્યે પીજ પહોંચ્યા. ત્યાંનો ઉત્સાહ ભારે હતો. શ્રી. અબ્બાસ સાહેબનું પેટલાદ તાલુકામાં પ્રથમ જ આગમન એટલે લોકો તેમના સત્કાર માટે તૈયાર જ થઈ રહ્યા હતા. મેં ગણતરી કરી મૂકી હતી કયે ગામથી કેટલા મેળવી શકાય અને કેટલી રકમ ટિળક ફાળામાં લેવી તે વિષે શ્રી અબ્બાસ સાહેબ તો અજાણ્યા. એટલે મેં પેટલાદ અને બાદરણ તાલુકાનાં મુખ્ય ઉચ્ચ ગામોમાંથી ૩૦ હજાર રૂપિયા ઉઘરાવવાની કાળવણી કરી દીધેલી. પહેલે જ દિવસે પીજ અને વસો ગામોનું કામ પતાવીને સાંજે સોજિત્રે જવાનું હતું. પીજમાં બે કલાકમાં અઢી હજાર રૂપિયા લેવા ઉપરાંત જમીને પરવારી ગયા. શ્રી અબ્બાસ સાહેબની તૂટીફૂટી ગુજરાતી ભાષા અને તેમના કાલાકાલા ઉચ્ચાર લોકોને બહુ મીઠા લાગતા. તેમની પ્રતિભાથી લોકો આકર્ષાતા અને પ્રેમથી પૈસા આપતા. બપોરે અમે વસો ગયા. ત્યાં સાડાત્રણ કલાક રહેવાનું હતું. વસોમાંથી ચાર હજાર રૂપિયા લેવાના હતા. ત્યાં ત્રણ કલાકમાં ૪૨૦૦ રૂપિયા થયા. છ વાગ્યે ગાડીમાં સોજિત્રે ગયા. ત્યાંથી પાંચ હજાર લેવાના હતા. ત્યાં તો ભાઈ રાવજીભાઈ નાથાભાઈ વસો ખાદી કાર્યાલયમાંથી મારી સાથે આવ્યા હતા. ભાઈ ભાસ્કરભાઈ તો ત્યાં હતા જ. રાત્રે શ્રી ભાઈલાલ પટેલ એન્જિનિયરને ત્યાં ઊતર્યા. સવારે નવ વાગ્યે પેટલાદ જવાનું હતું. એટલે રાત્રે વાળુ કર્યા પહેલાં ત્રણ હજાર પૂરા થઈ જવા જોઈએ એવો આગ્રહ રાખ્યો અને બે કલાકમાં ત્રણ હજારની રકમ મેળવીને વાળુ કરવા બેઠા. સવારે નવ વાગ્યે ગાડી ઉપર જતાં પહેલાં તો પાંચ હજારની રકમ પૂરી થઈ ગઈ. આમ પેટલાદ, ધર્મજ, બાદરણ, નાર વગેરે ગામોમાં અમે ચાર પાંચ દિવસમાં ફરી વળ્યા અને ત્રીસ હજારને બદલે છત્રીસ હજાર રૂપિયા મેળવ્યા.

આ મુસાફરીમાં ઘણા રમૂજી પ્રસંગો બન્યા. તે પૈકી બે રમૂજી પ્રસંગો લખવાનું મન થઈ જાય છે. બાદરણનો ઉત્સાહ ભારે હતો. તેણે પાંચ હજાર ભેગા

કરવાનો નિશ્ચય કર્યો હતો ત્યાંના મારા મિત્ર ભાઈ શિવાભાઈ આશાભાઈ અને મુરબ્બી ભાઈલાલભાઈ મથુરભાઈ કન્ટ્રાક્ટરે સરસ મદદ કરી ભાઈલાલભાઈ અમારી સાથે ફર્યા અમે ફરતા ફરતા એક ગૃહસ્થને ત્યાં ગયા તેમનુ નામ હું નહિ આપુ સીધો દાદરો ચઢવો અબ્બાસ સાહેબ માટે મુશ્કેલ હતુ છતાં દાદર ચઢી જ્યાં ઘરધણી બેઠા હતા ત્યાં ગયા ગૃહસ્થ સાધનસમ્પન્ન હતા પણ તેમના મનમાં પૈસો કાઢવાનુ વસ્તુ નહિ તેમણે અમને નિરાશા કરીને પાછા કાઢ્યા, કાંઈ મોઢાની મીઠાશ પણ ન વાપરી આવો વસમો દાદર અબ્બાસ સાહેબને નાહક ચઢાવ્યા અને ઉતાર્યા એથી હું અકળાયો, પણ શું થાય? ગમ ખાવી પડી એટલામાં એ ગૃહસ્થના પત્ની ઓરડામાંથી નીકળ્યા અને તેમણે એમને દીઠા અબ્બાસ સાહેબ જેવા ભવ્ય પુરુષને અને અન્ય અપરિચિતોને જોઈને તેમણે ભાઈલાલભાઈને પૂછ્યુ

"કેમ ભાઈલાલભાઈ, કેમ કાંઈ આવવુ થયુ? આ બધા મહેમાનો કોણ છે?"

ભાઈલાલભાઈએ શ્રી અબ્બાસ સાહેબનુ ઓળખાણ આપ્યુ અને શા કારણે એમે ગયેલા તે જણાવ્યુ તે બહેને પોતાના પતિના સ્વભાવથી પરિચિત હોઈ હસતા હસતા પૂછ્યુ

"તેમણે કાંઈ આપ્યુ કે ખાલી હાથે જ પાછા કાઢ્યા?

'કાકાએ તો કાંઈ ન આપ્યુ" ભાઈલાલભાઈએ નિરાશાભર્યા અવાજે કહ્યુ

"એમ કેમ બને? અબ્બાસ સાહેબ જેવા અને આગલા બધા મહેમાનો સ્વરાજ્યફાળા માગે ઘેર આવે અને ખાલી હાથે પાછા જાય એમ કેમ બને? ઊભા રહો" એમ કહી એ બહેન દાદરે ચડયા અને દાદર પર ઊભા ઊભા પોતા વડીલને પ્રભાવશાળી અવાજથી કહેવા માડ્યુ "તમે તે આમ શુ કરો છો? ગાંધી મહાત્માનુ નામ છે, સ્વરાજ્ય ફાળામા આપવાનુ છે અને અબ્બાસ સાહેબ જેવા મોટા અને પવિત્ર માણસ લેવા આવ્યા છે તેમને ખાલી હાથે પાછા મ્હાતા હશો? ભાઈલાલભાઈ કહે તે રકમ આપો પ્રભુએ આપ્યુ છે આવામા નહિ અપાય તો શામા અપાશે? ભાઈલાલભાઈ પાછા વળો ઉપર ચઢો" એમ કહી તે બહેન ઝડપથી નીચે ઊતરી ગયા અમે બધા ઉપર ચડયા ભાઈલાલભાઈએ તે ગૃહસ્થના સ્વભાવનો વિચાર કરી ૨૫ રૂપિયા માગ્યા અને તેમણે તે આપ્યા એટલામા તે બહેને નાસ્તાની રકાબીઓ રજૂ કરી આ બહેનની મીઠાશ, ઉત્સાહ વિવેક જોઈ અમે બધા રાજી થયા

આથી ઊલટો અનુભવ પણ ત્યા જ અમને મળ્યો અમે બધા પરસોતમ ભગવાનના મુકામે ગયા તેમના વિશાળ હવેલામા અમે પેઠા અમને બધાને જોઈ પરસોતમ ભગવાન ઊચે આસને બેઠા હતા ત્યાથી ઊઠીને એક ગોદડી લઈને ઉતાવળા ઉતાવળા આવ્યા અને ગોદડી નીચે પાથરી તે સામે હાથ જોડીને ઊભા રહ્યા શ્રી ભાઈલાલભાઈએ અબ્બાસ સાહેબનુ ઓળખાણ આપ્યુ અને આગમનનુ

કારણ કહીને સ્વરાજ્ય ફાળામા કાઈક રકમ આપવાને વિનતિ કરી. તેમની આ વાત સાભળી પેલા પરસોતમ ભગવાન કાઈક નિશ્ચેતન જેવા થઈ અમારી વચ્ચે ઊભા રહ્યા, અને જાણે કે અતરનો અવાજ બોલતા હોય તેમ બોલી ઊઠયા : "પૈસા મારી પાસેથી નહિ મળે આ બધુ ભેગુ થયુ છે પણ મારે હાથે એક પાઈ પણ અપાશે નહિ તમારી ઇચ્છા હોય તો તમને આ શરીર સોપું છું તેને ચીપિયા લગાડીને ચામડી ઉખાડી લો તો ભલે, પણ પૈસો તો આ હાથે નહિ આપી શકાય" એમ બોલીને તેમણે એક્દમ પેલી પાથરેલી ગોદડી ઉપર પોતાના શરીરને નાખી દીધુ. અમે તો બધા આભા બની ગયા શ્રી. અબ્બાસ સાહેબને સૂઝ ન પડી કે આમને એકાએક આ શું થયુ? કાઈક ગભરાયા પણ ખરા, પણ અમે હસી પડ્યા અને તેમને બધુ સમજાવ્યુ આમ અનેક અનુભવો મેળવતા મેળવતા એકંદરે ખેડા જિલ્લામાથી એક લાખ અને ત્રીસ હજાર રૂપિયા ટિળક સ્વરાજ્ય ફાળામા મળ્યા શ્રી અબ્બાસ સાહેબના પ્રથમ કાર્યક્રમ સફળ નીવડયો તેમણે આખા જિલ્લામા અપૂર્વ ઉત્સાહ જોયો આમ શરૂઆતથી જ તેમણે સંતોષ મેળવ્યો તેમ જ તેમનો ઉત્સાહ પણ વધ્યો

•

## ૪૫. શ્રી. અબ્બાસ સાહેબ ખાદીપ્રચારમાં

હવે બીજો પ્રવાસ ખાદીપ્રચાર માટે યોજ્યો ધાર્યા સમયમા આખા હિંદમા તા ૩૦મી જૂન પહેલા એક કરોડ રૂપિયા પૂરા થયાના સમાચાર તારથી ખબર ફરી વળ્યા અને પ્રજાને ભારે ઉત્સાહ આવ્યો મહાસભાના વીસ લાખ સભાસદો નોધવાનુ કામ પણ ઉત્સાહભેર ચાલતુ હતુ સ્વરાજ્ય ફાળા માટે તો સમય થોડો હતો વળી તે માટે તો મોટા મોટા ગામે જ ફરવાનુ હતુ અને સભાસદો તો નાનાં મોટા સર્વ ગામોમા નોધવાના હતા કૉલેજમાથી કે શાળાઓમાથી અમહકાર કરી નીકળી આવેલા યુવાનોએ અને હરેક તાલુકાના કાર્યકર્તાઓએ એ કામ ઉપાડી લીધુ હતુ પણ ખાદીપ્રચાર માટે ફરવાની જરૂર હતી ખાદીની ટોપી અને પહેરણ એ અસહકારીઓનો – સ્વરાજ્યવાદીઓનો – પોષાક થઈ પડયો હતો તેથી ખાદી-પ્રચાર માટે નાના મોટાં ગામે બધાયના પરિચયમા આવવાનુ હતું અબ્બાસ સાહેબની આ મુસાફરીમાં તો તેમને બહુ અનુભવ મળ્યા અને બહુ મઝા પડી આ વખતે પેટલાદ તાલુકા સિવાય બીજાં ગામોમા પણ મારે સાથે રહેવું એવો આગ્રહ શ્રી અબ્બાસ સાહેબનો થયો મોટા ગામોમા જ્યાં સગવડવાળું મકાન હોય ત્યાં તેમના સૂવા બેસવાની તેમ જ નાહવા ધોવાની જોઈતી વ્યવસ્થા થઈ શકતી હતી પણ નાના ગામોમા તેમની જીવનભરની ટેવથી ઊલટું વર્તવાના પ્રસંગો આવતા

એક ગામે એક જ ઓરડામા અમારે બધાને સાથે સૂવાનુ હતુ ઓરડામા આજુબાજુ તખ્તા કે અન્ય શણગારને બદલે કોઠીઓ અને ગોળીઓ ગોઠવેલી હતી અબ્બાસ સાહેબ તો રાત્રે સૂતી વખતે આજુબાજુ જુએ અને વિચારે કે આ ઓરડામા બધાની સાથે ઊંઘ શી રીતે આવશે? પણ આખો દિવસ ફરી ફરીને થાકી ગયેલા એટલે તે તો તુરત જ ઊંઘી ગયા સવારે ઊઠયા ત્યારે તેમને નવાઈ લાગી કે તેમને શી રીતે ઊંઘ આવી? પોતાને ઘેર તો બગનાની આજુબાજુ સહેજેય ગરબડ હોય તો ઊંઘ ન આવે તો અહીં બધાની વચ્ચે—કોઈ ઉધરસ ખાય, કોઈના નાક બોલે અવર જવર થાય છતા ઊંઘ શી રીતે આવી? ઊઠયા પછી પરવારીને તેમણે આનંદમા આવી જઈને નાના બાળકની જેમ ઉલ્લાસમા મને કહેવા માંડયુ "ગજાભાઈ આજે રાત્રે તો નવાઈ થઈ મને ભય હતો કે આમ શી રીતે ઊંઘ આવશે? પણ હું તો સારી રીતે ઊંઘ્યો હવે મને શ્રદ્ધા આવી કે હુ હવે કોઈ પણ કામ કરી શકુ ગમે તેવી મુશ્કેલી પણ વેઠી શકુ હવે વાંધો નહિ હવે હુ ગમે તેવી અગવડો પણ વેઠી શકુ"

જાણે કે એક ઓરડામા બેચાર માણસોની સાથે સૂઈ જવુ એ મોટી મુશ્કેલી હોય, એ મોટી આફત હોય તેમ સમજી તે આફતમાથી પસાર થયા એટલે જગ જીત્યા, એમ એમને લાગ્યુ પણ તેમને કયા ખબર હતી કે હજી તેમને બીજી ઘણી મોટી કસોટીમાથી પસાર થવાનુ હતુ

એક ગામે અમે રાત્રી રહેલા સવારે ઊઠી શૌચાદિથી પરવારીને નાહવાનુ હતુ ઘરમા નાહવા માટે અલગ ઓરડી નહોતી એટલે અગાસિયામા ખુલ્લામા નાહવાની ગોઠવણ કરવી પડી એ તો અગાસિયામા દાખલ થયા, ચારેય બાજુ નજર ફેરવી પણ ઓરડી જેવુ જણાયુ નહિ ચારેય બાજુ ભીતો એટલે તેમણે પૂછયુ, ઓરડી કયા છે? સાથેના ભાઈએ જવાબ આપ્યો, અલગ ઓરડી નથી તેમને તો ધર્મ સંકટ આવી પડયુ જિંદગીમા પ્રથમ જ અનુભવ આકાશ તેમના શરીર પર દૃષ્ટિ કરે તે કેમ સહન થાય? પવનની લહેર તેમના ખુલ્લા શરીરને કેમ સ્પર્શી શકે? આ અનુભવ વળી પેલા સૂવાના અનુભવ કરતા પણ વધારે આકરો હતો પણ તેમણે સંકોચપૂર્વક અગાસિયામા સ્નાન કરીને ભારે હિંમત મેળવી, અને આત્મસંતોષ મેળવ્યો

પણ એથીયે વધારે વિકટ અનુભવ તેમને હવે પછી થવાનો હતો અમે મહેસર ગામે ગયા રાત્રે પહોચ્યા તેમને ઝાડે જવાની હાજત થઈ આવી જ્યા ઉતારો હતો ત્યા ભાજરની રાગવડ નહોતી પાસે ઢોર પૂરવાનો સરકારી વાડો હતો ત્યા ટાટ્ટુ બાંધીને વ્યવસ્થા થઈ શકે તેમ હતુ પણ તત્કાળ શુ થઈ શકે? તે તૈયાર થાય એટલી રાહ જોવાય તેમ નહોતુ એટલે ઘોર અંધકારરૂપી દીવાલોથી બનેલા વિશાળ પાયખાનામા તેમને માટે વ્યવસ્થા કરી આપી ખુલ્લી જગ્યામાં શી રીતે

હાજત થશે એવી તેમને શંકા આવી પણ તે શંકા ખોટી ઠરી મનની આળપંપાળ હોય પણ દેહની જરૂરિયાત દેહ પૂરી કરે જ એઓ તો હાજત પૂરી કરી જાણે મહાભારતનું યુદ્ધ જીત્યા હોય તેમ મનહરીથી બોલ્યા, "આજે તો ભારે કરી જે જિંદગીમાં ન થઈ શકે, સ્વપ્ને પણ ખ્યાલ નહિ કે હું આમ વરતી શકીશ તે હું કરી શક્યો અને હવે તો ગમે તેવી મુશ્કેલી હું વેઠી શકીશ" તેમની ખૂબી તો એ હતી કે ગામડાની આવી અગવડોથી તે કદીયે અકળાયા નથી પણ તેમાથી તેમણે રસ લૂટ્યો છે તે નવુ નવુ શીખ્યા છે છેવટે તેમને જે અનેક સુવાળી ટેવો હતી તેને સિત્તેર વર્ષની ઉમ્મરે તેમણે છોડી અને છોડીને તેમણે આનંદ માણ્યો આપણા મધ્યમ વર્ગના હમેશના વર્તન વિષે તેમને કેટલીક સૂગ હતી તે પણ જતી રહી આમ ખાદીપ્રચારના પ્રવાસ દરમિયાન તેમને જાતજાતના અનુભવો થયા

ખાદીપ્રચારના પ્રવાસમા તેમને ખેડા જિલ્લાની પ્રજા સાથે વધારે નિકટ પરિચય થયો મ્રમસદમા ત્યાના વિનયમંદિરના આચાર્ય શ્રી ઈશ્વરલાલ કાળીદાસ વ્યાસના પ્રયત્નથી ભારે ઉત્સાહ જામ્યો હતો ત્યા નાનામોટા બધાય રસ લેતા હતા અમે ત્યા ગયા અને બધાએ એકસામટી પાઘડીઓ ઉતારી ટોપીઓ સ્વીકારી લીધી પાટીદાર કોમ પોતાની કસુબી રંગથી રંગેલી કસબી તાલાવાળી લાલ પાઘડી માટે મગરૂર હતી 'પાઘડીનો વટ રાખવો,' 'પાઘડીની શરમ રાખવી' એ એક કહેવત ગણાય એવી પાઘડી ઉતારી ઉતારીને નાના મોટા બધા ગામોના પાટીદારોએ, શ્રી અબ્બાસ સાહેબના હાથમા મૂકી, અને અબ્બાસ સાહેબના હાથે ખાદીની ટોપી પહેરી લઈને આનંદ માણ્યો બધાયે ગામોમા એક સરખો અનુભવ થયો આમ પ્રવાસ કરતા કરતા અમો વસો ગયા વસો રાત્રી રહેવાનુ હતુ દરબાર સાહેબ ગોપાળદાસની હવેલીમા મુકામ રાખ્યો હતો દરબાર સાહેબ તો કાઠિયાવાડ હતા તેમની હવેલી, તેની બાંધણી, તેનુ કોતરકામ, તથા સ્થાપત્ય જોઈને અબ્બાસ સાહેબે મને પૂછ્યુ "આવુ ભવ્ય મકાન કોનું છે?" મે તેમને દરબાર સાહેબ વિષે બધી હકીકત કહી હુ પ્રથમથી દરબાર સાહેબનો પરિચિત એટલે તેમના અંગત વિચારો વિષે પણ મે તેમની આગળ ઠીક ઠીક વર્ણન કર્યુ એવામા પ્રભુની ઇચ્છાથી મને એક વિચાર ઉદ્ભવી આવ્યો મને એમ થયુ કે દરબાર સાહેબ પ્રગતિશીલ છે મને પૂરેપૂરી જાણ હતી કે તેઓ ગાંધીપ્રેમી છે અને ખાદીપ્રેમી પણ છે તો તેમની મદદ ખાદીપ્રચારમા કેમ ન લેવી? એ વિચારથી મે અબ્બાસ સાહેબને મારો એક વિચાર જણાવ્યો કે દરબાર સાહેબ ચરોતરની પાટીદાર કોમમા અગ્રગણ્ય નેતા છે પાટીદાર કોમમા ખાદીનો સંગીન પ્રચાર કરવો હોય તો પ્રથમ બાર ગામના પાટીદારોના કુટુંબ દીઠ પ્રતિનિધિઓની એક સભા નડિયાદમા બોલાવીએ અને તેમા દરબાર સાહેબને પ્રમુખપદ સ્વીકારવાને વિનંતિ

કરીએ તે સભામા ખાદીનો સામાન્ય વાપર કરવાનો તથા ખાસ કરીને લગ્ન પ્રસગે વરકન્યા માટે ખાદી સિવાય અન્ય કાપડ નહિ ખરીદવાનો ઠરાવ કરવામા આવે અને તે સાથે જરૂર પડે તો દરબાર સાહેબ સાથે ચરોતરના મોટા મોટા ગામોમા ખાદી પ્રચાર માટે પ્રવાસ કરવામા આવે તો તેનુ સુદર પરિણામ આવે

શ્રી અબ્બાસ સાહેબે મારો વિચાર પસદ કર્યો પણ તેમને પ્રશ્ન થયો કે કાઠિયાવાડના તાલુકદાર હોઈને તે એવી સભામા આવશે? મે જણાવ્યુ કે મને ખાતરી છે કે તે જરૂર આવશે તેમનામા ભારે હિમત છે " પણ હુ તો તેમને ઓળખતો નથી હુ તેમને શી રીતે લખુ ?' તેમણે પોતાની મુશ્કેલી જણાવી

" આપને મારી યોજના પસદ હોય, અને આપ મને સૂચવો તો હુ તેમને લખીશ એઓ મારા સ્નેહી છે " મે મુશ્કેલીનો તોડ સૂચવ્યો તેમણે એ યોજનાને સમતિ આપી બીજે દિવસે અમે સોજિત્રે ગયા ત્યા સર્વ કામ થયા પછી ત્યાના કાર્યકર્તા શ્રી પરસોતમ મોતીભાઈ, શ્રી ભાઈલાલભાઈ પટેલ એન્જિનિયર, શ્રી ભાસ્કરભાઈ અને શ્રી અબાલાલ વગેરે પાસે મે મારી યોજના મૂકી બધાએ તે વધાવી લીધી નડિયાદ ગયા પછી શ્રી કૃષ્ણલાલ દભાઈ વગેરેને પૂછી મારી યોજના પ્રમાણે વ્યવસ્થા કરવાનો અમે નિર્ણય કર્યો

## ૪૯. દરબાર સાહેબ ગોપાળદાસ

દરબાર સાહેબ ગોપાળદાસનુ નાનપણનુ નામ ગોરધનભાઈ હતુ તેમનો મને નાનપણથી પરિચય હતો મારા પિતાશ્રીનુ મોસાળ વસો થાય હુ આશરે બાર તેર વરસની ઉમરનો હોઈશ ત્યારે સને ૧૯૦૨–૦૩–૦૪ એ ત્રણ વરસ હું વસો રહેતો અને લગભગ આખો દિવસ હુ હવેલીમા જ રહેતો તે વખતના ગોરધનભાઈ સાથે મારે ત્યારનો પરિચય મારા કરતા તે બે ત્રણ વરસે મોટા ત્રણ વરસના ભેગા વસવાટ પછી ચાર વરસ અમે છૂટા રહ્યા હુ સોજિત્રે અને પછી પેટલાદ રહ્યો તે વડોદરા ગયેલા પાછા સને ૧૯૦૭–૦૮મા વડોદરે ભેગા થયા તે કોલેજ હોસ્ટેલમા રહે હુ હાઈસ્કૂલ બોર્ડિંગમા રહુ તે તે વખતે પ્રીવિયસમા હતા આમ બન્નેના પરિચયે સ્નેહ સબધની શરૂઆત કરી હુ મૂગે મિત્રપ્રેમી હતો મિત્રો પ્રત્યે મને બહુ પક્ષપાત તેમને હુ ન મળુ તો મને ચેન ન પડે કેટલીક વખત મારી લાગણીનો અનાદર મને દુ સહ થઈ પડતો તેમના પત્રો મેળવી હું સતોષ પામુ, તેમની પાસે હૃદય ખોલુ ત્યારે મને નિરાત વળે મારી તેવી સ્થિતિને હવે હુ લાગણીપ્રધાન દશા તરીકે ઓળખુ છુ હવે હુ તેવી સ્થિતિને પ્રેમ ન કહુ તેને ઘેલાપણુ પણ કહી શકાય ગોરધનભાઈનામા આકર્ષણશક્તિ

હતી તેમનામા એવી આવડત હતી કે પોતાની ઇચ્છા પ્રમાણેના બાહ્ય ભાવ અન્યને બતાવી શકે અન્યને માટે બહુ મમતા રાખવાનો તેમનો નાનપણથી જ સ્વભાવ આ કારણે કેટલાક તેમના સહાધ્યાયીઓ એમ માની લેતા કે ગોવર્ધનભાઈ તેમના જ અંગત સ્નેહી છે છતા તે જળકમળવત્ નિહાળતા જ હોય નાનપણથી તે એટલા બધા મળતાવડા કે સાથીઓને મહેજ પણ અતડાપણુ ન લાગે શ્રી મોતીભાઈ સાહેબે તેમને ઘડવા માંડેલા તેમના માતૃપક્ષના પિતામહ વગેરેના દેસાઈ અ બાઈદાએ તેમને દત્તક લીધા ત્યારબાદ પણ તેમનો અભ્યાસ ચાલુ રહ્યો તેને લઈને તેમના જીવનમાથી તે કુટુબની પુરાણી સકુચિત વિચારસરણી, રૂઢિચુસ્તતા મોજ ને જડતાથી વળગી રહેવાની અજ્ઞાનતા વગેરે તત્ત્વો દૂર થયા પણ આવા પલટની ખબર તેઓ તેમના પિતાશ્રીને પડવા દેતા નહિ

અમે વડોદરે હતા ત્યારે સને ૧૯૦૮મા તેમના પિતાશ્રી વડોદરે આવેલા કેમ્પમા એક બગલો ભાડે રાખેલો વડોદરે કાકરોલીવાળા શ્રી બાલકૃષ્ણ મહારાજનો મુકામ હતો તેમના દર્શન કાજે તે ત્યા રહેલા અમે બન્ને બોર્ડિંગમાથી બાપા પાસે જઈએ બાપા ઇચ્છે કે ગોપાળદાસ ધર્મી થાય ગોપાળદાસ પણ તેવા ધર્મનો ભાવ ન હોવા છતા હમેશા સેવા કરે અને વૈષ્ણવી ટીલુ કરે બાપા તેમને વારવાર બાલકૃષ્ણ મહારાજના દર્શન કરવા જવાનુ કહે અને પાચ રૂપિયા મહારાજને ભેટ ધરવા માટે આપે ગોપાળદાસ તે રૂપિયા લે પછી અમે બહાર નીકળીએ ત્યારે મને કહે, "બાપાએ મહારાજના દર્શન કરવા જવાનુ કહ્યુ પણ મારી ઇચ્છા નથી ના કહીને તેમને નારાજ કરવાની પણ મારી હિંમત નથી એટલે જવુ તો પડશે બાપા વળી ત્યા જાય અને કોઈને પૂછતા ખબર પડે કે હુ નહોતો ગયો તો તે મને લડે, અને તેમને દુ ખ થાય માટે જવુ તો ખરુ જ પગે લાગવાનુ મન નથી છતા પગે પણ લાગીશ પણ આ રૂપિયા તેમને શા માટે ભેટ આપવા ? તે તો ત્યા નહિ જ આપું ત્યારે તેનુ શું કરવુ ?" આ વિષે અમે વિચાર કરીએ અને કોઈ ગરીબ વિદ્યાર્થીને પુસ્તકો વગેરેની મદદ કરવાનો નિશ્ચય કરીને, તેનો એવો જ ઉપયોગ ગોપાળદાસ કરતા આમ ગોપાળદાસ કોલેજમા ભણતા ત્યારે જ જૂની પ્રણાલીમાથી વિખૂટા પડેલા હતા મારા જીવનના અનેક અગત પ્રસગો તેમની સાથે પડેલા હોવાથી અને હું દક્ષિણ આફ્રિકેથી પાછો આવ્યો ત્યાર પછી તેમની સાથેનો પડેલાનો સ્નેહસબધ ચાલુ રહેલો હોવાથી જ્યારે હું ખાદીપ્રચારના કાર્યમા શ્રી અબ્બાસ સાહેબ સાથે વસો ગયો અને તે રાત્રે મે તેમની પાસે દરબાર સાહેબ વિષેનો વિચાર મૂક્યો ત્યારે દરબાર સાહેબને નડિયાદમા બાર ગામના પાટીદારોની સભા ભરાય તેનુ પ્રમુખપદ સ્વીકારવાને સમજાવવાનુ મે માથે લીધુ

આટલો બધો પરિચય મને દરબાર સાહેબનો હતો પણ શ્રીમતી ભક્તિલક્ષ્મી બહેન સાથે મને પરિચય નહિ હુ મારા મોસાળમા નાનપણમા વીરસદ રહેતો

ત્યારે તેમના પિતાશ્રીની મારા પ્રત્યે બહુ મમતા હતી વીરસદના વૈભવપથી ગામમા પ્રથમ જ તેમણે સ્વામીનારાયણનો સંપ્રદાય સ્વીકાર્યો અને મને પણ કંઠી પહેરાવેલી ભાઈ હરિભાઈ અમીન અને હું નાનપણમા સાથે રમતા બાળગોઠિયા પણ ભક્તિલક્ષ્મીબહેન લીબડી જ ઉછરેલા એટલે મને તેમનો બિલકુલ પરિચય નહિ દક્ષિણ આફ્રિકામા મે દરબાર સાહેબના વિધુર થયાની વાત જાણી પછી તુરત જ દરબાર સાહેબની કંકોત્રી મને મળી મારે શું કરવુ ? દરબાર સાહેબ ફરીથી પરણે તે મને ગમ્યુ નહિ મને યાદ છે કે મે તેમને પત્ર લખીને જણાવેલુ કે આપ ફરીથી પરણો તે મને રુચતુ નથી હુ આપને આ લગ્નમા અભિનંદન નથી આપી શકતો' પણ અહી આવ્યા પછી તો ભક્તિલક્ષ્મીબહેને મારી સગી બહેનની ગરજ સારી

પેલી નડિયાદની સભાનો દિવસ પાસે આવ્યો તે દિવસ સં ૧૯૨૧ના માર્ચ માસમા હશે સભામા બારેય ગામેથી બધા કુટુંબોના પ્રતિનિધિઓ નડિયાદ આવે તેની વ્યવસ્થા મારે કરવાની હતી તે મતલબનુ આમંત્રણ બધેય સ્થાનિક કાર્યકર્તાઓને મે મોકલ્યુ હતુ બધાનુ મન નડિયાદની સભા તરફ વળેલુ હતુ તેવામા અદ્દરખાનેથી એક ગુપ્ત હિલચાલની ગંધ જણાઈ નડિયાદથી દેસાઈ કુટુબમાથી કોઈને આ નહિ ગમ્યુ હોય તેમને પોતાને તો શું નુકસાન હોય? પણ રાજ્યપ્રેમીને ખાદીપ્રચારમા રાજ્યદ્રોહની ગંધ આવી હશે અને પાટીદાર કોમ આમ સરકારદ્રોહી થાય તેમા કોમનુ અકલ્યાણ તે જોતા હશે ! તેથી તેમણે ખાનગી પત્રો પોતાના સબંધીને લખીને આ સભામા નહિ આવવાની સૂચના કરી હતી પણ આ મહાપૂરમા કોઈએ તેવા પ્રયત્ન પ્રત્યે ધ્યાન ન આપ્યુ નડિયાદમા સંતરામ મંદિરના ચોગાનમા સભાસ્થાન હતુ બાર ગામના પ્રતિનિધિ સિવાયના બીજા ગામના ભાઈઓ પણ હતા હજારોની સંખ્યા સભામા થઈ દરબાર સાહેબે મહાસભાની ચળવળમા પહેલવહેલો એ જિલ્લામા પ્રવેશ કર્યો એટલે તે પણ જોખમદારી સમજીને આવેલા ખાદીપ્રચારની સભામા પ્રમુખ તરીકે આવે એટલે તેમણે પણ સર્વાંગે ખાદી ધારણ કરી લેવી જોઈએ પનામા સાંભળુ જાડુ ખડબચડુ ધોતિયુ પહેરણ અને ખાદીની ટોપી પહેરીને તે નડિયાદ સ્ટેશને ઊતર્યા નડિયાદમા સરઘસ કર્યું, સભા થઈ દરબાર સાહેબે પ્રજાનુ અને સરસ નુ ધ્યાન ખેંચે એવુ ભાષણ કર્યું અને પ્રજાએ ખાદી પહેરવાનો અને ખાસ કરીને લગ્નપ્રસંગે ખાદી સિવાયના લૂગડા ખરીદવા નહિ એવો ઠરાવ કર્યો તેની અસર સારી થઈ તે ઠરાવ કદીયે પૂર્ણાંગે પળાયો નથી પણ ત્યાર પછી ખાદી નહિ વાપરનારા કુટુંબોમા પણ લગ્નપ્રસંગે મોટે ભાગે વરકન્યા ખાદી પહેરે એવી સામાન્ય પ્રણાલી ઊભી થઈ છે અને જેઓ ખાદી નથી પહેરતા તેઓનાથી મખમલના કસબી પોષાક, કેસ જનૂસો વગેરે વરને પહેરાવવાનો રોજનો રિવાજ હતો તે સદંતર નાબૂદ થયો છે અને સાદા પોશાકમા જ લગ્ન થવા લાગ્યા છે

# ૪૭. પ્રભુએ ધર્મસંકટમાંથી બચાવ્યો !

મહાસભાના ઠરાવ પ્રમાણે ખાદી દ્વારા પરદેશી કાપડના બહિષ્કારનું કામ પૂર જોશમાં ચાલ્યું મુંબઈ વગેરે મોટા શહેરોમાં સ્વયંસેવકો પરદેશી કાપડ ઉઘરાવીને મોટી હોળીઓ કરી બાળી દેતા તેના તણખા બધેય ઊડ્યા ખેડા જિલ્લામાં પણ સને ૧૯૨૧ની સાલમાં જૂન જુલાઈ માસમાં શ્રી અબ્બાસ સાહેબ સાથે આવી પરદેશી કાપડની હોળી કરવા અર્થે ... થોડા દિવસ ફરેલો બાદ સોજિત્રે ગયો ત્યારે કેટલાક મિત્રોએ સોજિત્રામાં પણ વિદેશી કાપડબહિષ્કાર દિન ઊજવવાનું મને પૂછ્યું મેં સંમતિ આપી એક દિવસ નક્કી કર્યો તે દિવસે એક સરઘસ ગોઠવ્યું તે ગામના દરેક મહોલ્લામાંથી પરદેશી કાપડ ઉઘરાવે એવું ઠરાવ્યું એ કાર્યક્રમ ફત્તેહમંદ નીવડ્યો લોકોએ પોતાના પેટી પટારા અને મંજૂસમાં સંઘરી રાખેલી રેશમી અને કસબી સાડીઓ, બે ગજ્જીઆર ટોપીઓ, રેશમી આલ્પાકાના અને સાટીનના કોટ, તરેહવાર ખમીસ, પાટલૂન, ધોતી વગેરે ખૂબ આપ્યું એક ગાડું ભરાય એટલા લૂગડાં થયાં બધાંય સારા તેનો ઢગલો મારા ડહેલામાં કરવામાં આવ્યો તેની દહનક્રિયા કોઈ યોગ્ય મહેમાનને હાથે થાય એવી મિત્રોની ઇચ્છા હતી અને શ્રી ઇમામ સાહેબ બાવાઝીરનું નામ મને સૂચવવામાં આવ્યું એ મને ગમ્યું મેં તેમને સોજિત્રે આવવાની વિનંતિ કરી તેમને સોજિત્રે આવવાની ઇચ્છા હતી જ મારું આમંત્રણ તેમણે સહર્ષ સ્વીકાર્યું

એ દિવસે ગામમાં ભારે ઉત્સાહ હતો કુંડવાળી ભાગોળે પરદેશી કાપડની હોળી થવાની હતી શ્રી ઇમામ સાહેબ આવી ગયા હતા સાંજના પાંચ વાગ્યે હોળી થવાની તે પહેલાં મારે ત્યાં મિત્રો અને અન્ય યુવકોને બોલાવ્યા પેલો કપડાંનો ઢગલો પડ્યો હતો તે મેં ઉથલાવવા માંડ્યો મેં તો તેને બધોય વિખેરી નાખ્યો અને મને ત્રાસ થયો મેં મારા મિત્ર ભાઈ અંબાલાલને કહ્યું, 'અંબાલાલ ગજબ થયો છે ' તેમણે મારા મોં પરની ગ્લાનિની છાયા જોઈને આતુરતાથી પૂછ્યું, "કેમ શું છે ? તમે કેમ ચિંતાતુર જણાઓ છો ?"

મેં કહ્યું, "લૂગડાંમાં જે ઉત્તમ અને કીમતી પાંચ સાત સાડીઓ હતી તે તથા પેલો નવો સાટીનનો કોટ અને બે ગજ્જીઆર ટોપીઓ નજરે જણાતી નથી આખી પોટલી ઊપડી ગયેલી જણાય છે ટોપીઓ તો છૂટી હતી તે વીણી વીણીને કોઈ લઈ ગયું છે આ તો ભારે થયું મારે જનતાને શું જવાબ આપવો ? આપણા ઉપર વિશ્વાસ મૂકી જે મોંઘી વસ્તુઓ પરદેશી તરીકે બાળવાના ઉમળકાથી આપી તે આમ ગુમ થાય તો લોકો કેવો વિચાર કરે ?"

મેં મારી પત્નીને પૂછ્યું તેણે કહ્યું, રામભાઈ સિવાય બીજું કોઈ ન હોય

મારો એક સગો મારે ત્યા ભણવા રહેતો હતો. તેને તેવી ટેવ ખરી તે ભણે અને જીવનમા કાંઈ સુધરે એવુ સમજીને મે તેને અભ્યાસ માટે તારાપુરથી બોલાવેલો તે બેત્રણ દિવસની રજાને કારણે તારાપુર ગયો હતો મને મારી પત્નીની વાત ઉપર વિશ્વાસ આવ્યો મારી સુધબુધ જાણે ઠેકાણે ન હોય તેમ મારું મગજ ભમવા લાગ્યુ હું ગમે તેવો શુદ્ધ હોઉં છતા જનતાના મનનુ સમાધાન, તેની શંકાનુ નિવારણ હુ શી રીતે કરી શકીશ, એ મારી ચિંતાનો વિષય હતો મારા ઉપર નહિ તો મારી પત્ની ઉપર કે મારા દીકરીદીકરા ઉપર આરોપ તો આવે જ એ મારા જેવા જાહેર સેવકને ન પાલવે સેવકને ખાડાની ધારે ચાલવાનુ રહ્યુ પણ હવે કરવુ શું? મને પ્રભુએ સુઝાડ્યુ મે નિર્ણય કરી નાખ્યો. ભાઈ અંબાલાલને કહ્યુ, "અંબાલાલ, મારી સાથે ચાલ હમણા જ આપણે તારાપુર જઈ આવીએ' બે કલાકનો વચ્ચે સમય હતો તે વખતે ઘોડા ક્યાથી શોધીએ? બધા લુગડા ભાગોળે લઈ જઈને હોળીની વ્યવસ્થા કરવાનુ કેટલાક મિત્રોને સોંપીને કોઈનેય કારણ જણાવ્યા સિવાય અમે અમારા પગને ઘોડા બનાવ્યા અને ઘોડાની રફતારે દોડ્યા તારાપુર ચાર ગાઉ દૂર થાય જિંદગીમા કદીયે હુ તેટલો ઉતાવળો ચાલેલો નહિ મારે તો મારી પ્રતિષ્ઠાની હોળી થવાની હતી એમાથી હુ શી રીતે બચુ તેની જ મને ચિંતા હતી અમે ૪૦ ૫૦ મિનિટમા તારાપુર પહોચ્યા માસીના ઘરમા પેસતા જ મે બૂમ મારી "માસી, છો કે?"

"કોણ એ? રાવજીભાઈ, તમે એકાએક ક્યાથી?' તેમણે પૂછ્યુ

"રામભાઈ ક્યા છે?" મે ઉતાવળે પૂછ્યુ

"તે તો બહાર ગયો છે, ગામમા ફરતો હશે બોલાવુ?" તે બોલ્યા.

"હા બોલાવો, કોઈને બોલાવવા મોકલો,' એમ કહી હુ ઓરડામા પેઠો માસી રામભાઈને બોલાવવા મોકલીને ઓરડામા આવ્યા મે કહ્યુ, "આ મંજૂસ ઉઘાડો."

"કેમ ભાઈ એકદમ?" તે ગભરાઈને બોલ્યા

"રામભાઈએ થોડાક લુગડા આણ્યા છે તે મંજૂસમા મૂક્યા છે તે મારે જોવા છે" મે દૃઢતાપૂર્વક કહ્યુ

તેમણે મંજૂસ ઉઘાડી મે અંદરના પોટલા એકપછી એક બહાર ફેક્યા અને તળિયેથી મારા હાથમા પેલી પોટલી આવતા તુરત મે ઓળખી મારા હૃદયમા જીવ આવ્યો મારું હૃદય હરખાયુ મારી ખોવાઈ ગયેલી વહાલી પ્રતિષ્ઠા જાણે જડી હોય તેમ ઉમંગથી હુ બોલી ઊઠ્યો, "અંબાલાલ, આ રહી પોટલી" બધા લુગડા અંદર હતા એક બેંગલોર ટોપી નહોતી એટલામા રામભાઈ આવ્યો મારે તેને કાંઈ પૂછવાનુ હતુ જ નહિ અને પૂછવાનો સમય પણ નહોતો તેને ફક્ત એટલુ જ પૂછ્યુ, "એક ટોપી ઓછી છે, ક્યા ગઈ?"

"મારા એક ભાઈબંધને આપી છે"

"ઠીક કાલે તુરત તે મોકલી દેજે" એમ કહી પેલી પોટલી લઈને અમે બન્ને જણ પગ ઉપાડી એ જ ઝડપે નીકળ્યા દિવસ તો ઘણો બાકી હતો ગામની બાગોળે ઝાડના મોગ ડાળા રોપી તેની ઉપર પરદેશી કાપડ ભેરવેલું અને નીચે મોટો ઢગલો કરેલો હતો બધા અમારી રાહ જોતા હતા કોઈ જાણે નહિ કે અમે ક્યાં ગયા છીએ અમે તેમની ઇન્તેજારી વચ્ચે આવી પહોંચ્યા બે કલાકમાં ચાર ગાઉ ગયા અને આવ્યા અને ત્યાં કપડાં લેવાને રોકાયા પણ થાક જણાયો નહિ કારણકે હૃદય હળવું થઈ ગયું હતું નાસની લાગ ઊતરી ગઈ હતી અને હૃદયમાં અવર્ણનીય આનંદ છાયી રહ્યો હતો બધા તો જિજ્ઞાસાથી જોઈ રહ્યા હતા મેં ત્યાં આવીને મારી વીતકકથા બધાને કહી દીધી અને પ્રભુએ મને ધર્મસંકટમાંથી બચાવ્યો તે માટે પ્રભુનો ઉપકાર માની શ્રી ઇમામ સાહેબનું મેં ઓળખાણ આપ્યું મારી સાથેના સ્નેહસંબંધનું મેં થોડું બ્યાન પણ કર્યું અને પછી એ પરદેશી કાપડની હોળી કરવાની મેં તેમને વિનંતિ કરી બધાને આનંદ થયો વન્દે માતરમ્‌ના જયઘોષો અને રાષ્ટ્રીય ગીતોના ગુંજન વચ્ચે તે હોળી પ્રગટી અને ત્યાર પછી ઘણા ભાઈબહેનોએ કદી પરદેશી કાપડ નહિ પહેર્યું હોય મારી પાસે એક મહામોંઘી યાદગીરી હતી, જેને મેં પ્રસાદ તરીકે સંઘરી રાખી હતી બાપુજીનો ગરમ ભાતીગર કોટપાટલૂનનો સૂટ હતો આશરે પાંચ પાઉન્ડની કિંમતનો તે સૂટ લગભગ નવો ને નવો તેમણે દક્ષિણ આફ્રિકાથી દેશ તરફ આવતા પહેલાં મને વાપરવા આપ્યો હતો તે મેં કદીયે વાપર્યો નહોતો મેં તેને એવી ભાવનાથી રાખેલો કે જ્યારે જ્યારે જીવનમાં શુભ પ્રસંગ હોય ત્યારે જ તેનો ઉપયોગ કરવો પણ આવે પ્રસંગે હું તેને રાખી મૂકું તો મારા મોહ અને અજ્ઞાન ગણાય જો કે તેનાથી છૂટા પડતા મને દુઃખ તો થયું પણ મારા બીજા પરદેશી કોટપાટલૂન સાથે તે પણ ભસ્મીભૂત થયા ફરજને ટાંકે ફૂલી લાગણીઓ ઉપર પણ અંકુશ મૂકીને હૃદયને વજ્રથી પણ કઠોર કરવું પડે છે ત્યારે જ કર્તવ્યધર્મ પળાય છે

આમ ગિરિધારીએ મારી લાજ શી રીતે રાખી તેની કથા મેં તમને કહી આ પ્રસંગ જ્યારે જ્યારે મને યાદ આવે છે ત્યારે ત્યારે ભક્ત સુરદાસની પેલી લીટી હું ફરમગથી બોલું છું કે —

'અબકી ટેક હમારી, લાજ રાખો ગિરિધારી।''

# ૪૮. સંસારસુધારો

જો હું એવું કહું કે હું છ વરસની ઉમ્મરનો હતો ત્યારે મને પરણાવ્યો હતો, તો ઘણા વાચકમિત્રોને નવાઈ લાગશે પણ એ વાત સાચી છે હું દોઢેક વરસનો હતો ત્યારે મારા પિતાશ્રી દક્ષિણ આફ્રિકા ગયેલા તેમની ગેરહાજરીમા મારા પિતામહે મને પરણાવ્યો હતો મારા એક શિક્ષક હિંદુઓના લગ્ન સબધે એક ઉક્તિ વાપરતા: 'હું પરણ્યો, મને પરણાવ્યો અને મને પરણાવી માર્યો.' હું પરણ્યો એટલે હું મારી રાજી ખુશીથી પૂરી સમજપૂર્વક, મનપસદગીથી પરણ્યો મને પરણાવ્યો એટલે હું જાણુ નહિ, મને પૂછેલુ નહિ છતા કોઈ વડીલે વડીલશાહી વાપરી મને પરણાવ્યો મને પરણાવી માર્યો એટલે મારી ઇચ્છા ન હોય, મારી પસંદગી ન હોય, હું વિરોધ કર્યા કરુ છતા પૈસા કે સગાઈના મોહને કારણે કે અન્ય સ્વાર્થના કારણે મને પરણાવી દીધો જેમ છોકરા માટે આ ઉક્તિ લાગુ પડે છે તેમ છોડીઓ માટે પણ તેટલે જ અશે, બલ્કે તેથી પણ વધુ અશે, લાગુ પડે છે કોઈ છોકરાને પરણવાનો સુપ્રસંગ પ્રાપ્ત થતો હશે, પણ કોઈ કન્યાને પરણવાનો સુપ્રસંગ હજી પણ ભાગ્યે જ પ્રાપ્ત થતો હશે છોકરો છોડીને પસંદ કરીને હા, ના, કહી શકે, પણ છોડીને છોકરો પસંદ ન પડે તો સેંકડે એક ટકો પણ ના નથી કહી શકતી

મારા લગ્ન વિષે મે હેતુપૂર્વક જ 'મને પરણાવ્યો હતો,' એવુ લખ્યુ છે મારા લગ્નજીવનના અનુભવથી હું એમ તો નથી જ કહી શકતો કે મને પરણાવી માર્યો હતો કદાચ હું જાતે પરણ્યો હત તો મારુ લગ્નજીવન જેવુ પસાર થયુ છે, તેનાથી વધુ સુખદ, વધુ આહ્‌લાદપ્રદ, વધુ શ્રેયસ્કર અને વધુ સતોષી નીવડયુ હત કે કેમ તે શી રીતે કહી શકાય? કારણ કે જાતે પરણેલાના લગ્નજીવન પણ મારા કરતાં વધુ સતોષી નથી એવુ પણ મે જોયુ છે પણ એ તો અપવાદ કહેવાય સામાન્ય નિયમ તો એ જ છે કે જાતે પરણેલાનુ લગ્નજીવન વધુ શ્રેયસ્કર અને વધુ સતોષી નીવડે છે આજકાલ આપણા સમાજમા ૫૦ ટકા પરણાવવામાં આવે છે, ૪૫ ટકાને આશરેને પરણાવી મારવામા આવે છે અને ૫ ટકાને આશરે પરણે છે એટલે આપણા લગ્નમા ૯૫ ટકા સુધારાને અવકાશ છે પરણાવેલા અને પરણાવી મારેલામા લગભગ ૮૦ ટકા બાળલગ્ન જ હોય છે અને બાલલગ્નને કારણે બાળવિધવા જેવી સસ્થા આપણા સમાજમા છે આ ઉપરાંત લગ્નની પ્રથા સાથે દરેક જ્ઞાતિમા કુરિવાજ હોય છે તે પૈકી વરવિક્રય અને કન્યાવિક્રય એ બે પદ્ધતિ જે જ્ઞાતિમા હોય છે તે જ્ઞાતિ નાશને માર્ગે પ્રયાણ કરે છે. કન્યાવિક્રય મહાપાપ ગણાયુ છે કારણ કે માબાપ પૈસાના લોભમા પડીને પોતાની દીકરીને પરણાવવામાં કન્યાનું સુખદુ:ખ ન જુએ, એનો સભર છે કન્યાને યોગ્ય

વર ન હોય, કાંઈ ખોડવાળો હોય, અપંગ હોય, વૃદ્ધ હોય, રોગિષ્ટ હોય અગર તો હલકા સંસ્કારનો હોય છતાં પૈસાના લોભમાં અંધ બની માબાપ પોતાની દીકરીને એવા સાથે પરણાવે એવું ઘણું બને છે અને પછી કન્યા જીવનભર દુઃખના આંસુ સારે છે એ કારણે કન્યાવિક્રય બહુ દોષિત ગણાય છે

પરંતુ મને લાગે છે કે વરવિક્રય કન્યાવિક્રય કરતાં પણ વધારે દોષને પાત્ર છે જ્યાં વરવિક્રયનો રિવાજ છે ત્યાં કન્યાને બહુ દુઃખ હોય છે જ્યારે વરવિક્રય વાળાને ત્યાં છોકરો જન્મે ત્યારે છોકરાના જન્મની ખુશાલી સાથે એવો પણ છૂપો આનંદ હોય છે કે મોટો થશે ત્યારે એક સારી રકમનો ચેક પાકશે તેમ કન્યા વિક્રયવાળાને ત્યાં કન્યાનો જન્મ થાય ત્યારે તે કન્યાના માબાપને પણ એવો છૂપો આનંદ થાય જ કે તે કન્યા પણ એક બાંધી મુદ્દતનો ચેક છે કદાચ કોઈ ભલા માબાપને તેવો આનંદ ન થાય તો નિદાન એટલી નિશ્ચિતતા તો રહે જ કે છોડીના ઉછેરથી તેને વિપત્તિ તો નહિ જ આવી પડે પણ વરવિક્રયનો જ્યાં રિવાજ હોય ત્યાં તો પહેલી છોડીના જન્મ વખતે એવો ઉદ્‌ગાર નીકળે કે અજબ થયો, છોડી અવતરી બીજી છોડીના જન્મ પ્રસંગે એવો ઉદ્‌ગાર નીકળે કે ગજબ થયો, બીજી છોડી અવતરી ત્રીજી છોડીના જન્મપ્રસંગે એવો ઉદ્‌ગાર નીકળે કે અરર, ત્રીજી છોડી અવતરી અને ચોથી છોડીના જન્મ વખતે તો એમ કહેવાય કે, હાય, હાય, ચાર છોડીઓ થઈ આમ અજબ ગજબ અરર ને હાય હાય આવી કહેતી મેં સાંભળી છે, અને ચારથી વધારે થાય તો તેની શી દશા થાય તે તો કલ્પનામાં પણ ન આવે

જે પ્રચલિત માન્યતા છે તે હું લખું છું અતિશયોક્તિ કરતો નથી તેમ જ બૂરી વાત છુપાવતો નથી હવે હું વાચકમિત્રોને પૂછું છું કે આવી સ્થિતિમાં જે કોમમાં વરવિક્રયનો રિવાજ હોય ત્યાં કન્યા જતનથી ઊછરે ખરી? મેં આંખ ઉઘાડી રાખીને જોયા કર્યું છે અને મને એવી ખાતરી થઈ છે કે કન્યાવિક્રયનો રિવાજ અધમ ગણાયો છે અને જે કન્યાવિક્રય કરે તે કુળહીન — નીચ કુળનો — અસંસ્કારી ગણાયો છે કારણ કે પૈસાના લોભે કન્યાનું સુખદુઃખ કન્યાના માબાપ ન જુએ એવો સંભવ છે પણ એક અનિવાર્ય પરિણામ તેનું જે આવે છે તે સ્પષ્ટ છે કે પૈસાના લોભી માબાપ પણ પોતાની કન્યાને કાળજીથી ઉછેરે છે વાત્સલ્યભાવને કારણે ન ઉછેરે તો સ્વાર્થભાવે પણ કાળજીથી ઉછેરે છે જ, અને કન્યા કીમતી દાગીનો છે એમ સમજીને પણ તેનું જીવન હડધૂત નથી થતું વળી તેને પરણાવ્યા પછી પૈસો પરણેતર નાપાક માણસ હશે તોપણ કાળજી રાખે છે કાળજી ન રાખે તો પાછી બીજી થેલીઓ ક્યાંથી લાવે? આમ કન્યાવિક્રયમાં કન્યાને પરણાવ્યા પહેલાં તેના લોભી માબાપ તેને પોતાની મૂડી સમજી કાળજીથી લાડ લડાવે છે અને પરણાવ્યા પછી તેનો પરણેતર ગમે તેવો અસંસ્કારી અને લોભી હોય તો પણ તેને પોતાની મૂડી — દાગીનો સમજીને પણ કાળજીથી તેનું જતન કરે છે

પણ તેની સામી બાજુ જે કોમમા વરવિક્રય થાય છે તેમા શુ થાય છે? તેમા દીકરીઓ દૂધપીતી થાય છે મને ખબર છે કે પાટીદાર કોમમા તો એવુ પહેલા થતુ હતુ અને હાલ પણ એમ સાવ નિષ્કલક તો નથી જ કોઈ કોઈ વખત એવા સમાચાર કાને અથડાય છે કે ફલાણે ઘેર પરણાવવા જેવી મોટી છોડીને રાત્રે અકસ્માત થયો અને મરી ગઈ તે સિવાય બબારને ત્યા છોડીઓ અને છોકરાનો ઉછેર કેવો થાય છે તે તો સર્વ પોતે પોતાને હૃદયે હાથ મૂકીને વિચારે ધાવણી છોડી ભૂખી ખોળામા કકળ્યા કરે તેનુ કાઈ નહિ કોઈ દરકાર ન રાખે ધાવણો છોકરો ખોળામા જાગે કે તુરત તેની મા છોકરાને લઈને ધવડાવે, નહિ તો તેની સાસુ તેને ઉધડી લે આવા ભેદ તો વરવિક્રયવાળી કોમોના સ્વભાવમા પડી ગયા છે આનુ કારણ કન્યાના લગ્નમા પડતી મુશ્કેલી જ હોય છે અને લગ્ન પછી પણ કન્યાના બાપને વરપક્ષ તરફથી જે કનડગત અને અપમાનભર્યા વર્તન કરવામા આવે છે તે પણ આનુ કારણ છે છતા આ બધી મુશ્કેલીઓ પાર ઉતર્યા પછી કન્યાનુ સાસરીમા પણ માન હોતુ નથી ત્યા તેના જીવનની કિંમત નથી હોતી એક દાગીનાના જેટલી પણ કિંમત નથી હોતી આ કારણે સાસરીમા પણ તેનુ જીવન હાડમારીવાળુ હોય છે એવે જ કારણે શ્રી નરસિંહભાઈ પટેલને પોતાના પાટીદાર મા 'માને મ્હેલે કે દીકરી કૂવે પડી' એવા મથાળા નીચે કોમને કલક લાગે એવા બનાવો નોધવા પડે છે

હુ પાટીદાર કોમમા જન્મ્યો છુ અને મને તેનો વધારે પરિચય છે, તેથી તેને ઉદ્દેશીને મારી વાત લખી છે બાકી આ હકીકત વરવિક્રય કરનારી હરેક કોમને લાગુ પડે છે આપણી પાસે શક્તિ હોય તો દીકરીને આપીને સતોષ પામવુ અને તેને સતોષવી એ આપણી ફરજ છે તેમા ધર્મ છે એવી પણ મારી ભાવના છે પણ આપણી શક્તિ ન હોય અને શક્તિ હોવા છતા પણ આપણી ઇચ્છા વિરુદ્ધ કાઈ આપવાની ફરજ પડવી તેમ ન અપાય તો છોડીને સાભળવુ પડે, તે હડધૂત થાય, તેને દુખ દેવામા આવે આપણુ વગોણુ થાય આવી પદ્ધતિથી કન્યાના માબાપને કન્યા અકારી લાગે છે એટલે આપણી લગ્નપ્રથા સાથે આવા જે કુરિવાજો છે તે નાબૂદ થાય સરળતા — સહૃદયની સરળતા વપરાય અને બધાયે વ્યવહારમા પ્રેમભાવનુ પ્રાધાન્ય સ્થપાય તો પછી લગ્નપ્રસગે ઓછોવત્તો ખર્ચ થાય તે વ્યક્તિગત પ્રશ્ન રહે અને જ્યા સુધી સમાજને અસર ન કરે ત્યા સુધી તે સામાજિક પ્રશ્ન ન રહે

હુ અભ્યાસ કરતો હતો ત્યારથી આ વિષે આવા વિચાર મને આવ્યા કરતા હતા, અને પ્રસગ મળે એ પ્રમાણે વર્તન કરવાને પ્રભુ મને શક્તિ આપે એવી આકાક્ષા સેવતો હતો

## ૪૯. 'શું મને સાટું આપો છો?'

સંસારસુધારા વિષે જે વિચાર મારી મર્યાદામા હુ સેવતો આવ્યો હતો તેને વર્તનમા ઉતારવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો મારી દીકરી ચિ વિમુ ૧૬ વરસની થઈ મારા પિતાશ્રીએ તેની સગાઈ માટે મને કહેવા માડ્યુ મારા મિત્રમડળમા સંસારસુધારક તરીકે પણ હુ ગણાતો બાપુજીને લાગી મુદતની સજા થઈ એ મારે મન મોટુ વિઘ્ન હતુ બાપુજી મારા જીવનવ્યવહારમા પણ રસ લેતા હું જાણતો હતો કે સરકાર સામે લડવુ અને દેશસેવક તરીકે ઓળખાવુ સહેલુ છે પણ સંસારસુધારક તરીકે ઓળખાવુ અને એ પ્રમાણે વર્તવુ મહાવસમુ છે સંસારમા અને તેમા ચાલતી લગ્નપ્રથામા કેટલાક અનિચ્છનીય રિવાજો નાબૂદ કરવાની જરૂર છે પણ એ બધામા કોઈ પણ પક્ષની સમાનતાની મર્યાદા વટે એવી પરઠણની રકમ જ્યા લેવાતી હોય તેવા લગ્નમા ભાગ ન લેવાનો મુદ્દો બધાને વસમો લાગતો હતો જ્યારે પોતાની દીકરીને પરણાવવાનો સમય આવે ત્યારે વરપક્ષ પરઠણ તરીકે વધારે રકમ માગે, તેની સામે કન્યાનો બાપ બળાપા કાઢે અને પરઠણ લેનારાઓને અને તેવા રિવાજને શાપ દે પણ જ્યારે પોતાના છોકરાના લગ્નનો પ્રસંગ આવે ત્યારે જાણે તે ચમ્મરબધી બાદશાહ હોય તેમ, પોતાની છોડીના લગ્નસમયે પોતાને જે પીડા થયેલી હોય તેને યાદ કરી કરીને, તેનો અનેક ગણો બદલો લેવો હોય તેવુ વર્તન કરે સમાજમા સામાન્ય જનતાની એ જ વૃત્તિ હોય છે અને તે એવુ જ વર્તન રાખે છે માન્યતાની, સ્વાર્થની, અભિમાનની, અને ખોટી પ્રતિષ્ઠાની જાળ એવી પથરાયેલી હોય છે કે ભલભલા પોતાને સંસારસુધારક મનાવવાનો દાવો કરનારાઓ પણ તેને ભેદી શકતા નથી તેવા કારણે સમાજમા એવી અસર થાય છે કે સંસારસુધારાની વાતો કરનારા ઢોંગી છે, સ્વાર્થી છે, બગભગત છે અને સુધારાને નામે આગળ આવી પ્રસંગ મળ્યે લાભ મેળવવાનો જ તેમનો હેતુ છે વળી એવો ખ્યાલ પણ સમાજને આવી જાય છે કે જે આપણે કરીએ છીએ તે જ સાચુ છે કારણ કે સુધારાવાળા પણ છેવટે એમ જ વર્તે છે

બાપુજીની ૬ વરસની જેલમાથી મુક્તિ થાય ત્યા સુધી વિમળાના લગ્ન માટે થોભી જવાય તેમ નહોતુ તેથી મે તજવીજ કરી મારી દીકરી પોતે પસદગી કરી શકે એવી હુ તેને શક્તિ આપી શક્યો નહોતો એટલે મે તેને પરણાવવા તજવીજ કરી સને ૧૯૦૮ ની સાલમા પેટલાદ બોર્ડિંગમા મને ગુજરાતી વિષય શિખવાડનાર ધર્મજના શ્રી શિવાભાઈ જેઠાભાઈના પુત્ર માટે મે માગણી કરી તે પોતે ખાદી-ધારી, તેમના પુત્ર ખાદીધારી, કોલેજમાથી અસહકાર કરી નીકળી ગયેલા અને તેમના માતામહના મુબઈના ધંધામા જોડાયેલા હતા મારી માગણી તેમણે આનદ-

ભર્યે હૃદયે સ્વીકારી મને માગ મિત્રો વ્યવહારિયા પણ ગણે છે, એ વ્યવહારિયાની દષ્ટિએ પણ મને એમ જણાયુ કે પોતાની કન્યાની સગાઈ કરવામા પોતાની સમાન તાથી ઉચ્ચ હોવાનો દાવો કરતા પાસે જઈ પરઠણ તરીકે રકમ આપવી તે તેને અભિમાની બનાવવા જેવુ અને પોતાને હીણપત લગાડવા જેવુ થાય છે લોકો પોતાનુ મિથ્યાભિમાન પોષવાને આવુ કરે છે અને તેમા કન્યાને મોટે ભાગે દુ ખ જ હોય છે મારી માન્યતા એવી છે કે આપણે આપણી દીકરીની સગાઈ માટે ત્રણ મુદ્દાઓ સાચવીએ તો બસ છે (૧) આપણુ સ્વમાન સાચવવુ અને આપણને ચાહનારને ત્યા જ આપણી કન્યા આપવી એટલે કે આપણને પોતાથી ઊતરતા સમજનારને ત્યા દીકરી ન દેવી (૨) છોકરાની જાતપસદગીએ ઉત્તમ પસદગી (૩) કન્યાનુ સુખ – (સાસરીમા સારા માણસો અને સારી આર્થિક સ્થિતિ) આ ત્રણ મુદ્દાઓ સચવાય તો બસ છે આ ઉપરાત માણસ જેટલો વધારે ઊંડો ઉતરે તેટલો તે હેરાન થાય, પોતાની દીકરીને અને દીકરાને દુ ખમા નાખે, અને સમાજનો દ્રોહ કરે

મારા આ ત્રણ મુદ્દામા હુ મક્કમ રહ્યો અને મારા વડીલોએ ઘણુ કહ્યુ છતા મે માન્યુ જ નહિ અને અનુભવે મે જોયુ કે મને અને મારી દીકરીને કેવળ પ્રેમના પીયૂષ પીવાના મળ્યા છે આ લગ્ન સબધી એક બે વાતો હુ અહીં લખુ તો વાચકમિત્રોને આનદ થશે

મારા મિત્ર ડૉક્ટર ભાસ્કરની એવી ઇચ્છા હતી કે તે વૈદકના વધુ અભ્યાસ માટે જર્મની જાય તે પહેલા વિમુની સગાઈ થઈ જાય તો સારુ શ્રી. શિવાભાઈ મુબઈ લેમિંગ્ટન રોડ પર રાવજી બિલ્ડિગમા રહેતા હતા હુ મુબઈ ભાઈ ભાસ્કરને વળાવવા ગયેલો તે, હુ અને મારા બીજા મિત્ર ભાઈ શિવાભાઈ ભાઈલાલ ભાઈ એ ત્રણેય સવત ૧૯૭૮ નો આસો માસ બેસતા શ્રી શિવાભાઈ પાસે ગયા અમારે વિમુના લગ્નની ચોકસાઈ કરવી હતી બંને પક્ષનાગની અરસપરસ સમતિ મળી ગઈ હતી મારા મિત્ર ભાઈ ભાસ્કરે શરૂ કર્યું "કેમ શિવાભાઈ, અમે તો આપની પાસે આવ્યા છીએ પણ તે આગળ બોલે તે પહેલા જ તે બોલી ઊઠયા, 'આવો, આવો, આપણે તો આવેલા જ છીએ ને? ઘણા વરસોથી આપણે ભેગા છીએ અને આજે પણ ભેગા થયા અને ભગવાન આપણને ભેગા જ રાખવાનો છે'

ત્યારે તમે મગનભાઈ વિષે શો નિર્ણય કર્યો?" ભાઈ ભાસ્કરે પૂછયુ

એ નિર્ણય તો પ્રભુએ કરી દીધો છે એમા આપણે આડે આવનાર કોણ? રાવજીભાઈ મને ચાહે છે હુ તેમને ચાહુ છું આપણ બધાયે સ્નેહી છીએ મગનભાઈ અને વિમુની ઇચ્છાપૂર્વકની સમતિ છે પ્રભુનો પણ આપણા સબધમા આશીર્વાદ હુ જોઉ છુ તો પછી રાવજીભાઈની મામલી હુ પાછી ઠેલનાર કોણ?"

' તો પછી આપને અહીં કોને બોલાવવાના હોય ? લો આ ચાલ્લાના રૂપિયા," એમ કહી ભાઈ ભાસ્કરે ચાલ્લાના રૂપિયા ધર્યા

શ્રી શિવાભાઈ જાણે ચમક્યા હોય તેમ બોલી ઊઠ્યા 'રૂપિયા ? રૂપિયા શાના ?"

"ન્યાતના રિવાજ પ્રમાણે સગાઈ થતા ચાલ્લો અપાય છે તે અપાય એટલે સગાઈ નક્કી થઈ ગણાય, ભાઈ ભાસ્કરે ધીમેથી જવાબ આપ્યો

શ્રી શિવાભાઈ તો હસ્યા તે બહુ મર્મભેદી ભાષા બોલનાર હતા મજાકી અને આનદી પણ બહુ હતા ઉચ્ચ આદર્શપ્રિય જીવનની આવી ભાષા બહુ ગૂઢ અર્થવાળી હોય તે મજાક કરતા બોલ્યા, "ન્યાતનો રિવાજ ? ન્યાતનો રિવાજ સાટાનો હોય છે ચાલ્લાનો ક્યા હોય છે ? ચાલ્લો કકુનો હોય ચાદીના ટુકડા ઓનો હોય ખરો ? મે ક્યા તમને મારો વાછડો વેચ્યો છે કે તમારી પાસેથી હુ સાટાના રૂપિયા લઉ ? અને તમે મને એનુ સાટુ આપો પણ શાના ? ન્યાતમા એવો રિવાજ હશે પણ હુ કાઈ લબાડ માણસ છુ ? તમે મને કેવો માન્યો ? હુ ફરી જઈશ એવુ માનીને મને સાટુ આપીને બાધો છો ? મારુ અને મગનભાઈનુ વચન પૂરતુ છે તમારે અમારા પર વિશ્વાસ રાખવો જોઈએ હૃદયના વિશ્વાસનુ પ્રતીક રૂપિયા ન હોય એ તો એક બીજા પ્રત્યેની શ્રદ્ધા જ હોય "

હમેશાની માફક તેમની હાસ્યરસ અને ગૂઢાર્થભરેલી ભાષા સાભળી હુ તો હસ્યા કરુ ભાસ્કરને મે કહ્યુ, "ભાસ્કર રહેવા દે મને એમનો ભાવ ગમ્યો એઓ બરોબર કહે છે સ્નેહસબધમા પૈસાની દરમિયાનગીરી ન હોવી જોઈએ આપણો તેમની સાથેનો સ્નેહસબધ છે એની એ પ્રતીતિ છે

પછી અમે સ્નેહીઓ વાતોચીતો કરીને આનદભર્યા વિખૂટા પડ્યા

## ૫૦. 'સમાજનો ગુનેગાર'

ચિ વિમુના લગ્નના દિવસો પાસે આવ્યા લગ્નમા બને એટલી સાદાઈ રાખવામા આવી લગ્નક્રિયા વૈદિક વિધિ પ્રમાણે થઈ બીજી સર્વ વ્યાવહારિક પ્રવૃત્તિ બધ રાખી વર અને કન્યા પક્ષના સર્વ કુટુબીઓ લગ્નપ્રસગે હાજર રહ્યા લગ્નવિધિની ક્રિયા પડિતોએ સર્વને સમજાવીને કરી અને અગચના મત્રોના અર્થ કરીને સમજાવ્યા આમ સપ્તપદી અને મગળફેરા પૂરા થયા લગ્નવિધિને અતે વડીલોના આશીર્વાદની વિધિ પણ લગ્નવિધિમા સામેલ કરી તે પ્રસગે [illegible] પક્ષના [illegible] રૂપમા હાજર રહીને આશીર્વચનો ઉચ્ચાર્યા બાદ [illegible] કર્યા અને લગ્નક્રિયાને અતે પાનસોપારી વહેચાઈ [illegible] સ્થિત

રીતે પૂર્ણ થઈ હવે બાકીના બીજા કાર્યક્રમ આટોપવા વિષે હુ બેફિકર હતો જાન ત્રણ દિવસ રહે એવો રિવાજ હતો અને વડીલો તરફથી ત્રીજા દિવસનો આગ્રહ હોવા છતા જાન બે દિવસ રહી માડવો ચૂકવવાનો ધાધલિયો કાર્યક્રમ ટાળી દીધો મારા ગામની સસ્થામા કે વ્યક્તિને જે કાઈ આપવાનુ હોય તે હુ વરના બાપને નામે આપુ અને તેમના માણસોને એટલે કે ગોર, વાળદ, ભાટ, ચારણ વગેરેને તે મારે નામે આપે એટલે ઓઠાવત્તાની ભાજગડ નહિ

લગ્ન પ્રસગે શ્રી. દરબાર સાહેબ, શ્રી મોતીભાઈ અમીન, શ્રી મણિશકર રત્નજી ભટ્ટ, શ્રી કરુણાશકર કુબેરજી ભટ, વગેરે સ્નેહીઓ અને મિત્રો આવ્યા હતા તેમને મારા ઘરની પાસે ઉતારો આપ્યો હતો શ્રી શિવાભાઈ પણ સર્વ સ્નેહીઓ સાથે ત્યા જ રહેતા બધી વિધિ પૂર્ણ થયા બાદ રૂ ૩૦૧) જે ન્યાતના સમાનતાના ધોરણે લગ્ન પહેલા આપવા જોઈએ તે મે આપ્યા નહોતા હુ તે રકમ લઈને તે મુકામે ગયો પૂ મોતીભાઈ અમીનને બોલાવ્યા અને તેમની સાથે વાતચીત કરી અમે એવો નિર્ણય કર્યો કે પરડણ તરીકે નહિ પણ મારા જેવો કન્યાનો બાપ રૂ ૩૦૧) વરને આપી છૂટે તેમા કાઈ વાંધો નથી ઊલટી તેથી તો મર્યાદા બધાય છે ડાકોર મુકામે થયેલા ઠરાવનો અમલ આપણે કરાવવો જોઈએ અને કન્યાના બાપે તેટલી રકમ ધર્મભાવે આપવી એ વધારે નથી. એ સ્વેચ્છાથી આપવાની છે

પૂ મોતીભાઈ અમીને શ્રી શિવાભાઈને બોલાવ્યા અને કહ્યુ, "રાવજીભાઈ રૂ ૩૦૧) તમને આપે છે "

તેમણે પોતાની લાક્ષણિક ઢબે પૂછ્યુ, "શાના?"

"રાવજીભાઈ કહે છે કે કન્યાના બાપે કાઈક આપી છૂટવુ અને ડાકોરના ઠરાવ મુજબ રૂ ૩૦૧)ની મર્યાદા રાખવી એ સર્વ માટે સારી છે " તુરત શિવાભાઈ ગભીરતાપૂર્વક બોલ્યા, "ઠીક થોભો, હુ આવુ છુ " એમ કહીને તે ગયા અને બે જ મિનિટમા પાછા આવીને "લો, મારા પણ ત્રણસો એક," એમ કહી તેમણે તે રકમ પૂ મોતીભાઈ અમીનના હાથમા મૂકી પૂ મોતીભાઈએ પૂછ્યુ, "તમે શાના આપો છો?"

ત્યારે તેમણે તેમની ખાસ શૈલીમા પ્રવચન કર્યું, "મને પણ લાગે છે કે વરના બાપે કાઈક આપી છૂટવુ રાવજીભાઈ કન્યાના બાપ થયા એટલે એ શુ બાપડા બિચારા? અને હુ વરનો બાપ થયો એટલે હુ શું મોટો ટ્હુજી થઈ ગયો? જો રાવજીભાઈ કન્યાને ઉછેરીને સમાજના ગુનેગાર બન્યા છે તો છોકરાને ઉછેરીને હુ પણ સમાજનો ગુનેગાર બન્યો છું તેમના ગુના બદલ ત્રણસો એક રૂપિયા દંડ તેમનો લેવાનો હોય તો મારા ગુના બદલ મારો પણ દડ તમે લો અમે બનેય સમાજના સરખા ગુનેગાર છીએ."

હું અને પૂ. મોતીભાઈ બને વિચારમા પડી ગયા તે મર્મભેદી વાક્યો સાભળીને અમે તો આભા બની ગયા પૂ મોતીભાઈ અમો બનેમાથી કોને શું કહે? પણ હુ તુરત ફોડ પાડી બોલી ઉઠ્યો, "ભને, શિવાભાઈ કહે છે તે વ્યાજબી છે મારા ગુના જેવો તેમણે પણ સમાજનો ગુનો કર્યો છે એટલે તે રકમ પણ લઈ લો અને બને રકમના રૂા ૬૦૨) વરકન્યા બનેને નામે જમા મૂકો"

મારી દરખાસ્ત તે બનેએ માન્ય રાખી અને તેમ થયુ આ કિસ્સા ઉપરથી મન સૂઝી આવ્યુ કે પરઠણ જેવી ચીજ નાબૂદ કરી તેના બદલામા કન્યાનો બાપ સ્વેચ્છાથી પોતાની શક્તિઅનુસાર જે રકમ પોતાની કન્યાને આપવા ઇચ્છા કરે તેટલી રકમ વરનો બાપ પણ આપે અને તે બને રકમ વરકન્યાને નામે બાધી મુદ્દતની થાપણ તરીકે ત્રાહિત સ્થળે રહે અને પાછળથી તે રકમ જીવનમા ભીડના પ્રસગે કે તેમના સતાનોની કેળવણી અર્થે બનેની સમતિથી વપરાય એ સારુ છે શ્રી. મોતીભાઈને મારો વિચાર ગમેલો ખરો પણ તેનો અમલ ક્યાય થયો જાણ્યો નથી મારે વળી પાછો સને ૧૯૩૫મા કન્યાના લગ્નનો પ્રસગ પ્રાપ્ત થયો પણ ત્યારે તો મારો વિચાર બદલાયેલો અને લગ્નપ્રસગે પૈસાની કાઈ પણ દરમિયાનગીરી ન જ હોય એવો નિશ્ચય થયેલો હોવાથી હુ તે જ પ્રમાણે વર્તેલો

ઉપરનો પ્રસગ વાચ્યા પછી વાચકમિત્રો સહેજે સમજી શકશે કે અમો બને વેવાઈઓનો સબધ કેવો મીઠો અને સકોચરહિત હશે છોકરાનો બાપ વેવાઈ થઈને જાય તો મિજાજમા જાય ભાગ્યેજેથી તેનુ સન્માન કન્યાપક્ષના કુટુબીઓ તરફથી ના થાય તો તેને અપમાન લાગે તે વણનોતર્યો ત્યા જાય પણ નહિ. પણ આ શિવાભાઈએ એવુ કાઈ રાખ્યુ નહિ એક દિવસ હુ મારી ઓફિસમા બેઠો હતો અને તે ગાતા ગાતા અદર પેઠા

"વેવાઈ આવ્યા રે દાપુ લેવાને
સન્માન આપોરે રાજી કરવાને
મૂઠી ભરોને દાપુ આપીને
મન મનાવો રે રીઝો વેવાઈ ને
રોષનો ભર્યો જો પાછો તે જાશે
પેલી દીકરીને દુખડા બહુ દેશે"

હુ તેમને જોઈ ઊભો થયો અને હસવા લાગ્યો આવા સરળ સ્નેહાળ વેવાઈને જોઈને હુ ખૂબ આનદ પામ્યો મે પૂછ્યુ, "કેમ કાઈ કવિતા ગાવા માડી?" તેમણે ઠાવકે મોઢે જવાબ આપ્યો, "તમને (કન્યાના બાપને) તમારી ફરજનુ ભાન ન હોય તો મારે (વરના બાપે) તેનુ ભાન કરાવવુ જોઈએ ને? છોકરાનો બાપ ટેકુજી અને છોકરીનો બાપ ઠિગુજી ટેકુજી ઠિગુજીને ત્યા જાય ત્યારે ટેકુજીનુ સન્માન વ્યાજબી ન થાય તો અને તેનુ ખાલી ખિસ્સુ દાપુ આપીને—વેવાઈનો

ચાખ્યો આપીને ન ભરે તો પછી ઠિગુજીની શી વલે થાય તેની આપને ખબર છે?" અને પછી અમે બને ખૂબ હસ્યા

આવા અનેક પ્રસગોએ મે આનદ લૂટ્યો છે સેવાઈ તરીકે પ્રેમના ઘૂટડા મે પીધા છે કદીયે અમારા હૃદયમા ભિન્નતાનો ખટકો નથી ખટક્યો તો પછી વિમુના સતોષની તો વાત જ શી કરવાની હોય?

આમ મને આ વિકટ અને દુસહ દેખાતા વ્યવહારનો પણ સુખદ અનુભવ થયો છે મે તે અગે કદીયે ગ્લાનિ અનુભવી નથી પણ ઊલટો હુ આનદ સાગરમા નાહ્યો છુ મારા પર સદાયે પ્રભુની કૃપા રહી છે

# ૫૧. ત્યાગી રાજદંપતી

ભાઈશ્રી કલ્યાણજીભાઈએ 'ગુજરાતનુ નૂર' લખ્યુ છે તેમા દરબાર સાહેબ ગોપાળદાસના જીવનનો પ્રથમ ભાગ આલેખ્યો છે જેમ શરીર સાથે તેનો પડછાયો હોય છે તેમ શ્રીમતી ભક્તિલક્ષ્મીબહેનનુ જીવન પણ તેમા આવી જાય છે પણ એ મને નથી ગમ્યુ પુરુષ જાતે સ્ત્રીજાત પ્રત્યે આજ સુધી જે જે અન્યાયો કર્યા છે તેમા આ એક વધુ અન્યાય ઉમેરાયો છે, એમ મને લાગ્યુ છે 'ગુજરાતનુ નૂર' લખવાનો પ્રસગ પ્રાપ્ત થયો તે ભક્તિલક્ષ્મીબહેનના પ્રતાપે થયો એમ મને લાગે છે હુ દરબાર સાહેબને ચાલીસ વરસથી ઓળખુ છુ દિવસે દિવસે તેમના વધારે પરિચયમા આવ્યો છુ તેમના પ્રથમ પત્ની શ્રીમતી ચંચળલક્ષ્મીના જીવતા તેમના જીવનના સાક્ષી તે પોતે જ છે તે સમયે તેમના રજવાડી જીવનના ગણેશ મડાયેલા એ વાત ઘણી વખત તે રસપૂર્વક કહે છે જીવનની કુટેવોમા તે સપડાયા હતા તે વાતનો તે પોતે સ્વીકાર કરે છે શ્રી મોતીભાઈ અમીનની ચોકી તે અહી હતા ત્યા સુધી ઠીક હતી પણ રજવાડાના ગલગલિયા વાતાવરણમા તેમણે સ્થાયી રહેવાનુ કર્યુ, એટલે તેમાથી 'ગુજરાતનુ નૂર' લખવા જેવા જીવનની આશા ન રાખી શકાય

દરબાર સાહેબ તે વખતે શોખીન હતા, રસિક હતા, અને ધર્મ પર શ્રદ્ધા જેવુ કાઈ તેમને નહોતુ શ્રી મોતીભાઈ અમીનના પ્રસગમા આવેલા એટલે નૈતિક બધ – પ્રતિષ્ઠાની આડ હતી ખરી, પણ જેમ જેમ રજવાડી વાતાવરણનો પાસ વધારે લાગતા તેમ તેમ અહીનો પાસ ભૂસાઈ જતો અને નૈતિક બધ ઢીલો પડતો પછી તો અહીના સમાજના પ્રસગમા જ આવવાની ઇચ્છા ન થાત, તેનાથી દૂર રહેવાની ઇચ્છા થાત. અને મોતીભાઈ સાહેબ જેવા શુભેચ્છક પોતાના પ્રવૃત્તિમય જીવનમાથી ખાસ પ્રસગ મેળવી દરબાર સાહેબ પાસે જવાનો અને પાછા પોતાના પાસમા લેવાનો પ્રયત્ન કરે ત્યારે વળી ચોટી મુદત સુધી આશાભર્યું જીવનવહેણ

આવી જાત મારી આ કલ્પના કલ્પના માત્ર નથી, એ તો જગજૂની માનવપતનની કરુણકથા છે હુ આવુ લખી દરબાર સાહેબને અન્યાય નથી કરી રહ્યો, પણ શ્રીમતી ભક્તિલક્ષ્મીબહેનને ન્યાય આપી રહ્યો છુ દરબાર સાહેબ પોતે પણ જે વાત ખાનગી રીતે ભક્તિલક્ષ્મીબહેનને કહે છે — અને દરબાર સાહેબે પોતાના જીવનમા ખાનગી જેવુ કાંઈ રાખ્યુ નથી તથી — તે જ વાત હુ લોકસમુદાય જાહેર કરુ છુ તેમણે અનેક વખતે ઉદ્‌ગાર કાઢ્યા છે, તે મે સાભળ્યા છે અને વાચ્યા છે, ' ભક્તિબા, તમે મને ન મળ્યા હોત તો મારુ શુ થાત ? " આમ મારા કથનના સાક્ષી તરીકે હુ દરબાર સાહેબના શુદ્ધ પવિત્ર હૃદયને રજૂ કરુ છુ કે દરબાર સાહેબ કાઠિયાવાડના સાડી ત્રણસો રજવાડા પૈકીના એક કાંઈક વધારે બુદ્ધિશાળી, કાંઈક વધારે હિંમતબાજ, કાંઈક વધારે વાક્પટુ અને આધુનિક સમાજને આકર્ષક થઈ પડે એવા દબી તાલુકદાર ઉપરાત વિશેષ કાંઈ ન થઈ શક્યા હોત જો તેમને ભક્તિલક્ષ્મીબહેન જેવા જીવનસાથી ન મળ્યા હોત. ભક્તિલક્ષ્મીબહેનની ધાર્મિક વૃત્તિ, દૃઢ ચારિત્ર, અને શુદ્ધતાની કડક શિસ્તને કારણે દરબાર સાહેબ દબાયા ચપાયા અને આખરે બચી ગયા શુદ્ધ ચારિત્ર અને પ્રેમભરી મીઠી નજર નીચે દોષ તો બીચારો રાંક થઈ જાય છે અને ભક્તિલક્ષ્મીબહેનના શુદ્ધ ચારિત્ર અને પ્રેમભરી મીઠી નજર પાસે દરબાર સાહેબને ગુનેગાર થઈને ઊભુ રહેવુ પડતુ સતાવુ પડતુ કોઈ પણ દોષિત હૃદયથી આમ સતત નજર નીચે ન નભી શકાય તેને દોષથી મુક્ત થયે જ છૂટકો દરબાર સાહેબની દોષમુક્તિની આવી માર્ક કથા છે

આ દૃષ્ટિએ જોતા તો દરબાર સાહેબના જાહેર જીવનના પાયામા ભક્તિલક્ષ્મીબહેનનુ ચારિત્રબળ છે તેમની ઇચ્છાશક્તિ છે, તેમની ધર્મભાવના છે એ ત્રિગુણ શક્તિના પાયા ઉપર દરબાર સાહેબનો જીવનમહેલ ઊભો થયો છે

મહાત્મા ગાધીજીના જીવનસૂર્યથી આકર્ષાઈને અનેક નાના મોટા જીવો તે સૂર્યના તેજમા ઝડપાયા તે પૈકી દરબાર સાહેબ અને ભક્તિલક્ષ્મીબહેન પણ ગણાય ભક્તિલક્ષ્મીબહેને જે કલ્યાણમાર્ગી વૃત્તિ તેમનામા ચિનગારીરૂપે જાગ્રત રાખેલી — બુઝાવા નહિ દીધેલી તે મહાત્માજીની ફૂંકે સળગી ઊઠી બાર ગામના પાગીદારોની ખાદીપ્રચારની સભામા તે નડિયાદ આવ્યા, અને પછી અમદાવાદની મહાસભામા પણ પોતાના ખેડૂતોની રાસમડળી સાથે આવ્યા તેમનો રાસ એ મહાસભાનો એક આનદદાયક કાર્યક્રમ થઈ પડ્યો હતો પોતાના ખેડૂતો સાથે રાસ રમતા દરબાર સાહેબને જોતા જાણે કે શ્રીકૃષ્ણ પોતાના ગોવાળિયા સાથે ખેલતા હોય તેવો ખ્યાલ પ્રેક્ષકોને આવતો હતો પછી તો દરબાર સાહેબની એવી શક્તિ છે, કે વળ્યા તે વળ્યા પાછુ જોવાની વાત નહિ કોઈનાથીયે દબાય નહિ કોઈ લાલચ કે ડર તેમને પાછા વાળી શકે નહિ

એવી કસોટી પણ આવી મુંબઈના ગવર્નર કાઠિયાવાડની મુસાફરીએ ગયા રાજકોટમા દરબાર ભરાવાનો હતો તેમા હાજર રહેવાને તાલુકદાર તરીકે દરબાર સાહેબને પણ આમ ત્રણ હતુ તે વખતે દરબાર સાહેબે ખાદી સ્વીકારી લીધી હતી, તેમણે પોલિટિકલ એજન્ટને લખ્યુ કે ગવર્નર સાહેબના દરબારમા આવવાની મારી ઇચ્છા છે પણ હુ ખાદી પહેરુ છું મારા પોતાના ખાદીના પોષાકમા હુ દરબારમા હાજર રહુ તેમા આપને કાઈ વાંધો ન હોય તો દરબારમા હાજરી આપવાને હુ ઇચ્છુ છુ પોલિટિકલ એજન્ટે પ્રથમ તો હા-ના કરી, પણ પછીથી તેણે જણાવ્યુ કે તમે ખાદીના પોષાકમા આવો, પણ ગાધી ટોપીમા નહિ ખાદીનો સાફો પહેરજો દરબાર સાહેબે સ્પષ્ટ જણાવી દીધુ, "મારો હમેશનો પોષાક ગાધી ટોપીનો છે હુ આ દરબાર નિમિત્તે તેનો ત્યાગ કરુ તે મને ખાદીના અને ગાધીજીના અપમાન સમાન લાગે છે, માટે ખાદીની ટોપી સાથેની મારી હાજરી સામે આપને વિરોધ હોય તો હુ દિલગીર છુ કે દરબારમા હુ હાજરી નહિ આપી શકુ "

દરબાર સાહેબનું આ પગલુ પોલિટિકલ એજન્ટને બડખોર લાગ્યુ તેણે ગવર્નર સાહેબ પાસે આ હકીકત રજૂ કરી ગવર્નરે દરબાર સાહેબનો ખુલાસો માગ્યો ખુલાસામા તેમણે સ્વમાન સાચવીને વાત કરી સરકારે દરબાર સાહેબના વર્તન માટે તેમની પાસેથી ક્ષમાની માગણી કરી તેઓ કાઈ ક્ષમા મ ા ગે તા નહોતા પરિણામે સરકારે તેમના રાઈ, સાકળી અને ઢસા એ ત્રણ ગામનો તાલુકો જપ્ત કરી દરબાર સાહેબને તેમના પિતાના વારસ તરીકે નાલાયક ઠરાવ્યા પછી તે તાલુકો દરબાર સાહેબના વડીલ ભાઈને, અને પછી એક પછી એક બધા પુત્રોને આપવાનો સરકારે પ્રયત્ન કર્યો પણ સરકારની શરત સાથે તે વાર્ષિક ચાળીશ હજારના ઉત્પન્નવાળો તાલુકો કોઈએ સ્વીકાર્યો નહિ અને સરકારની માગણીનો સર્વેએ હિમતભર્યો ઇનકાર કર્યા હજી પણ તેવી જ સ્થિતિ છે આ પ્રસગ દરબાર સાહેબના કુટુબના ઇતિહાસમા અને હિદના સ્વાતત્ર્યયુદ્ધના ઇતિહાસમા ગૌરવભર્યો લેખાશે

આમા પણ શ્રીમતી ભક્તિલક્ષ્મીદેવીએ મહાશક્તિનુ કામ કર્યું છે દરબાર સાહેબના નિર્ણયમા પણ તેમની શક્તિ હતી અને પછી તેમના મતને નિભાવી રાખવામા પણ ભક્તિલક્ષ્મીબહેને દરબાર સાહેબની પ્રતિજ્ઞાની રક્ષા કરનાર જગદબાનુ કામ કર્યું છે હજી સુધી પણ મારા જાતઅનુભવ મુજબ એ ત્યાગવીર દંપતીએ ગયેલી ગાદી પોતાના મતને ભોગે પાછી મેળવવાની સ્વપ્ને પણ ઇચ્છા કરી નથી તેમની આ શક્તિ માટે એ વીર દંપતીના ચરણોમા હૈયુ નમી પડે છે

મહાત્માજી કહેતા હતા કે દરબાર સાહેબના ગામ પાછા વળે ત્યારે જાણવુ કે સ્વરાજ્ય આવે છે સને ૧૯૩૭મા મહાસભાએ પ્રધાનપદા સ્વીકાર્યા ત્યારે

મે બાપુજીને એક વખતે કહી નાખ્યુ કે હવે મુબઈ સરકાર વાઈસરોય ઉપર દરબાર સાહેબના ગામો માટે દબાણ ન કરી શકે? બાપુજીએ જવાબ આપ્યો, "તેમ કરી શકાય અને સભવ છે કે વાઈસરોય માને પણ ખરા દરબાર સાહેબ તેમ ઇચ્છતા હોય તો તેમ થાય પણ ખરુ પણ આપણી મજલ અધૂરી છે વળી પાછુ સરકાર સાથે કાઈ નવે બન લડત ઉપાડવી પડે તો પાછા ગામ ખોવાનો વારો આવે અગર દરબાર સાહેબને ખોવાનો વારો આવે અને દરબારને આપણે ખોઈ બેસીએ એ હુ માનતો નથી એ તો ગામ જ પાછા જાય તો ગામો હમણા ભલે જ્યા છે ત્યા જ રહ્યા "

આમ દરબાર સાહેબ ભક્તિલક્ષ્મીબહેન અને તેમના પુત્રો તથા પુત્રવધૂઓ, એમ આખુ કુટુબ આપણા સ્વરાજ્ય યજ્ઞમા સામેલ છે તે રાજદ્પતીનુ જીવન તો મહાસભાના કાર્યક્રમની પ્રવૃત્તિથી ભરેલુ છે તેનુ વર્ણન કરવાની જરૂર નથી. તેનુ કાઈ વિશેષ માહાત્મ્ય પણ નથી આપણે માટે ખરુ માહાત્મ્ય તો ઉપર મે જે વસ્તુ લખી છે તેનુ છે

## ૫૨. નાગપુર ઝંડાસત્યાગ્રહ

ખેડૂત તરીકે મને એવો અનુભવ છે કે એક સ્થળેથી બીજે સ્થળે ખેતીના કામે પાણીનો નાનો મોટો પ્રવાહ લઈ જવો હોય ત્યારે વચ્ચે આવતા ખાડા ભરતો ભરતો જ પ્રવાહ આગળ ધપે, અને જે ખાડા કે બરોડા હોય તે પાણી પીને બેસી ન જાય અને તે ભરાઈને ઉપરની સપાટીએ પાણી ન આવે ત્યા સુધી પાણીનો પ્રવાહ આગળ ન ધપે

સ્વરાજ્યની મજલ પણ એવી જ રીતે કપાય સેકડો વરસોથી દબાયેલી, ચપાયેલી, લૂટાયેલી અને અસ્તવ્યસ્ત થયેલી, ગુલામી દશા ભોગવતી પ્રજામા શી શી ખામીઓ છે તે નરી આખે ન જણાય જેમ પાણી ફરી વળતા જમીન અદરના બરોડાની ખબર પડે છે તેમ પ્રજાજીવનમા પણ ઉત્ક્રાતિને રસ્તે જતા જતા જેમ જેમ અનુભવ થાય તેમ તેમ ખબર પડે કે પ્રજામા ક્યા શાની ખામી છે તે ખામીઓ, ત્રુટીઓ પૂર્યે જ છૂટકો તે પૂર્યા સિવાય સ્વરાજ્ય વાડીને પાણી પૂરુ પાડી તેને ખીલવી ન શકાય આપણી સ્વરાજ્યની લડતમા પણ એમ જ બન્યુ છે થોડે થોડે સમયે આપણને નવા નવા પ્રયોગોમા ઊતરવુ પડ્યુ છે એમા ઉત્તીર્ણ થવામા જ આપણી તૈયારીની કસોટી છે

મહાસભાએ પોતાનો રાષ્ટ્રીય ઝડો તો નિર્ણિત કર્યો તેથી કાઈ તેની પ્રાણ પ્રતિષ્ઠા થઈ કહેવાય ખરી? યજ્ઞ કર્યા સિવાય પ્રાણપ્રતિષ્ઠા થાય નહિ અને બલિદાન સિવાય યજ્ઞ થાય નહિ આપણા ઝડામા મહાસભાએ ભાવના મૂકી, ભૌતિક અને

આધિભૌતિક ઉન્નતિના પ્રતીક મૂ ચા, અને તે સાથે રાષ્ટ્રના ઉત્થાન માટેનો કર્તવ્યપથ સૂચવ્યો પણ તે સૂચના કર્યેથી કાંઈ મહાસભાના ઝંડાની પ્રતિષ્ઠા અથવા સ્થાપના થાય ખરી કે? તેની પાછળ બલિદાન ન હોય તો આપણી ભાવનાની પણ શી કિંમત? તેથી આપણા ઝંડાએ આપણી પાસેથી બલિદાન માગી લીધુ

પૂ મહાત્માજીના કારાવાસ બાદ નાગપુરમા ૧૯૨૨ની સાલમા રાષ્ટ્રીય સપ્તાહ અંગે સરઘસોમા રાષ્ટ્રધ્વજ સાથે નાગપુરની સિવિલ લાઈનની હદમા દાખલ ન થવુ એવુ ફરમાન ત્યાના જિલ્લા મેજિસ્ટ્રેટે કર્યું સિવિલ લાઈનમા યુનિયનજેક ફરકતો હોય ત્યા આપણો વવટો તેના હરીફ સમો ત્યાની સરકારને કઠયો આ ફરમાન પાછુ ખેંચી લેવાને સ્થાનિક સરકારને ત્યાની મહાસભાના કાર્યકર્તાઓએ વિનંતિ કરી પણ તે નિષ્ફળ ગઈ તેથી તે સરકારી હુકમનો અનાદર કરવાની ત્યાના મહાસભાવાળાઓને ફરજ પડી તેમણે પોતાનો હેતુ સરકારને જણાવીને પોતપોતાના હાથમા રાષ્ટ્રધ્વજ ફરકાવતા સરઘસના આકારમા સિવિલ લાઈનની હદમા દાખલ થઈ સત્યાગ્રહ કરવા માડયો મધ્યપ્રાતની સરકારે તે બધાને પકડયા અને હિંદી ફોજદારી કાયદાની ૧૦૯મી કલમને આધારે સજા કરી એ કલમનો હેતુ એ છે કે જે રખડુ માણસોને ગુજરાનનુ સાધન ન હોય ઘરબાર ન હોય ધધો ન હોય, તેમને સમાજને ભયરૂપ સમજીને પકડવા, તેમના વતી કોઈ જામીન થાય તો તેમને છૂટા કરવા અને જામીનગીરી ન આપી શકે તેવા હોય તેમને અમુક મુદતની સજા કરવી આવા શખ્સને અંગ્રેજીમા 'વેગ્રન્ટ' કહે છે, ગુજરાતીમા ભામટો ઉડાનટપ્પુ કહેવાય

આવી હાસ્યાસ્પદ કલમ શોધી કાઢીને રાષ્ટ્રધ્વજ લઈને જતા માણસોને પકડવા માડયા કોઈ વિના ધ્વજે જાય તો કાંઈ નહિ પણ તે જ માણસ ધ્વજ સાથે જાય એટલે ગમે તેવો સદ્ગૃહસ્થ અને પ્રતિષ્ઠાવાળો હોય તેય ભામટો ઠરે તેના જામીન માગવામા આવે અને જામીન ન જ આપે એટલે સજા થાય આમ નાગપુરના આગેવાનો પોતાના રાષ્ટ્રધ્વજની ઇજ્જત સાચવવાને ભામટા બન્યા શ્રી જમનાલાલજી બજાજ, જેમના જેવી પ્રતિષ્ઠા અને ઇસ્કામત મધ્યપ્રાતમા ઘણા જ થોડાને હશે તે પણ ભામટા બન્યા એટલે આ પ્રશ્ન વધારે ગભીર બન્યો એનો અર્થ એવો થયો કે સરકાર આપણા રાષ્ટ્રધ્વજ વિષે આપણી ભક્તિ કેટલી છે તેને ચકાસવા માગે છે એ રીતે એ પ્રશ્ન ફક્ત નાગપુરનો કે મધ્યપ્રાતનો ન રહ્યો પણ સમસ્ત હિંદનો થયો મહાસભાની કારોબારી સમિતિએ આ પ્રશ્ન ઉપાડી લીધો અને પોતા તરફથી લડતની દોરવણી કરવા માટે સરદારશ્રી વલ્લભભાઈ પટેલને નીમ્યા તે નાગપુર જઈને બેઠા અને નાગપુરના આગેવાનો જેલમા ગયા એટલે આ લડતની લગામ તેમણે હાથમા લીધી તેમણે હિંદના બધાય પ્રાતોને

હાકલ કરી તેવી ગુજરાતને પણ કરી રાષ્ટ્રધ્વજની ઇજ્જત રાખવાની હાકલ અને તેમા વળી શ્રી વલ્લભભાઈ તરફથી થાય એટલે ગુજરાતે તેનો યોગ્ય જવાબ આપવો જ રહ્યો

ગુજરાતની પ્રથમ ટુકડી ખેડા જિલ્લામાથી મોહનલાલ કામેશ્વર પડ્યાની સરદારી નીચે ૭૫ જણની ગઈ શ્રી અબ્બાસ સાહેબ શ્રી દરબાર સાહેબ અને શ્રી ભક્તિલક્ષ્મીબહેન પણ તે ટુકડી સાથે ગયેલા પણ નિર્ણય એવો હતો કે તેમણે સત્યાગ્રહમા તરત ન જોડાવુ પડેલેથી જિલ્લાના ભાઈઓને ખબર આપી દીધી હતી કે જેઓ આ સત્યાગ્રહમા જોડાવાની ઇચ્છાવાળા હોય તેઓએ ચોવીશ કલાકની મુદતમા તૈયાર થવુ જોઈશે અને તે પ્રમાણે બધા તૈયાર થયા થોડા દિવસ પછી બીજી ટુકડી નડિયાદના વયોવૃદ્ધ આગેવાન શ્રી ગોકળદાસ બાપુની સરદારી નીચે પચાસ જણની ગઈ ત્રીજી ટુકડી ડૉ ટર ચદુભાઈની સરદારી નીચે ગઈ અને ચોથી ટુકડી સુરતવાળા ડૉ ટર ઘિયાની સરદારી નીચે ૪૮ જણની ગઈ ચોથી ટુકડીમા હુ પણ સામેલ હતો મારી સાથે વઢવાણવાળા શ્રી ફૂલચદ ભાઈ શાહ ભાઈ શિવાનદ અને શ્રી બળવતરાય મહેતા પણ હતા સુરતથી નાગપુર સુધી આખે રસ્તે શ્રી ફૂલચદભાઈએ રાષ્ટ્રગીતોની ધૂન મચાવી હતી આખી રેલના બધાયે સ્ટેશનોએ મળવા મીઠાઈના કરિયા અમને મળતા જ રહ્યા

ગાડીમા રહ્યા રહ્યા નાગપુર જેલની કાળી દીવાલ દેખાઈ અને અમે આ જેલના મહેમાન થવાના છીએ એવો ખ્યાલ પણ આવ્યો એવામા ગાડી અધવચ ઊભી રહી સ્ટેશન તો હતુ જ નહિ અમે કુતૂહલથી બહાર નજર કરી તો અમારા ડબા તરફ પોલીસ અમલદારને અમે આવતા જોયા અમને સૂચના આપવામા આવી કે ઝડા સત્યાગ્રહમા જેઓ આવ્યા હોય તેમણે ત્યા ઊતરી જવુ અમે સામાન બાધીને તૈયાર જ થઈ રહ્યા હતા સૂચના મળતા જ અમે ત્યા ઊતરી પડ્યા પોલીસે અમારો કબજો લીધો મીધા પેલી કાળી દીવાલો તરફ અમને લીધા અને તેમા મૂકી દીધા

મે ઘણી જેલો જોઈ હતી પણ નાગપુરની જેલ દેખાવમા જ મને કાઈક વધારે ભયકર લાગી અમારો કેસ ચાલીને અમને સજા થાય તે પહેલા સાત દિવસ અમે જેલનો વહીવટ જોયા કરતા કોઈ પણ જેલની અદર ત્યાના કામમા આપણે નખ્યા એટલે જગ જીત્યા એટલે હુ તો તપાસ કર્યા કરુ કે ત્યા શું શું કામ કરાવવામા આવે છે અને સહુમા વધારે આકરુ કામ શાનુ છે? મને માલૂમ પડ્યુ કે સૌથી વધારે આકરુ કામ તેલની ઘાણીનુ છે પણ ત્યા જોવા જવાય તેમ હતુ જ નહિ સાત દિવસ થયા અને મૅજિસ્ટ્રેટ આવ્યા અમારો કેસ ચાલ્યો અમને બધાને સામટી રૂપિયા સો સોના જામીન અગર એક એક વરસની સજા જેલની સજા ફરમાવી દીધી ત્યારથી અમે પાકા કેદી બન્યા

# ૫૩. ધાણીએ ઘલાયો

અમે પાકા કેદી થયા એટલે અમને બૅરેકમા લઈ જવામા આવ્યા સાજની જમવાની સિસોટી વાગી સાજના વાળુમા અમે જેનુ ચિંતવન હમેશા કરતા હતા તે રોટલા અને ભાજી આવ્યા ભાજીમા શું હશે તે ઓળખી શકાય નહિ મહી શકરિયાના પાદડા ખરા અને અળવીના પાન પણ ખરા ખાવામા સાવ બેસ્વાદ, પાદડા અને પાણી જુદા જ રહે ગમે તેમ હોય પણ હવે તો તેની સાથે જ પાના પડ્યા હતા તેને કાઈ તરછોડચે નભે તેમ હતુ ? એટલે સાત દિવસથી મે તો ટેવાવા માડેલુ ઘણાએએ વવેલી સામગ્રીનો ઉપયોગ કરેનો મારી પાસે શિવાભાઈ ભક્ત નામના એક ભાઈ, 'નાયી બ્રાહ્મણ' માસિકના ત ત્રી, ખાવા બેઠા હતા તેમને પેલી ભાજી ભાવે નહિ મોમા મૂકતા તેમને ઠમકમાટી છૂટે એ હુ જોઉ તેમણે રોટલો એકલો ચાવવા માડયો એ જોઈ ત્યા દેખરેખ રાખનાર મુકાદમે તેમને પૂછ્યુ, "આ ભાજી કેમ ખાતો નથી ?' તેમણે કહ્યુ, "મારાથી નથી ખવાતી " પેલા મુકાદમે જેલરને ફરિયાદ પેશ કરી તે ઉપરથી તે મોટા ચક્કરનો જેલર મિ મિરઝા ત્યા આવ્યો તેણે ભાઈ શિવાભાઈને પૂછ્યુ "આ ભાજી તુ કેમ ખાતો નથી ?" ભાઈ શિવાભાઈ અગ્રેજી નહોતા જાણતા એટલે તેમના વતી મે જવાબ આપ્યો, 'તેમને તે ભાવતી નથી તેથી" "ન ભાવતી હોય તોય તેમણે ખાવી જોઈએ બધાય કેદીઓ ખાય છે ને ?" મિ મિરઝાએ જરા ઊચે સાદે કહ્યું

"અરે, તેમને તો મોમા મૂકતા જ ઊબકા આવે છે અને ખાય તો ઊલટી જ થાય " મે જવાબ આપ્યો

તેણે પોતાનુ હથિયાર બતાવતા કહ્યુ, "ભલેને ઊલટી થાય પણ જેલનો કાયદો છે કે ભાજી ખાવી જ જોઈએ "

જેલરનો આ જવાબ સાભળીને જરા મજાક અને કાઈક અનાદરભર્યા અવાજે મે કહ્યુ, "એવા કાયદા અર્થહીન છે" તે સાભળીને સત્તાના મદમા તે બોલી ઊઠ્યો, "અર્થહીન ? તુ શું કહે છે ? હુ તને બતાવી આપીશ કે જેલનો કાયદો અર્થહીન છે કે અર્થવાળો " એમ કહી તે ત્યાથી ચાલ્યો ગયો

અમને રાત્રે બૅરેકમા પૂર્યા અમારી જેલની મૂડીમા ૧ ખડી, ૧ ચડ્ડી, ૧ લગોટી, ૧ સાદડી, ૧ કામળ અને ૧ કટોરો હતો જ્યારે પાચ સાત દિવસે ખડી અને ચડ્ડી ધોઈએ ત્યારે તે સુકાય ત્યા સુધી કામળ ઓઢીને ફરીએ બૅરેકમા હરેક કેદી માટે ત્રણ ફૂટ ઊંચી, ઉશીકા સાથેની બે ફૂટ પહોળી અને છ ફૂટ લાબી છાયેલી ઓટલી હતી એ બે ઓટલીઓ વચ્ચે આશરે પદર ઇચ જગા ખાલી આખી

બેરેકમા માકડ અને મચ્છરનો તો પાર ન હોય બે ઓટલીઓની વચ્ચેની જગો મચ્છર ઉત્પાદકની ગરજ સારતી પેનો કટોરો તો નમૂનેદાર હતો. શ્રી પંડ્યાજી તેને સિવિલિયન કટોરો કહેતા હિંદુસ્તાનની સિવિલ સરવિસનો માણસ રાજ્યના બધાયે ખાતાનો નિષ્ણાત ગણાય છે, અને તેની પામેથી બધુયે કામ લેવાય છે, તેમ આ સિવિલિયન કટોરો ખાવામા વપરાય, પાણી પીવામા વપરાય, નાહવામા વપરાય, અને જરૂર જવામાયે વપરાય આમ અમે સાવ અપરિગ્રહી બન્યા અમે રાત્રે સૂતા તો ખરા પણ ઊંઘ શી રીતે આવે ? બન્ને બાજુએ ઓટલીઓ અને વચ્ચે ફરવાનો મીના ત્રણચાર ફૂટનો રસ્તો તેમા રાતપાળીવાળો મુકાદ્દમ અમારી પાસે થઈને પસાર થતો મોટા અવાજે ગિનતી કરે અને ગિનતી આપે આવી ગિનતી દર અર્ધા કલાકે એક વખત તો હોય જ અમે ભર ઊંઘમા હોઈએ અને મોટા અવાજથી તે બોલે "સાઠ કેદી બરાબર સાબ" એટલે અમે જાગી જઈએ આમ નિરાંતે ઊંઘ થાય જ નહિ

સવાર થયુ દાતણ પાણી કરીને અમે પરવાર્યા અને જેલર મિ મિરઝા આવ્યા શુ કરવાને ? બધાને કામે મોકલવાને જુદા જુદા કામવિભાગના મુકાદ્દમો ત્યા આવી ગયા હતા અમને હારબંધ બહાર કાઢવા માંડ્યા તેમ તેમ કામની વહેંચણી થતી ગઈ જેલરે એક મુકાદ્દમને પૂછ્યુ, "ઓઈલ મિલ મે કિતના કેદી ચાહીએ ?" પેલા મુકાદ્દમે જવાબ આપ્યો, "સાહેબ, તીન કેદી" મિ મિરઝાએ પ્રથમ જ મારી બોચીએ હાથ નાખ્યો, અને મને બાજુએ કાઢ્યો બીજો હાથ ભાઈ વેણીલાલ બૂચની બોચીએ પડ્યો અને ત્રીજો હાથ મારી સાથે એક કાન્તિલાલ નામના ભાઈ શરીરે પહોંચતા હતા તેમની બોચી ઉપર પડ્યો . ત વળી જે કપરામા કપરુ કામ હતુ તે જ આવ્યુ તેમા નવ્યા એટલે .. ..બન્યા અમને તેલની ઘાણીના વિભાગમા લઈ ગયા ત્યા અમને તેલથી ચીકણી થયેલી અને મેલથી ભરેલી એક એક ચડ્ડી આપી અને અમારી બંડી અને ચડ્ડી ઉતરાવ્યા પેલી ચડ્ડી પહેરાવીને અમને તેલની ઘાણીએ વળગાડ્યા મારી ઘાણી કાંઈક નાની હતી તેથી મને એકલાને મૂકવામા આવ્યો બીજી ઘાણીએ ભાઈ વેણીભાઈ બૂચને અને કાંતિલાલને મૂક્યા લોઢાની ઘાણી હતી તેની લાટને ... પાટી લગાડેલી હતી તે પાટી છાતી સરસી રાખીને ગોળ ફરવાનુ હતુ આમ ... કર્યું ત્યાર પછી નાસ્તા માટે જારનો રોટલો આપવામા આવ્યો એક હાથમાં જારનો રોટલો અને એક હાથમા પેલો પટો છાતી સરસો રાખીને ઘાણી ફેરવતા ફેરવતા રોટલો ખાઈએ બેચાર મિનિટ થાય અને પેલો મુકાદ્દમ હુકાર કરે — જેમ વાવી વારે વારે ઘાણીના બળદને પડકારે તેમ અર્ધો કલાક થયો હશે અને મારે આખે શરીરે પરસેવાના બિંદુઓ થવા લાગ્યા અને પછી શરીરે પરસેવો નીતરવા લાગ્યો જેમ જેમ હુ ઘાણીના સિમેન્ટવાળા પરીઘમા ફરતો ગયો તેમ તેમ પરસેવાના ટીપા

પણુ પડવા લાગ્યા આમ અર્ધોક મ્લા- થઈ ગયો હશે અને જાણે છૂરીનુ ધાવણુ નીકળી ગયુ હોય તેમ શરીરે પરસેવાના રેમેરેમ વછૂટ્યા

એટલામા પેલો મુકાદમ અલ્લાબક્ષ પાસેના વિભાગમાથી આવ્યો અને ભાઈ વેણીલાલ બૂચ અને કાંતિલાલને સંબોધીને ત્રાટકી ઊઠયો, "યુ બ્લડી સ્વાઈન, જલદી કરો કામ કરો પૂરા કામ નહીં હોગા તો માર મારકે આટા નિકાલ દૂગા" હુ તેમનાથી થોડે દૂર હતો છતા મુકાદમની ધમકી મે સાભળી અને હુ બોલી ઊઠયો, "ગાલી કયોં દેતે હો?" મારો અવાજ સાભળી તેનો મિજાજ હાથમા ન રહ્યો અલ્લાબક્ષને મારા જેવો કેદી જવાબ આપે તો તેની મુકાદમી લાજે તેને તો આ નવો જ અનુભવ થયો એટલે તેણે મારી તરફ ધસારો કર્યો અને ક્રોધથી મને પડકાર્યો, "તુમ કયો બોલા? યહ નાગપુરકી જેલ હૈ, યહ તુમકો નહીં માલૂમ? તુમ ભી બ્લડી સ્વાઈન, જાદે મિજાજ કરેગા તો માર માર કે આટા નિકાલ દૂગા" આમ ધૂરકીને મારા પર જાણે હુમલો કરતો હોય તેમ તેણે હાથ ઉગામ્યો મે ભવા ચઢાવીને કહ્યુ, 'ખબરદાર, દૂર રહો વૉર્ડર, વૉર્ડર, દેખો યહ મુકાદમ હમારા પર હલ્લા કરતા હૈ"

અલ્લાબક્ષ તો પાછો હઠયો અને એક વૉર્ડર મોટી દાઢી, પીળી પાઘડી, પીળો મોટો ઝબ્બો અને હાથમા કૂચીઓનો ઝૂમખો હલાવતો હલાવતો નજીક ફરતો હતો તે આવ્યો તેણે બૂમ મારી, 'કયા હૈ? હલ્લા કયો મચાના હૈ?" મે મારી કેદીની ટિકિટ ધરીને તેને કહ્યુ, "જેલર સાહેબકી પાસ હમકો ખડા કરો મુઝે ફરિયાદ [illegible] હૈ" તેણે મારી ટિકિટ લીધી અને બહાર ગયો પેલો અલ્લાબક્ષ [illegible] અને મામાફોઈના અહીં નાગપુર જેલમા સરહદના તાયફાવાળા જે [illegible]માનમા હતા તે બધાઓને આન્દામાનની જેલ બધ થતા અહીં લાવવામા આવ્યા હતા અહીંના બધા વૉર્ડર અને ફેક્ટરીઓના મુકાદમો આ તાયફાવાળા ખૂની જ હતા આખી જેલમા તેમનો ત્રાસ હતો વૉર્ડર અને અલ્લાબક્ષે બહાર બેસીને મસલત કરી અને પેલો વૉર્ડર જેલર પાસે ગયો તેણે મારી ટિકિટ જેલરને આપીને મારી સામે ફરિયાદ કરી કે, આ માણસ કામ કરતો ન [illegible] કામ નહિ કરવાને ઉશ્કેરીને હુલ્લડ મચાવે છે

જેલર [illegible]ાવ્યો વૉર્ડર અલ્લાબક્ષને અને મને બનેને લઈ ગયો મિ મિરઝા જેલરને જોઈને મે માની લીધુ કે હવે તે મને કાયદો બતાવશે તેણે મને પૂછયુ, "તમારે વિષે આ વૉર્ડર એવી ફરિયાદ કરે છે કે, તમે કામ કરતા નથી અને બીજાને કામ નહિ કરવાને ઉશ્કેરો છો આ મુકાદમ તેનો સાક્ષી છે તમારે એ વિષે શુ કહેવુ છે?"

મે ધીમેથી કહ્યુ, "મારી સત્ય વાત તમે સાભળવાને ઇચ્છતા હો તો જરૂર મારે તે કહેવી છે પણ તે કહેવા છતા તમને મારા કહેવામા વિશ્વાસ આવે

તેમ ન હોય, અને તમારા મુકાદમનું કહેવું સાચું માનીને તમારે વર્તવાનું હોય
તો હું કહીશ કે તમને જે યોગ્ય લાગે તે શિક્ષા કરો હું ભોગવી લેવા તૈયાર છું"
"તમારી સાચી વાત મારે સાંભળવી છે અને તે મને સાચી લાગશે તો હું
તમને ન્યાય આપીશ"

જેલરનો સહાનુભૂતિવાળો જવાબ સાંભળી મેં કહેવા માંડ્યું, "મને
દક્ષિણ આફ્રિકાની જેલનો પણ અનુભવ છે જેલમાં કામ કરવાનું હોય
છે તે હું જાણું છું હું જેલનું કામ કરવામાં માનું છું અને કામ કરતાં કરતાં
થાકીને બેભાન થઈને આ શરીર નીચે ગબડી પડે ત્યાં સુધી હું કામ કરવાને
તૈયાર છું મારો પોતાનો પરસેવાભર્યો દેખાવ તમને ખાતરી આપશે કે હું કામ
કરતો જ હતો પણ વાત જુદી જ છે જેલની બધી તકલીફ અમે ઉઠાવી શકીશું,
પણ જે સ્વમાન ખાતર અમે અહીં આવ્યા છીએ તે સ્વમાન તો અહીં પણ
સાચવશું" એટલું પ્રસ્તાવનારૂપે કહીને પછી જે બનાવ બન્યો હતો તે મેં
વર્ણવ્યો તેણે ગાળો ભાંડી,' મારવાની ધમકી આપી અને વળી મારા ઉપર આવીને
હાથ પણ ઉગામ્યો વગેરે બધું કહ્યું અને પછી મેં જેલરને વિનતી કરી, "મેં
આ વાત અક્ષરશઃ સત્ય કહી છે પણ આ બન્ને જણે સંતલસ કરીને તમારી પાસે
જૂઠો રિપોર્ટ આપ્યો છે હવે તમને મારી વાત સત્ય લાગી હોય તો આ કિસ્સામાં
મારા દોષની શિક્ષા હું માગી લઉં છું અને તેના દોષની શિક્ષા તેને જે કરવી
ઘટે તે કરો."

મારી સ્પષ્ટ વાત સાંભળી મિ મિરઝાએ કાંઈક નવાઈ પામીને મને પૂછ્યું,
"તેનો ગુનો મેં તમારી પાસેથી જાણી લીધો પણ તમારો શો ગુનો?"

"જેલની શિસ્ત પ્રમાણે મારે બીજા કોઈ કેદીની બાબતમાં વચ્ચે માથું મારવું
ન જોઈએ અલ્લાબક્ષે મારા સાથીદારોને ગાળ દીધી તેમાં હું વચ્ચે પડ્યો, એ
મેં જેલની શિસ્ત તોડી ગણાય તે બદલ મને જે શિક્ષા કરવી હોય તે કરો.
અને પેલા મારા સાથીદારોને ગાળ દીધી અને મને ગાળ દીધી, અને મારા પર
હુમલો કર્યો એ વાતમાં તમને સત્ય લાગતું હોય તો તે બદલની શિક્ષા તેને કરો"

મિ મિરઝા કડક હતા પણ મને ડંશીલા ન લાગ્યા તેમણે અલ્લાબક્ષને પૂછ્યું,
"તેં આમને ગાળ દીધી હતી? તેમને મારવાની ધમકી આપેલી?"

અલ્લાબક્ષે આ વાતનો ઇનકાર કર્યો એટલે મેં મિ મિરઝાને પૂછ્યું, "હું
તેની ઊલટતપાસ કરી શકું?"

"જરૂર તમે કરી શકો," તેમણે જવાબ આપ્યો

હું બહુ જ ભાવપૂર્વક બોલ્યો, "ક્યોં અલ્લાબક્ષ, તુમ તો મુસલમાન હો ને?"

અલ્લાબક્ષ : "હાજી"

"ઠીક, તુમ જો સચ્ચા મુસલમાન હો તો કુરાન શરીફકા કસમ લેકર સચ બોલો કિ તુમને મુઝે ગાલી દી થી યા નહીં?"

જવાબમાં શું કહેવું? એ સહેજ મૂંઝાયો હોય એમ લાગ્યું. મિ મિરઝાની દૃષ્ટિ તો તેની તરફ જ હતી તેને મૂંઝવણમાં જોઈને તેમણે પૂછ્યું, "સચ બોલ, જૂઠ મત બોલ તુને ઉસકો ગાલી દી થી?"

તેણે ગભરાતે અવાજે કહ્યુ, "હાજી. દી થી લેકિન મૈંને હટલા નહિ કિયા"

પની ગયું અને મિ મિરઝાએ કહ્યુ, "હુ તમારો કેસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ પાસે મૂકીશ"

મને પાછો વિદાય કર્યો એકાદ કલાકમાં સુપરિન્ટેન્ડેન્ટ મિ જથર આવ્યા મને બોલાવ્યો મે તેમની પાસે પેલી પ્રસ્તાવના કરીને બધી બનેલી વાત કહી. દીધી. તેમની રૂબરૂમાં પણ મારા શરીરના ઢંગ એવા હતા કે તેને ખાતરી થાય કે હું ખૂબ કામ કરતો કરતો ત્યા ગયો હોઈશ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબે જેલરને મુકાદમની ચોપડી રજૂ કરવાની સૂચના આપી આ બનાવ પછી બીસેક-દિવસ પછી મને પેલો અલ્લાબક્ષ પગમાં બેડીઓ સાથે મળ્યો મને નવાઈ લાગી મે તેને પૂછ્યું, "આ બેડી કેમ?" તેણે નમ્રતાથી કહ્યું, "તે દિવસે આપે ફરિયાદ કરી તે બદલ ૨૧ દિવસની પગે બેડી અને ચક્કી ચલાવવાની શિક્ષા સાહેબે મને કરી હતી"

## ૫૪. દવાખાનામાં

મારે તો પ્રથમ ગ્રાસે મક્ષિકા જેવું થયું. પહેલે જ દિવસે આ ખટરાગ થયો તેની અસર વીજળીસમી થઈ બે જ કલાક પછી હું માસ્તર સાહેબ બન્યો. પેલો પીળા ઝભ્ભાવાળો વૉર્ડર જેને પોતે જેલઅધિપતિ હોય તેવો ગર્વ હતો, તેણે મારી પાસે આવીને મને આગ્રહ કર્યો, "તમારે માટે વઘારેલાં ભાતદાળ લાવું?" સવારે ત્યાં ભાત અને દાળ આપવામાં આવતાં ભાત એટલો કે સામાન્ય મજૂરનું પેટ ભરાય નહિ અને દાળમાં ડૂબકી માર્યેય દાળનો કણ હાથમાં ન આવે. થોડી દાળમાં ભાજીપાલાનાં પાંદડા નાખીને ઉકાળવામાં આવે તે દાળ. પણ જેલના બધાં દાદા-લોક બપોરે આ ધાણી વિભાગમાં ભેગા થાય ત્યાં વધેલો ભાત પણ બહુ આવે દાળ આવે. મસાલો આવે તેલ તો ત્યાં જોઈએ તેટલુ હોય પછી સારી રીતે દાળ ભાતને વઘારીને બધા ખાય અને તેવાં દાળભાત ખાવાને આગ્રહ કર્યો પણ મેં ના પાડી મેં કહ્યુ, "એ તો અનીતિ છે. ચોરી છે મારો હક્ક તો જે દાળ ભાત આવે છે તે જ ખાવામાં છે તેથી વિશેષ મારો હક્ક નથી." મેં તે ન ખાધુ અને મારા હક્કનો હિસ્સો ખાઈને જ હું બેઠો. તેની અસર એ લોકો પર સારી થઈ

આખા દિવસના કામથી રાત્રે મારું શરીર ઠીક ઠીક દુખ્યું સાથેના એક મિત્ર પાસે શરીર ગદડાવ્યું સવારે તો પાછો પેલી ઘાણીએ જોડાયો બીજે દિવસે પણ તે જ કામ મુશ્કેલીએ કર્યું રાત્રે થાકને કારણે શરીર ખૂબ દુખ્યું અને તાવ પણ આવ્યો બીજું શું થાય? શરીરની ગુંજાશ હોય તેટલું તે સહન કરે તેની શક્તિ ઉપરાંત કામ થાય કે તુરત જ તે પડે આપણી ફરજ એટલી જ કે શરીર કરી શકે ત્યાં સુધી તેની પાસેથી કામ લેવું તેને વધારે કેળવ્યું હત, તેને તેવી ટેવ પાડી હત તો તે આમ થાકી જાત નહિ શ્રી રવિશંકર મહારાજ ત્રણ ચાર કલાકમાં સવામણ દાણા દળીને આપી દેતા હતા તેમણે શરીરને તેવું ખડતલ બનાવેલું, તેથી તે વધારે સહન કરી શકતું, પણ તેમના શરીરની મર્યાદા ઉપરાંત બોજો થઈ જાય તો તે પણ થાકે પણ સામાન્ય રીતે આપણે આપણા શરીરને પંપાળીએ નહિ અને તેને કસોટીએ ચડાવીએ તો તેને કસોટીના પ્રસંગે વસમું ન પડે

તાવ આવવાથી મને દવાખાનામાં મોકલવામાં આવ્યો એક ડૉક્ટર આવી ગયો તેણે મારી ચોપડીમાં ઇન્ફ્લુએન્ઝાની નોંધ કરી થોડી વાર પછી શ્રી પંડ્યાજી મળ્યા તે શોધ્યા જ કરતા હતા કે મને ક્યાં મળાય એક બીજાને જોઈને અમે ભેટ્યા તે તુરત ડૉક્ટર હાર્ડીકરને બોલાવી લાવ્યા ડૉક્ટર હાર્ડીકર પણ સત્યાગ્રહમાં આવેલા અમારું ઓળખાણ થયું ડૉક્ટરે મારી ચોપડીની નોંધ જોઈ મે કહ્યું, "આમાં ખોટી નોંધ કરી છે મને આમના થાકને લીધે તાવ આવ્યો છે તે આરામથી મટી જશે પણ આમાં તો ઇન્ફ્લુએન્ઝા લખેલું છે" તેમણે કહ્યું કે અહીં ઇન્ફ્લુએન્ઝાના કેસ બન્યા છે, તે માટે જુદો વૉર્ડ કરવો છે બાર કેસ નોંધાય તો જુદો વૉર્ડ થાય, તેમાં તમારી પણ ગણતરી કરી હશે થયું પણ એમ જ મોટા ચક્કરમાં એક અલગ યાર્ડમાં ઇન્ફ્લુએન્ઝા વૉર્ડ કાઢી મારા જેવા બીજા બીમારોને ત્યાં મોકલ્યા આ નવા દવાખાનાની જવાબદારી ડૉક્ટર હાર્ડીકરને સોંપી મુખ્ય ડૉક્ટર મિ સેન નામના હતા તે બહુ માયાળુ અને મળતાવડા હતા

મને તો ૪૮ કલાકમાં આરામ થઈ ગયો થાક ઊતરી ગયો, એટલે તાવ પણ મટી ગયો મે પછી હાર્ડીકરને મદદ કરવા માંડી જે નવા બીમારો આવે એમની ટેમ્પરેચર લઉં, તેની નોંધ કરું, તેમને દવા આપું, અને તે બીજું કાંઈ ખાય નહિ તેની દેખરેખ રાખું ત્યાં બીજું કાંઈ મજે એવું તો હતું જ નહિ બીમારોની સંખ્યા વધી મુખ્ય દવાખાનામાં પણ બીમારો વધારે ડૉક્ટર હાર્ડીકર આ નવા વૉર્ડના દરદીઓ માટે જોઈતી દવાની નોંધ કરી જઈને દરરોજની દવા મને લાવી આપે બધા દરદીઓ વિષે મને સૂચના આપે મે નિયમ કરેલો કે જે માણસ તાવ લઈને આવે તેને દવા આપું અને ૪૮ કલાક સુધી બિલકુલ ખાવાનું ન આપું તે મુદત બાદ દૂધ ઉકાળીને આપું અપવાસને કારણે પેટનો બગાડ ઓછો થાય અને દવાની અસર પણ સારી થાય ખાવા આપવામાં અને દવા

આપવામાં મેં બહુ જ ચોકસ અને એકસરખું ધોરણ રાખ્યું ઇન્ફ્લુએન્ઝાના જ દરદીઓ અહીં મોકલવાના હતા જેથી બધાઓની દવા તો એક સરખી જ હતી એ પ્રમાણે નિયમિત ચાલ્યા કરે આ પદ્ધતિનું પરિણામ સારું આવ્યું એકે દરદી અસાધ્ય ન નીવડયો આરામ થાય અને વિદાય થાય આમ કરતા કરતા આ વાર્ડ તો સત્યાગ્રહીઓનું મિલનસ્થાન થઈ પડયું આપણા પૈકી જેને મળવું હોય તે દવા પીવાને ત્યાં જ આવે વાતો કરીએ અને આનંદ કરીએ ડૉક્ટર ઘિયા, ડૉક્ટર ચંદુલાલ, પંડયાજી, ભાઈ લલ્લુભાઈ, શિવાભાઈ વગેરે મિત્રો દરરોજ મળે

લગભગ ૧૧૨ દરદીઓ વીસ દિવસમાં મારી સારવાર નીચે આવી ગયા મારી પદ્ધતિથી ડૉક્ટર હાર્ડીકરે જોયું કે પરિણામ ઘણું સારું આવ્યું છે ઉપવાસ અને નિયમસર દવાથી ઇન્ફ્લ્યુએન્ઝા મટયા પછી તેને થોડે થોડે પૌષ્ટિક ખોરાક આપવાનો શરૂ થાય જેઓ માંસાહારી હતા તેમને માટે શેરવાની પણ વ્યવસ્થા થતી અને જેમને દૂધ અને ઘઉંની રોટીની જરૂર જણાય તેમને તે અપાતું આમ બધાયે દરદીઓ શરીરે પણ સારા થઈને જતા આ દિવસોમાં દશ વરસ ઉપર બાપુજીના હાથ તળે જે સારવાર શીખ્યો હતો તેનું પુનરાવર્તન થવાથી ઘણો લાભ થયો વળી અહીં મને એ પણ અનુભવ થયો કે જે બહુ ભણેલા હતા તેમણે પોતાના શરીર અને મન વધારે પંપાળેલા હોવાથી તેઓ જલદી સાજા થયા નહિ મારા અનુભવમાં બેચાર ફ્રેન્ચુએંટા અને બેવડા ગ્રેજ્યુએટો આવેલા એક ભાઈ બી એ એલએલ બી હતા વકીલ હતા તેમને ચોવીશ કલાકમાં તાવ ઊતરી ગયો. મેં તેમને ચા અને દૂધ આપવા માંડયું પણ તેથી તેમને સંતોષ ન થયો તેમણે દાળ ભાત અને રોટલી ખાવાનો આગ્રહ રાખ્યો મેં તેમને વાર્યા કે તમે આજે દાળ ભાત રોટલી ખાશો તો તમારી હોજરી તેની અરદાસ નહિ કરી શકે, અને પાછો તમને તાવ આવશે પણ તેમને એમ લાગ્યું કે તે પોતે એલએલ બી છે, વળી વકીલ છે, પોતે શું પોતાનો સ્વાર્થ પણ નહિ સમજતા હોય કે તેમાં વળી મારા નિયમ પ્રમાણે તેમણે વર્તવું ? મને તેમણે ખાતરી આપી કે તે ખાશે તોપણ તેમને તાવ નહિ જ આવે મેં તેમને ચેતવણી આપીને તેમને જોઈતો ખોરાક આપ્યો ચાર વાગ્યે જ્યારે હું બધા દરદીઓની ટેમ્પરેચર માપતો તે ભાઈ પાસે ગયો ત્યારે મેં મારો હાથ તેમને કાંડે લગાવ્યો અને મેં કહ્યું, "આ શું ? તમને સાડા ત્રણ ડિગ્રીથી ઓછો તાવ નથી જ" મેં માપ્યો અને બરોબર એકસો સાડા ત્રણ ડિગ્રી તાવ હતો, તે ભાઈ તો ઝંખવાણા પડી ગયા તાવે તેમની શરમ ન રાખી મેં કહ્યું, "કેમ, મારી વાત સાચી પડીને ? તમે મારું કહ્યું ન માન્યું અને એક અઠવાડિયું પાછું ધકેલ્યું હવે તો હું તમને દવા પણ ન આપું અને હું તમારી સારવાર પણ ન કરું તમે તમારા મગજ પ્રમાણે વર્તો અને બદનામી મારે વહોરવાની હવે તો તમે જ્યાં સુધી ખાતરી ન આપો કે

મારી સૂચના પ્રમાણે જ તમે વર્તશો ત્યાં સુધી હું તમારી સારવાર નહિ કરું" તેમણે મારી વાત સ્વીકારી. પાછા ૪૮ કલાકના ઉપવાસ કરાવ્યા, દવા આપવા માંડી અને ધીમે ધીમે ખોરાક પર ચઢાવ્યા. એક અઠવાડિયામાં તે સારા થઈને વદાય થયા.

ડૉક્ટર સેનને પણ મારા કાર્યથી સંતોષ થયો. કૅપ્ટન જયર સાત દિવસ પછી સોમવારના ઇન્સ્પેકશન માટે વૉર્ડમાં આવ્યા, અને મને ત્યાં જોયો, ત્યારે મને પૂછયું, "તમને આરામ થયો? હવે તો કામે લાગી જાઓ એમ છે ને?" મેં જણાવ્યું, "મને સાવ આરામ થઈ ગયો છે અને કામ પણ કરી શકું તેમ છું." એટલામાં ડૉક્ટર સેને વચ્ચે પડી સુપરિન્ટેન્ડેન્ટ સાહેબને કહ્યું, "એઓ તો મને બહુ મદદ કરે છે. એમને અહીં જ રહેવા દો." મને તે વખતે તો ત્યાં રાખ્યો. દરમિયાન શ્રી. વિઠ્ઠલભાઈ અને વલ્લભભાઈ બન્ને ભાઈઓ એક રવિવારને દિવસે જેલ જોવાને અંદર આવ્યા. સુપરિન્ટેન્ડેન્ટ કૅપ્ટન જયર સાથે હતા. અમે બધા તેમને મળ્યા. મેં તેમની પાસે જઈને નમન કર્યું ત્યારે તે એટલું બોલી ગયા કે, થોડા દિવસમાં અમે અહીં કે તમે બહાર. પણ ત્યાર પછી બીજે જ દિવસે સુપરિન્ટેન્ડેન્ટ ઇન્સ્પેકશનમાં આવ્યા, ત્યારે હુકમ કાઢયો કે મને છોટા ચક્કરમાં મોકલી દેવો. હું ત્યાંથી ગયો અને તે જ દિવસે ઇન્ફ્લ્યુએન્ઝા વૉર્ડ પણ બંધ કરવામાં આવ્યો.

## ૫૫. 'ઝંડા ઊંચા રહે હમારા'

લગભગ વીસેક દિવસ પૂરા થયા હશે અને મને દવાખાનામાંથી કામ ઉપર મોકલ્યો. મને મોટકામ આપ્યું હતું. જેલમાં કેટલાંક કામ બુદ્ધિવિનાનાં હોય છે અને કેટલાંક અવળબુદ્ધિનાં હોય છે. જેલમાં પાણીને માટે એવી ગોઠવણ કરી હતી કે બહારથી જમીનમાં નળવાટે જેલમાં બનાવેલા પાકા કૂવામાં પાણી પડે અને તે કૂવામાંથી કોસને બદલે લોઢાની મોટી કોઠી વતી પાણી ખેંચી ખેંચાને હવાડો ભરવાનો. તેને દસ જણ ખેંચે, બે જણ પેલી મોટને થાળામાં ઝીલી લે. તે થાળામાંથી પાણી હવાડામાં જાય. અને હવાડામાંથી કાવડો વડે બધી બૅરેકોમાં ભરાય. આ કામમાં મને રોકયો. હું પેલી મોટને ઝીલતો હતો અને સત્તર અઢાર વર્ષના દૂધિયા. જુવાનો તે હવાડામાંથી કેરોસીનના ડબાની કાવડો કરી પાણી લઈ જતા હતા અને બૅરેકોમાં ભરી દેતા હતા.

મેં થાળામાં ઊભા રહીને જોયેલું કે જે મુકાદમ તેમના પર મૂકવામાં આવ્યો હતો તે તેમને પજવતો હતો. તે તેમને આગ્રહ કરતો કે બન્ને ડબા

પૂરા ભરવા જોઈએ અને પછી ઉતાવળા ચાલવુ જોઈએ ઉતાવળા ન ચાલે તો પાછળથી તે ધક્કા મારતો આમ ધક્કામા એક જણ કાવડ સાથે પડી ગયો અને તેના ઢીંચણે થોડુ વાગ્યુ મે આ જોયુ એટલે તે છોકરાઓને મે સૂચવ્યુ કે તેમણે કામ બધ કરી જેલર પાસે જઈને આ વિષે ફરિયાદ કરવી તેમણે કાવડો દૂર મૂકી અને કહ્યુ કે અમને જેલર પાસે લઈ જાઓ પેલો મુકાદમ ગુસ્સે થયો બધાને તેણે છોટા ચક્કરના જેલર પાસે ખડા કર્યા અને ફરિયાદ કરી કે આ છોકરા કામ કરવાની ના પાડે છે આ ભાગમા એક રિટાયર્ડ પલ્ટનની સૈનિક જેલર હતો તેને કાઈ સૂઝ નહોતી, મુકાદમ અને વોર્ડર કહે તે પ્રમાણે તે કરતો મુકાદમની વાત સાભળી તેણે તુરત જ પેલા દરેક જણને અધારી કોટડીઓમા પૂરી દીધા મે આ જોયુ મારી સલાહથી વર્ત્યા એનુ તેમને એ ફળ ભોગવવુ પડ્યુ તેની મને ચાનક લાગી એટલામા જેલના મુખ્ય જેલર મિ ફોર્ડ નામના એક આયરિશ ગૃહસ્થ હતા તે આવ્યા તે બહુ જ મીઠા અને ખાનદાન હતા મે તેમને ફરિયાદ કરી અને પેલા છોકરા ઉપર વીતતી બધી વીતક તેમને કહી સભળાવી આ પ્રસગે તેણે મને એક સાવચેતી આપી કે તુ આ મુકાદમો સાથે ઘર્ષણના ન આવીશ તે લોકો તાયફાવાળા ક્રૂર અને ડશીલા હોય છે તે તને હેરાન કરશે તારે કાઈ હરકત હોય તો મને કહેજે એમ કહી તે પેલા વિભાગી જેલર પાસે ગયા પેલા છોકરાઓને કોટડીમાથી કાઢ્યા અને તેમની ફરિયાદ સાભળી પેલા વોર્ડરને ત્યાથી બદલી નાખ્યો અને ફરમાવ્યુ કે તમારાથી જેટલુ ઊચકી શકાય તેટલુ પાણી ટબામા ભરજો પણ બધી બેરેકોમા પાણી ભરી દેવુ જોઈએ પેલા જુવાનો જીત્યા અને આનદ પામ્યા

આમ મારા દિવસ કામમા જતા હતા ઘણી વખત હુ મોટા જેલરને ખોરાક વિષે ફરિયાદ કરતો હતો. મને ખાતરી હતી કે કોઈ પણ જગાએ ભારે ખાધ છે બીજી બાજુ પડ્યાજી પણ ખોરાકની ફરિયાદ કરતા એક દિવસ સવારમા વહેલા મિ ફોર્ડ પડ્યાજી પાસે ગયા અને તેમને કહ્યુ કે તમે અને પેલો પટેલ ખોરાક માટે વારવાર ફરિયાદ કરો છો. બન્ને મારી સાથે વીશીમા ચાલો અને તમે ખાતરી કરી લો પડ્યાજી મિ. ફોર્ડ સાથે મને બોલાવવા આવ્યા અમે ત્રણેય જણ વીશીમા ગયા વરાળથી લોટ બાફ્યા પછી રોટલા થાય અને શેકાય એ બતાવીને મને પડ્યાજીએ કહ્યુ, 'રાવજી, જોને રોટલા તો કાચા રહે જ નહિ.' મે કહ્યુ 'રોટલા કાચાની મારી ફરિયાદ છે જ નહિ. મારે તો ભાત દાળ અને ભાજીની ફરિયાદ છે મારે આજના ખોરાકનુ ટેબલ જોવુ છે" ખોરાકની તે દિવસની વિગત વીશીમા એક બોર્ડ ઉપર મૂકેલી હતી. પાસે જ દાળ ઓરાવાની તૈયારીમા પડેલી હતી અને ચોખાનો ઢગલો પાસ પડ્યો હતો ટેબલમા ૧૯૧૯ કેદી હતા દરેકને આઠ ઔંસ ચોખા મળે તે હિસાબે વીસ મણ અને આડત્રીસ

ચોખા થાય મે જોયુ કે ચોખા તેટલા નથી. તેમ જ દાળ ચાર ઔંસ લેખે દશ મણ અને ચાર શેર જોઈએ તે પણ તેટલી નથી મેં મિ ફ્રાઈને પૂછ્યુ, "આ લખ્યુ છે તે પ્રમાણે ચોખા અને દાળ જોઈએ ને?" તેણે હા પાડી તુરત મે જોખીને ખાતરી કરવાનુ કહ્યુ દાળ અને ચોખા જોખી જોયા ચોખા સાડા ચૌદ મણ થયા અને દાળ ૬ મણ થઈ મિ ફ્રાઈ તો આભા બની ગયા એમ કેમ બને? વીશીના મેનેજરને બોલાવ્યો તે કોઈ ઉપ્પુરી જેલર હતો. તેને બધી હકીકત કહી તે સમજી ગયો કે ચોરી પકડાઈ ગઈ છે એટલે તેણે પાઘડી ફેરવી, "સાહેબ, હજી તો બીજા ચોખા અને દાળ લાવવાના બાકી છે હજી કાઈ જોખ્યુ પણ નથી" મે કહી નાખ્યુ, "હમણા જ લાવો" ખૂટતા ચોખા અને દાળ મ ગાવ્યા અમે હાજર રહીને રાધવા ન ખાવ્યા પરિણામની મને ખાતરી હતી તેથી મિ ફ્રાઈને મે બીજી એક વિનતિ કરી કે, જેલમા અમારા માણસો બહુ. છે તેમાથી જોઈએ તેટલા સ્વય સેવકો ભાત અને દાળ પીરસનાતા હુ મેળવી શકીશ માટે તેવી વ્યવસ્થા અમારે જ કરવી એવી સૂચના તમે આપો. તેમણે તે પ્રમાણે ઉપ્પુરી જેલરને સૂચના આપી ઈંટો પાડવાના બીબા હોય છે તેવા લાકડાના બોખા ભાત વહેચવા માટે હતા વહેચનારા તેમા ભાત ભરે, તેના ચારેય ખૂણા ખાલી રહે તેમ જ બોખુ ભરાયુ પણ ન હોય અને પેલા કટોરામા નાખી દે એ વહેચણીમા પોણા ભાગનો ભાત પણ કેદીને મળે નહિ અને વળી તેમાથી વટાવ કાઢી જેલના દાદાઓ જે ઘાણી વિભાગમા ભેગા થતા હતા તેઓ વધારવા લઈ જાય આ ખોટી વહેચણી અટકાવવા ભાત વહેચવાની ગોઠવણ કરવાનુ મે માથે લીધુ આપણા ઘણા યુવકો હતા તેમને તે કામ સોપ્યુ દાળમા મસાલા અને આમલી સિવાય એક પણ પાદડુ ન નાખવાની સૂચના કરી હતી દાળ પણ જોઈતી ઘટ્ટ આવી અને ભાત પણ પૂરતા પ્રમાણમા આવ્યો બધાઓને બહુ સતોષ થયો ગુનેગાર કેદી તો બહુ જ રાજી થયા જે તાયફાવાળા હતા તેમને પણ પેટ ભરીને સારુ ખાવાનુ મળ્યું એટલે તેઓ પણ રાજી થયા ભાજીમા પણ એ રીતે ફેરફાર થયો અને ખોરાક સામેની ફરિયાદ ન રહી

એ દરમિયાન ખબર આવ્યા જ કરે કે હવે સમાધાન થઈ જશે આ સત્યાગ્રહ તો સમગ્ર હિંદનો થઈ રહ્યો હતો. અને તે ફત્તેહમદીથી ચલાવવો એ શ્રી વલ્લભ ભાઈનુ કામ હતુ કાયદેસર અને બધારણસર શી રીતે સરકારના આ પગલા સામે ઊહાપોહ કરવો તે શ્રી. વિઠ્ઠલભાઈનુ કામ હતુ તે પણ ત્યા જઈ ચડ્યા મધ્ય પ્રાતની ધારાસભામા પણ તે વિષે શ્રી વિઠ્ઠલભાઈએ ઠરાવ કરાવ્યો અને ધારાસભાએ તે પ્રાતની સરકારને વિનતિ કરી કે આ પ્રશ્નનો નિકાલ કરી દેવો અને બધા સત્યાગ્રહી કેદીઓને મુક્ત કરવા બીજી બાજુ શ્રી. વલ્લભભાઈએ બધા પ્રાતોમા એવી વ્યવસ્થા કરી કે ત્યાથી વારાફરતી ટુકડીઓ આવતી જ જાય

તેમને બિહાર ઓરિસ્સા, સયુક્ત પ્રાંત, મદ્રાસ, આંધ્રદેશ અને મહારાષ્ટ્રમાંથી અનેક તાર મળ્યા કે, હજારો સૈનિકો ધ્વજની આબરૂ સાચવવા તૈયાર છે સૂચના મોકલો એટલે કૂચ કરે

જિલ્લા મેજિસ્ટ્રેટે કે અન્ય કોઈ અમલદારે આ અડપલુ કર્યું હતુ, પણ પાછળથી તેમને વસમુ પડી ગયુ સરકારની સાપે છછુંદર ગળ્યા જેવી સ્થિતિ થઈ તેમને પણ આનો નિકાલ લાવવો હતો મધ્યપ્રાંતની સરકારે ચાલુ ઝંડા સત્યાગ્રહમાથી છૂટવાનો નિશ્ચય કર્યો હતો ધારાસભાના અગ્રગણ્ય સભ્યોએ ભેગા થઈને આ સત્યાગ્રહ બધ થાય એમ કરવા સરકારને વિનતી કરી સરકારે પણ વિચાર કર્યો બન્ને પક્ષ મળ્યા સરકારે પોતાની હઠ છોડી દીધી એવુ ઠરાવ્યું કે અમુક દિવસે સવારે રાષ્ટ્રીય વાવટા સાથેનુ સરઘસ સિવિલ લાઈનમા ફરે સિવિલ લાઈનમા પોલીસ અમુક અમુક રસ્તાની આડે મૂકી દીધી, અને નિર્ણિત કરેલા રસ્તા ખુલ્લા રાખ્યા પેનુ સરઘસ સિવિલ લાઈનમા ખુલ્લે રસ્તે "ઝંડા ઊંચા રહે હમારા"ના ગીત સાથે રાષ્ટ્રીય ઝંડા ફરકાવતુ ફર્યું અને આમ ઝંડા સત્યાગ્રહની લડતનો વિજય થયો બીજે જ દિવસે સર્વ સત્યાગ્રહી કેદીઓને મુક્ત કરવામા આવ્યા

જેલમાથી છૂટયા પછી અમે સરદારને મુકામે ગયા એકાદ કલાકમા જેલના વડા જેલર મિ ફોર્ડ ત્યા આવી પહોચ્યા, અને બધાઓને મળીને કહેવા લાગ્યા કે તમો બધાને સ્વતત્ર ગૃહસ્થ તરીકે હુ મળવા આવ્યો છું વીસ વરસની મારી જેલની નોકરીમા તમારા જેવા સસ્કારી અને સહૃદય કેદીઓના સપર્કમા હુ કદી પણ આવ્યો નહોતો તમારી સાથેના સહવાસથી મને ઘણુ શીખવાનુ મળ્યુ છે તમારા જેવાના સહવાસથી હુ મગરૂર બન્યો છુ હુ તમને તમારી ફત્તેહ માટે અભિનદન આપુ છું

મિ ફોર્ડનું કહેવુ સાભળી શ્રી. પટ્ટાભિ બોલી ઊઠયા, "અને આવા— તમે કહો છો તેવા—સદાચારી અને સસ્કારી હોવા છતા તમે જે સરકારની નોકરી કરો છો તે સરકાર અમને જેલના સળિયા પાછળ પૂરી મૂકે છે એવી જુલમી છે"

## ૫૬. પેટનો વળ ન ગયો !

મહાત્માજીની ધરપકડ પછી દેશભરમા મદી આવવા લાગી અને સત્યાગ્રહના વાતાવરણનો જુવાળ ઓસરવા માડયો તેને બદલે બધારણવાદનુ વાતાવરણ જામવા માડયુ તેના પ્રચારક દેશબન્ધુ દાસ, શ્રી મોતીલાલ નેહરુ અને શ્રી વિઠ્ઠલભાઈ પટેલ હતા સને ૧૯૧૯ના સુધારા અનુસાર સ્થપાયેલી પ્રાંતિક ધારાસભાઓનો બહિષ્કાર કરવાનુ બધ રાખી તે ધારાસભાઓનો કબજો લઈ સરકારી વહીવટને સ્થગિત

કરવાની પદ્ધતિનો તે આગેવાનોએ પ્રચાર કરવા માડ્યો આ કામ માટે સ્વરાજ્ય પક્ષ સ્થાપ્યો સને ૧૯૨૩મા જ નવી ચૂ ટણી હતી દેશમા દરેક પ્રાતની ધારાસભામા મહાસભાના કાર્યકર્તાઓમાથી ઉમેદવારો ઊભા કરવાને શ્રી વિઠ્ઠલભાઈ પટેલ અને શ્રી મોતીલાલજીએ બીડુ ઝડપ્યુ હતુ પણ ગુજરાતનુ શું? ગુજરાતમા શ્રી વલ્લભભાઈની સૂબાગીરી હતી તેમાથી શ્રી વિઠ્ઠલભાઈને ઉમેદવારો નહિ મળે એવી સર્વની માન્યતા હતી શ્રી વિઠ્ઠલભાઈએ ભારે પ્રયાસ કર્યો બન્ને પ્રખર આગેવાનોની લાગવગ, સત્યાગ્રહ અને ત્રિવિધ બહિષ્કારનો ઊતરતો જુવાળ, અને સસ્તી કિંમતે મહત્ત્વ પ્રાપ્ત કરવાની કેટલાકોની ઇચ્છા પૂરી થાય એવા સજોગને કારણે ગુજરાતમાથી પણ સ્વરાજ્ય પક્ષને ઉમેદવારો મળ્યા આ સમયે જેઓ ત્રિવિધ બહિષ્કારના પક્ષમા કાયમ હતા તેઓ નાફેરવાદી કહેવાતા ગુજરાત પ્રાત તરીકે નાફેરવાદી પ્રાત ગણાતો અને તેમા ખેડા જિલ્લો તો નાફેરવાદીઓનો કિલ્લો ગણાતો તેમાથી પણ શ્રી વિઠ્ઠલભાઈને સ્વરાજ્ય પક્ષના બે ઉમેદવારો મળ્યા એક બોરસદના શ્રી ધનાભાઈ વકીલ, અને બીજા નરસડાના શ્રી વેણીભાઈ પરભુદાસ આ ઉપરાત સ્વતત્ર રીતે શ્રી દાદુભાઈ દેસાઈએ, શ્રી મગનભાઈ ચતુરભાઈ બૅરિસ્ટરે, અને શ્રી જેસગભાઈ બૅરિસ્ટરે ઉમેદવારી નોધાવી હતી

આ ઉમેદવારો પૈકી સ્વરાજ્ય પક્ષના ઉમેદવારો પ્રત્યે મહાસભાવાદી મતદારોની સહાનુભૂતિ હતી પણ ખેડા જિલ્લાના કાર્યકર્તાઓ તેમને ટેકો ન આપે તો તેમનો ગજ વાગે તેમ નહોતુ બીજી બાજુ સ્વતત્ર પક્ષના ઉમેદવારો પૈકી શ્રી દાદુભાઈ દેસાઈ સિવાય બીજાઓએ બહુ જ નિદ્ય પ્રચાર કરવા માડ્યો. એક ઉમેદવાર ગૃહસ્થ જેમણે વરસો સુધી મહાસભાના અને ગાધીજીના ગુણગાન ગાયેલા તેમણે સ્વાર્થને કારણે પાઘડી ફેરવી અને આણદમા આવી ખાદી કાર્યાલયમા બેસી આણદના મતદારો સમક્ષ મહાસભા અને મહાત્માજીના ફોલ્લા ફોડવા માડ્યા મહાસભા અને મહાત્માજીના હોવા માટે મગરૂરી ધરાવતી પ્રજા આગળ નિદ્ય પ્રચાર કરી, તેમના મત લેવાના પ્રયાસ . મે જાણ્યું ત્યારે મને લાગી આવ્યુ કે આવા માણસો પ્રજાના મત યેન કેન પ્રકારે લઈ જાય તેના કરતા મહાસભાને ઓથે ઊભનાર ઉમેદવારોને તે મત મળે એવુ આપણે પ્રજાને કેમ ન કહેવુ? એવો વળ મને થઈ આવ્યો

બીજી બાજુ નડિયાદના શ્રી ગોપાળદાસ બાપુ અને શ્રી ફૂલચદભાઈ નાફેરવાદી હોવા છતા તેમને એવી ઇચ્છા થઈ કે આવે પ્રસગે આપણે ઉમેદવારી ન કરીએ પણ આપણા મૂગા રહેવાથી મહાસભાવાદી ઉમેદવારો નિષ્ફળ નીવડે એમ હોય તો આપણે પ્રજાને એવી સલાહ આપવી જોઈએ કે મતદારો મત આપવાના જ હોય તો મહાસભાવાદી ઉમેદવારોને જ પોતના મત આપે શ્રી દાદુભાઈ દેસાઈ સ્વતત્ર ઉમેદવાર હતા છતા તેમની વિરુદ્ધ બોલવા જેવુ મહાસભાવાદીને પણ કાઈ

હતુ નહિ એટલે તેમની સામે અગત વિરોધ તો નહોતો જ છતા પસદગીમા મહાસભાના ઉમેદવારોને જ મત આપવાની સલાહ પ્રજાને આપવાનુ નડિયાદના આગેવાનોને દુરસ્ત લાગ્યુ દરબાર સાહેબ પણ લલચાયા પણ તેમણે જાહેર રીતે તેમ ન કરવામા ડહાપણ માન્યુ જો કે તેમનુ વલણ તો એવુ હતુ જ કે મહાસભાના ઉમેદવારોને જ પ્રજાએ મત આપવા જોઈએ આવા કારણે આ સબધે ખેડા જિલ્લાના કાર્યકર્તાઓએ પ્રજાને વિનતિ કરતુ નિવેદન પ્રસિદ્ધ કર્યું તેમા શ્રી ગોકળદાસ બાપુ અને શ્રી ફૂલચદભાઈ શાહની સાથે શ્રીમતી ભક્તિલક્ષ્મી દેસાઈની, મારી અને શ્રી લલ્લુભાઈ લક્ષ્મીદાસની સહીઓ થઈ, ત્યારે કોઈએ વિરોધ તો નહોતો જ કર્યો. ઊલટુ અમને કાઈક ગમેલુ

આ નિવેદન બહાર પડ્યુ ત્યારે ગુજરાતના બધા કાર્યકર્તાઓને નવાઈ લાગી મૌલાના મહમદઅલીએ જ્યારે જાણ્યુ કે ખેડા જિલ્લાના કાર્યકર્તાઓએ મતદારોને સ્વરાજ્ય પક્ષના ઉમેદવારોને મત આપવાની વિનતિ કરતુ નિવેદન બહાર પાડ્યુ છે ત્યારે તે બોલી ઊઠ્યા, "અરે એ કેમ બને? કાબામા કાફર શી રીતે હોઈ શકે?" એટલે કે ખેડા જિલ્લો જે નાફેરવાદીઓનો કિલ્લો છે ત્યા સ્વરાજ્ય પક્ષને સમર્થન આપનાર કાર્યકર્તાઓ શી રીતે હોઈ શકે?

શ્રી વલ્લભભાઈને અને મહાદેવભાઈને પણ અમારા આ પગલાથી નવાઈ લાગેલી આ નિવેદન થયા પછી એક દિવસે શ્રી દરબાર સાહેબ અને હુ બન્ને ગુજરાત પ્રાતિક સમિતિની ઓફિસમા ગયા ત્યારે મહાદેવભાઈ મને ઠપકો દેતા બોલ્યા, "નિવેદનમાની સહીઓમા તમારી સહી જોઈને મને બહુ નવાઈ લાગી અને દુ ખ પણ થયુ બધાની વાત તો હુ સમજી શકુ છુ પણ તમે બાપુજી સાથેના આજ સુધીના પરિચય પછી પણ શી રીતે આમા પડ્યા?"

મહાદેવભાઈના ઉદ્ગાર સાભળી મારા હૃદયમા જે વળ ચઢેલો તેનો ફિસ્સો મે કર્યો, અને ઉમેર્યું કે પ્રજાને પૂજ્ય અને પ્રિય એવા મહાત્માજી અને મહાસભાના આગેવાનોની નિદા કરી પ્રજાના મત લેવાના અવળા અને નિંદ્ય પ્રચારથી મને લાગ્યુ કે આવા માણસોને તો પ્રજાએ મત ન જ આપવા જોઈએ, એવુ મારે કહેવુ

મારુ કહેવુ સાભળી શ્રી વલ્લભભાઈ ગભીરતાથી બોલી ઊઠ્યા, "જોયુ? રાવજીભાઈને મહાત્માજીના પરિચયમા ચૌદ વરસ થયા, છતાય તેના પેટનો વળ ન ગયો પાટીદાર ખરો ને! કોલસાને વરસો સુધી ધોવાથી તેની કાળાશ જાય તો વરસોના સત્સગથી પાટીદારના પેટનો વળ જાય પણ મહાદેવ, તને તેથી દુ ખ શાને થાય છે? બાપુજીનો રસ્તો એવો વિકટ છે કે તેમની સાથે કેણ ટકી શકશે તે કઈ કહી શકાય નહિ ત્યારે તારા પર અને મારે મારા પર પણ તેવો વિશ્વાસ રાખી બેસવુ નહિ, આપણે પણ પ્રસગ આવ્યે શું કરીશું તેનુ શું કહેવાય?"

ઈ તો માત્ર ડપાઈ ગયો દરબાર સાહેબે હમતા હસતા મારી દશા જોયા કરી આ કિસ્સો હજી પણ મારા સ્મરણમા તાજો છે અને મારી દૃષ્ટિ સામે જોયા કરુ છુ મારી હમેશાની જે નબળાઈ, મારા જીવનધ્યેયની અસ્થિરતા અને મૂળભૂત વિચાર કરવાની મારી અશક્તિને કારણે જ જીવનધ્યેયના મજબૂત અવલબન સિવાય ૯ જીવનની સ્થિરતાને પામી શક્યો નહિ અને પ્રગતિશીલ ન બની શક્યો એ મારી નબળાઈ ક્યારે ટળશે એ તો પ્રભુ જાણે ઈ હવે આગ્રહી હમરે પ્રયત્નશીલ તો થયો છુ અને મને શ્રદ્ધા છે કે આ અગર બીજી મુસાફરીમા પણ હુ એ સ્થિરતાને પામીશ જ

## ૫૭. ખેડા જિલ્લામાં બહારવટિયા

કુટુબમા કેવા માણસો ઉત્પન્ન કરવા તે કુટુબના હાથમા છે કુટુબના બાળકોને માબાપની ઇચ્છા મોગ કરોડાધિપતિ બનાવવાની હોય તો તે તેના હાથમા ન હોય પણ કરોડાધિપતિ બનવા માટે જે ખત અને ઉદ્યોગ જોઈએ તે ગુણ માબાપ પોતાના છોકરામા કેળવી શકે એમ માબાપ પોતાના છોકરામા યોગ્ય નાગરિક બનવાના ગુણ સીચી શકે તેમ જ માનવતામા રહીને પોતાનુ ગુજરાન નિભાવી શકે તેવી શક્તિ આપી શકે જેમ કુટુબ વિષે તેવુ જ સમાજ વિષે કહી શકાય સમાજ એ કુટુબના વિસ્તાર સિવાય બીજુ શું છે? કોઈ પણ સમાજમા સાધુ સત પાકે સ્વતત્ર નાગરિકો પાકે, ઉત્તમ ગ્રહસ્થાશ્રમીઓ પાકે, વિદ્વાન પાકે કે વીર યોદ્ધાઓ પાકે તેનુ માન તે સમાજને છે તે સમાજમા એવી સુવ્યવસ્થા, એવી વિચાર સરણી, એવી પ્રવૃત્તિ અને એવી સસ્કૃતિ હશે કે તેમા તેવા જ માણસો પાકે બીજી બાજુ સમાજમા લૂટારા પાકે, જુગારી પાકે, બહારવટિયા પાકે, અજ્ઞાન કે બુદ્ધિહીન પાકે, ગરીબ કે કાગા પાકે તો તે પણ સમાજના દોષે સમાજમા એવો કોઈ દોષ હોવો જોઈએ, અવ્યવસ્થા હોવી જોઈએ, કે તેના ફળ એવા પાકે છે

સને ૧૯૧૭-૧૮ પછી ખેડા જિલ્લામા એવી કાઈક અવ્યવસ્થાનો જન્મ થયો ૧૯૧૭-૧૮થી ૧૯૨૩-૨૪ સુધી જિલ્લામા લૂટ ધાડ અને ચોરીની બીમારી એટલી બધી વધી પડી કે પ્રજા ત્રાસી ગઈ નાના મોટા ગામોમા પણ કોઈની સહીસલામતીની નિશ્ચિતતા ન રહી જિલ્લામા જુદા જુદા સ્થળે આવા અનિષ્ટ તત્ત્વો ઉત્પન્ન થયા બોરસદ, પેટલાદ, અને આણદ તાલુકાના ગામોમા પાટણવાડિયા ધારાળા કોમની વસ્તી વિશેષ છે બોરસદ તાલુકાના ગોલેલ ગામનો બાબર દેવા એક પ્રખ્યાત બહારવટિયો થઈ ગયો તે નાનો હતો ત્યારે ધર્મજના કોઈ પાટીદારને ત્યા ઘરનોકર તરીકે રહેતો હતો તેને સાધારણ ચોરી કરવાની

ટેવ હતી. તે મોટો થયો એટલે સને ૧૯૧૫-૧૬માં તેણે એક ચોરી કરી પેટલાદ તાલુકાના તે વખતના ફોજદારને ચોરીનો મુદ્દામાલ હાથમાં નહિ આવેલો. તેમ તેણે જ ચોરી કરી છે તેવો ચોકસ પુરાવો પણ તેની પાસે નહોતો, છતાં તેની ઉપર શક પૂરો હતો. તેથી ફોજદારે ખાનગી સંદેશો મોકલી ખાતરી આપી કે તે (બાબર દેવા) ફોજદારને મળી જશે તો તેને કાંઈ હરકત નહિ થાય. આ સંદેશા પર વિશ્વાસ રાખી તે ફોજદાર પાસે હાજર થયો ફોજદારે વિશ્વાસઘાત કરી તેને કેદ કર્યો, અને પુરાવા ઊભા કરીને તેને સજા કરાવવા પ્રયત્ન કરવા માંડયો

આ બાબર દેવા પેટલાદની જેલમાં હતો તે સમયે તેને મળવાને તેની મા ગઈ તેની મા શરીરે મજબૂત હૃષ્ટપુષ્ટ હતી. હુ ૧૯૨૪માં ગોજેલ ગયેલો ત્યારે તેને ત્યાં તેની માને અને તેના ભાઈને મેં જોયાં હતાં તેની માના અને તેના ભાઈના શરીરના બંધારણ પરથી ખ્યાલ આવી શકે કે તે પણ એક મજબૂત કાઠાનો માણસ હશે. તેની મા તેની મુલાકાતે પેટલાદ જેલમાં ગઈ ત્યારે તે રોઈ પડી. પોતાની માને રડતી જોઈ તેણે કારણ પૂછ્યુ, ત્યારે તે બોલી ઊઠી, "તુ તો જેલમાં આવીને બેઠો પણ મારુ દુઃખ તું શું જાણે? ગામનો મુખી મને તારે લીધે બહુ કનડે છે. હેરાન કરે છે તારા જેવા મારે છોકરા છતા મારે આવું દુઃખ ભોગવવું પડે?" આ સાંભળી તેને ખૂબ લાગી આવ્યુ તેણે માને આશ્વાસન આપ્યું. પછી લાગ ફાવતાં તે કોઈ પ્રકારે પેટલાદની જેલમાંથી નાસી છૂટયો. અને પોતાના ગામમાં જઈને ગામના મુખીનુ ગોળીબારથી ખૂન કરી પોતાની માને દીધેલા દુઃખનું તેણે વેર વાળ્યુ જેલમાંથી નાસી છૂટયા પછી અને આવું ખૂન કર્યા પછી હવે તેને નાસભાગ કર્યા સિવાય છૂટકો નહોતો નાસભાગ કરે તો ગુજરાનનું સાધન પણ જોઈએ. તે પણ લૂંટ કરી તેણે મેળવવાનું રહ્યુ આ કાર્યમાં તેણે પોતાના સાગરીદ પણ શોધી કાઢ્યા અને લૂંટો કરવા માંડી

તે ભાદરણ તાલુકાના કણજટ ગામે પરણ્યો હતો તેનો સાળો મોતી બાબર પણ જાણીતો લૂંટારુ હતો. તે પણ ધાર્યું કામ કરતો અને કરાવતો, પણ તે બહારવટે નીકળેલો નહોતો બાબર દેવાને માટે એમ કહેવાય છે કે તે બહુ લૂંટ કરતો નહિ. તેને જ્યારે જરૂર પડે ત્યારે કોઈ માલદાર માણસને ચિઠ્ઠી લખી, ધમકી આપીને જોઈતી વસ્તુ મેળવી લેતો પણ તેના સાગરીદો તેને નામે અને તેની હૂંફે કેટલીક ધાડ પાડતા છતાં તેણે કેટલાંક ખૂન કર્યાં છે ખરાં. તેણે પોતાની પત્નીનું, પોતાની ફોઈનું અને પોતાના કાકાનું ખૂન કર્યું છે. તેમ જ બીજા બેત્રણ જણનાં ખૂન કર્યાં છે. પણ તેના કારણમાં એવું કહેવાય છે કે તે બધાં ખૂન તેણે, તેને પકડાવવાને પોલીસને બાતમી આપવાના કારણે કર્યાં છે. પોતાની સ્રીનું, પોતાની ફોઈનું અને પોતાના કાકાનું ખૂન એ જ કારણે કર્યાનું કહેવાય છે લૂંટ કે ધાડને કારણે તેણે કોઈનું ખૂન કર્યાનું સાબિત થયું નથી કે જાણમાં નથી.

તેમ જ તેણે કોઈ પરસ્ત્રી પ્રત્યે અત્યાચાર ગુજાર્યો હોય એવુ પણ જાણ્યુ નથી. કોઈ એક માલદાર ગૃહસ્થની દીકરીને તે ઉપાડી ગયો હતો પણ તેને તે ગૃહસ્થ તરફથી સતોષ થયો એટલે કોઈ પણ કનડગત કર્યા સિવાય માનભેર તે છોડીને તેના બાપને તેણે પાછી સોંપી દીધી હતી

બીજી બાજુ બોરસદમા ત્યાના એક છનુભાઈ ભટ્ટ નામના વકીલને અને અલિયા નામના એક મુસલમાનને આબા માટે તકરાર હતી તે તકરારી આંબાની કેરીઓ વેડવાને આ વકીલ ગૃહસ્થ સીમમા ગયેલા ત્યા પેલા અલિયાએ સને ૧૯૧૭-૧૮ મા તેમનુ ખૂન કર્યું આ અલિયો તે વખતે બાવીશ ત્રેવીશ વરસનો જુવાન હતો ખૂન કરીને તે નાઠો અને પેલા બાબર દેવાને મળ્યો. તેણે વળી એક ટોળી જમાવી

ભાદરણ તાલુકાના શીસવા ગામનો એક દાજીનો કરીને ત્રીજો બહારવટિયો આવા જ કારણે જાગ્યો તેણે પણ પોતાની ટોળી જમાવી

નડિયાદ તાલુકાના સોડપુર ગામે ત્યાના મુખીનો બહુ કરપ હતો. ત્યાના ડાહ્યા નામના બારૈયાએ ફોજદારનો પહેરવેશ પહેરી પોતાની જાતને ડાહ્યાભાઈ ફોજદારને નામે ઓળખાવીને સોડપુરના પેલા મુખીનુ ખૂન કર્યું અને બહારવટે નીકળી તેણે પણ એક ટોળી જમાવી

મહેમદાવાદ તાલુકામા પગુ નામદારિયા નામના એક બહારવટિયાએ એક ટોળી ઊભી કરી હતી તેણે મહેમદાવાદ તાલુકાના અને તેની આજુબાજુના ગામોમા કેર વરતાવ્યો હતો

માતર તાલુકાના સીજીવાડા ગામના મુખીનો કેટલાક લોકોને ત્રાસ લાગતો કોઈની સરસાઈને તે સાખી શકતો નહિ ગામમા કોઈ બારૈયો વટભેર જતો હોય તો તેની આખમા તે ખૂચે અને તેના પર પોતાનો પ્રભાવ પાડે, તેનુ અપમાન કરે ત્યારે તેને ચેન પડે આવા કારણે ત્યાનો રાજલો નામનો બારૈયો બહારવટિયો બન્યો તેણે એક ટોળી જમાવી અને એક રાત્રે તે મુખીને ઘેર હલ્લો લઈ જઈ, મુખીના ઘરના બારણા તોડી ઘરમા પેસી તેને ઠાર કર્યો, તેનુ ઘર લૂટ્યુ, અને પછી બહારવટે નીકળ્યો

આમ લગભગ આખા જિલ્લામા આવી ટોળીઓ ફેલાઈ ગઈ બોરસદ અને આણદ તાલુકાના ગામો પેટલાદ અને ભાદરણ તાલુકાના ગામો સાથે ફૂલગૂથણીમા રહ્યા એટલે એક હદમા ગુનો કરી બીજી હદમા દાખલ થવાનુ તેમને માટે સહેલ હતુ આમ બન્ને હકૂમત—બ્રિટિશ અને વડોદરા રાજ્ય—મા લૂટફાટ, મારપીટ, વગેરે થવા માડી અને આખા જિલ્લામા ત્રાસ વર્તી રહ્યો લોકો પાસે હથિયાર નહિ ડરપોક પણ ખરા એટલે તેઓ બચાવ ક્યાથી કરે? માથે આવી પડે તે સહે જ છૂટકો, તેમ જ ડરના માર્યા બહારવટિયાને સતોષ આપ્યે જ છૂટકો

આમ લૂંટફાટ કરતા કોઈ ગામમા આશરો લેવાની બહારવટિયાને જરૂર પડે તો તેમની માગણીનો ઇનકાર કોણ કરી શકે? અગર કોઈને ઘેર આશરો લેવા જાય તો તેમને ના કહેવાની કોની ગુન્જાશ? પ્રજામા જેઓની પાસે પરવાનાવાળા બચાવના હથિયાર હતા તેઓ તો વિના કારણે જોખમમા આવી પડયા હતા લૂંટારુને આવા હથિયાર તો જોઈએ જ તે મેળવવાને તેમણે તેવા ઘણા માણસો ઉપર હુમલા કર્યા છે, અને હથિયાર લઈ ગયા છે કેટલાક પ્રસગોમા એકલદોકલ પોલીસ અથડાઈ જાય તો તમાચા મારી તેનુ હથિયાર ખૂચવી લીધાના દાખલા પણ બન્યા છે પોલીસ અમલદારો પાસેથી પણ ચા'નો લીધા સિવાય તેમને નથી છોડયા આવા વાતાવરણમા કોઈ કોઈ ગામે પ્રજા પૈકી તેમને એવા પણ માણસો મળ્યા હશે કે જેઓ તેમને આશરો આપે અને તેના બદલામા તેમની પાસેથી માલમતા લે આમ પ્રજામાથી પણ કેટલાકનામા આવી અનિષ્ટ વૃત્તિ જાગૃત થઈ એ રીતે ધીમે ધીમે આખા જિલ્લાનુ વાતાવરણ ભયભીત બની ગયુ પોલીસ ખાતાને પણ પોતાનો બચાવ કરવાનો રહ્યો જ્યા રક્ષણકર્તાઓને જ સ્વરક્ષણની ચિંતામા રહેવુ પડે ત્યા પ્રજાનુ રક્ષણ ક્યાથી થાય?

# ૫૮. ઝેરનો ઉતાર ઝેર!

આ બધાયે બહારવટિયાઓની ટોળીના પરાક્રમો રોજબરોજ પ્રજાને કાને પડયા કરે કોઈ ફરિયાદ કરે તો અમલદાર ફરિયાદીને વળગી પડે કે "કોણ હતુ? કયા ગયા? અમારી સાથે ચાલ, અમને ઓળખાવ" આ તો પોંખનારીને પરણ્યા જેવુ દુ:ખ ઊભુ થાય એટલે પ્રજા માર ખાય, લૂંટાય, છતા ફરિયાદ પણ કરી શકે નહિ ફરિયાદ નોંધાય નહિ એટલે જિલ્લામા ગુના થતા નથી એવુ મનાય જો કે બ્રિટિશ અને વડોદરા રાજ્યનુ પોલીસ ખાતુ આ બહારવટિયાઓને પકડવાની પ્રવૃત્તિમા તો હતુ જ, પણ કાઈ પત્તો ખાતો નહોતો એવામા બોરસદમા પધા અર્ધે રહેતો બહાર ગામનો એક પાટીદાર જે અલિયા સાથે દોસ્તીનો સબધ ધરાવતો હતો અને પોલીસ ખાતાનો એક બાતમીદાર હતો તેણે એક પોલીસ ઇન્સ્પેક્ટરને વાત કરી કે તમારે બાબર દેવાને પકડવો હોય તો સહેલો રસ્તો છે બાબર દેવા અલિયા પર વિશ્વાસ રાખે છે અલિયાને તમે સાધો તો બાબર દેવા પકડાય તે સિવાય તે પકડાય તેમ નથી. હવે તો તેની બાતમી આપના પગ આગળ મૂકું છું અલિયાને તમે વિશ્વાસમા લો, તેને વચન આપો કે તને સરકાર હેરાન નહિ કરે અને બાબર દેવાને પકડવાને તમે તેને જોઈતી મદદ આપવાનુ કબૂલ કરો તો અલિયાને ખબર આપવામા આવે

આ દરખાસ્ત પેલા પોલીસ અમલદારે પોતાના વડાને કહી બાબર દેવા એ બહારવટિયાઓના નભોમ ડળમા તે વખતે સૂર્ય સમાન હતો તેને પકડવાને બ્રિટિશ પોલીસ તેમ જ ગાયકવાડી પોલીસ તત્પર હતી તે તેમની મહત્ત્વાકાક્ષા હતી પેલી દરખાસ્ત ખેડા જિલ્લાના પોલીસ અમલદારોએ અંતે માન્ય રાખી અને કેટલાક સંદેશાવાહકોને વચમા રાખીને અલિયાને જવાબદાર અમલદાર મળ્યા અલિયા સાથે મસલત ચાલી અને એવુ નક્કી થયુ કે અલિયાને બાબર દેવાને પકડવાનુ કામ સોપવુ તેને બોરસદ પાસેના એક ગામના મુખીની બદૂક સાધન તરીકે અપાવવી તેમ જ તેની મદદમા પાચ પોલીસ પણ આપવા પણ આમ અલિયો પોલીસ લઈને ફરે તો બાબર દેવા ચેતી જાય કે અલિયો ફૂટ્યો છે માટે અલિયો કહે તેવી પ્રવૃત્તિ પેલા પોલીસના માણસો રાખ્યા કરે અને તેની સૂચના પ્રમાણે જ્યા ત્યા જાય આમ થોડા દિવસ ચાલ્યુ તેમાથી અલિયાએ એક બીજી માગણી કરી કે તે ફકીર થઈને ફરે તેથી કાઈ બાબર દેવા પકડાશે નહિ તેણે પોતાનુ લૂટનુ કામ તો જારી રાખવુ જોઈએ તેમ થાય તો જ બાબરને વિશ્વાસ આવે અને તેના કાર્યક્રમમા કોઈ વખત આવી ચડે માટે તેણે કોઈ કોઈ ગામેએ લૂટ કરવાની પણ પરવાનગી માગી અને સત્તા તરફથી તેને તેવી પરવાનગી પણ આપવામા આવી અલિયા પાસે પોતાના સાગરીદો તો હતા જ અને માનવસ્વભાવની નબળાઈને તાબે થઈ બાબર દેવાને પકડવાને આપેલા પોલીસો પણ થોડો થોડો લહાવો લે અને લાભ ઉઠાવે તો તે અસભવિત ન મનાય આમ બાબર દેવા તો એક બાજુ રહ્યો પણ આ પોલીસ સાગરીદોએ પોલીસ ખાતાની પરવાનગીથી પ્રજામા ઠીક ઠીક લૂટો ચલાવી અને લોકોમા ત્રાસ વર્તાવ્યો વળી બ્રિટિશ પોલીસ ખાતા તરફથી તેને એટલી બધી રાહત મળી હતી કે પાસેના પરહદના પોલીસ ખાતાને પણ ખાનગી સૂચના આપવામા આવી હતી કે પ્રજાને રજાડતા કેટલાક બદમાસ બહારવટિયાઓને પકડવાનુ કામ અલિયા નામે ઓળખાતા બહારવટિયાને સોપવામા આવ્યુ છે, માટે તેના પ્રત્યે શક રાખી તેને પકડવો નહિ તેમ જ હેરાન કરવો નહિ જ્યારે તે ખાનગી સરક્યુલર સરદાર સાહેબ પાસે આવ્યો અને તેને પ્રસિદ્ધ કરવામા આવ્યો ત્યારે પ્રજાએ આવી બધી વાતો જાણી

આ ખાનગી સરક્યુલર વડોદરાના પોલીસ અધિપતીને પણ મળ્યો હતો તે વખતના એક જવાબદાર પોલીસ અમલદારને આ સરક્યુલર મળતા તે તાજુબ થયા બાબર દેવાને પકડવાની આ યુક્તિ જાણીને અને ત્યાર પછી અલિયાને છૂટ આપેલી તેની હકીકત જાણીને તેમને આ પોલીસ અમલદારો માટે નવાઈ લાગી પ્રજાને ભોગે આવી સસ્તી પ્રતિષ્ઠા ખાટી જવાની તેમની દાનત માટે તેમને રોષ થયો તે પોલીસ અમલદાર સીધા ભાદરણ તાલુકામા ગયા કણઝટનો મોતી બાબર જે બાબર દેવાનો સાળો હતો તેને બોલાવ્યો અને તેને ચેતવી દીધો કે બાબર દેવાને

ખબર આપે કે અલિયાનો વિશ્વાસ રાખે નહિ, તે ફૂટેલો છે તેને પકડવાને ખેડાની પોલીસ તરફથી માણસો તથા સાધનો અલિયાને મળ્યા છે અચાનક બન્યુ એવુ કે જે સવારે આ માહિતી બાબર દેવાના સાળા મોતી બાબરને મળી તે જ સાજનો અલિયો કણજટ મોતી પાસે ગયો અને બાબર દેવા ક્યા છે તેની માહિતી પૂછી મોતીને અલિયો મોતી કાકા કહીને બોલાવતો, ઘરના છોકરા જેવો લેખાતો અને તે જે કાઈ પૂછે તેમા શકા રાખવા જેવુ મોતીને નહોતુ પણ પ્રથમથી ચેતવણી મળેલી એટલે મોતીએ અલિયાને હાથ મૂકવા ન દીધો અને અલિયાને નિરાશ થઈને પાછુ જવુ પડયુ આ નિષ્ફળતાની વાત તો તેને મનમા જ રાખવાની હોય તે વાત પોલીસ ખાતુ જાણે તો અલિયાને વધારે લૂટો ચલાવવી હોય તેમા બાધા આવે, એટલે તેણે તો બાબર દેવાની શોધને નિમિત્તે લૂટો ચલાવ્યા જ કરી

એ રીતે પોલીસ ખાતાએ એક બહારવટિયાને પકડવાને બીજા બહારવટિયા સાથે દોસ્તી કરી અને પ્રજાને અનેકગણી દુખી કરી બાબર દેવાએ સામાન્ય માણસ ઉપર હાથ નહોતો ઉગામ્યો, તેણે માલદારને પૈસા ખાતર કનડયા હતા પણ આ સરકારના દોસ્તદાર અલિયાએ તો નાના ગામો અને વટેમાર્ગુઓમા ત્રાસ વર્તાવ્યો હતો આમ ઝેરને ઉતારવાને ઝેર પીવાનો સરકારી પ્રયોગ નિષ્ફળ નીવડ્યો

ત્યારે કરવુ શુ? જિલ્લાનુ પોલીસ ખાતુ આ બહારવટિયાના ત્રાસમાથી પ્રજાને છોડાવવાને અશક્ત નીવડયુ પણ તે બદનામી તેમણે સ્વીકારી નહિ. તેમણે તો ચોર કોટવાળને દડે એ ન્યાયે એવુ જાહેર કર્યું કે પ્રજા બહારવટિયાઓને આશરો આપે છે, અને તેમની સાથે મળી ગઈ છે, એટલે જ બદમાસો પકડાતા નથી. આવુ તહોમતનામુ તૈયાર કરી મુબઈ સરકારને મોકલી આપ્યુ અને સૂચવ્યુ કે બહારવટિયાઓને પકડવાને તથા પ્રજાનુ રક્ષણ કરવાને વધારાના ૪૦૦ પોલીસ બોરસદ તાલુકાના બધા ગામડામા અને અણદ તાલુકાના રેલવે લાઈન ઉપરના ૧૪ ગામોમા મૂકવા અને એક વરસનો તેનો ખર્ચ આશરે અઢી લાખ રૂપિયા તે ૧૦૪ ગામોમાથી દડ તરીકે વસૂલ કરવો. પોલીસ ખાતા તરફથી મૂકેલા બહારવટિયાઓ પ્રજાને લૂટે, પ્રજાને ત્રાસ દે, સરકાર તેમને પકડી શકે નહિ, તેમ પ્રજાનુ રક્ષણ પણ કરી શકે નહિ છતા પ્રજા બહારવટિયાઓને આશરો આપે છે, સહાયક છે, તેથી તેઓ પકડાતા નથી એવો આક્ષેપ પ્રજા ઉપર મૂકી પ્રજાને ચોર ઠરાવીને તેના ઉપર અઢી લાખ રૂપિયા દડ નાખ્યો. પછી ઉમરના બધા સ્ત્રી પુરુષો માથા દીઠ અઢી રૂપિયા વેરાના ભરવા પડ્યા, તેથી એ કર 'હૈડિયાવેરા' નામથી ઓળખાયો. સ્થાનિક અમલદારની આ સૂચનાને મુંબઈ સરકારે મંજૂરી આપી આમાથી બોરસદ તાલુકાની પ્રજા સત્યાગ્રહને ધોરણે સરકાર સામે વિજયી નીવડી એ હવેના પ્રકરણોમા આપણે જોઈશુ

# ૫૯. બોરસદ સત્યાગ્રહનો ઠરાવ

બોરસદની પ્રજા ઉપર એડિશનલ પોલીસ ટેક્સ નખાયો. લોકોએ તેને હૈડિયાવેરાના નામથી ઓળખ્યો, કારણ કે હૈડિયાવાળા દરેક સ્ત્રીપુરુષને માથે તે કર પડતો હતો. ઘર દીઠ તેવા માણસની ગણતરી પ્રમાણે તેના પત્રકો થયા. આ વાત આખા તાલુકામાં ચર્ચાવા માંડી. લોકો તો પોલીસ બિરાદરોની બહાદુરી સારી રીતે જાણતા હતા. અસહકારના વરસમાં જે ગામે અસહકારનું જોર વિશેષ હતું તે ગામોને પોલીસ અમલદારોએ ધમકી આપ્યાના ઘણા દાખલા હતા કે બહુ ફૂદાફૂદ કરશો તો તમારા ગામ બહારવટિયાઓ પાસે લૂંટાવરાવીશું, તેઓ તમારાં ગામ બાળી મૂકશે. આવી ઘણી જાતની વાત આ સત્યાગ્રહને અંતે મુંબઈ સરકારના હોમ મેમ્બર બોરસદ તપાસ માટે આવ્યા ત્યારે લોકોએ તેમની રૂબરૂ કરેલી અને પોલીસ અમલદારનો નામ નિર્દેશ કરી આંગળી ચીંધીને તેમને તેની ખાતરી કરી આપેલી. વળી આ ઉપરાંત એવા ઘણા કારણો તેમને મળેલા જે ઉપરથી પ્રજાને તો ખાતરી હતી કે આ પ્રજારંજાડમાં પોલીસખાતાની ભારે ચશમપોશી છે છતાં પ્રજાને ચોરડાકુને સાથ આપવાનો દોષ દઈને તેનો દંડ કર્યો, એ વાત પ્રજા સહન ન કરી શકી. તે માટે શું કરવું તેની તેમને ખબર તો હતી જ. ખેડા જિલ્લાના સત્યાગ્રહનો તેમને ઠીક અનુભવ હતો. અને તેમને દોરવણી આપનાર મળે તો પ્રજા સત્યાગ્રહની લડત આપવા તૈયાર હતી. આ વિષે વિચાર કરવાને તાલુકાના કેટલાક ગામોના લોકોએ ભેગા થઈને બોરસદ તાલુકા સમિતિને વિનંતિ કરી કે બોરસદ તાલુકાનો આ પ્રશ્ન તાલુકા સમિતિ હાથમાં લે. તાલુકા સમિતિએ પ્રજાની આ માગણી સ્વીકારી.

આ હૈડિયાવેરાની સામે બોરસદ તાલુકાની પ્રજાને સત્યાગ્રહ કરવાની પરવાનગી આપવાને અને તે સત્યાગ્રહની લડતને દોરવણી આપવાને ગુજરાત પ્રાંતિક સમિતિને ભલામણ કરતો ઠરાવ બોરસદ તાલુકા સમિતિએ કર્યો. આ સમયે દરબારશ્રી ગોપાળદાસ વગેરે અમો આણંદ રહેતા હતા. ઉપરના ઠરાવ પ્રસંગે બોરસદ તાલુકા સમિતિએ અમને પણ બોલાવેલા અને અમે ત્યાં ગયેલા. બોરસદ તાલુકા સમિતિનો ઠરાવ મળતાં ગુજરાત પ્રાંતિક સમિતિના પ્રમુખશ્રી વલ્લભભાઈ પટેલ જેમને મહાત્માજી ગુજરાતના સૂબા કહેતા હતા, તે બોરસદ આવ્યા. જિલ્લાના બધા કાર્યકર્તાઓને ત્યાં બોલાવ્યા હતા. બધાઓને સમજણ પાડી, સાત દિવસની અંદર તાલુકાના ગામોમાં ફરીને તે અંગેની પૂરી માહિતી મેળવી તેની સાબિતી સાથે પાછા આવવાની સર્વને સૂચના કરવામાં આવી. વળી આ સભામાં શ્રી મોહનલાલ પંડ્યાને તે વિષે બારીક તપાસ કરી ગુજરાત પ્રાંતિક સમિતિની સભા સમક્ષ

પોતાનું નિવેદન રજૂ કરવાનું સોંપવામાં આવ્યું આ તપાસમાં પંડ્યાજીને મદદ કરવા માટે સમિતિના કાર્યકર્તાઓ તાલુકામાં ઊપડી ગયા. મારે અને રાસવાળા ભાઈશ્રી આશાભાઈ લલુભાઈને કાઠાના ગામોમાં ફરવાનું હતું સાત દિવસમાં તો આશરે પચીસ ત્રીસ ગામોમાં અમે ફરી વળ્યા અને ખાસ કરીને જે ગામોમાં વધારે ત્રાસ હતો ત્યાં વધુ ચોક્સાઈ કરી સાબિતી — સાક્ષીઓ સાથેની બધી માહિતી સાથે અમે પાછા બોરસદ આવ્યા શ્રી મોહનલાલ પંડ્યાએ તેમને સોંપવામાં આવ્યા પ્રમાણે આ બધી હકીકતનું એક નિવેદન તૈયાર કર્યું ત્યાર બાદ ગુજરાત પ્રાંતિક સમિતિની સભા બોરસદ બોલાવવામાં આવી બોરસદની હાઈસ્કૂલના મકાનમાં ગુજરાતભરના આવેલો આગેવાનોનો ઉતારો હતો અને પ્રાંતિક સમિતિની સભા પણ ત્યાં જ હતી બપોરના બે વાગ્યે બોરસદ તાલુકાની પ્રજાપરિષદ ખંભાતી દરવાજા બહાર ખાસ ઊભા કરેલા મંડપમાં હતી. શ્રી પંડ્યાજીએ પોતાનું નિવેદન ગુજરાત પ્રાંતિક સમિતિમાં રજૂ કર્યું ગુજરાતના સૂબા શ્રી વલ્લભભાઈએ બધા સાક્ષીઓની અને મજેથી હકીકતની ઠીક ઠીક છણાવટ કરી અને અંતે ગુજરાત પ્રાંતિક સમિતિએ તે ૧૦૪ ગામના લોકોને હૈડિયાવેરા સામે સત્યાગ્રહ કરવાને પરવાનગી આપી અને તેમને દોરવણી આપવાનું શ્રી વ'લભભાઈને સોંપ્યું

ગુજરાત પ્રાંતિક સમિતિની સભા પછી બોરસદ તાલુકા પ્રજાપરિષદ મળી તાલુકાનો ઉત્સાહ ભારે હતો આશરે સાઠેક ગામના લોકો આવ્યા હતા પંદરેક હજાર માણસની મેદની હશે તે વખતે ક્યાં લાઉડસ્પીકર હતા? લોકો શાન્તિ રાખે એટલે બધું સંભળાય પોલીસ અમલદાર પણ હાજર હતા સરકારી રિપોર્ટર પણ આવી પહોંચ્યા હતા આ સભામાં શ્રી વલ્લભભાઈ સાહેબે તેજીલી ભાષામાં ભાષણ કર્યું તેમના કટાક્ષ, સોંસરી ફૂટી જાય તેવી તેમની સચોટ ભાષા, બોરસદ તાલુકાની પ્રજાએ તો ત્યારે જ સાંભળી તેમણે આ સભામાં ખેડાના કલેક્ટર અને મુંબઈ સરકાર વચ્ચે જે પત્રવ્યવહાર ચાલેલો તે રજૂ કરીને તે પત્રવ્યવહાર કેવા જૂઠા પાયા પર ખેડાના અમલદારે કરેલો છે તે, અને તેની યોગ્ય તજવીજ કર્યા સિવાય કેવી રીતે મુંબઈ સરકારે હાજીપો ભણ્યો તે સર્વ ખુલ્લું કરીને બતાવ્યું આ સભામાં ગામડામાંથી આવેલા કેટલાક સાક્ષીઓએ પોલીસ અમલદારોની રૂબરૂ એવા નિવેદનો રજૂ કર્યાં કે બધી બાજી ઉઘાડી પડી ગઈ આથી પોલીસ અમલદારો શરૂઆતમાં જ ભોંઠા પડી ગયા

આમ પૂરી ચર્ચા થયા બાદ હજારોની મેદનીની 'મહાત્મા ગાંધીજીનો જય' અને 'વન્દે માતરમ્'ની ઘોષણા વચ્ચે આ બોરસદ તાલુકાની પ્રજાપરિષદે સર્વાનુમતે સત્યાગ્રહનો ઠરાવ કર્યો આ પરિષદે આખા તાલુકાનું વાતાવરણ ફેરવી દીધું અને આખા તાલુકામાં તેણે સત્યાગ્રહનો મંત્ર ફૂંકી દીધો તેણે કરેલા ઠરાવનો અમલ બધી પ્રજાએ કેવી રીતે કર્યો તે હવે આપણે જોઈશું

# ૬૦. સત્યાગ્રહના ઠરાવનો અમલ

ઠરાવ તો આનંદ અને ઉત્સાહ વચ્ચે થયો પણ તેની જવાબદારી ભારે હતી આ એક નવું ખાતું ખોલવાનું હતું દરેક ગામે સ્વયંસેવકોની વ્યવસ્થા, કાર્યકર્તાઓનો પ્રચાર કાર્યક્રમ, તે પ્રચાર કાર્યક્રમના હેવાલની પત્રિકા, સરકાર તરફથી કર વસૂલ લેવાને થતો પ્રયત્ન અને તેથી ઉપસ્થિત થતી નવી પરિસ્થિતિ અને તેનો ઉકેલ, સરકારી નોકરો કરની વસૂલાત અંગે જે પગલાં ભરે તેની સામે પ્રજાએ કેવી રીતે નભવું તેની કરેલી યોજના, ગામેગામના આવા બનાવો અને તેની જાહેરાત મારફત પ્રજાને તેને લગતી અનેક ચેતવણી, આ અંગેની પ્રવૃત્તિ માટે પત્રિકાખાતું, તે જ દિવસે આખા તાલુકામાં તે પત્રિકા વહેંચાય તેવી ગોઠવણ, કોઈ ગામે વસૂલાતનો સોટો વધારે સખ્ત થયો હોય તો ત્યાં લોકોનો ઉત્સાહ ટકી રહે તે માટેની યોજના, અને આ બધાં કાર્ય સાથે નિર્ભેળ શાન્તિ સચવાય તેની તકેદારી — આવાં અનેક કામો આ લડત શરૂ કર્યાં પહેલાં ગોઠવવાં રહ્યાં ગામોના જૂથ પાડી થાણાં સ્થાપવાં રહ્યાં

સત્યાગ્રહનો ઠરાવ થયો કે તુરત બોરસદમાં દરબાર શ્રી ગોપાલદાસ દેસાઈની આગેવાની નીચે સત્યાગ્રહ છાવણીનું તંત્ર ગોઠવાઈ ગયું પંડ્યાજીને કાર્યકર્તાઓની ગોઠવણી અને તાલુકાના આવેલા સમાચાર ઉપરથી પત્રિકા લખવાનું અને તે ઉપરાંત જરૂર પડે ત્યાં જઈ આવવાનું સોંપ્યું હતું તાલુકાનો નકશો ખુલ્લો કરી અમે તુરત થાણાં નક્કી કર્યાં અમે દરેક થાણે મુખ્ય મુખ્ય માણસોની ગોઠવણી કરી મને સુણાવનું જૂથ સોંપ્યું

ડે આ નવો કર વસૂલ કરવાનું જમીન મહેસૂલના નિયમાનુસાર હતું, એટલે રેવન્યુ ખાતું પણ સામેલ અને ફોજદારી ખાતું પણ સામેલ જ્યાં સુધી પ્રજા પરિષદે ચોક્કસ ઠરાવ નહોતો કર્યો ત્યાં સુધી બંને પક્ષો રાહ જોઈને બેસી રહ્યા હતા પ્રજા એમ કહેતી હતી કે પરિષદ ઠરાવ કરે કે 'ભરી દો' તો અનિચ્છાએ પણ ભરી દઈશું પરિષદ કર ભરવાની ના પાડશે તો નહિ ભરીએ પરિષદના ઠરાવની રાહ સરકાર પક્ષે પણ જોઈ હતી કર નહિ ભરવાનો ઠરાવ પરિષદ કરે તો શું કરવું તેનો વિચાર પણ તેઓએ કરી દીધો હતો પરિષદનો ઠરાવ થયો કે તુરત કેટલાક ઉત્સાહી નોકરોએ પોતાનું કામ શરૂ કર્યું બોરસદથી દાવોલ બે ગાઉ દૂર થાય ત્યાંના તલાટીએ હોશિયારી કરી રાખેલી ત્યાંના એક શેઠની સાથે ગોઠવણ કરેલી કે બોરસદ પરિષદમાં સત્યાગ્રહનો ઠરાવ થાય કે તુરત ત્યાંથી ઊઠીને તે શેઠને ત્યાં જપ્તી કરવી શેઠ પોતાના કબાટમાં રોકડ રૂપિયા રાખી મૂકે તે લઈ લેવા. પણ બીજો સામાન લેવો નહિ એ રીતે પ્રથમથી ગોઠવાયેલું એટલે પાંચ વાગ્યે તલાટી જપ્તી કરવા ગયો જપ્તીમાં રોકડ રૂપિયા મળ્યા તલાટી તો હરખાયો કે તેનો

પાસો સીધો પડયો અને હવે ગામ તૂટશે પણ આ સ તલસની વાત ગામ લોકોએ જાણી તેમને લાગી ગયુ કે તાલુકામા પ્રથમ જ નામોશી આપણા ગામને ? એમ ન બનવુ જોઈએ તેમણે તુરત બે માણસોને બોરસદ મોકલ્યા તે અમારે મુકામે આવ્યા અમે તે વખતે તાલુકાના જૂથ પાડી કાર્યકરોની વહેચણી કરતા હતા પ્રથમ શુકનમા જ આ તેડુ આવ્યુ દરબાર સાહેબ અને પડ્યાજીએ મને ત્યા જવાનુ કહ્યુ હુ ત્યા ગયો ત્યા પહોચ્યો ત્યારે તો અંધારુ થઈ ગયેલુ હતુ પણ લોકો આતુરતાથી રાહ જોઈને ભાગોળે ચોતરા ઉપર બેઠા હતા

બધાએ પોતાના ગામની બેઇજ્જતની વાત કરી શેઠને પણ બોલાવ્યા શેઠે કહ્યુ ' ભાઈ, મને ખબર નહિ અને પેલા તલાટીએ મને ફસાવ્યો તમારે ત્યા જપ્તી થાય એટલે ઠરાવ પાળ્યો ગણાય, તમારે હાથે પૈસા ન આપવા એ જ મુદ્દો છે, એવુ મને સમજાવ્યુ એટલે મે તેમ થવા દીધુ ''

મે લોકોને સમજાવ્યુ, " એવુ નામ સત્યાગ્રહ નહિ એવુ નામ છેતરપિડી સત્યાગ્રહમા તો શુદ્ધતા જોઈએ છેતરપિડી કે ઢોગ ન હોય એમા તો આપણી પ્રતિજ્ઞા ખાતર ત્યાગ કરવાનો હોય, ભોગ આપવાનો હોય, બલિદાન આપવાનુ હોય તેને બદલે અસત્યાચરણ ન ચાલે જાણી જોઈને પૈસા રહેવા દઈ જપ્તી કરાવવી એ તો અસત્યાચરણ કહેવાય એમા પ્રતિજ્ઞાનો ભગ છે આપણા સત્યાગ્રહના મ ડાણમા જ તમારે ગામે આ પવિત્ર પ્રતિજ્ઞાનો ભ ગ થાય તે ગામ માટે ભારે નામોશી છે મને લાગે છે કે શેઠ સાડા બાર રૂપિયા પેટે જપ્તીમા પચાસ સાઠ રૂપિયાનો સામાન જાય તેમાથી બચવાને જ આમ કરવાને લલચાયા છે એમ કરવામા તે પોતે નિર્દોષ છે, તેમણે ગેરસમજથી એમ કર્યુ છે, એમ તેમનુ કહેવુ હોય તો તેમની પ્રમાણિક ભૂલનુ પ્રાયશ્ચિત્ત કરી તે ભૂલ સુધારવી જોઈએ નહિ તો બધાયે આમ કરશે તો આપણે જૂઠા અને લબાડ ગણાઈશુ અને આપણી લડત નિષ્ફળ નીવડશે આપણાથી બને ત્યા સુધી એક પાઈની ચીજ પણ સરકારના હાથમા ન જાય એવી તજવીજ કરવી જોઈએ તો પછી રોકડ પાઈ પૈસા તો તેના હાથમા જવા જ શાના દઈએ ?'

ઉપર પ્રમાણેની સમજાવટથી લોકો સમજી ગયા પેલા શેઠ પણ સમજી ગયા શેઠે પ ચના અભિપ્રાય મુજબ પ્રાયશ્ચિત્ત કરવાની પોતાની તૈયારી બતાવી અને શેઠે રૂ ૫૧) ગામને આપવા એવો અભિપ્રાય મળ્યો શેઠે તે રકમ તુરત આપી બધા રાજી થયા શેઠના હૃદયનો ભાર હળવો થયો સત્યાગ્રહના મ ડાણના ગણેશમા બનેલા આ બનાવની જાહેરાત પણ ખૂબ થઈ લોકો સીધો રસ્તો સમજ્યા

બીજે દિવસે મારે સુણાવ જવાનુ હતુ ત્યાનુ વાતાવરણ સારુ હતુ પણ સત્યાગ્રહની લડતનો મોટો આધાર ત્યાના આગેવાનો ઉપર હતો ત્યા જઈ ધર્મશાળામા ગામની સભા બોલાવી ગામના બધાયે ભેગા થયા ખૂબ ચર્ચા થઈ, તેમા એક

વૃદ્ધ આગેવાન બોલી ઊઠયા, "પણ સરકારનો કાયદો થયો તે પળ્યા સિવાય છૂટકો છે?"

મે કહ્યુ "સરકાર તો ઘરબાર છોડીને જવાનો કાયદો કરશે"

'તો તેમ પણ કરવુ પડે, તેમણે ઠંડે પેટે જવાબ આપ્યો

"અને વળી તમારે બધાએ નાગા થઈને નાચવુ એવો કાયદો કરશે," મે ઉમેર્યું

"એવો કાયદો સરકાર માબાપ કરે તો તેમ પણ કરવુ પડે," તેમણે તેવી જ ટાઢાશથી જવાબ આપ્યો

"ત્યારે તમારે તમારા આ ધોળિયા અને આ મોટી પાઘડી કાઢી નાખીને ગામની ભાગોળે પડી રહેવુ જોઈએ ગામના આગેવાન થઈને ન ફરાય જે આગેવાનમા મરદાઈ ન હોય તે ગામનો આગેવાન ન બની શકે તેવા વગવને ઘરના છોકરાયે હડધૂત કરે," મે ટાણો મારીને કહ્યુ

અને તે વૃદ્ધ આગેવાને પડકારો ખાધો "હું શુ વસવાયુ થઈને રહુ? ગામનો આગેવાન જ રહેવાનો ગામ ઠરાવ કરશે તો સૌથી પહેલો હુ પાળીશ અત્યાઓ' લડવાનો ઠરાવ કરો"

પછી તો રગ જામ્યો સર્વાનુમતે નિર્ણય થયો કે બોરસદ પરિષદના ઠરાવ અનુસાર ગામે સત્યાગ્રહ કરવો અને સત્યાગ્રહ છાવણીનુ સુણાવ જૂથનુ થાણુ સુણાવમા સ્થાપીને તેનો ખર્ચ ગામે ઉપાડી લેવો હુ બીજા સેવકો સાથે ત્યા જ રહ્યો સુણાવ સત્યાગ્રહ છાવણીના જૂથમા સુણાવ, પાળજ, પીપળાવ ઈસણાવ, રગીપુરા, ભવાનીપુરા, પોરડા, જેસરવા, ઇસરામા વગેરે ગામો હતા

બોરસદ તાલુકાના ૯૦ ગામ અને આણદ તાલુકાના ૧૪ ગામ મળી ૧૦૪ ગામના ૧૧–૧૨ જૂથ પાડવામા આવ્યા હતા તે ગામોમા મોટુ ગામ હોય તેને મથક બનાવી ત્યા સમિતિ તરફથી જવાબદાર કાર્યકર મૂકી દેવામા આવ્યા હતા તેમની સાથે તે ગામોના ભોમિયા એવા બે ત્રણ સ્થાનિક સ્વયસેવકો રહેતા હતા હરેક ગામે ઉત્સાહી યુવાનો સ્વયસેવકોનુ કામ કરવા મળી રહેતા આમ હરેક જૂથની સત્યાગ્રહ છાવણીમા એક જવાબદાર કાર્યકર્તા અને બીજા ત્રણ ચાર સ્વયસેવકોની વ્યવસ્થા થઈ હતી તે સમયે મોટરોની ધમાલ નહોતી, એટલે પગપાળા અને જરૂર પડે તો ઘોડા પર ગામોમા ફરવાનુ હતુ મે જેવો પાછળ દાવોલ ગામનો પ્રસગ વર્ણવ્યો તેવુ કાઈ ને કાઈ ઘણા ગામોમા થતુ તેની હકીકત તુરત થાણામા મળતી થાણાના થાણદાર ત્યા જઈને જપ્તીઓ નિયમસર થાય છે કે નહિ તે જુએ, લોકોમા ઉત્સાહ પ્રેરે કોઈ દિલ ચોરે નહિ તે જુએ કોઈ ઉશ્કેરાય નહિ અગર ગેરવર્તન કરે નહિ તેની કાળજી રાખે અને તે બધુ કામ થયા બાદ વિશેષ સૂચના ગામલોકોને આપવાની હોય તે આપીને તેનો હેવાલ બોરસદ લખે તે જવાબદાર કાર્યકર્તાના આવેલા હેવાલમાથી પત્રિકા

માટે જે સાધન જોઈએ તે સિવાય આમ આખા તાલુકાની હકીકત પત્રિકામા આવે અને ચોવીશ કલાકમા તો આખા તાલુકામા એ પત્રિકાઓ પહોચી જાય આ પત્રિકાઓ ઉપરાત બીજુ પ્રચારખાતુ હતુ તે આ પ્રત્રિકાના તેમ જ બીજા પ્રસિદ્ધ કરવા જેવા ખબર તાલુકામા ફરતા આગેવાનોના ભાષણો વગેરે જાહેર પત્રોમા મોકલવાનુ કામ કરતુ હતુ

ઉપરાત કાર્યાલય, હિસાબ ખાતુ વગેરે હોય જ હવે આ સત્યાગ્રહ અગે સરકારી અમલદારોના કરની વસૂલાતના તગાદા સામે તાલુકામા કેવી વ્યૂહરચના કરી હતી તે આપણે જોઈએ

## ૬૧. લડતની વ્યૂહરચના

જેમ સત્યાગ્રહ છાવણી તરફથી વ્યૂહરચનાના અર્થે થાણા ગોઠવાયેલા તેમ સરકારે પણ પોતાનો વ્યૂહ રચેલો તેણે પણ તાલુકાના ગામોના જૂથ પાડી જવાબદાર અમલદારોને જોઈતા પ્રમાણમા પોલીસ પટાવાળા અને કારકુનો આપીને તે જૂથના મુખ્ય મથકે મૂકેલા મારા સુણાવ જૂથના પાળજ ગામે તેણે થાણુ સ્થાપેલુ અને તે વખતના ડી ડી કલેક્ટર મિ મગનલાલ ગાધીને ત્યા મૂકવામા આવેલા સુણાવમા તેમણે મુકામ ન નાખ્યો કારણ કે તે ગામ વિશેષ જાગૃતિવાળુ હોવાથી તેમને વધારે અગવડ પડે એવુ તેમને લાગ્યુ હશે પાળજના સરકારી ચોરામા તેમનો મુકામ થયો તેમા આશરે પચીશ માણસો હશે આ ડી ડી કલેક્ટર તો નામચીન હતા તેમણે પાળજની આજુબાજુ પદરેક ગામોની વસૂલાત લેવાનુ માથે લીધેલુ તેમણે માનેલુ કે દરરોજ એકએક ગામમા ધાડ લઈ જઈશું તોપણ આમ પદર દિવસમા પૂરુ થશે પણ તેમનો અનુભવ તો આકરો નીવડ્યો અમે એવી વ્યવસ્થા કરી કે દરેક ગામની ભાગોળની ઊચી ચમૂતરીએ અગર કોઈ ઊચા ઝાડ ઉપર એક નગારુ બધાવ્યુ પાળજની આજુબાજુ પોણો ગાઉ, ગાઉ દોઢ ગાઉ, એક બીજાથી દૂર એમ પદરેક ગામો છે એમ ચારપાચ ગાઉની ત્રિજ્યામા તે બધા ગામો આવેલા છે પાળજના ચોરા સામે એક બે સ્વય સેવકો રાત્રીદિવસ બેસી રહે અર્ધરાત્રે કે પાછલી રાત્રે પેલા અમલદાર પોતાની ટુકડી લઈને બહાર નીકળે કે તુરત પેલો સ્વય સેવક સકેતનો અવાજ કરે તે અવાજ સભળાય એટલે દૂર ઊચે નગારુ ગોઠવવામા આવ્યુ હોય, ત્યા પણ સ્વય સેવક સકેતના અવાજની રાહ જોઈને જ બેઠો હોય અવાજ સભળાતા તરત નગારુ વાગે એ નગારાનો અવાજ સાભળવા તૈયાર થયેલા આજુબાજુના ગામોના નગારાવાળા, નગારાનો અવાજ સાભળે કે તરત જ પોતાનુ નગારુ વગાડે આમ દરેક મિનિટમા જ પદરેય ગામોના નગારા વાગી જાય. આમાના પહેલા નગ

બધા ગામના લોકોને એવુ સૂચન મળે કે પાળજ ગામમાથી જપ્તી કરનાર ટોળી નીકળી ચૂકી છે એટલે બધા ગામના લોકો પોતાની ભેંસો દોહી પરવારીને સવાર થતા તેને સીમમા છોડી મૂકે અને ઘર બધ કરે કાયદા પ્રમાણે બધ ઘરમા જપ્તી થાય નહિ પેલા અમલદારની ટુકડી કયા જવાની છે તે તો તેમના સિવાય બીજા કોઈનેય ખબર ન હોય તેથી પ્રથમ નગારુ વાગતા લોકો પરવારવામા પડે અને ગામના દરેક સ્વયસેવકો પાળજ તરફના ગામોને રસ્તે ઊભા રહે અને તે પૈકી જેને પ્રથમ ખબર પડે કે પોતાના ગામે જ જપ્તીનુ કામ આવ્યુ છે તે તુરત જ એક સાકેતિક અવાજ કરે તે સાભળી બીજો, ત્રીજો, અને છેવટે પેલા નગારાવાળો તે અવાજ સાભળે કે તુરત જ બીજી ચેતવણી આપતુ નગારુ વાગે આ બીજુ નગારુ વાગવાથી ગામના બધા ઘરો ફટોફટ બધ થઈ જાય પેલા અમલદાર અને તેમના બધા સાથીઓ ગામમા ફરે ત્યા ચા ન મળે, બીડી ન મળે, કોઈ આવકાર ન આપે, ચોરો પણ બધ હોય, મુખી અને રાવણિયા પણ સીમમા ચાલ્યા ગયા હોય, પછી ત્યા રહીને શુ કરે? એટલે તેમને બધાને પાછા ફરવુ પડે પાછા ફરતા બીજા કોઈ ગામની સભાળ લેવા જાય તો ત્યા પણ આવુ જ થાય

આમ દરરોજનો કાર્યક્રમ ચાલે આમ કરતા કરતા બાવીસ દિવસ થઈ ગયા પાળજ ગામના લોકોની તો મહા બૂરી દશા જ્યા સુધી તે ગામમા હોય ત્યા સુધી ગામનુ એક પણ ઘર ઉઘાડુ ન રહે આ બાવીસ દિવસમા જેટલી જપ્તીઓ કરી તેટલા રૂપિયાની કિંમતનો માલ પણ તેમને જપ્તીમા મળ્યો નહિ હોય જેવી મે એક જૂથની વાત કરી તેવી જ સર્વ જૂથની વાત ૧૦૪ ગામોમા ક્યુ ગામ નરમ અને કયુ ગામ ગરમ તે કાઈ માલૂમ ન પડે જે ગામને સહુમા પ્રત્યાઘાતી ગણતા તેણે પણ પોતાની વિશિષ્ટતા બતાવી આપી અને જાણે ગામડામાથી બ્રિટિશ સલ્તનતની હકૂમત ઊડી ગઈ હોય તેવુ વાતાવરણ થઈ ગયુ આ તો એક પ્રકારના વ્યૂહની વાત કરી પણ એક બીજા પ્રકારનો વ્યૂહ પ્રજાએ આપોઆપ રચી નાખ્યો તેથી તો સરકારી અમલદાર વર્ગ હેબતાઈ ગયો

બોરસદની આજુબાજુના ૨૫–૩૦ ગામનુ બજાર બોરસદ લોકોને સુતારી કામ હોય લુહારી કામ હોય, ખરીદી કરવાનુ કામ હોય, એટલે બજારમા ગામડાના લોકો ચાલુ જ હોય તેમા કોઈ બ્રિટિશ ગામનો હોય તો તેની પાસે પૈસા વસૂલ કરવાના હોય જ એટલે પૂછતા માલૂમ પડે કે તે બોરસદ તાલુકાનો વતની છે તો તેને પકડી, મામલતદારની કચેરીમા લઈ જઈને તેની પાસે જે કાઈ વેચવાનુ હોય તે અગર કાઈ પાક વેચીને પૈસા લીધા હોય તો તે, અગર જે કાઈ માલ ખરીદ્યો હોય તે રોકી નાણા પૈકી જે કાઈ હાથમા આવે તે લઈ લે અને તેને વિદાય કરે વળી બોરસદમા પણ બોરસદની પદર હજારની વસ્તી અને આજુબાજુના ૨૫–૩૦ ગામડાની વસ્તીનુ મોટુ બજાર આખો દિવસ ખુલ્લુ રહે તે દુકાનદારને

પણ કર આપવાનો હોય તેમને પણ કનડગત થવા માંડી અને દુકાનનો માલ પણ જપ્તીમાં લેવાનો ભય ઊભો થયો

આમ બન્ને ભયમાંથી બચી જવા માટે દરબાર સાહેબે બોરસદ કસબાના બધા વેપારીઓને અને અન્ય આગેવાનોને એકઠા કર્યાં બોરસદમાં મુસલમાનોની વસ્તી ત્રીજા ભાગથી પણ વિશેષ હશે તેઓ આ લડતમાં સંપૂર્ણ સંમત હતા તે બધી પ્રજાએ એકઠા થઈ દરબાર સાહેબ અને તેમના સાથી કાર્યકરોની સલાહથી કુદરતી ક્રમને ઉલટાવી દીધો. દિવસની રાત્રી કરી અને રાત્રીનો દિવસ કરી દીધો. દિવસમાં એટલે સવારના ૬ થી સાંજના ૭ વાગ્યા સુધીમાં એક પણ દુકાન ખુલ્લી ન હોય ગામમાં ઘર પણ ભાગ્યે જ ખુલ્લુ દેખાય પણ રાત્રે સાત વાગ્યા પછી બધી દુકાનો ખૂલે બધાં ઘર ખૂલે આજુબાજુના બધા ગામોને પત્રિકા દ્વારા ખબર આપી દીધેલી કે બોરસદનુ બજાર દિવસનુ બંધ રહેશે, રાત્રે ખુલશે, માટે ગામડાના લોકોએ રાત્રે ખરીદી કરવા આવવુ બોરસદની પ્રજાએ પોતાનો દિવસનો વ્યવહાર પણ રાત્રે કરવા માંડ્યો ગામની પ્રજા જે કૂવા ઉપર પાણી ભરતી તે કૂવા પાસે પેટ્રોમેક્ષની તેજદાર બત્તીઓ ગોઠવવામાં આવી જાહેર રસ્તા ઉપર સારા અજવાળાવાળી તેજદાર બત્તીઓ ગોઠવવામાં આવી અને દિવસે બોરસદનુ બજાર તથા વસ્તી તેમ જ ગામડાઓના રસ્તા ઉજ્જડ જેવા દેખાવા લાગ્યા રાતનો બજારનો દેખાવ હરકોઈને તાજુબ કરે એવો હતો

આ રીતે બોરસદમાં અને આજુબાજુના ગામોમાં સરકારનુ જપ્તીનુ હથિયાર બોઠુ પડ્યુ આમ લગભગ એક માસ સુધી રાત્રીનો વ્યવહાર ચાલુ રહ્યો દૂર પ્રાંતના લોકો આ દેખાવ જોવા આવતા અને પ્રજાની બુદ્ધિ, શક્તિ, હિંમત, નીડરતા અને મક્કમતા જોઈને વિસ્મય પામતા

વધુ વિસ્મય પામવાનુ એ હતુ કે જે રસ્તે ધોળે દિવસે પણ સહીસલામત રીતે એકલદોકલ જવાતુ નહોતુ, તે રસ્તે રાત્રીનો જ વ્યવહાર શરૂ થયો, છતાં એક પણ લૂંટ, ધાડ, કે મારફાડનો પ્રસંગ બન્યો નથી. પ્રજાએ સત્યાગ્રહનો યજ્ઞ માંડ્યો, તેને અશુદ્ધ બનાવવાની દુર્બુદ્ધિ ભયંકર ચોરડાકુને કે ધાડપાડુઓને પણ ન સૂઝી તેમણે પણ આ પવિત્ર કાર્યને પરિપૂર્ણ કરવાને સમિતિ તરફથી જે જે પ્રબંધ થયા તેને સંપૂર્ણ સહાનુભૂતિથી માન આપ્યુ અને વચ્ચે કોઈ પણ સ્થળે આડખીલ ન નાખી બીજી બાજુ વાતાવરણ પણ એવુ શુદ્ધ થયુ કે ચોર ડાકુ અને ધાડપાડુ, કોઈ ગામમાં ફત્તેહમંદીથી ગુનો ન કરી શકે લોકોમાં હિંમત પણ આવી અને તેમને બદમાશોનો ભય પણ ન રહ્યો

સરકાર સામેના સત્યાગ્રહના રણક્ષેત્રમાં પ્રજાએ સરકારને હંફાવી સરકારે હજારો જપ્તીઓ કરી પણ જેટલી જપ્તીઓ કરી તેટલા રૂપિયાનો માલ પણ તેના હાથમાં ન આવ્યો સરકાર આમ નિષ્ફળ નીવડી

# ૬૨. સડેલું તંત્ર

બ્રિટિશનું કાયદો અને સુલેહ સાચવનારું તંત્ર કેવું છે તેના અનેક દાખલા અમને મળ્યા. ગામડામાં અમે ફરીએ, અને જેમ જેમ જનતા સાથે વધુ ને વધુ સંપર્કમાં આવીએ તેમ તેમ આ સડેલા તંત્રની વધુ ને વધુ ચોંકાવનારી માહિતી અમને મળે. તે તંત્રના સંબંધમાં પ્રજાનો જે વર્ગ આવે તેની પણ મનોવૃત્તિ વિકૃત થાય જ. અથવા તો જે વિકૃત મનોદશાવાળા હોય એમને જ આ તંત્ર સાથે ઠીક ગોઠે એમ કહીએ તો ચાલે. એવા માણસો બે વસ્તુ પાછળ પડેલા હોય: સત્તા યા લાગવગ અને પૈસા. એ બે વસ્તુ મળે એટલે તેમને નીતિ, અનીતિ, દેશહિત કે પ્રજાહિતની ખાસ પડી નથી હોતી. ખાસ મુશ્કેલી ન હોય ત્યાં સુધી નીતિ અને પ્રજાહિતની વાત કરે, પણ સ્વાર્થની વાત આવે કે ધીમે રહીને નીતિ અને પ્રજાહિતની વાતને સરકાવી દે. આ તંત્રના મુખી, મતાદારો, રાવસાહેબો, ખાનસાહેબો, રાવબહાદુરો અને ખાનબહાદુરો વગેરે આ કોટીમાં ગણી શકાય. તેમાં કોઈ અપવાદ પણ હશે. પણ તેવા અપવાદ વિરલ હશે. દૂધમાં અને દહીંમાં પગ રાખ્યા સિવાય એ સ્થિતિ પ્રાપ્ત થવી મુશ્કેલ છે. થતી હત તો રવિશંકર મહારાજને થઈ હત. તેમણે બ્રિટિશ રાજ્યમાં અને વડોદરા રાજ્યમાં નીચલા થરને સુધારવા માટે અથાગ મહેનત કરી રાજ્યની ઓછી સેવા નથી કરી. તેમના જેવા ઘણા ઓછીવત્તી શક્તિવાળા માણસો છે જેમણે હિતની દૃષ્ટિએ જોઈએ તો સરકારની સેવા પણ કરી છે, પણ તેમને માટે તો સરકારના કારાવાસની મહેમાનગીરી જ હોય છે! આમ વિકૃત રાજ્યતંત્રમાં સધિયારો આપનારા પણ તેવી વિકૃત મનોદશાવાળા માણસો સરકારને મળી રહે છે. અને તેઓને સરકાર પણ પ્રજાહિત, નીતિ અને ન્યાયને ભોગે ઠીક ઠીક સાચવે છે. પ્રજાના વધારે ગાઢા સંપર્કમાં અમે આવ્યા ત્યારે અમને આ વાત સ્પષ્ટ સમજાઈ.

આ વર્ગના નીચલા થરમાં ગામડાના પોલીસ પટેલો અને મતાદારો આવી જાય છે. રાવસાહેબો કે રાવબહાદુરો તાલુકા કે જિલ્લામાં જે સ્થિતિ ધરાવે છે તેવી સ્થિતિ આ પોલીસ પટેલો અને મતાદારો પોતપોતાના ગામમાં ધરાવે છે. પછી પોતાના ક્ષેત્રમાં ખુશામત કરવાની, અમલદારોને રાજી રાખવાની, પ્રજાને છેહ દેવાની, જેવી આવડત તે પ્રમાણે તે આગળ ધપે છે. એવા એક ખરતર મુખીની વાત હું કહું. તે વાતમાંથી આપણને તંત્રની રીતભાત, તેના કાર્ય, અને તેની દશા સમજાશે.

સત્યાગ્રહ શરૂ થયો ત્યાર પહેલાં બોરસદ તાલુકાના વડદલા ગામના મુખી રણછોડભાઈ પટેલ નામના હતા. તેમને દર માસે મુખીના પગાર પેટે ત્રણ રૂપિયા મળતા હતા. વરસના ૩૬ રૂપિયા થયા. લગભગ બધા મુખીઓને એટલા જ

મળે છે કોઈ મોટું ગામ હોય તો તેના મુખીને વધારે મળતા હશે આ પગાર માટે આ જમાનામાં કયો માણસ રહે? પણ તેમને લોકોને કનડવાની અને નાનામોટા ગુનામાં હિસ્સો મળવાની સારી તક મળી રહે છે એટલે સામાન્ય માણસ તેવા મુખીપદ માટે ઝંખતો હોય છે અને તે મળે એટલે પોતાને કૃતાર્થ માને છે આ ભાઈ રણછોડભાઈ મુખીને ત્યાં હું એક દિવસ ગયો તેમને સસ્પેન્ડ કરવામાં આવ્યા હતા વડદલા ગામમાં પાટણવાડિયાઓની પણ ઠીક ઠીક વસ્તી હતી તેમાંથી કોઈ કોઈ બાબર દેવાની ટોળીમાં પણ જતા હશે આ વહીવટમાં પોલીસ અમલદાર અને મુખીને કાંઈ ખટરાગ ઊભો થયો તેથી તેને સસ્પેન્ડ કરવામાં આવ્યો આ કારણે આ રણછોડભાઈ સત્યાગ્રહમાં સામેલ થયેલા એક દિવસે તે મને પોતાને ઘેર લઈ ગયા વાતવાતમાં મેં તેમને પૂછ્યું, "તમે તો પહેલાં પોલીસ પટેલ હતા ને?"

'હાજી, હું આ ગામનો પોલીસ પટેલ હતો પણ મને સરકારે હાલ બે ત્રણ માસથી સસ્પેન્ડ કર્યો છે," તેણે જવાબ આપ્યો.

"તમને શા માટે સસ્પેન્ડ કર્યા? તમે સરકાર સામેની અસહકારની લડતમાં ભાગ લીધો હતો?" મેં પૂછ્યું "ના રે ભાઈ, અમારા સદ્ભાગ્ય એવાં ક્યાંથી હોય કે અમે એટલા માટે સસ્પેન્ડ થઈએ? પણ અમારે અંદરઅંદરની ભાંજગડ હતી' તેમણે ગોળગોળ જવાબ આપ્યો.

"તમારા ભાઈઓ સાથે તકરાર હતી?" મેં પૂછ્યું

ના રે, ભાઈઓ સાથે તકરાર શાની! પોલીસ ઇન્સ્પેક્ટર સાથે ખટપટ ઊભી થઈ" સાચી વાત કહેતાં સંકોચ થતો હોવાથી તેમણે લોચા વાળવા માંડ્યા

મેં પણ ચીકણાવેડા કર્યા અને પૂછ્યું, 'પોલીસ અમલદાર સાથે શી ખટપટ? જમીન મહેસૂલ સાથે તેને શી લેવાદેવા હોય, કે તેને તમારી સાથે ખટપટ ઊભી થાય? કોઈને તે કનડગત કરતો હતો?"

"એવુંયે નહિ તમે જાણવાને આતુર છો ત્યારે સાચી વાત કહી દઉં. અહીંનો એક માણસ પરગામથી ચોરી કરી લાવ્યો મને તેની ગંધ આવી જેથી મેં તે ચોરને બોલાવ્યો, ધમકાવ્યો, પજવ્યો અને સાચી વાત જાણી લીધી પછી તો મારો હિસ્સો મને મળવો જ જોઈએ. ધાકધમકીથી મને મારો હિસ્સો મળ્યો આ વાત મારા કોઈ દ્વેષીલાએ પોલીસ અમલદારને કહી. તેણે પેલા ચોરને ફટકાર્યો તેણે કબૂલ કર્યું એટલે તે અમલદારને રોષ ચડ્યો જેમ ચોર ચોરી કરી લાવીને પોતાની માતાને નૈવેદ્ય ન ધરાવે તો માતા રોષે ભરાય તેમ અમારા પોલીસ અમલદારને તેનો હિસ્સો ન મળ્યો અને હું એકલો હોઇયાં કરી ગયો તે તેનાથી કેમ સાંખી શકાય? તે મને કહે કે ઓકી નાખ. પણ પચી ગયેલું

શી રીતે ઓકી ન'ખાય ? પેટમા કાઈ હોય, મારી પાસે કાઈ હોય ત્યારે આપુ ને ? એટલે મે કાઈ ગણકાર્યું નહિ આ કારણે તેણે મારી સામે આ વિષેનો જ કેસ ભો કર્યો ઉપરાત મારા ઉપર એવો પણ આરોપ મૂક્યો કે હુ બાબર દેવા વગેરે બહારવટિયાને આશરો આપુ છુ એ વિષે કલેક્ટર સાહેબને રિપોર્ટ કરી મને સસ્પેન્ડ કરાવ્યો

મુખીની આ વાત સાભળી હુ બધુ સમજી ગયો એટલે મે તેમને ગભીર ભાવે કહ્યુ, તમે મુખી રહ્યા ગામધણી કહેવાઓ છતા તમારે ચોરીઓના હિસ્સા શાને લેવા પડે ? તમે એમ કરો તો ગામમા ગુના વધ્યા જ જાય ને ? જેમ વધારે ગુના થાય તેમ તમને વધારે લાભ મળે એટલે તમે તો તેવુ જ શોધ્યા કરો, ખરુ ને ?"

તેમણે ડોકુ હલાવ્યુ અને બોલ્યા "ગામધણી તો ખરા પણ સાધન વિનાના નામ મોટુ એટલે વ્યવહારનુ ખર્ચ ભારે હોય, તેમા જમીનદરી ડૂબી ગઈ હોય, ઉત્પન્ન મળે નહિ સરકાર તરફથી મહિને ત્રણ રૂપિયા મળે તેમા અમલદારોની તહેનાતમા ઘરના ગોદડા ગોદડી જાય તેટલાથી વળી રહે આખો દિવસ ધધો પટેલાઈ હાકવાનો બીજો ધધો થાય નહિ તેમા વળી પોલીસ અમલદાર કે રેવન્યુ અમલદાર ગામ પર આવે, તેમનો ખર્ચ માથે પડે એ બધો ખર્ચ શી રીતે મેળવવો ? તેમની સારવારમા જેટલુ ખર્ચ થાય તેટલુ મેળવવા ફાફા મારવા પડે "

"પણ સરકારી અમલદારને ભથ્થુ મળતુ હશે તેમાથી તે પતવતા હશેને ?" હુ વચ્ચે બોલી ઊઠયો

તેમણે મક્કમ અવાજે કહ્યુ, "એવુ કાઈ નહિ ગઈ સાલ પેલા બાબર દેવાએ અહીંના શિવલાનુ ખૂન કર્યું તેની તપાસ અર્થે પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબથી માડીને સબ ઇન્સ્પેક્ટર વાર વાર અહીં રહ્યા લગભગ એક મહિનો મુકામ ચાલુ રહ્યો તેના ખર્ચના ગામના સીધાવાળા વાણિયાને રૂ ૧૦૫) મારે આપવા પડયા ઉપરાત મારા લાકડાનુ, પોલીસ કે જમાદાર વારવાર આવે અને મારે ઘેર જમે તેનુ હું ન ગણુ આ ગામમા વસ્તી એવી છે કે વરસમા એક બે ખૂન થાય વળી ચોરીઓની ફરિયાદો આવે, તે નિમિત્તે સરકારી અમલદારોની મહેમાનગીરી ચાલતી જ હોય આ બધું ખર્ચ ક્યાથી લાવીએ ? એટલે અમારી પાસે જે સત્તા હોય તેનો ઉપયોગ કરીને પૈસા મેળવવા પ્રયત્ન કરીએ "

પણ મે શકા કરી, "તમને સરકારી અમલદાર બીજ તો ચૂકવી આપતા હશેને ?"

"કાઈ કાઈ આપતુ નથી તેઓ નાના મોગ અમલદારોમા આપતે થતી હોય તો રામ જાણે પણ અમને કાઈ મળતુ નથી" તેમણે સ્પષ્ટ જવાબ આપ્યો

"તમે મને એ હિસાબ ચોકસ રીતે આપી શકશો ?" મે પૂછ્યુ

"જરૂર દહાડાવાર અને વિગતવાર મારી પાસે બધી યાદી છે,' તેમણે ઉત્સુકતાથી જવાબ આપ્યો

"અને તમે જે હિસાબ આપો તે હુ જિલ્લાના કલેક્ટરને મોકલુ તો તમે ડરશો નહિ ને ? અને તમે તે સાબીત કરી આપશો ને ?" મે વધુ ચોકસાઈ માટે પૂછ્યુ

"હા, હા, જરૂર, જરૂર વિગતવાર હિસાબ આપુ સીધુ જોખનાર મોદીને ત્યા નામુ છે અને તમે કહો તો હુ ગવર્નર રૂબરૂ પણ સાબિત કરવા તૈયાર છુ' મુખીએ રીસના બળ્યા ભારે ઉત્સાહથી કહ્યુ

"ઠીક ત્યારે, તે હિસાબ તૈયાર કરી લાવો "

તેમણે એક તખ્તો તૈયાર કર્યો લગભગ એક માસનો દહાડાવાર કયા કયા અમલદારનો મુકામ અને શું શું આપ્યુ તેનો વિગતે હિસાબ તૈયાર કરી મારી પાસે મૂક્યો મે તે તપાસ્યો મે તેની નીચે ઉમેરાવ્યુ કે આ ઉપરાત મહિનામા દશપદર દિવસ પોલીસ જમાદાર વગેરે નાનામોટા નોકરો આવે અને મારે ઘેર જમાડુ તેનો સમાવેશ કે લાકડા વાસણ ગોદડા પાથરણા વગેરે વગેરેના ખર્ચનો સમાવેશ આમા થતો નથી. નીચે તેમની સહી થઈ

તે સાથે એક નિવેદન બોરસદ સત્યાગ્રહ છાવણીના પ્રમુખશ્રી દરબાર સાહેબને સબોધીને તેમની પાસે લખાવ્યુ તેમા પોતાની બધી હકીકત તેમણે ટૂકામા જણાવી અને અતે આ મુખીએ લખ્યુ કે, 'અમારા ઉપર સરકારી અમલદારોનો આવો બોજો હોય અમારાથી સરકારી કામ સાથે બીજો ધધો ન થતો હોય, સરકાર તરફથી ૩૬ રૂપિયા બાર મહિને પગાર મળતો હોય ઘરમા આઠ દશ માણસ ખાનાર હોય અને વ્યવહારનો બીજો ખર્ચ મારા નામ પ્રમાણે કરવાનો હોય આ બધાને પહોચી વળવાને કોઈ પણ રીતે પૈસા મેળવ્યા સિવાય મને બીજુ શું સૂઝે ? મારા જેવો માણસ ચોરી લૂટ કે ધાડમા હિસ્સો બોળ્યા સિવાય આને શી રીતે પહોચી વળે ? અને આ સ્થિતિમા અમે આવુ કરીએ તેમા નવાઈ પણ શી ?' આવા નિવેદન ઉપર તે મુખીની સહી લીધી, અગૂઠો લીધો અને મે દરબાર સાહેબને બોરસદ જઈને આપ્યુ તેમણે તેનો અગ્રેજી તરજુમો કરાવીને તે તથા મૂળ ગુજરાતીની નકલ બન્ને ખેડાના કલેક્ટરને મોકલ્યુ

કલેક્ટર સાહેબ આ વાચીને ચમકયા તેમણે તુરત પોલીસ સુપરિન્ટેન્ડેન્ટને બોલાવ્યા તે પણ ચમકયા પણ તેમણે જણાવ્યુ કે તેનુ બીલ વીરસદ થાણાના સબ ઇન્સ્પેક્ટરને આપ્યુ છે સબ ઇન્સ્પેક્ટર પર ખાનગી હુકમ છૂટ્યો, કે તે રકમ ન આપી હોય તો તુરતાતુરત આપી તેની પાવતી તે મુખી પાસેથી મેળવી લેવી વીરસદ થાણાના પોલીસ સબ ઇન્સ્પેક્ટર મિ મહમદઅલી નામના બસો

બાર રતન વજનના ભારેખમ આદમી હતા ઘોડા ઉપર જતા હોય અને સામે આવતા માણસે સલામ ન ભરી હોય તો ઘોડા ઉપર બેઠા બેઠા ચાબૂકથી મારે એવા સત્તાના મદમા મસ્ત રહેતા તેમને હુકમ મળતા તે વડલા દોડયા પેલા મુખીને વીનવવા લાગ્યા કે તે પાવતી લખી આપે મુખીએ કહ્યુ કે, હુ તો રાવજીભાઈ જેમ કહે તેમ કરુ તેમણે મને તેડવા માણસ મોકલ્યુ હુ ત્યા ગયો પેલા મહમદઅલીભાઈ ફોજદાર બીચારા બકરી જેવા થઈ ગયા હતા મને વળગી પડ્યા, આખમાથી આસુ નીકળી પડ્યા અને કહેવા લાગ્યા, "આ તો મારે માથે આવી પડ્યુ ખુદાકા કસમ મેરી કુછ કસૂર નહીં હૈ મુખીને આપ કહો કે મને પાવતી લખી આપે

મે કહ્યુ "મુખીને રૂપિયા આપો તો તુરત પાવતી લખી આપશે તમને હેરાન કરવાનો હેતુ જ નથી મુખીને તો બીલના પૈસા જોઈએ"

અંતે ન છૂટકે મુખીને તે પૈસાનો હવાલો મળ્યો, એટલે પાવતી લખી આપી

આટલુ બધુ થયુ પણ કલેક્ટરે તેથી વિશેષ તપાસ કરવાની તસ્દી ન લીધી કે તેમા કસૂરદાર કોણ છે, કોણે બીલ ન ચૂકવ્યુ, મોટાએ કે નાનાએ, અને ન ચૂકવ્યુ તો કેમ ન ચૂકવ્યુ, કાઈ પણ તપાસ કરીને તકસીરદારને શોધી કાઢી યોગ્ય પગલા લેવાનુ કલેકટરને મુનાસબ નહિ લાગ્યુ હોય !

આ કિસ્સો તો પેલા મુખીની હિંમતથી બહાર આવ્યો તેમ જ તેમા તેનો દ્વેષભાવ જ હતો પણ આવી પ્રણાલી તો સર્વત્ર, સામાન્યત છૂપી, ઢ કાયેલી છતા પ્રચલિત છે

## ૬૩. સત્યાગ્રહની મદદે

આ સત્યાગ્રહની લડત બે માસ ચાલી, તેમા પ્રજાને જે તાલીમ મળી તે દશકાઓ સુધીના પ્રયત્નથી પણ ન મળી હોત સરકાર પક્ષની એવી ધારણા હતી કે જેટલા સરકારી નોકરો બોરસદ તાલુકાના વતની છે તે બધાયે આ કર ઉઘરાવવાને તનતોડ મહેનત કરશે અને તેઓ પોતાને વતન જઈ લાગતાવળગતાનો કર વસૂલ કરાવી દેશે એટલે તેટલા ગામો તો તૂટી જ જશે સરકારની આ ધારણાનો સહેજેય ખ્યાલ અમને ન હતો એક દિવસે વહેલી સવારે રગીપુરા ગામમાથી એક ભાઈ મને તાબડતોબ સુણાવ તેડવા આવ્યા રગીપુરાના એક વાઘજીભાઈ નામના ભાઈ રેવન્યુખાતામા સરકલ ઇન્સ્પેકટરની નોકરીમા હતા તે કોઈ બીજા તાલુકામા હતા ત્યાથી એક રાત્રે રગીપુરામા આવ્યા તેમના ભાઈ રગીપુરામા આ લડતમા સારો રસ લેતા હતા રાત્રે પોતાને ઘેર આવી, પરવારીને પોતાના ભાઈને

બોલાવીને સમજાવવા માડયુ ભાઈએ તો પ્રથમ વિરોધ કર્યો પણ પોતાના વડીલ ભાઈથી તે દબાયા તેમણે ઢીલા ઢાળ્યા પેલા સરકલનો પાસો પાસરો પડ્યો, એટલે તેમણે પોતાના નજીકના બે માણસો તેમનુ માને તેવા હતા તેમને કહેવા માડયુ આ વાત કેટલાક પડોશીએ જાણી તેમણે વિચાર કરીને સવારે વહેલા મને તેડવા સુણાવ માણસ મોકલ્યુ રગીપુરા સુણાવથી દોઢ ગાઉ દૂર થાય આવનાર માણસે મને આ તરફની બધી માહિતી આપી હતી મને ચિંતા થવા માડી સાકળનો એક બહુ જ નાનો આકડો તૂટે તો પણ આખી સાકળનો બધ તૂટે જ એમ કેમ બને? હુ તરત ઊઠ્યો ઉતાવળો ઉતાવળો રગીપુરા ગયો પેલા સરકલ ઇન્સ્પેક્ટરને ઘેર મારે જવુ એવી મને સૂચના મળી હુ તો તેમને ઘેર સીધો મેડે ચડી ગયો ત્યાનો દેખાવ જોઈ હું સમસમી ગયો આ શુ? આ વિશ્વાસઘાત! આ તરકટ! પેલા વાઘજીભાઈ વૈષ્ણવી લાબ ટીલુ ખેંચીને બેઠા હતા પાસે ગામનો તલાટી કર વસૂલ લેવાની પાવતીવાળો ચોપડો અને રોજમેળ લઈને બેઠો હતો પાસે બે ત્રણ માણસો પૈસા આપવા બેઠા હતા પચીસ ત્રીસ રૂપિયા ત્યા પડ્યા હતા ત્યા જે ભાઈ બેઠા હતા તેમને હુ ઓળખતો હતો તેમને ઉદ્દેશીને હુ બોલ્યો, 'કેમ છોટાભાઈ તમે કેમ અહી બેઠા છો?"

પેલા ભાઈ છોટાભાઈ છપાઈ ગયા શિયાવિયા થઈ ગયા તેમણે લોચા વાળવા માડ્યા મે જરા ભવા ચઢાવીને કહ્યુ, "લોચા શાના વાળો છો? સ્પષ્ટ બોલી નાખો ને! એમ જ કહોને કે કર ભરવા આવ્યા છો' છોટાભાઈએ સ્પષ્ટ કહી દીધુ, "ભરવા તો નહોતો આવ્યો પણ મને બોલાવીને કર ભરવાનુ આ મોટાભાઈ સમજાવતા હતા મે તો ના જ પાડી મારી પાસે પૈસા જ નથી, હુ ક્યાથી ભરુ?"

મે કટાક્ષ કરતા કહ્યુ 'તમારી પાસે નહિ હોય તો તે તમને પૈસા આપે તો પણ તમારે ભરવા છે? તેમને પૈસે તમારી પ્રતિજ્ઞા તોડવી છે?"

'ના, ના. મારે તો એક ફૂટી બદામ આપવી નથી ને' તેમણે સ્પષ્ટ કહી નાખ્યુ

"થયુ ત્યારે, ઊઠો અહીથી ખેતરમા ચાર લેવા જાઓ ભેસ ભૂખે મરતી હશે અને તમે કેમ બેઠા છો? પૈસા વધારેના પડ્યા છે? લૂટના મળ્યા છે? આ તો સરકલ ઇન્સ્પેક્ટર છે, એમને સરકાર લૂટનો પગાર આપે છે એટલે વફાદારી બજાવવા તમારુ નામ લેવા અહી આવ્યા છે એ તો પોતાનુ ગામ અને પોતાનુ ઘર લજવવા અહી આવ્યા છે બીજે કોઈ ગામે જઈને આવુ નિદ્ય કામ કરવાની તેમની શી ગુજારા? પોતાના ભાઈને જ ફસાવે અને તેની આબરૂ લે બીજો કોણ હાથમા આવે? ઊઠો બધા ચાલતા થાઓ" એમ કહેતા વાર બધા ઊઠી ગયા પેલા સરકલ ઇન્સ્પેક્ટર તેમના ભાઈ અને તલાટી એ ત્રણ જણા જ રહ્યા મે પાછુ શરૂ કર્યું, 'અને વાઘજીભાઈ તમે આવી પાકી વયે આ શો ધધો કર્યો? તમે તો પ્રજાની પીઠ પર ઘા કર્યો તમને તમારુ પેટ એટલુ બધુ વહાલુ છે કે તમારા

નાકની, ગામના નાકની અને તાલુકાના નાકની પણ પરવા ન કરી? નાક કાપી આપો તેના કરતા તો પેટ ચીરી આપો તે સારું તમે તમારું વૈષ્ણવી ટીલું પણ લજવ્યું આખા તાલુકાના ઘણાયે વતનીઓ સરકારી નોકર હશે પણ કોઈ જગોએ તમારા જેવું નિંદ્ય કામ કોઈએ નથી કર્યું અહીં ખાનગી ઘરમા બેસાડીને બધાને સમજાવીને પ્રજાને ઠગી દેવાની તમે ભલી હિંમત કરી! તલાટી, કેટલા પૈસા વસૂલ થયા?" તલાટીએ જવાબ આપ્યો, ફક્ત ત્રણ જણના જ પૈસા આવ્યા છે" મે નામ લખી લીધા પેલા સરકલ ઇન્સ્પેક્ટર તો ઢઘાઈ ગયા સાવ ઝંખવાણા પડી ગયા મૂઢ બની બેસી રહ્યા તલાટી ઊઠીને નીચે ઊતર્યો હું પણ નીચે ઊતર્યો મે તેમને સલાહ આપી કે તમારે બીજે ગામ ચાલ્યા જવુ ગામમા ઘણાને આ કાર્યથી રોષ ચઢયો છે તલાટી ચાલ્યો ગયો

પણ આ બનાવથી મને બહુ દુ ખ થયુ આ ટાણે તો બધા વીખરાઈ ગયા પણ પેલા વાઘજીભાઈ કાંઈ સમજીને બેસી નહોતા રહ્યા મને ભય હતો કે આનો કાંઈ ઇલાજ નહિ કરું તો કામ બગડશે આમા મને કયુ બળ મદદે આવે તે શોધ્યુ આ પ્રસંગ હતો અને પ્રસંગે જ ઘા માર્યો હોય તો ચોક્કસ કાર્ય થાય, એવુ માની મે ત્યાના બે ચાર આગેવાનોને બોલાવ્યા રંગીપુરા ગામ બોરસદ તાલુકાના ભવાનીપુરા, દાવલપુરા રૂપિયાપુરા, સંતોકપુરા વગેરે ચૌદ ગામના ગોળમા છે તે ચૌદે ગામના મુખ્ય મુખ્ય માણસોની યાદી લીધી, અને ત્રીજે જ દિવસે તે બધા ગામોના પંચની સભા રંગીપુરામા જ બોલાવી આ આમંત્રણ પત્રિકા બધેય મોકલી દીધી શ્રી દરબાર સાહેબ અને શ્રી મોહનલાલ પંડ્યાજી સભાને દિવસે સવારે રંગીપુરા આવ્યા આશરે બસો ઘરનુ ગામ તેમા ગામે ગામનુ પંચ આવ્યુ આજુબાજુથી પણ માણસો આવ્યા અને ત્રણેક હજાર માણસોની મોટી સભા થઈ મે પંચના લોકો સમક્ષ બનેલા બનાવની હકીકત વિદિત કરી દરબાર સાહેબે અને પંડ્યાજીએ એ ઉપરથી ઘણુ સમજાવ્યુ પંચ આ બીના ઉપર વિચાર કરવા બેઠુ તેણે આ ગુનો આખા રંગીપુરા ગામનો ગણ્યો જે વ્યક્તિએ દોષ કર્યો હોય તેનો હિસાબ ગામ લે પણ પંચનો ગુનેગાર તો આખુ ગામ. એ રીતે ગામને આરોપી ગણી ત્રણસો રૂપિયા ગામની પાસેથી પ્રાયશ્ચિત્તના લીધા અને ઠરાવ કર્યો કે હવે જે ગામમા આવી ફૂટ થશે તે ગામનો બહિષ્કાર કરવામા આવશે તેને પંચ બહાર મૂકવામા આવશે

આ તો ભારે થઈ, મે નહિ ધારતુ તેવુ સજજડ કામ થયુ આની અસર બીજા ગામો પર સારી થઈ પેલા સરકલ ઇન્સ્પેક્ટર વાઘજીભાઈની પ્રતિષ્ઠા ગામ લોકોએ અને પંચે પૂરી ભેગી કરી તેમની નોંધણી કરી તે પંચના ઠરાવ પછી બીજે જ દિવસે પોતાની નોકરીને સ્થળે ચાલ્યા ગયા આમ ગામોના સૂપના બળધારણને લીધે અને તેમના ઠરાવને લીધે ગમે તેવા ખટપટી સ્વાર્થી, સ્વચ્છંદી

અને ઉદ્ધત માણસ પણ અંકુશમા આવી ગયા સરકારની એ યુક્તિ નિષ્ફળ ગઈ અને ઊલટી લડતને વધુ મક્કમતા સાપડી સત્યાગ્રહની લડતને આમ ગામપચો તરફથી સંગીન મદદ મળી લડતને અંગે તનતોડ મહેનત કરવા છતા આવા આવા પ્રસંગોથી હૃદય ઉત્સાહી અને ઉમળકાભર્યું રહેતુ હતુ અમારો ઉત્સાહ દિનપ્રતિદિન વધતો જતો હતો

કેટલીક વખત કેટલાક ગામોને ન કલ્પી શકાય એવે રસ્તે મદદ મળતી તાલુકામા ચારસો વધારાની પોલીસ મૂકેલી તે પરપ્રાતની અને સાવ અપરિચિત હતી મોટે ભાગે તેમા પંજાબના મુસલમાનો હતા તેઓ જે ગામમા રહેતા હતા તે ગામની વસ્તી સાથે ભળી ગયા હતા ગામ લોકો સાથે તેમને મીઠો સબધ હતો તેમા વળી આ લડત શરૂ થઈ ત્યારથી તેઓ તો ગામ લોકો પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા થઈ ગયા હતા આવા બલિદાનના યજ્ઞમા કોની સહાનુભૂતિ ન હોય? ગામમા જપ્તી કરવા કોઈ અમલદાર સવારે વહેલો આવે તે પ્રથમ તો ચોરામા જાય પેલા પોલીસ લોકો પણ ચોરામા જ હોય જપ્તી અમલદારના દેખતા જ તેમાંનો એક જઈને ગામના એક માણસને ચેતવી આવે, એટલે તે માણસ તુરતાતુરત ગામમા ખબર આપી દે સવારે ઘર ઊઘડે જ નહિ અને પેલો અમલદાર આવે તેવો જ લૂખો પાછો જાય એક ગામે થોડી જપ્તીઓ થઈ દાણા હાથમા આવ્યા તેની ગાસડીઓ ઉપાડીને ચોરામા કોણ લઈ જાય? રાવણિયા તો ચાલ્યા ગયેલા મજૂર કોઈ આવે નહિ એટલે સુલેહ શાન્તિ જાળવવા બોલાવેલી પેલી વધારાની પોલીસને આ દાણાની ગાસડીઓ ઉપાડવાનુ કહેવામા આવ્યુ તેઓ ઉપાડવા જતા હતા એટલામા ત્યા હાજર રહેલા એક સ્વયંસેવકે સહેજ ટાણો માર્યો, "બંદૂક ઝાલનાર મરદને ગાસડી ઊચકતા શરમ નથી આવતી? એ તે કાઈ તમારુ કામ છે? તમે કાઈ કુલી છો? તમને આવી મજૂરી કરવા મૂક્યા છે? તમારે તો અમલદારોની અને અમારી રક્ષા કરવાની છે કોઈ તોફાન ન કરે તે સાચવવાનુ છે તમે વેતરા નથી' પેલા સિપાઈ ચેતી ગયા અને પછી રીતસર તેમણે અમલદારોને પરખાવી દીધુ, 'અમે દાણાના પોટલા કે અન્ય વજન નહિ ઉપાડીએ અમારુ કામ તો તમારુ રક્ષણ કરવાનુ છે અને આ પ્રજાનુ બદમાશોથી રક્ષણ કરવાનુ છે" આ વિષે પત્રિકા પણ હિંદુસ્તાની ભાષામા પ્રગટ થઈ ગઈ અને તે ચેપ બધેય પહોચી ગયો આમ અકસ્માત જપ્તી કરવાનો કોઈ પ્રસંગ અમલદારને મળી જાય ત્યારે તે જપ્તીના માલને કોઈ ઉપાડનાર ન મળે

એ રીતે અણધારી મદદ પણ બધી બાજુથી આ લડતમા સારી મળી અને સમાજમા પ્રવર્તતા સર્વ બળો પ્રજાને સાનુકૂળ થઈ પડ્યા.

# ૬૪. અંતે આરોપીના પીંજરામાં

આ સત્યાગ્રહની લડત પ્રસંગે સુણાવ સિવાય વીરસદના થાણામાં પણ મારે ફરવાનું થયેલું એટલે ખાસ કરીને આ બે થાણાના ત્રીસેક ગામોમાં મને જે અનુભવ થયો તેના કેટલાક પ્રસંગો અહીં વર્ણવ્યા છે અને આવા જ પ્રસંગો તાલુકાના બધાય ગામોને ઓછાવત્તા પ્રમાણમાં સાંપડેલા આ ઉપરથી વાચક મિત્રોએ આ લડતની એકંદર ઘટના સમજી લેવાની છે સ્વાનુભવ સિવાયની બીજી ઘટના હું લખવા બેસું તો નાહક લંબાણ થાય અને તેમાં અચોક્કસ હકીકત લખાવાનો પણ સંભવ રહે આખા તાલુકાની લડતના સંપર્કમાં હું રહેતો, એટલે તેમાંથી આખી લડતનો ખ્યાલ આપી શકાય એવી હકીકત મેં અહીં રજૂ કરી છે આ લડતનો વિગતે ઇતિહાસ લખવાનો હોય તો ઘણી હકીકતો મળી આવે તેમ છે, પણ તે મારી મર્યાદાની બહારની વાત છે તેથી જે સ્વાનુભવો સ્મૃતિમાં હોય તે આપવા હું બેઠો છું

આ લડતને બે માસ પૂરા થવા આવ્યા સને ૧૯૨૪નો જાન્યુઆરી માસ બેસવાની તૈયારી હતી જમીન મહેસૂલનો પહેલો હપ્તો જાન્યુઆરીની પાંચમી તારીખથી શરૂ થતો હતો તે શરૂ થાય તે પહેલા સરકાર આ લડતનો નિકાલ ન કરે તો ભારે ગૂંચ ઊભી થાય તેમ હતું પહેલી ગૂંચ એ કે સરકાર જે પ્રજાને ચોર ડાકુ માને છે અને તેના ઉપર તેવો આરોપ મૂકે છે તે પ્રજા પાસે જમીન મહેસૂલ શી રીતે લઈ શકાય ? ચોરડાકુના આરોપમાંથી જ્યાં લગી પ્રજાને મુક્ત ન કરી હોય ત્યાં લગી, સરકારને પોતાની સરકાર માની તેને મહેસૂલ આપવાનો ઉમળકો પ્રજાને કેમ થાય ? આવી સરકારને મહેસૂલ પણ શાને આપવું ? બીજી ગૂંચ એ હતી કે કદાચને ગુજરાત પ્રાંતિક સમિતિ જમીન મહેસૂલ ભરી દેવાની આજ્ઞા કરે તો પણ તે જમીન મહેસૂલ હૈડિયાવેરા પેટે સરકાર જમા નહિ કરે તેની શી ખાતરી ?

આની ગૂંચોને કારણે અમે અંદર અંદર ચર્ચા કરી પ્રજા પાસે પત્રિકા દ્વારા આની બધી હકીકત તેની સમજાવટ સાથે રજૂ કરી અને બોરસદ તાલુકાની પ્રજાને એવું સૂચન કર્યું કે આપણી ઇચ્છા જમીન મહેસૂલનો સત્યાગ્રહ કરવાની બિલકુલ નથી પણ સરકાર આપણી લડતનું સમાધાન ન કરે તો પછી અનિચ્છાએ પણ જમીન મહેસૂલની લડત તરફ આપણે ઘસડાવું પડશે તેવી લડત માટે જવાબદાર સરકાર થશે આવી લડત માટે પણ પ્રજાએ તૈયાર રહેવાનું છે આપણને ધોકો દઈને સરકાર આપણી પ્રતિજ્ઞા તોડાવે એવો પ્રસંગ આપણે ઊભો ન થવા દેવો જોઈએ આ સૂચના તો પ્રજા તુરત સમજી ગઈ, એટલું જ નહિ, પણ ગામે ગામથી ઠરાવો થઈને આવ્યા કે સરકાર પ્રજાને આવા અપમાનમાંથી મુક્ત ન કરે

તો જમીન મહેસૂલ ન ભરવાની લડત પણ ઉપાડવાની રજા સત્યાગ્રહ છાવણીએ પ્રજાને આપવી આવા ઠરાવો. પણ પત્રિકામા આવતા અને પ્રસિદ્ધ થતા આમ પાધુ વાતાવરણ ઉગ્ર બનતુ ગયુ

આ નવા વાતાવરણની વાત મહેસૂલી ખાતાએ જાણી ત્યાથી કલેક્ટર પાસે ગઈ પત્રિકા તો જીવતી જાગતી હતી તે બધુ જાણીને તેને પણ ચિંતા થાય જ સરકારી મોટા અમલદારો પોતાની ભૂલ તો સમજતા હતા, પણ કબૂલ કરતા નહોતા. એટલે તેમણે તાલુકાની બધી સ્થિતિ મુબઈ સરકારની પાસે મૂકવા માડી મુબઈ સરકારે જોયુ કે અઢી લાખ રૂપિયાનો કર ઉઘરાવવામા અઢી કરોડ રૂપિયા ખર્ચ થશે તો પણ તે પતે તેમ નથી વળી મૂળમા જ પોતાનો અન્યાય છે, તે કારણે તો પ્રજા મક્કમ છે હજારો જમીઓમાથી એક ટકો પણ વસૂલ ન થયો, અને સરકારની ફજેતીનો તો પાર નહોતો રહ્યો આ બધી બીના અને જમીઓના તથા તેમાથી પ્રાપ્ત થયેલી રકમના આકડા સરમાર પાસે રજૂ થયા તે સરકારે તપાસ્યા ઉપરાત જપ્તીમા જે કાઈ વાસણકૂસણ રાચરચીલુ મળેલુ તે તો ચોરામા ભરેલુ હતુ તેને વેચાતુ કોણ લે? આ બધી મુશ્કેલીઓમા જમીન મહેસૂલનો હપ્તો પાકે આવ્યો એ સરકારને મોટી ગૂચ નડી

એવામા શ્રી વલ્લભભાઈએ પોતાની પાસે આવેલી અલિયા બહારવટિયાની વાત પ્રસિદ્ધ કરી બાબર દેવાને પકડવાના હેતુથી અલિયાને સાધનો આપ્યા અને જરૂર પડતી લૂટ કરવાની પરવાનગી આપી આ કાર્ય કરતા કદાચ તેના પર શક લાવી કોઈ સરકારી અમલદાર તેને પકડે નહિ તેવી ખાનગી સૂચના કરતો જિલ્લાના મુખ્ય અમલદાર તરફથી જે સરક્યુલર નીકળેલો તે સરદાર સાહેબના હાથમા આવ્યો સરદાર સાહેબે તે સરક્યુલર શ્રી મહાદેવભાઈ દેસાઈને આપ્યો શ્રી મહાદેવભાઈએ તે સરક્યુલર ટિપ્પણ સાથે આખરના અઠવાડિયાના 'યગ ઇન્ડિયા'ના અકમા પ્રસિદ્ધ કર્યો મુબઈ સરકાર આથી ચમકી ગઈ ઉપરાત સરદાર સાહેબે મુબઈની જાહેર સભામા જણાવેલુ કે અલિયા જેવા બહારવટિયાને કોઈ પણ કારણે સાધન આપીને લૂટ કરવાની પરવાનગી આપી તે પછી પ્રજાને જે ત્રાસ ભોગવવો પડ્યો અને અલિયાની લૂટમા જે ખૂન થયા તેના જવાબદાર ખેડા જિલ્લાના કલેક્ટર સિવાય અન્ય કોણ હોઈ શકે? મુબઈ સરકારે પેલો સરક્યુલર વાચીને અને સરદાર સાહેબના ધડાકાનો હેવાલ છાપામા વાચીને આનો તાકીદથી નિકાલ કરવાનો નિર્ણય કર્યો

જાન્યુઆરી માસ બેસતા જ મુબઈથી મુબઈ સરકારના ગૃહમત્રી બોરસદ આવ્યા. બોરસદ તાલુકાની પ્રજાને ગને ખાસ કરી મુખી મતદારો અને ગામોના આગેવાનોને બોલાવ્યા અને બોરસદની કચેરીના ચોગાનમા બેઠા કર્યા મોટી સભા થઈ એક બાજુ રેવન્યુ અમલદારો, એક બાજુ પોલીસ અમલદારો, વચ્ચે કલેક્ટર અને

ગૃહમંત્રી, તે બધાની સામે પ્રજાવર્ગ હજારોની સંખ્યામા બેઠો ત્યા જે દેખાવ થયો તે આશ્ચર્યજનક થયો કર કેમ નથી આપતા તેના કારણોમા ગામડાંના આગેવાનોએ એક પછી એક નવનવી વાતો કહેવા માડી તાલુકાની પ્રજા તરફથી શ્રી રામભાઈ ફકીરભાઈ વકીલને પ્રજાની વાત રજૂ કરવાને નીમવામાં આવ્યા હતા. લોકોએ પોતપોતાની વાત નામ ઠામ સાથે લેખિત શ્રી રામભાઈને આપ્યા કરી અને શ્રી રામભાઈએ તે તે ભાઈનો નિર્દેશ કરીને પોતાની લાક્ષણિક શૈલીમાં સભામાં રજૂ કરી જે વાતો લોકોએ શ્રી રામભાઈ દ્વારા કરી તેનો સાર એ હતો કે,

૧ પોલીસ ખાતાની ચરામપોશીથી બહારવટિયા ઊભા થયા

૨ પોલીસ ખાતાએ પોતાનો સ્વાર્થ સાધવા બહારવટિયાઓ સાથે દોસ્તી કરી, તેમને હથિયારો પૂરા પાડ્યા, અને ગામોમાં લૂંટ ચલાવવાની પરવાનગી પણ આપી

૩ આ ઊભા છે તે ફોજદાર સાહેબે અમારા ગામને ધમકી આપી હતી કે તમે બધા અસહકારી છો માટે તમારા ગામે બહારવટિયા મોકલી લૂંટાવરાવીશું

૪ આ ઊભા છે તે ફોજદાર સાહેબને અમે બાતમી આપી હતી કે અમુક સ્થળે હાલતુરત બહારવટિયા ગયા છે ત્યાં જશો તો તે પકડાશે. છતાં તે તથા તેમની સાથેના પોલીસ તેની સામી દિશામા ચાલ્યા ગયા પ્રજાએ માહિતી આપી છે છતાં નબળાઈને કારણે કે બદદાનતને કારણે પોલીસ ખાતાએ બહારવટિયાને પકડવાનો પ્રયત્ન કર્યો નથી

૫ આ ઊભા છે તે ફોજદાર સાહેબને ખબર દેવા મજ્યો હતો લપડાક મારી તેમના ખિસ્સામાથી પચીસેક રૂપિયા કાઢી ગયો હતો. તો પછી નિઃશસ્ત્ર અમારી શી ગુંજાશ ?

૬ બહારવટિયાની બાતમી આપનારા અનેક માર્યા ગયા છે અને હેરાન થયા છે. તેમાંથી કોઈનુંય રક્ષણ પોલીસ કરી શકી નથી, તો પછી બાતમી આપવાની હિંમત કોણ કરે? આવી નિરાધાર સ્થિતિમાં પ્રજા શી રીતે બાતમી આપે ?

૭ આમ પોલીસ ખાતાની નબળાઈ અને પ્રજાદ્રોહને કારણે પ્રજાને ત્રાસ ભોગવવો પડ્યો છે છતાં તેનો આરોપ પ્રજા ઉપર મૂકી પ્રજાનો દંડ કર્યો છે તે સાવ હડહડતો અન્યાય છે તે અન્યાય દૂર નહિ થાય ત્યાં સુધી પ્રજાએ કોઈ પણ ભોગે લડી લેવાનો નિર્ણય કર્યો છે

મુબઈ સરકારના ગૃહમંત્રી મિ હોટ્સન આમ અમલદારો ઉપરના આરોપની સુનાવણી પ્રજાને મોઢે સાંભળીને આભા બની ગયા આવી સ્થિતિનો તેમને સ્વપ્નેય ખ્યાલ નહિ તેમને સરકાર પક્ષનો પૂરો દોષ લાગ્યો, પ્રજાપક્ષ નિર્દોષ લાગ્યો, અને તે સાથે પ્રજાનું બળ પણ તેમને સારુ જણાયુ પેલા સરકારી અમલદારો તો આરોપીના પીંજરામા ઊભા હોય તેમ ઓશિયાળા અને નિસ્તેજ થઈ ગયા અને

સાવ ડઘાઈ ગયા અમને એવો સ ભવ લાગેલો કે આ ગૃહમ ત્રી પરિસ્થિતિ બરાબર નહિ સમજી શકશે તો અબ્બાસ સાહેબ, દરબાર સાહેબ અને અમને બધાને પકડવાનો હુકમ કરી ચાલ્યા જશે પણ તેમણે તેમ કર્યું નહિ એ તો બધુ મનમા ભરી મુબઈ ગયા અને ગવર્નર સાહેબને બધી વાતચીતથી માહિતગાર કરી પોતાનો અભિપ્રાય જણાવ્યો તે ઉપરથી તા ૮મી જાન્યુઆરી સને ૧૯૨૪ના રોજ બોરસદમા સરકાર તરફથી એવી જાહેરાત કરવામા આવી કે ૧૦૪ ગામ ઉપર હૈડિયાવેરો – એડીશનલ પોલીસ ટેક્સ – નાખવામા આવ્યો હતો તે રદ કરવામા આવે છે વસૂલ થયેલી રકમ અને જપ્ત થયેલી મિલકત પણ સૌસૌને પાછી સોપવામા આવશે

# ૬૫. વિજયોત્સવ

સત્યાગ્રહનો આ સ પૂર્ણ વિજય કહેવાય આ સત્યાગ્રહનુ કારણ સાવ શુદ્ધ હતુ નિર્દોષ પ્રજાને રજાડીને ઊલટી એને દોષિત ઠરાવી અને તેનો દ ડ કર્યો એ પ્રજા પર હડહડતો અન્યાય હતો અને નાગુ નૂઠાણુ હતુ પ્રજાએ આ અન્યાય અને નૂઠાણાના નિવારણ અર્થે જે સાધન વાપર્યું હતુ તે પણ સાવ શુદ્ધ હતુ એટલુ શુદ્ધ હતુ કે આપણને તેનો ખ્યાલ ઓછો આવે એક જ દાખલો આપુ દરબાર સાહેબ પાસે કોઈ બહારવટિયાનો નનામો પત્ર આવેલો તેમા તેણે સરકારે પ્રજા ઉપર જપ્તીઓ વગેરેની જે હાડમારી નાખેલી તે માટે રોષ પ્રદર્શિત કર્યો હતો, અને બધા અનિષ્ટોનુ મૂળ ખેડા જિલ્લાના કલેક્ટર છે માટે તેનુ ખૂન કરવાની ધમકી આપી હતી આ પત્ર ક્યાથી અને શી રીતે મળ્યો તે જણાવીને દરબાર સાહેબે કલેક્ટરને મોકલી દીધો વળી તે વિષે પત્રિકામા મોઘમ સૂચન પણ કરવામા આવ્યુ કે "આ અહિ સક સત્યાગ્રહમા કોઈએ હિ સક વિચાર પણ ન કરવો પ્રજાએ હિ સક વિચાર અને કૃત્યથી પાપમા ન પડવુ જે કોઈ એ વિચાર કરશે તે આપણી શુદ્ધ લડતને નુકસાન કરશે ' કલેક્ટરનો મુકામ તે દિવસોમા બોરસદ તાલુકામા આવવાનો હતો તેનો રસાલો પણ આવી ગયેલો હતો, પણ દરબાર સાહેબે પેલો પત્ર મોકલી આપ્યો ત્યાર બાદ તેમણે પોતાનો કાર્યક્રમ ફેરવ્યો, અને રસાલાને પાછો બોલાવી લીધો તેની મને યાદ છે

વળી અમે કાઈ પણ કાર્ય ચોરીછૂપીથી કરતા નહિ અમારો કાર્યક્રમ ખુલ્લો હતો અમારા કાર્યક્રમનુ નિવારણ સરકારી અમલદારો શોધે તેમ અમે પણ વિચારી રાખેલુ હોય કે સરકારના અમુક પગલા સામે પ્રજાએ કેવુ પગલુ ભરવુ પ્રજાના હિતને માટે જે કાર્ય હોય તેમા પ્રજાનો પૂરો સાથ હોય તો કાઈ પણ છૂપુ રાખવાની જરૂર નથી અને પ્રજાનો સાથ ન હોય તો ગમે તેટલુ છૂપુ

રાખીએ તો પણ તેથી કાઈ ખરાબી આવે નહિ. બીજી વસ્તુ એ છે કે આપણી બાજી ખુલ્લી રહેવાથી — આપણો કાર્યક્રમ જાહેર રહેવાથી — પ્રજા પણ તેનાથી સંપૂર્ણ માહિતગાર હોય છે, અને તે માહિતગારીથી પ્રજા તેમા વધુ ને વધુ રસ લેતી થાય છે કોઈ પ્રવૃત્તિ નિષ્ફળ થાય તો તેના મનમા વિચાર થાય કે આપણી અમુક પ્રવૃત્તિ નિષ્ફળ નીવડી, તેનુ શું કારણ? તેમા શી ખામી? અને હવે શું કરવુ જોઈએ પણ આપણી પ્રવૃત્તિ ગુપ્ત હોય તો જે પ્રજાને આપણી સાથે લેવાની હોય છે તે તેનાથી અજાણ રહે છે. અને લાબા સમયના અજાણપણાથી તે પ્રવૃત્તિ પ્રજાની નથી રહેતી પણ અમુક ગુપ્ત માણસોની જ રહે છે, તેનુ ક્ષેત્ર દિવસે દિવસે બહુ જ સંકુચિત થતુ જાય છે, અને અંતે પ્રવૃત્તિ પ્રત્યે સહાનુભૂતિ પણ પ્રજાને નથી રહેતી અને ગુપ્ત — છૂપો કાર્યક્રમ જે જાણતા હોય તેમના સિવાય બીજાનો સાથ મળવો બંધ થાય છે પછી તો પ્રજા એમ જ પૂછે, — "પેલા કામેસવાળાઓનો શું કાર્યક્રમ છે? તેઓ કાંઈ કરતા હોય તેવુ જણાતુ નથી"

બોરસદની સત્યાગ્રહની લડત આવી શુદ્ધ હતી, તેથી હાલ શું થાય છે અને હવે પછી પણ શું થવુ જોઈએ તેનો ખ્યાલ પ્રજાને રહેતો અને તેનો તે આગળથી વિચાર કરી શકતી હતી આની સામે સરકાર પોતાના સાધનોથી પ્રજાની પ્રવૃત્તિને નહોતી પહોચી વળી શકતી આપણુ મોટું સાધન તો આપણી લડતમા પ્રજાનો સંપૂર્ણ સાથ છે. પ્રજાને જ લડવાનુ છે, તેને જ હારવાનુ છે, તેને જ જીતવાનું છે કાર્યકર્તાઓને તો તેમની લડતમા સાથે સામેલ રહી દોરવણી આપવાની હોય છે આમ જ્યા પ્રજા લડે ત્યા સત્યાગ્રહની લડતમા ગમે તેવી પ્રબળ રાજ્યસત્તા પ્રજાને ન જ પહોચી વળે જેમ પ્રજાનો સાથ વધારે તેમ લડતની મુદ્દત ઓછી જેમ પ્રજાનો સાથ ઓછો તેમ લડત વધારે લંબાય અને અંતે લડતમા મંદતા આવે જ સત્યાગ્રહમા હાર તો કલ્પી જ નથી સત્યાગ્રહી કદી જ હાર્યો નથી તે કદી જુલમને અને અન્યાયને તાબે થતો જ નથી તે મરે કે જીતે તે લડતા લડતા અણનમ મરે તો તે જીત્યો જ ગણાય તેના સાધનમા ખામી હોય તો સંભવ છે કે પાછે લક્ષ્યે તે પહોચી ન શકે તે ત્યા ન પહોચે એટલે જ્યાં સુધી પહોચ્યો હોય ત્યા બેસે, આરામ લે, શક્તિ મેળવે અને પાછો પોતાના લક્ષ્યે પહોચવાને પ્રયાણ કરે આમ સત્યાગ્રહી પ્રજાની લડત અખંડ રહે અને જ્યારે જીતે ત્યારે જ પૂર્ણ થાય પણ જો તેના સાધન અશુદ્ધ હોય તો તે હારે તેમા નવાઈ નથી આવો સત્યાગ્રહનો પાઠ ખેડા જિલ્લાના કાર્યકર્તાઓને મળ્યો હતો લડતનુ ક્ષેત્ર પણ આપણી મર્યાદા પૂરતુ જ હતુ એટલે લડતમા શુદ્ધતા સચવાઈ આમ કારણ શુદ્ધ હતુ, કાર્ય અને તેના સાધન શુદ્ધ હતા એટલે પરિણામ સંપૂર્ણ વિજયમા આવે જ

આવા વિજયથી પ્રજાના હૃદયના આનંદનો પાર નહોતો તે હર્ષઘેલી થઈ હતી નેવના પાણી મોભે ચડેલા તેણે જોયા જે સામાન — ઘરનું રાચરચીલું — જપ્તીમાં ગયેલો અને તાલુકે કે ગામના ચોરામાં પડ્યો હતો તે સામાન સત્યાગ્રહીઓને ઘેર બેઠે મળ્યો જપ્તી કરનારા નાના મોટા સરકારી અમલદારો ઓશિયાળા થઈ ગયા પ્રજાએ ગામેગામ વિજયોત્સવ ઊજવ્યો પ્રજાની માગણીથી તા ૧૩મી જાન્યુઆરીનો દિવસ તાલુકામાં વિજયોત્સવ દિન તરીકે પળાયો તાલુકાના સુણાવ નજીકના ગામોએ તે દિવસે પીપળાવ ગામે એક મોટી સભા રાખી સરદારશ્રી વલ્લભભાઈ, શ્રી અબ્બાસ સાહેબ શ્રી દરબાર સાહેબ વગેરેને તે સભામાં પધારવાને આમંત્રણ આપ્યાં હતાં પીપળાવ ગામે આ સભાની વ્યવસ્થા કરવાનું માથે લીધું તા ૧૦મી જાન્યુઆરીની સાંજે હું પીપળાવ ગયો ત્યારે તેમણે નક્કી કર્યું મારું કામ આ ઉત્સવ સંમેલનની જાહેરાત કરવાનું અને તેનો કાર્યક્રમ ઘડવાનું હતું, મને પીપળાવ ગામના લોકોએ સભાસ્થાન તૈયાર કરવાનું તથા હજારો લોકો આવે તેમને માટે જરૂરી વ્યવસ્થા કરવાનું હતું મેં ત્યાંની ભાગોળે વિશાળ વડના વૃક્ષો નીચે સભાસ્થાન રાખવાની સૂચના કરેલી મારા ત્યાંથી વિદાય થયા પછી ગામલોકો ભેગા થયા અને તેમણે મારી સૂચના ઉડાવી દીધી તેમણે ગામની નજીકના જ ખેતરમાં એક મોટો મંડપ બાંધવાનો નિર્ણય કર્યો મંડપ બાંધતાં વિલંબ થાય જોઈતાં સાધન મળે નહિ વગેરે મુસીબતોનો મને અનુભવ હતો તેથી મેં નવો મંડપ બાંધવાની સંમતિ આપેલી નહિ પણ જ્યાં ઉત્સાહી દિલ હોય ત્યાં શું ન થઈ શકે ? હું બારમીની સાંજે પીપળાવ ગયો ત્યારે તો ત્યાંનું કામ જોઈ મને સાનંદાશ્ચર્ય થયું મેં પૂછ્યું, ' તમે આ શી રીતે કર્યું ?" ત્યારે તેમણે વર્ણન કરી દીધું તમારા ગયા પછી રાત્રે ગામલોકોએ ભેગા થઈને નિર્ણય કર્યો કે વિજયોત્સવના સંમેલન માટે ખાસ મંડપ બાંધવો ગામના બધાયે માણસોએ આ કામમાં સામેલ થવું ત્રીસેક ગાડાં તૈયાર કર્યાં અને તે જ રાત્રે વાંસ, વળી, મોભ કાથી અને કંતાનના તાકા લેવાને મોકલ્યાં કેટલાક ગામોએ મોઢો લેવાને ગાડાં મોકલ્યાં ૭૫ માણસ ખોરો લઈને નક્કી કર્યાં પ્રમાણે ખાડા ખોદવા મંડ્યા બીજી બાજુથી થાંભલા રોપવા માંડ્યા ત્રીસ ચાળીસ માણસો વળીઓ બાંધવા લાગ્યા ખોખું તૈયાર થયું એટલે તેના પર કંતાન નંખાયું ત્યાર પછી ગાડાં ઉપર ઊભા રહી માણસો પોતાને હાથે બે કંતાનને ટાંકા મારી સાંધે અને કેટલાક માણસો ગાડાં આગળ ખેંચ્યા કરે આમ ચોવીસ કલાકમાં કોઈ પ્રાંતિક પરિષદના મંડપ જેવો વિશાળ મંડપ તેના શણગાર સહિત તૈયાર થયો ધજાપતાકા અને રાષ્ટ્રધ્વજોથી સુશોભિત મંડપની હદમાં પેસતાં ટકોરખાનાના મધુર ધ્વનિ સાંભળી સરદાર સાહેબ અને મહાદેવભાઈ ગામડાના લોકોની ભાવના અને ઉત્સાહ જોઈ નવાઈ પામ્યા જિલ્લાના પ્રમુખ શ્રી અબ્બાસ સાહેબને વારંવાર પૂછવા લાગ્યા આવડું મોટું કામ આ લોકોએ એક દિવસમાં શી રીતે કર્યું ?

આવો જ બીજો ઉત્સવ સરદાર સાહેબ વીરસદ ગયા ત્યારે વીરસદે ઊજવ્યો હતો આમ આગેવાનો તાલુકામા ઉત્સવ અંગે ફરી વળ્યા અને પ્રજાને સંતોષ થયો

પણ વિજય જીરવવો સહેલો નથી વિજય તો કેટલીક વખતે વિઘાતક નીવડે છે તેમ વિજયનો ઉત્સાહ એવો હોય છે કે તેનો લાભ લેવાય તો તો જીવનનુ ઘડતર થાય છે તાલુકાના કાર્યકર્તાઓએ સરદારશ્રી વલ્લભભાઈની સલાહથી બોરસદ તાલુકાનુ ઘડતર ઘડવાનો વિચાર કર્યો સત્યાગ્રહની લડત અંગે થયેલા શુદ્ધ વાતાવરણનો લાભ લેવાની ગોઠવણ કરી જે થાણા સ્થાપ્યા હતા તે કાયમ રાખ્યા અને જે લડતના યોદ્ધા હતા તેમણે હવે ગ્રામસેવક બની પ્રજામાથી ટંટાફિસાદ દૂર કરી સરકારી કોરટોના અસહકારનો કાર્યક્રમ હાથમા લેવો, તે માટે હરેક ગામે લવાદી પંચ સ્થાપવુ એવો નિર્ણય કર્યો એ કામે એક બરસ માટે વકીલાતના ધંધામાથી છૂટા થઈ શ્રી કાશીભાઈ ઝવેરભાઈ વકીને (સરદાર સાહેબના નાના ભાઈએ) લવાદના કામમા બોરસદ તાલુકાને મદદ કરવાનો નિશ્ચય કર્યો બીજા વકીલોએ પણ મદદ કરવાનુ સ્વીકાર્યું

ઉપરાંત ખાદીઉત્પત્તિનું કામ, ખાદીનો પ્રચાર, અસ્પૃશ્યતાનિવારણનુ કામ, દારૂનિષેધ વગેરે કામ પણ શરૂ થયા શ્રી રવિશંકર મહારાજે બોરસદ તાલુકાના ગામોમા પાટણવાડિયાઓની પરિષદો ભરીને તેમને શાન્ત, ઉદ્યોગી, નાગરિક જીવન જીવવાનો ઉપદેશ કર્યો એટલુ જ નહિ પણ તેમના જીવનમા સક્રિય મદદ કરવા માંડી તાલુકામાથી ચોરી, લૂંટફાટ નાબૂદ થાય એ માટે પણ પ્રચાર શરૂ થયો કાઠાના ગોરના ગામે એક મથક સ્થાપ્યુ અને મારા એક મિત્ર ભાઈ અંબાલાલ બાજીભાઈ પટેલ ત્યા રેંટિયો લઈને બેઠા તેમ જ રાસ જ ગામે શ્રી નગીનભાઈ મજભાઈ પટેલ બેઠા બહરપુરમા જ ઈશ્રી રાવજીભાઈ નાથાભાઈ અને ગભાનાવ શંકરભાઈ બેઠા આ સર્વ કાર્યકર્તાઓએ એવો સંપર્ક સાધવા માંડ્યો કે તેને પરિણામે અનેક ફેંસલા થયા અને ખાદીપ્રચારનુ અને ખાદીઉત્પત્તિનુ રચનાત્મક કાર્ય થયું વાતાવરણ પણ એવુ સૌમ્ય થયુ કે બહારવટિયાઓની પ્રવૃત્તિ પણ અટકી ગઈ બાબર દેવાને પોલીસનો કે અન્ય વ્યક્તિનો સાથ મળ્યો નહિ, પ્રજાને તેની બીક પણ ન રહી, એટલે તે બોરસદ તાલુકામાથી ભાગીને પાદરા તાલુકામા ગયો અને ત્યા પકડાઈ ગયો તેવી જ રીતે બનિયો દાભનો ડાહ્યો ફોજદાર રાજલો અને નામદારિયો વગેરે સર્વે બહારવટિયાઓ એક પછી એક પકડાઈ ગયા, એટલે સત્યાગ્રહના યજ્ઞની પૂર્ણાહુતિ પછી પ્રજા શાંતિથી દિવસો નિર્ગમન કરવા લાગી

## ૯૬. એક પરીક્ષા

એવામાં એક પરીક્ષા પસાર કરવાની મારે માથે આવી પડી. સંવત ૧૯૮૧નું નવું વરસ બેઠું. અને કારતક સુદ ૧૦ના અરસામાં ગોધરેથી મામા સાહેબ ફડકેનો એક પત્ર મને સોજિત્રે મળ્યો તેમાં તેમણે જણાવ્યું હતું કે કારતક સુદ ૧૫ના દિવસે વૌઠાના મેળામાં જવાને માટે ગોધરેથી ૧૯ હરિજન વિદ્યાર્થીઓ સાથે સુદ ૧૩ના રોજ સાંજે તેઓ સોજિત્રે આવી પહોચશે અને બીજે દિવસે સોજિત્રેથી વૌઠા જશે

મામા સાહેબને એથી વિશેષ મને લખવાની જરૂર પણ નહોતી મેં વિચાર કર્યો કે તેમને માટે સાંજે ગાડીએથી આવીને જમવાની, અને સવારે વૌઠા માટે રવાના થતાં પહેલાં જમવાની વ્યવસ્થા થવી જોઈએ, તેમ જ રાત્રે સૂવાની વ્યવસ્થા પણ થવી જોઈએ. એમને માટે મારે કયાં વ્યવસ્થા કરવી? મારે તે બધા માટે ગામની ભાગોળે સાર્વજનિક ધર્મશાળામાં વ્યવસ્થા કરવી? મારાથી એમ કેમ થાય? અસ્પૃશ્યતામા નહિ માનવાનો દાવો કરવાવાળો હુ તે બધાને માટે ગામબહાર વ્યવસ્થા શી રીતે કરી શકુ ? મેં મારી પત્નીને મારી મુશ્કેલી કહી તેમને આવી વાતોમાં બહુ રસ નહોતો છતા મારા માર્ગમા તે વચ્ચે ન આવે એટલું જ નહિ, પણ હું રાજી થતો હોઉં તો મને મદદ પણ કરે. મને નારાજ તો ન જ કરે. તે વખતે મારી પાસે બે ઘર હતાં એક જાહેર રસ્તા ઉપર, જ્યાં બાપુજી આવેલા, અને બીજું પાસેના જ મહોલ્લામા રસ્તા પરના ઘરના મેડા પર વીસ પચીસ માણસ સૂઈ રહે એવી વ્યવસ્થા હતી પણ તેની નીચેના ભાગમાં મારાં દાદી રહેતાં હતાં તે મરજાદી વૈષ્ણવ હતાં આપનૈવેદી હતાં તેમને મેં પૂછ્યું કે કેટલાક અંત્યજોના છોકરા–નિશાળિયા આવવાના છે તેમને હુ મેડે મુકામ આપુ તો આપને કાંઈ હરકત છે ? તેમને ગમ્યુ તો નહિ, પણ મને ના ન કહેવાઈ, "મને શી હરકત ? બહારના દાદરે જાય અને ત્યાંથી ઊતરે, અને ઉપરના નળનો ઉપયોગ ન થાય તો મને કાંઈ હરકત નથી" તેમણે આટલીયે ઉદારતા વાપરી એથી હું તો રાજી જ થયો મેં તેટલી પણ આશા નહોતી રાખી પણ મારે તેમને રાજી રાખવાને ખાતર આ હરિજન વિદ્યાર્થીઓ છે માટે જ કાંઈ વિશેષ પ્રતિબંધ પળાવવા, એ મને ગમ્યું નહિ તેથી મેં મહોલ્લાવાળા ઘરમાં ઉતારો આપવાનો નિર્ણય કર્યો. જો કે ત્યાં પડોશીઓનો કચવાટ સાંભળવો પડે તેમ હતું મહોલ્લાવાળા ઘરમાં એક ડહેલું અને સ્વેશીમા થઈને બધા માટે સૂઈ રહેવાની સગવડ થાય તેમ હતુ જમવાની સગવડ તો ત્યા જ કરવાની હતી. પાથરણાં જોટાં તૈયાર રાખ્યાં. સાંજે હું સ્ટેશને તેડવા ગયો. બધા મિત્રો આવ્યા મામા સાહેબે મને પૂછ્યું, "અમારે બધાને કયાં ઊતરવાનું છે?"

મેં કહ્યુ, "મારે ઘેર"

"અમારે બધાયને ?" તેમણે પ્રશ્ન કર્યો

"હા બધાયને

મારી સાથે હરિજન વિદ્યાર્થીઓ છે તે તમે જાણો છો ને?' તેમણે શંકાશીલ થઈ મને પૂછ્યું

'હા ક્યાંગ્યું છું તમે તમારા પત્રમાં જ તેવું લખ્યું છે,' મેં નિશ્ચયપૂર્વક જણાવ્યું

અમે ઘેર પહોંચ્યા સાંજે ખાધું મેં વિદ્યાર્થીઓને પૂછ્યું, "તમારામાંથી કોઈ ભજન કીર્તન ગાય છે કે?'

તેમણે હા કહી અને ભજન ગીતન ગાવા માંડયા પાંચ દશ મિનિટમાં તો મહોલ્લાના છોકરા ભેગા થયા અને અમારી સાથે ભજન કીર્તનમાં સામેલ થયા મોટા પણ આવ્યા કેટલાક ભાગ્યા આમ રાત્રે ભજન કરી અમે સૂઈ ગયા વિદ્યાર્થીઓ સવારે વહેલા ઊઠી ગામ બહાર શૌચાદિ અને નાહવા ધોવા માટે ગયા આવીને તુરત પ્રાર્થના કરવા બેઠા સવારે પણ મહોલ્લાના છોકરા પ્રાર્થનામાં દાખલ થયા પ્રાર્થના પછી ગામ જોવાને બધા ગામમાં ફર્યા ગામમાં વાતો તો ચાલવા માંડી પણ મને કોઈએ એ વિષે પ્રશ્ન પૂછ્યો નહિ વિદ્યાર્થીઓ પાછા આવ્યા ત્યારે દાળ ભાત શાક તૈયાર હતા અમે બન્ને જણે બધાને પીરસ્યું મેં પણ જમી લીધું મેં તે બધાની સાથે વૌઠા જવાનો નિર્ણય કર્યો હતો અમે બધા પરવારીને ચાલી નીકળ્યા

આ પ્રસંગ વિષે વાતો તો ગામમાં બહુ થઈ આજ દિન સુધી ગામની મધ્યમાં મહોલ્લાની અંદરના ઘરમાં આમ સમૂહમાં હરિજન વિદ્યાર્થીઓ રહ્યા હોય અને જમ્યા હોય તથા મહોલ્લાના બાળકોએ સાથે બેસીને ભજન કીર્તન કર્યું હોય તેવું બન્યું નહોતું આવો પ્રસંગ પ્રથમ જ હતો છતાં મેં જોયું કે મને કોઈએ તે વિષે પ્રશ્ન સરખો પણ કર્યો નથી મને લાગ્યું કે જાહેર જનતા મારી પાસે એવી જ આશા રાખે મેં મારા વતનમાં સહેજ પણ સંકોચ કે ઢીલપ રાખી હોત તો લોકો મને ઢીલી અને ઢીલી કહેત અને પછી અસ્પૃશ્યતાનો વિરોધ કરવાનો મને અધિકાર પણ ન રહેત મહાસભાવાદી તરીકે પણ મારી જાતને ઓળખાવવાનો મને પછી શો અધિકાર? મને આવા અનેક ક્ષેત્રમાં અનુભવ થયા છે કે આપણે આપણા આદર્શમાં મક્કમ હોઈએ છીએ તો સમાજ આપણને સહન કરી લે છે ભલે તે પ્રમાણે ન વરતી શકે પણ આપણામાં આપણા વિચાર કે આદર્શને વર્તનમાં મૂકવાની બાબતમાં નબળાઈ દેખે છે તો સમાજ આપણને ઢીલી સમજીને આપણા આદર્શનો વિરોધ કરે છે મને આવો આ એક વિશેષ અનુભવ થયો

આમ મારી પરીક્ષામાં પ્રભુએ મને ઉત્તીર્ણ થવાની શક્તિ આપી તે માટે મેં પ્રભુનો ઉપકાર માન્યો

# ૬૭. પેટલાદ તાલુકા ખેડૂત પ્રજામંડળ

હું બોરસદ તાલુકાના રચનાત્મક કાર્યક્રમમાં પડ્યો હતો એવામાં પેટલાદ તાલુકાના ખેડૂતોની લડત જાગી. પેટલાદ તાલુકો વડોદરા પ્રાંતનો એક તાલુકો ગણાય. તેમાં ૭૫ ગામ છે. પણ ખેડા જિલ્લાના તાલુકાના ગામોના પ્રમાણમાં આ તાલુકાના ગામો મોટા ખરા. ચરોતરમાં મોટી વસ્તીવાળા ગામો પૈકી પ્રમાણમાં વધારે કેળવાયેલા, વધારે જાહોજલાલીવાળાં ગામો પેટલાદ તાલુકામાં છે. વડોદરા રાજ્યમાં પણ પેટલાદ તાલુકો સૌથી વધારે આબાદ ગણાય છે. તેના ગામ બોરસદ તાલુકાના ગામ સાથે ભૂલગૂંથણીમાં આવેલાં છે. પેશવા અને ગાયકવાડ વચ્ચે વહેંચણીમાં તેમ વહેંચે તો જ સરખી વહેંચણી થાય એવું તેમને લાગવાથી તેવી વહેંચણી કરી હશે.

પેટલાદ તાલુકો વડોદરા રાજ્યનો અને બોરસદ તાલુકો બ્રિટિશ રાજ્યનો બંને પાસે પાસે આવેલા છે, છતાં ગામોના જમીન મહેસૂલમાં મોટો અને બમણો તફાવત છે. પેટલાદ તાલુકાનું જમીન મહેસૂલ બહુ જ વધારે છે. ઉપરાંત સનદિયા, ઇનામી કે ન્યાત ધર્માદા જમીનનું જમીન મહેસૂલ પણ વધારવામાં આવ્યું. પૂરા મહેસૂલવાળી નરવા પદ્ધતિની જે જમીન હતી તેના નરવાના હક્ક વડોદરા રાજ્યે એક પછી એક છીનવી લીધા. આવા કારણે પેટલાદના ખેડૂતોમાં અસંતોષ તો હતો જ. પણ જેમ બ્રિટિશમાં તેમ વડોદરા રાજ્યમાં તાલુકાના મુખ્ય મુખ્ય માણસો સ્વાર્થના માર્યા અમલદારોની ખુશામત કરતા થઈ ગયેલા. એવામાં પડોશી બ્રિટિશ રાજ્યમાં હોમરૂલની હિલચાલ ચાલી. પછી ખેડા જિલ્લાનો સત્યાગ્રહ ચાલ્યો અને અસહકારનો યુગ બેઠો. તે સર્વમાં પાડોશી પ્રજાનો રંગ તેમને પણ લાગ્યો. એ બધામાં બોરસદ તાલુકાના સત્યાગ્રહે તો તેમને ભારે અસર કરી. તેમને પણ એમ થયું કે પેટલાદ તાલુકાની પ્રજાએ આટલો બધો ભારે મહેસૂલી બોજાનો ત્રાસ શું કામ વેઠવો?

એવામાં પેટલાદ તાલુકામાં રિવિઝન સેટલમેન્ટ થયું. સેટલમેન્ટ અમલદાર મિ. ઉપધ્યે નામના સરસૂબા હતા. તેમણે એકંદરે ૨૨ ટકા જમીન મહેસૂલ પેટલાદ તાલુકા ઉપર ચઢાવ્યું. દેશી રાજ્ય કે બ્રિટિશ રાજ્યની પદ્ધતિ જ એવી છે કે, જમીનનો રસકસ કેવો છે, તેમાં કેવું પાકે છે, વરસાદ અને અન્ય કુદરતી સગવડ અગવડ કેવી છે વગેરેને અગત્ય આપ્યા સિવાય પ્રથમ તો અમુક તાલુકામાં કેટલું મહેસૂલ વધારવું એવો જ નિર્ણય કરે. પછી જમીનનો રસ, કસ, વરસાદ, અને અન્ય કુદરતી સગવડ અગવડ અને બજારભાવની મોંઘવારી વગેરેનો પોતાના નિર્ણયની સાથે મેળ ખાય એવી રીતે આંકડા તૈયાર કરે. આ

રમત એવી હોય છે કે તેમાથી જે સિદ્ધ કરવુ હોય તે થઈ શકે નઈ ન બની શકે તો જમીનની કક્ષા વધારે જમીનના ચાર ભાગ હોય છે ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ અને કુનેતર અગર બાગાયત બીજા આકડા, મદદમા ન આવે તો કનિષ્ટમાથી કેટલીક જમીન મધ્યમમા મૂકે, અને મધ્યમમાથી કેટલીક ઉત્તમમા મૂકે ગમે તે રીતે પોતાના આકડાનો મેળ મળી રહે તેમ કરે કોણ પૂછે ? એમ જ મનાય કે જમીન મહેસૂલનો નિર્ણય કરવામા પ્રજાને કાઈ હક જ નથી ખરી રીત તો એ છે કે જમીન મહેસૂલનુ રિવિઝન કરતી વખતે ખાતેદારોને ખાતરી કરી આપવી જોઈએ કે જે કારણે મહેસૂલનો વધારો ઘટાડો કર્યો છે તે કારણો વ્યાજબી છે અને તે પ્રમાણે ખાતરી કરી આપીને ખાતેદારના ખાતાનુ જે જમીન મહેસૂલ નક્કી કર્યું હોય તેની તેને નોટિસ આપીને, તે નોટિસ ઉપર ખાતેદારની સહી મેળવવી જોઈએ તો જ તે જમીન મહેસૂલનો ખાતેદારે સ્વીકાર કર્યો છે એવુ ગણાય તેથી જ તેને રેવન્યુ સેટલમેન્ટ કહેવાય છે જ્યા સુધી સરકાર અને ખાતેદાર વચ્ચે આવી સમજૂત ન હોય ત્યા સુધી તેને સેટલમેન્ટ કહેવાય નહિ આજ દિન સુધી એ જ પદ્ધતિએ રેવન્યુ સેટલમેન્ટ થતુ હતુ કોઈ ગામના ખાતેદારો નોટિસમા સહી ન કરે તો સમજાવટથી, લાલચથી કે ધમકી કે ભેદનીતિથી નવી આકારણીની નોટિસો ઉપર તેમની સહી લેવાય ત્યારે તે ચોક્કસ આકડો ગણાય એવી રીતે આકડો ચોક્કસ ન થયો હોય તો તે વસૂલ આપવાને ખાતેદાર બધાયેલો નથી આવી પ્રણાલી આજ સુધી હતી

જમીનના માલિક ખાતેદારો છે રાજાઓ અનેક ગયા અને આવ્યા, છતા જમીનની માલકી ખેડૂતોની જ રહી છે, પ્રજાની જ રહી છે રાજા રાજ્યનો વહીવટ નિભાવવાને કર તરીકે જમીન મહેસૂલ ઠરાવીને લેતો હતો ધીમે ધીમે ખાતેદારો નબળા પડ્યા અને રાજ્યની દાનત ભ્રષ્ટ થઈ એટલે તેણે પ્રજાને એમ મનાવવા માડ્યુ કે જમીન મહેસૂલ એ કર નથી પણ જમીનની સાથ છે, ભાડુ છે જેમ કોઈ જમીનદાર પોતાની જમીન કોઈ ખેડૂતને એકસાલી કે બહુસાલી સાથે આપે છે અને સાથનો આકડો પોતાની મરજી પ્રમાણે નક્કી કરે છે અને તે સાથ આપવી, ખેડૂતને ન પાલવે તો તે જમીન ન ખેડે અને જમીનદાર બીજાને આપે છે તેવી જ રીતે સરકાર હવે એમ કહેતી થઈ છે કે ખાતેદારો સરકારના ખેડૂત છે સરકારની મરજીમા આવે ત્યારે તેમની પાસેથી જમીન ઝૂટવી શકે છે અને સાથ નક્કી કરવામા પ્રજા—ખાતેદાર—ની સમતિની કાઈ જરૂર નથી ખાતેદારનો જમીન ઉપર માલકી હક નથી પણ ખેડૂત હક છે તે પોતાની જમીન વેચે છે તેનો અર્થ એટલો જ કે સરકાર જ્યા સુધી તેની જમીન તેની પાસે રાખે, ત્યા સુધી તેનો કાયમી ખેડહક તે બીજાને આપી શકે છે સરકારી અમલદારોની આવી મનોદશા થયેલી હોવાથી આ પ્રશ્ન વિષે ભારે ગૂચવાડો ઊભો થયો છે

પેટલાદ તાલુકામા મિ ઉપલકે સેટલમેન્ટ કમિશનર તરીકે જમીનની આકારણી કરી અને નોટિસો કાઢી. તે નોટિસો ઘણા ગામોએ લીધી નહિ ત્યારે તે અમલદારે એક ગામે તો એવુ કર્યું કે પોતાના પટાવાળાને ભાગોળના વડ ઉપર ચઢાવી તે નોટિસો ફેકાવી. અને પોતે માની લીધુ કે જમીન મહેસૂલનુ સેટલમેન્ટ નક્કી થઈ ગયુ !

આ વાત પ્રજામા ચર્ચાવા માડી ઘણા લોકોને અમલદારના આ તુમાખી ભર્યા વર્તન માટે રોષ ચડયો આનુ શું કરવુ, તેની અદરોઅદર ચર્ચા થવા માડી એટલામા સને ૧૯૨૪ની સાલ બેઠી પેટલાદ તાલુકાના બેચાર જાણીતા માણસોએ આ વિષે કાઈ કરવુ જોઈએ એવો પત્રવ્યવહાર પરસ્પર કર્યો, અને તેમણે પેટલાદમા તાલુકાના ખેડૂત આગેવાનોની સભા બોલાવી ત્યા થોડી ચર્ચા થઈ પણ કાઈ નિર્ણય થઈ શક્યો નહિ, કારણ કે આગેવાનોમા પરસ્પર વિશ્વાસનો અભાવ હતો ત્યાર પછી પદરેક દિવસે એક બીજી સભા વડતાલ મુકામે મળી ત્યા ઘણા જણ હાજર થયેલા ત્યા એવો વિચાર કર્યો કે આ વિષે કાઈ વ્યવસ્થિત કામ કરવુ જોઈએ આ વ્યવસ્થિત કાર્યમા તેમને મદદ કરી શકે તેવો કોઈ હિંમતવાન આગેવાન જોઈએ જે આગેવાન સરકારી ગીતરસમોનો ભોમિયો હોય બધાઓની નજર શ્રી રાવજીભાઈ ભાઈલાલભાઈ પટેલ પર પડી તે પ્રથમ વડોદરા રાજ્યમા નાયબ સૂબા હતા બાહોશ લેખાતા હતા હિંમતવાળા પણ ગણાતા હતા તેમની પાસે તાલુકાના કેટલાક આગેવાનો ગયા તે પણ ધર્મજના વતની અને જમીનદાર હતા એટલે તેમનો પણ હિત સબધ તો ખરો જ પેલા ભાઈઓએ તેમને તાલુકાના ખેડૂતોની આગેવાની લેવાને વિનતિ કરી તેમણે તે વિનતી સ્વીકારી અને પેટલાદ તાલુકાના ખેડૂતોની પ્રથમ પરિષદ નાર ગામે બોલાવવાનો નિર્ણય થયો

નાર ગામે તાલુકાના ખેડૂતોની પ્રથમ પરિષદ ભરાઈ, તે પહેલા મુશ્કેલીઓ તો બહુ નડી બધાને ગાયકવાડી રીતરસમની બીક કોઈ અમલદાર ધમકાવે કે તમારા ગામમા આવી પરિષદ થશે તો ગામના ઉપર ભારે આફત ઉતરશે એટલે લોકો ડરી જાય. પણ તાલુકાના કાર્યકર્તાઓના આગ્રહથી તે ભરાઈ અને તે સારી રીતે ભરાઈ. ત્યા પેટલાદ તાલુકા ખેડૂત પ્રજામડળ સ્થપાયુ, તેનુ બધારણ નક્કી થયુ, અને તેના પહેલા પ્રમુખ તરીકે શ્રી રાવજીભાઈ ભાઈલાલભાઈ પટેલ ચૂટાયા.

ત્યા એક ઠરાવ એવો થયો કે વધારાના મહેસૂલ સબધે પ્રમુખ અને અન્ય કાર્યકર્તાઓએ તાલુકાના ગામોમા ફરવુ, લોકોની હકીકત સાભળવી સામાન્ય રીતે જમીન મહેસૂલ વધારવામા સરકારે ક્યા ક્યા અન્યાય કર્યો છે, કઈ બાબતમા ખોટી ગણતરી કરી છે વગેરે જાણી લેવુ અને સાથે સાથે લોકમત કેળવવો અને લોકોની શક્તિનુ માપ પણ કાઢી લેવુ આ ઉપરથી પ્રમુખશ્રીએ પોતાનુ નિવેદન

તૈયાર કરવું અને તાલુકા તરફથી એક પ્રતિનિધિ મંડળ પ્રમુખશ્રીની સરદારી નીચે દીવાન સાહેબ પાસે લઈ જવું અને થયેલા સેટલમેન્ટ વિષે ફરીથી વિચાર કરવાને તેમને વીનવવા

ઉપરાંત તે પરિષદમા ખેડૂત પ્રજામંડળના સભ્યો નોંધવાનો, આ મંડળના નિભાવ માટે તાલુકાના દરેક ગામેથી જમીન મહેસુલના આકડા ઉપર દર રૂપિયે એક પૈસો ઉઘરાવવાનો, એક માસનો તાલુકાનો અનુભવ લઈ વધારે ચોકસ નિર્ણય કરવાને ધર્મજ ગામે તાલુકાના ખેડૂતોની બીજી પરિષદ તે જ પ્રમુખના પ્રમુખપદે ભરવાનો, અને જ્યા સુધી આનો કાઈ નિર્ણય ન થાય ત્યાં સુધી બીજો હપ્તો ઉઘરાવવાનો સરકાર મુલત્વી રાખે, એવી વિનતિ કરતો ઠરાવ થયો. વળી ગામેગામ સ્વયંસેવકો ઊભા કરવાનો પણ ઠરાવ થયો સાથે સાથે ખાદીપ્રચાર, અસ્પૃશ્યતાનિવારણ તેમ જ એવા બીજા અમલી ઠરાવો કરીને આ પરિષદ પૂરી થઈ.

મને પોતાને આ કાર્યમા રસ હતો હુ પણ વડોદરા રાજ્યનો રહેવાસી અને ખાતેદાર ખરો એટલે હુ વડતાલની સભામાં અને નારની પરિષદમાં હાજર રહેલો પણ તેમાં મેં સક્રિય ભાગ લીધેલો નહિ શ્રી રાવજીભાઈને તાલુકાના ખેડૂતોની આગેવાની સોંપી તે મને ગમેલું નહિ. હું તો દરબાર સાહેબને જ આગેવાની સોંપવાનું કહેત દરબાર સાહેબ પણ પેટલાદ તાલુકાના ખાતેદાર છે. પણ જે કાર્યકરો હતા તેમાંથી એક બે મુખ્ય જણના મનમાં એમ હતું કે પ્રજાને ખરેખર લડતમાં ઉતારે એવા પ્રમુખની જરૂર નથી દરબાર સાહેબ પેટલાદ તાલુકામાં પ્રમુખ તરીકે આવે તો પ્રજા તરત તૈયાર થાય, અને પ્રજા જરૂર તેમની સાથે પૂરી તાકાતથી ઊભી રહે એવી તેમને ખાતરી હતી છતાં દરબાર સાહેબ તો મહાસભાના એક યોદ્ધા. તેમના નામથી વડોદરાનો અમલદાર વર્ગ ચોંકી ઊઠે અને તાલુકાની પ્રજાને વધારે આકરી કસોટીમાંથી પસાર થવાનુ જોખમ વહોરવું પડે. તેમ કરતાં પોતા ઉપર તો જોખમ આવે જ. આવું જોખમ વહોરવાને કેટલાક મુખ્ય કાર્યકર્તાઓ તૈયાર નહોતા તે કારણે એમણે વિચાર કરેલો કે 'વાગ્યું તો તીર નહિ તો તુક્કો.' આવો તૂક્કો વિચાર આ બારે કાર્યના ગણેશ મંડાણમાં હતો, એવું મને પાછળથી જણાયેલું જોકે દરબાર સાહેબની માગણી કરી હોત તો ગુજરાતના સૂબા શ્રી. વલ્લભભાઈ તે સ્વીકારત કે કેમ તેની પણ શંકા હતી તે વખતે મહાસભાની નીતિ એવી ખરી કે બનતાં સુધી દરબાર સાહેબ જેવા મહાસભાના જવાબદાર કાર્યકર્તાએ દેશી રાજ્યના અંદરના ઝગડામાં ન પડવું પણ દરબાર સાહેબ વસોના વતની હોઈ, પ્રજાના ઠરાવને તો વળગી જ રહે, એટલે ઇચ્છાએ કે અનિચ્છાએ એ કાર્યમાં સાથ આપ્યા સિવાય, અને વળી જરૂર પડયે દોરવણી આપ્યા સિવાય તેમનો છૂટકો થાય એમ નહોતુ

નારની પરિષદની અસર ઘણી સારી થઈ તાલુકાની પ્રજાનુ ધ્યાન તેણે સારી રીતે આકર્ષ્યુ ધર્મજમા પરિષદ ભરાય તે પહેલા કાર્યકર્તાઓએ પણ તાલુકામા સારો પ્રચાર કર્યો પ્રચારમા ખાદીપ્રચાર અને સત્યાગ્રહની તૈયારી મુખ્ય હતા ધર્મજની પરિષદમા જાણે સત્યાગ્રહનો ઠરાવ થયો જ હોય એવુ ગરમાગરમ વાતાવરણ થઈ ગયુ તે વખતે મહારાજા સાહેબ તો વિલાયત હતા નારની પરિષદે તાલુકાના પ્રવાસ પછી દીવાન સાહેબ પાસે જે ડેપ્યુટેશન મોકલવાને નીમ્યુ હતુ તે ડેપ્યુટેશન વડોદરે જઈ આવ્યુ દીવાન સાહેબ સર મનુભાઈ મહેતાએ તેને સભળાવી દીધુ, "જમીન મહેસૂલના રિવિઝન સેટલમેન્ટનો નિર્ણય કરવા બાબતમા પ્રજાને માથુ મારવાનો હક નથી જે નિર્ણય સરકારે કર્યો છે તે બ્રહ્માના અક્ષર છે અને તેમા એક પણ શબ્દ વધઘટ થાય તેમ નથી" આવો ઉદ્ધત જવાબ દીવાન સાહેબે આપ્યો, છતા બીજી બાજુ તેમણે આ પ્રસગે ધીરજ ધરીને કોઈએ જમીન મહેસૂલ ભર્યું ન ભર્યું તોપણ કોઈ પણ જાતના તગાદાનો હુકમ આપ્યો નહિ પેટલાદ તાલુકાના વહીવટદાર તરીકે શ્રી શુકલ નામના એક ગૃહસ્થ હતા તેમણે પણ દીવાન સાહેબના કે અન્ય ઉપરી અમલદારના હુકમ સિવાય પોતાનુ ડહાપણ વાપરીને મુશ્કેલી ઊભી કરી નહિ તાલુકાના કોઈ ગામે પ્રજા સાથે અથડામણ ઊભી થાય તેવુ કાઈ તેમણે કર્યું નહિ તાલુકામા સત્યાગ્રહના વાતાવરણ સાથે સભાઓ, સરઘસો, પ્રભાત ફેરીઓ, ખાદી ફેરી, કાતણ, અને ખેડૂત પ્રજામડળના સભ્યોની નોધણી વગેરે કાર્યક્રમ પણ સારો થયો પેટલાદ તાલુકા એક જૂથ તરીકે વડોદરા રાજ્ય પ્રજામડળમા સામેલ નહોતો થયો છતા પ્રજામડળના આગેવાનો સાથે તેનો પૂરેપૂરો સહકાર હતો, અને તેમની દોરવણી પણ મળતી રહેતી શ્રી સુતરિયા, શ્રી મુનશી, શ્રી સાને વકીલ, શ્રી મગનભાઈ વગેરે પ્રજામડળના આગેવાનો પેટલાદ તાલુકાની હિલચાલ તરફ સારી રીતે નજર રાખતા અને તેની મહત્ત્વની સભાઓમા પણ આવતા જોકે સસ્થા તરીકે આ પેટલાદ તાલુકા ખેડૂત પ્રજામડળનુ અસ્તિત્વ સ્વતત્ર હતુ

## ૬૮. ધર્મજની પરિષદ

ધર્મજની પરિષદ પહેલાના પ્રચારમા કેટલાક ગામોમા હુ પણ ગયેલો વાતાવરણ જોઈને મને લાગ્યુ કે તાલુકાના ૭૫ ગામ પૈકી પેટલાદ, સોજિત્રા, વસો, બાધણી અને પીજ એ પાચ ગામો મદ હતા જો કે તાલુકાના કાર્યકર્તાઓમા મોટો ભાગ સોજિત્રાનો હતો છતા સત્યાગ્રહનો પ્રસગ ઊભો થય અને જમીન ખાલસા કરવાનુ હથિયાર સરકાર વાપરે તો લોકો તે જોખમ ઉપાડવા તૈયાર થાય કે કેમ તેની મને શકા હતી કારણ કે એકબીજા પ્રત્યે વિશ્વાસ નહિ હોવાથી

પોતાની મિલકત ગામના બીજા માણસો ઓછી કિંમતે રાખી લેશે એવો અવિશ્વાસ હતો આ અવિશ્વાસને કારણે તે ગામ પાછું પડી જાય તેવો મને ભય હતો. પેટલાદમા તો એમ બનવાનો પૂરો સભવ હતો વગેરેનુ પણ સોજિત્રા જેવુ પીજ અને બાધણી એ બે ગામોએ બહુ રસ નહોતો લીધો જાણે રૂઢિચુસ્ત હોય એવી મનોદશાવાળા આ બે ગામોમા જોઈએ એવી જાગૃતિ નહોતી ધર્મજ અને નાર ગામનુ કામ પ્રથમથી સીધુ પડી ગયુ હતુ અને તે બન્ને ગામો મોટા હોવા છતા બહુ જ નિશ્ચયી હતા ત્યા ઘણી સારી વ્યવસ્થા થઈ હતી બીજા બધા ગામો માટે કાઈ શકા રાખવા જેવુ મને ન લાગ્યુ તેમા પચીસેક ગામોનુ જૂથ તો ગમે તેવા જોખમમાથી પાર ઊતરે એટલુ તૈયાર હતુ

થોડા જ દિવસમા ધર્મજની પરિષદ ભરાઈ ત્યા બહુ સારી વ્યવસ્થા થઈ હતી આખા પેટલાદ તાલુકામાથી અને તે સાથે સાથેના બોરસદ તાલુકાના ગામોમાથી પણ લોકો ત્યા આ યા મહેમાનોમા ડૉકટર સુમન્ત મહેતા, શ્રી છોટુભાઈ સુતરિયા, શ્રી સાને વકીલ, શ્રી મગનભાઈ પટેલ વગેરે વડોદરેથી આવ્યા હતા અને ખેડા જિલ્લાના કાર્યકર્તાઓ પૈકી શ્રી. ગોકળદાસ બાપુ શ્રી કૃનચદભાઈ શાહ શ્રી મોહનલાલ પડયા વગેરે આવ્યા હતા પરિષદમા સરકારી અમલદારો પણ પ્રજાનું પાણી માપવા આવ્યા હતા

પરિષદની ખુલ્લી બેઠક પહેલા પ્રમુખશ્રીના મુકામે તાલુકામડળની કારોબારી મુખ્ય ઠરાવનો ખરડો કરવા બેઠી હતી અકસ્માત તે સમયે હુ હાજર હતો અને ઠરાવ વિષેની ચર્ચા સાભળતો હતો

પહેલો મુદ્દો એ હતો કે રિવિઝન સેટલમેન્ટ ગેરવાજબી છે અને વાજબી હોય તો પણ તેના વાજબીપણાની અમને ખાતરી કરી આપી નથી માટે કોઈ પણ સરકારી અગર બિનસરકારી નાહિત વ્યક્તિને પચ તરીકે નીમીને ફરીથી તે સેટલમેન્ટની તપાસ કરાવવી

બીજો મુદ્દો એ હતો કે ફરીથી તપાસ કરીને પચ જે નિર્ણય કરે — કરેલા રિવિઝન સેટલમેન્ટને વાજબી ઠેરવે અગર તેમા વધારો યા ઘટાડો કરે તે વાજબી છે એવી ખાતરી ખેડૂત પ્રજામ ડળના પ્રતિનિધિને કરી આપે તો તે પ્રમાણે પ્રજા વરતે

અને ત્રીજો મુદ્દો એ હતો કે ઉપરના બન્ને મુદ્દાઓ વિષે પ્રજાની માગણીનો સ્વીકાર ન થાય ત્યા સુધી રિવિઝન સેટલમેન્ટથી જમીન મહેસૂલમા જે વધારો સરકારે કર્યો છે તે વધારો ન ભરવો અને મૂળ ધારો જે અત્યાર સુધી ભરતા આવ્યા હતા તે ભરી દેવો

પરિષદમા મૂકવાના ઉપરના ઠરાવનો ખરડો જોઈને મને લાગ્યુ કે આનો કાઈ અર્થ નથી તેથી પ્રમુખશ્રીની રજા લઈને મે એમ જણાવ્યુ કે આ ઠરાવથી તમે હજારો સાચા ખેડૂતોને ભારે મુશ્કેલીમા મૂકશો આ ઠરાવનો અમલ થવો

મુરકે। છે કોઈ તલાટી પૈસા ભરનાર ખેડૂતને સ્પષ્ટ કહેવાનો નથી કે તમારો પહેલો ધારો અમુક અને વધારાનો આટલો તે તો ઉચ્ચક રકમ જમા કરશે અને એમા ખેડૂતો ગૂંચવાશે પરિણામે આ ઠરાવથી સત્યાગ્રહની પ્રતિજ્ઞા લેનાર ખેડૂતો ધર્મસંકટમા અને મુશ્કેલીમા મુકાશે પરિણામ એ આવશે કે તલાટીઓ ખેડૂતના અજ્ઞાનનો લાભ લઈ પૂરું મહેસૂલ વસૂલ કરશે અને તેમની સત્યાગ્રહની પ્રતિજ્ઞા મારી જશે ખેડૂતો પાસે થોડો સરખોયે સત્યાગ્રહ કરાવવો હોય તો તેમને સ્પષ્ટ સમજ પડે, અને ઠરાવનો અમલ પોતે પોતાની સમજથી કરી શકે તેવો સીધો ઠરાવ કરવો જોઈએ તમે વડીલો મારી વાત સાભળો તો હુ કહીશ કે તમારા ઠરાવનો પૂર્વાર્ધ બરોબર છે ઉત્તરાર્ધ બરોબર નથી જ્યા સુધી ઠરાવના પહેલા ભાગની માગણી સરકાર સ્વીકારે નહિ ત્યા સુધી હવેનુ બાકી રહેલુ બધુ જમીન મહેસૂલ ખેડૂતોએ ભરવુ નહિ

ઉપરનો મારો સુધારો પ્રમુખ સાહેબને અને બીજા એક બે જણને ન ગમ્યો બીજા બધાને ગમ્યો પણ મારી વાત પ્રમુખશ્રીએ ત્યા જ અટકાવી મારા મનમા આ ખટક્યુ મને લાગ્યુ કે આ ભૂલ કરે છે આ તો ડુગર ખોદી ઉંદર શોધવા જેવુ થાય છે પણ હું કારોબારીમા શુ બોલી શકુ ?

પરિષદની ખુલ્લી બેઠક ભરાઈ પ્રમુખશ્રીએ કડક ભાષણ કર્યું દીવાન સાહેબ અને રેવન્યુ સેટલમેન્ટ કમિશનરની કડવાઈની ઠીકઠીક ઝાટકણી કાઢી અને પ્રજાની માગણી બહુ સ્પષ્ટ રીતે સમજાવી તેમણે સ્પષ્ટ કહ્યુ કે 'રેવન્યુ સેટલમેન્ટ ખેડૂતોની સમતિ સિવાય નહિ બની શકે ખેડૂતો નબળા હોય તો તેમને હાથે કડીઓ નાખીને સેટલમેન્ટના સ્વીકારની કબૂલાત લઈ લો ગઈ વખતે કર્યું હતુ તે પ્રમાણે શ્રીમત સરકારને ખેડૂતોમાથી ચૌદશિયા આગેવાનો મળે તો તેમને સામ દામ દડથી મેળવી લઈને તેમની કબૂલાત લો પણ જ્યા સુધી ખેડૂતોની સમતિ લીધી નથી ત્યા સુધી જમીન મહેસૂલમા વધઘટ ન થઈ શકે આજસુધી અનેક કર અને વધારેલુ જમીન મહેસૂલ અમારી સમતિથી સરકારે લીધુ છે આ વખતે પણ તેમ જ કરો અમને ખાતરી છે કે સેટલમેન્ટ ગેરવાજબી છે તે માટે એક પચ નીમો તે પંચ તપાસ કરે તેનો નિર્ણય વાજબી છે તેની અમને ખાતરી કરી આપે અને પછી ભલેને પચ અમારી સંમતિથી ૨૨ ટકાને બદલે ૪૨ ટકા વધારો કરશે તો પણ અમે રાજીખુશીથી તે મહેસૂલ ભરી દઈશું ' અને ત્યારપછી પ્રમુખશ્રીએ ગુલાટો ખાવા માડી, સરકાર સાથેનો પ્રજાનો સબધ બાપ દીકરાનો જણાવી દીકરાનુ બાપની સામે રૂસણુ લેવાની વાત કરી સરકાર આપણી માગણી ન સ્વીકારે તો શું કરવુ તેની ગોળ ગોળ વાત કરી

પ્રમુખશ્રીના ભાષણ પછી ઠરાવ આવ્યો કારોબારીના એક સભ્યે તે ઠરાવ મૂક્યો તે ઠરાવને બીજા સભ્યે ટેકો આપ્યો પ્રમુખશ્રીની ઇચ્છા એવી ખરી કે હુ

તે ઠરાવની વિરુદ્ધ બોલુ તે ઉપરથી ત્યાં બેઠેલા અમલદારોને ખાતરી થાય કે પ્રજા પૈકી એક ભાગ એવો ગરમ છે જે સરકાર સામે સત્યાગ્રહની લડત માટે તલપાપડ થઈ રહ્યો છે અને બિલકુલ જમીન મહેસૂલ નહિ ભરવાના નિશ્ચયવાળો છે પણ તેમને અંકુશમા નાખીને આ નરમ ઠરાવ કર્યો છે એવા હેતુથી પ્રમુખશ્રીએ મને ઇશારો કર્યો મે સમજી લીધુ કે મારે આ ઠરાવનો વિરોધ કરવો હુ તો તૈયાર જ હતો મારા હૃદયમા તો તે વાત રમી રહી હતી મે એકદર ઠરાવનો વિરોધ કર્યો અને તેમા ક્યા ક્યા જોખમ છે તે જણાવ્યુ મે કહ્યુ, "ખુશામત અને સત્યાગ્રહ બે સાથે સાથે ન ચાલે રાજા અને પ્રજાનો સબધ મીઠો હોય તો સારુ અને વળી તેમની વચ્ચે બાપ દીકરાનો નાતો હોય તો તેથી વધારે રૂડુ શુ? પણ રાજા પ્રજાનુ હિત ન જુએ અને તેને દબાવ્યા જ કરે, તેને લૂટયા જ કરે છતા તેને બાપ દીકરાનો સબધ કહીને મિથ્યા વાત કરવી એમા રાજાનુ અપમાન છે અને પ્રજાની તો અધોગતિ જ છે રાજા પક્ષ શુ એટલો મૂર્ખ, બુદ્ધિહીન છે કે આપણી ખુશામત ન સમજે? તેના કરતા બહેતર એ છે કે આપણે આવી વાત જ મૂળથી ન ઉપાડવી હુ તો મહાસભાનો અલ્પ સિપાઈ છુ છાશ લેવા જવુ અને દોણી સતાડવી મને ગમતુ નથી તે વાત સત્યાગ્રહ કરવા તૈયાર થયેલી પ્રજાને કે સરકાર પાસેથી પોતાનો હક મેળવવા તૈયાર થયેલી પ્રજાને શોભે નહિ માટે સરકારને આપણે સાચા વફાદાર થવુ હોય તો આપણે સરકાર સાથે સીધી વાત કરવી જોઈએ તેને ભુલાવામા ન નાખવી તેમ જ પ્રજાને પણ ભુલાવામા ન નાખવી આ ઠરાવ આપણે રિવિઝન સેટલમેન્ટ અન્યાયી છે એવી પૂરી ખાતરી થવાથી તેને રદ કરાવવા કરીએ છીએ એમા છોકરાનુ રૂસણુ નથી. આપણી તો વિવેકપૂર્વકની વિનતિ છે તે વિનતિ પાછળ બળ હોવુ જોઈએ. અરજી પાછળ—ઠરાવ પાછળ બળ ન હોય તો કોઈ સાભળનાર નથી આ ઠરાવમા આપણે બળ પણ બતાવ્યુ છે રિવિઝન સેટલમેન્ટનો વધારાનો ધારો નહિ ભરવાનો ઠરાવ છે તેમા મને ભૂલ લાગે છે એમ કરવુ ગામડાના અજ્ઞાન ખેડૂતો માટે શક્ય નથી નટખટ અને જમાનાને ખાવેલા તલાટીઓ ખેડૂતોને ભુલભુલામણીમા નાખીને આ તમારા ઠરાવને પીખી નાખશે અને પ્રજાની પ્રતિજ્ઞા તોડી ફોડી દેશે માટે આ ઠરાવના પાછલા ભાગમા વધારાનુ જમીન મહેસૂલ નહિ ભરવાને બદલે બાકીનુ બધુ જમીન મહેસૂલ નહિ ભરવુ એવો સુધારો કરશો તો યોગ્ય ગણાશે તેવા ઠરાવનો અમલ શક્ય અને વ્યવહારુ બનશે સરકારે જે રકમ વધારી છે અને જે રકમ બીજા હપતાની બાકી રહી છે તેમા એવડો મોટો તફાવત નથી કે જેથી સરકારની તિજોરીમા ખાધ પડે તેમ પ્રજા ગરીબ હોવા છતા તે વધારો જ ભરવાને બદલે બીજા હપતાની બધી બાકી નહિ ભરે તો તેથી તે કાઈ માલદાર નથી થઈ જવાની આ તો પ્રજાના હકની વાત છે પૈસા ઓછા વત્તા આપવાની

વાત નથી. પ્રજા ઉપર જે અન્યાય થયો છે તેના નિવારણની વાત છે અને તે માટે પરિષદે પ્રજાને સીધો અને સરળ માર્ગ બતાવવો જોઈએ. મને તો ખાતરી છે કે જે ઠરાવ આપણી પાસે રજૂ થયો છે તે આપણે પસાર કરીશું તો આજ ની સત્યાગ્રહની પ્રતિજ્ઞાની ઠેકડી થવાની છે. તેવો ઠરાવ બરદાશ્ત નહિ જ બને અને પાછળથી આપણને પશ્ચાત્તાપ થશે. સત્યાગ્રહ કરવો પડે તો કરવો જ જોઈએ, એવો જો તમારો નિશ્ચય હોય તો આજીજી કરવાની જરૂર નથી સરકારી અમલદારોનો, કે દીવાન સાહેબનો અને ખુદ શ્રીમંત મહારાજા સાહેબનો રોષ વહોરી લેવો પડશે, એવો ડર રાખવો નિરર્થક છે હસવું અને લોટ ફાકવો બન્ને સાથે નહિ બને. માટે મારી વિનંતિ છે કે સાથે જ સત્યાગ્રહની પ્રતિજ્ઞા પ્રજા પાસે આ સ્થળે લેવડાવીને તેને સંપૂર્ણપણે પળાવવી હોય તો ખેડૂતોની પ્રતિજ્ઞા જ્યાં સુધી પૂરી ન થાય ત્યાં સુધી તેઓને ચોરામાં કે અન્ય સ્થળે સરકારી નાના મોટા અમલદારો પાસે માથું ખંજવાળતા જવું પડે તેવું કોઈ કારણ રહેવા દેશો નહિ. તમારા આ ઠરાવથી ખેડૂતોને તલાટીઓ અને બીજા નોકરો પાસે માથું ખંજવાળતા જવું જ પડશે અને તેઓ ખેડૂતોના અજ્ઞાનનો ગેરલાભ લઈ આપણા ઠરાવને અને આપણી પ્રતિજ્ઞાને પીંખી નાખશે. માટે આ ઠરાવમાં મેં સૂચવ્યો છે તેવો સુધારો કરો."

ઉપરની મતલબનું હું કાંઈક બોલ્યો અને વાતાવરણ ફરી ગયું. દરેક જણને મારી વાત ગળે ઊતરી. પ્રમુખશ્રી રાવજીભાઈને ખ્યાલ નહિ કે તેમના ઇરાદાનું આવું ઊલટું પરિણામ આવશે. માગ કહેવાની અસર ઉતારી નાખવાને પ્રમુખશ્રીએ મારા પિતાશ્રીને મારા સુધારા વિરુદ્ધ બોલવાનું સૂચવ્યું, પણ તેમણે કહી નાખ્યું કે રાવજીભાઈનું કહેવું મને વ્યાજબી લાગે છે. બીજા એક કારોબારીના સભ્ય શ્રી ખુશાલભાઈ કાળીદાસને પણ પ્રમુખ સાહેબ તરફથી સૂચના થઈ. તેમણે પણ એવો જ જવાબ આપ્યો. શ્રી ફૂલચંદભાઈને અને શ્રી વસ્તુભાઈ લક્ષ્મીદાસને (મહાસભાના કાર્યકર્તાઓને) કહ્યું, ત્યારે તેમણે જણાવ્યું કે તેમને મારા સુધારા વિરુદ્ધ કાંઈ બોલવાનું છે જ નહિ. પરિણામે આખી પરિષદમાં મૂળ ઠરાવની વિરુદ્ધનું વાતાવરણ થઈ ગયું. પ્રમુખશ્રી અને તેમના એક બે માણસોને તો પહેલો ઠરાવ જ પસાર કરાવવો હતો, પણ તેમણે જોયું કે તેમ થાય તેમ નહોતું એટલે હવે શું કરવું? પરિષદ બંધ કરવી? આ ઠરાવ વિષે વધારે વિચાર કરવાની જરૂર છે માટે દરેક ગામના બે માણસોએ કારોબારીમાં સાંજે હાજર રહેવું, ત્યાં ફરીથી વિચાર કરીને નિર્ણય કરવો એવી જાહેરાત સાથે પરિષદની બેઠક બીજા દિવસ ઉપર મુલતવી રહી.

પણ આગળ શું કરવું? તે કાર્યકર્તાઓએ શ્રી પંડ્યાજીને અને મને બોલાવ્યા. તેમણે પોતાની સ્થિતિ અમને જણાવી. પોતાની મર્યાદા અને અશક્તિ પણ જણાવી. આ તો આખ કાઢીને જેટલું લેવાય તેટલું લેવાની વાત છે, એમ પણ કહ્યું. પ્રજાને

લાગણી સત્યાગ્રહને ઘોડે ચઢાવતી નથી, સત્યાગ્રહને ટાળવો છે સત્યાગ્રહી પ્રજાની આગેવાની લેવાની અમારી શુન્નસ નથી માટે અમે જે રસ્તા લઈએ છીએ તે પ્રમાણે ચાલવા દો થી પડ્યાજીએ મને કહ્યુ કે આમા આપણે બોલવા જેવુ નથી. મે કહ્યુ, "મારે તો બોલવુ જ નહોતુ મને તો તેમણે બોલાવડાવ્યો."

' પણ હવે રાત્રે બધા ભેગા થઈશું ત્યારે હુ લોકોને સમજાવીશ પણ તમારે મારો વિરોધ કરવો નહિ " એવુ પડ્યાજીએ મારી પાસેથી માગી લીધુ મે પણ જોયુ કે હુ વિરોધ કરુ તો બેવડુ થઈ જાય તેવુ હતુ તાલુકામા બે મોટા પક્ષો પડી જાય તેવુ હતુ અને પાછળથી કાઈ ભવીવાર આવે તેમ નહોતુ એ તો કાર્યકર્તાઓ હિમતથી પ્રતને દોરે તો જ ફત્તેહ મળે તેવુ હતુ પણ આમ મત મતાતરમા તો બાજી બગડે, તેથી મે મારી જાતને ખેચી લીધી અને પડ્યાજીએ જ તેમની શૈલીમા લોકોને સમજાવ્યુ કે, "સત્યાગ્રહ તો સત્ય ઉપર જ નભે જે ચાલુ ધારો છે તેમા આપણે વાંધો ન જ પાડી શકીએ રાજાને રાજાનો હક આપી છૂટો પછી વધારે જે માગે તેમા આપણે લડવુ આપણી સત્યાગ્રહની લડતમા સહેજ પણ અસત્ય, અયોગ્ય હોય તે આપણને ન શોભે ફક્ત જે મુશ્કેલી રાવજીભાઈએ બતાવી છે તે મુશ્કેલીનુ નિવારણ કરજો તલાટી પાસે ખાતાવાર વધારેનો આકડો જુદો કરાવીને બાકીનુ ભરી દેવુ એ જ ઠીક છે" એમ સમજાવીને પડ્યાજીએ બધાનુ સમાધાન કર્યુ તે પ્રમાણે જે પહેલો ઠરાવ હતો તે જ ઠરાવ પસાર થયો અને પરિષદ પૂરી થઈ

•

## ૬૯. તપાસસમિતિ નિમાઈ

ધર્મજની પરિષદે ત્યાના કેટલાક નવયુવકોને આ કાર્યમા ખેચ્યા ધર્મજના એક ગ્રેજ્યુએટ યુવક ભાઈ ચતુરભાઈ ઝવેરભાઈ પટેલે લડત દરમ્યાન પોતાની સેવા તાલુકાને આપી તેમણે તાલુમ ખેડૂત પ્રજામ ડળના મત્રી તરીકે કામ કર્યુ

ધર્મજની પરિષદ પછી લોકો સત્યાગ્રહના હુકમની રાહ જોઈ રહ્યા પણ સત્યાગ્રહ કોની સામે કરવો? સરકાર પણ મૂગી જ રહી પ્રજાએ જેટલુ જમીન મહેસૂલ આપ્યુ તેટલુ સરકારે વસૂલ કર્યું અને વિશેષ લેવાને બિલકુલ તગાદો ન કર્યો કેટલાક ગામે આખો બીજો હપતો પણ ન આપ્યો છતા તે માટે પણ તગાદો ન કર્યો ધર્મજ પરિષદનો ઠરાવ થયા બાદ ગામડાના એકાદ આગેવાન ખાતેદારને મહેસૂલની વસૂલાત માટે વહીવટદારે પોતાની કચેરીમા રોકી રાખેલા આનો બહુ ઊહાપોહ થયેલો લોકોએ આવા કારણે કચેરીનો ત્યાગ કર્યો વહીવટદારને પોતાના આ પગલા માટે પણ પાછળથી પસ્તાવુ પડયુ પાછળથી આ વાતાવરણ શાત થયુ તે

દરમિયાન કાર્યકર્તાઓએ લાચ રુશવતનો સડો કાઢવા માડચો એના કેસ હાથમા લઈ જવાબદાર અમલદાર સમક્ષ મૂકવા માડચા પોલીસના ત્રાસના પણ કેટલાક બનાવની હકીકત પત્રિકામા પ્રગટ કરી સરકારનુ ધ્યાન ખેચ્યુ આને પરિણામે કેટલાક તલાટીઓને અને કેટલાક પોલીસોને ઉપરી અમલદારોએ સજા પણ કરી આ કારણે આખા તાલુકાનુ વાતાવરણ નાના નોકરોને માટે ભડકાવનારુ બની ગયુ પહેલા તલાટીઓ પેટલાદ તાલુકામા નોકરી કરવા આતુર હતા, તેને બદલે હવે ત્યાથી બીજા તાલુકામા જવાને ઉમેદવારી કરવા માડચા લવાદનુ કામ પણ એવુ સુદર થયુ કે ખેડા જિલ્લામા પણ એવુ નહોતુ ચાલ્યુ મોટી મિલકતોના લવાદી પચમા છેવટના સર લવાદ તરીકે શ્રી અબ્બાસ સાહેબ, શ્રી દરબાર સાહેબ અને વકીલ શ્રી સાને હતા સ્વર્ગસ્થ મહુભાઈ કાટાવાળા પણ પેટલાદ તાલુકાના લવાદી કાર્યમા સારો રસ લેતા હતા નાર ગામના પચે ત્રણ માસમા મોટી રકમના લગભગ ૧૨૫ લવાદી ફેસલા આપ્યા હતા આમ જે લવાદી ફેસલા અપાતા હતા તેનો અમલ પણ સપૂર્ણ રીતે થતો હતો આમ લવાદી પચોથી લોકોના હજારો રૂપિયા બચ્યા અને વેરઝેર ઓછા થયા

આમ કામ ચાલતુ હતુ એવામા એક વાત આવી કે દીવાન સાહેબે ધર્મજ ઉપર હુમલો કરવા ધાર્યો છે, પડોશી તાલુકાના કેટલાક વફાદાર ખાતેદારોને ધર્મજની ખાલસા જમીન હરાજીમા રાખવાને તૈયાર કર્યા છે, અને આવતી કાલે જ અમલદારોનો હુમલો સવારમા ધર્મજ ઉપર થવાનો છે આ વાત એવા ચોક્કસ પાયા ઉપર મળી કે અમે તુરત જ રાત્રે પેટલાદથી ધર્મજ ખાસ માણસો મોકલીને ધર્મજ ગામને ચેતવણી આપી સજોગવશાત્ હુ અને શ્રી પડ્યાજી બનેય તે દિવસે પેટલાદ હતા અમે બને રાત્રે બે વાગ્યે વરસાદના દિવસોમા કાદવકીચડ ખૂદતા પેટલાદથી ધર્મજ પગપાળા નીકળ્યા અને સાડા ત્રણ ચાર વાગ્યે ધર્મજ પહોચ્યા ત્યારે તો નવાઈ પામીએ એવો દેખાવ અમે જોયો ગામના મુખ્ય માણસો ભાગોળે આવી બેઠા હતા સ્વયસેવકો બ્યૂગલો લઈને ગામની ચારેય બાજુને રસ્તે હાજર હતા ગામમા કૂવા ઉપર સ્ત્રીઓ પાણી ભરતી હતી, કેટલીક બે સો દોહવામા અને વલોણા કરવામા રોકાઈ ગઈ હતી, આખુ ગામ હાલી ઊઠ્યુ હતુ અને સપૂર્ણ જાગ્રત થઈ ગયુ હતુ જાણે કે સવારે સૂર્ય ઊગતા તેમની પરીક્ષા થવાની હોય તેમ ઉત્સાહી વિદ્યાર્થીના જેવા ઉત્સાહભર્યા ગામલોકો પરીક્ષામા ઉત્તીર્ણ થવાને તૈયારી કરી રહ્યા હતા હુ અને પડ્યાજી આખા ગામમા ફર્યા અમને વાતાવરણ બહુ જ જાગૃત લાગ્યુ પો ફાટતા અમે ભાગોળે આવીને બેઠા અમે સાભળેલુ તે મુજબ અમલદારો આણદથી સીધા ભાદરણ ગયેલા અને સવારની ગાડીમા ભાદરણથી ધર્મજ આવ્યા સ્ટેશનથી ભાગોળે આવતા તેમને લાગ્યુ કે, આખુ ગામ જાણે તેમનુ સ્વાગત કરવાને ભાગોળે ટોળે મળ્યુ ન હોય સ્વયસેવકોએ બ્યૂગલોથી તેમનુ સ્વ

વિના પુરુષાર્થે, વિના ભોગ, વિના બલિદાને, વિના કસોટીએ આવો વિજય તેને પ્રાપ્ત થયો તે કારણે જ તે વિજયની તેને કિંમત સમજાઈ નહિ અને તેથી તે વિજયને પચાવવાની ખાનદાની, વિવેક અને ધીરજ તેનામાં આવ્યાં નહિ આવું હું શા માટે કહું છું તે વિષે થોડી હકીકત ૮ કાણમાં આપવાનો હું પ્રયત્ન કરીશ. તેથી મન્ય પરિસ્થિતિ સમજાશે

# ૭૦. દિલ્હી બાપુજીની પાસે

ધર્મજની પરિષદમાં સત્યાગ્રહનો જે ઠરાવ થયેલો તેના ત્રણ મુદ્દા પૈકી બે મુદ્દા — એક શ્રીમંત સરકારે તપાસસમિતિ નીમવી અને બીજો તે તપાસસમિતિ તપાસ કરે તે વખતે ખેડૂત પ્રજામંડળના પ્રતિનિધિઓને સાથે રાખવા, એ બે બહુ જ જરૂરી મુદ્દા — વિષે સરકારે નમતું મૂક્યું એમ કહેવાય નારની પરિષદે દીવાન સાહેબ પાસે જે ડેપ્યુટેશન મોકલ્યું હતું તેને તો તેમણે બહુ જ ઉદ્ધત જવાબ આપ્યો હતો કે જમીન મહેસૂલના રિવિઝન સેટ્લમેન્ટ વિષેના સરકારી નિર્ણય વિષે પ્રશ્ન કરવાનો પ્રજાને હક નથી અને તેમાં એક પણ શબ્દની વધઘટ નહિ થાય આવા નિશ્ચયાત્મક શબ્દો દીવાન સાહેબે ઉચ્ચાર્યાને ત્રણ જ માસ થયા હશે, એટલામાં પોતાના તે શબ્દો તેમને પાછા ખેંચી લેવા પડયા જે નક્કી નિર્ણય હતો તેની તપાસ કરવા માટે તપાસસમિતિ નીમી અને તપાસમાં પ્રજાના પ્રતિનિધિને પણ સાથે રાખવાનું સ્વીકાર્યું આમ બે મુખ્ય મુદ્દા સરકારે સ્વીકારી લીધા હવે ફક્ત એક જ મુદ્દો રહ્યો તે ઓછાવત્તા પૈસાનો એમાં તો આપણે ઠરાવમાં પણ સ્વીકાર્યું છે કે આપણી સંમતિ સાથેની તપાસમાં થયેલા નિર્ણયથી વધારે મહેસૂલ ભરવાનું આવશે તો પેટલાદના ખેડૂતો તે ભરવાને પણ તૈયાર થશે, એટલે હવે રહેલો મુદ્દો તો પ્રથમના બે મુદ્દાના પેટામાં જ હતો વળી શ્રીમંત સરકારે જે અમલદારને તપાસ માટે નીમ્યા તે પોતે પ્રજાના વિશ્વાસપાત્ર હતા અને નિષ્પક્ષપાત હતા એટલે તે નિમણૂક વિષે પ્રજાને સંતોષ હતો સરકારના આ હુકમથી આપણી માગણી સંપૂર્ણપણે સ્વીકારાઈ છે, એ વિષે બે મત હતા જ નહિ મેં પોતે એ હુકમની નકલ પૂ મહાત્માજીને મોકલી આપી હતી તે સાથે આપણી લડતની હકીકત અને ધર્મજ પરિષદનો ઠરાવ પણ મોકલી આપ્યો હતો તે બધું તપાસ્યા પછી શ્રી મહાદેવભાઈએ 'નવજીવન'માં જે નોંધ લખી હતી તે હું નીચે આપું છું

"પેટલાદનો વિજય પેટલાદનો જ વિજય છે — અને એ વિજયથી સત્યાગ્રહની અમોઘ શક્તિનો નવો પુરાવો મળે છે બોરસદમાં તો ગાંધીજીની સાથે રહી રીઢા

કર્યું તાલુકાના કાર્યકર્તાઓ અને ગામના આગેવાનો પણ ત્યાં હતા આ બધી ધમાલ જોઈને તે બધા અમલદારો ડઘાઈ ગયા ઝંખવાણા પડી ગયા તેમણે આવું ધારેલું નહિ તેમણે તો બાજી ફેરવી "કેમ ભેગા થયા છો? અમે તો ખાલી જોવા જ આવ્યા છીએ કાંઈ કરવાનું નથી ' વગેરે આડીઅવળી વાતો કરીને પોતાને મુકામે ચાલ્યા ગયા તેમણે કાંઈ કર્યું નહિ અને પાછા વડોદરે ચાલ્યા ગયા આ બધું કોની પ્રેરણાથી બન્યું તેની ખબર નથી કયા બળથી દીવાન સાહેબને એ સૂઝ્યું તે ખાતરીપૂર્વક કહી શકાય તેમ નથી પણ ત્યાર પછી થોડા જ દિવસે બરવરસાદમાં પેટલાદ મંડળની ઓફિસમાં અમે બેઠા હતા મકાનની સામે સરકારી અતિથિગૃહમાં વડોદરા પ્રાંતના સૂબા શ્રી સત્યવ્રત મુકરજી તે દિવસે જ આવેલા હતા તેમણે બેએક વાગ્યે પોલીસને અમારી ઓફિસમાં મોકલ્યો અને ઓફિસના મંત્રીને બોલાવ્યા અમે માની લીધું કે કાંઈ નવાજૂની હશે મંત્રી અને મંડળના એક કાર્યકર્તા શ્રી ભીખાભાઈ ત્યાં ગયા સૂબા સાહેબે તેમને આવકાર આપીને બેસાડ્યા અને પૂછ્યું, "પેટલાદના ખેડૂતોની માગણી શી છે?"

મંત્રીશ્રી ચતુરભાઈએ ધર્મજનો ઠરાવ વાંચી સંભળાવ્યો તે ઠરાવ સાંભળી સૂબા સાહેબ બોલ્યા "નામદાર દીવાન સાહેબે પેટલાદ તાલુકાના ખાતેદારોની ફરિયાદ વિષે આ હુકમ આપીને મને તમારી પાસે મોકલ્યો છે" એમ કહી તે હુકમ વાંચી સંભળાવ્યો તેનો સાર નીચે મુજબ હતો "પેટલાદ તાલુકાના ખેડૂત ખાતેદારોએ રિવિઝન સેટલમેન્ટ વિષે ફરિયાદ કરી હતી તે સંબંધે તપાસ કરી નેક નામદાર દીવાન સાહેબ એવો હુકમ કરે છે કે પેટલાદ તાલુકાના ખેડૂત ખાતેદારોની તે ફરિયાદની તપાસ કરવાને માનનીય મહાલાતિય સર સૂબા શ્રી દાતારને પંચ તરીકે નીમવામાં આવે છે તે સાહેબ પેટલાદ તાલુકા ખેડૂત પ્રજામંડળના કાર્યકર્તાઓને સાથે રાખી તેની તપાસ કરે અને તેનો રિપોર્ટ દીવાન સાહેબને કરે"

તે વાંચી અમે જણાવ્યું કે અમને લાગે છે કે તપાસસમિતિની અમારી માગણી સંતોષાય છે પણ અમે તે તાલુકાની કારોબારી સમક્ષ મૂકીને દીવાન સાહેબનો આભાર પ્રદર્શિત કરીશું

દીવાન સાહેબનો હુકમ એવો સીધો અને સરળ હતો કે ધર્મજ પરિષદના ઠરાવના પૂર્વાર્ધની માગણી મળી ચૂકી હતી તેમાં એટલે મૂળ મુદ્દામાં પ્રજાના હકના મુદ્દામાં પ્રજાનો સંપૂર્ણ વિજય થયો હતો તે કાંઈ ઓછું નહોતું મારા માનવા મુજબ તો આ વિજય બહુ જ સોંઘો મળી ગયો હતો આવા વિજય માટે જેટલી કિંમત—ભોગ તાલુકાની પ્રજાને આપવો પડ્યો નહોતો તે દિવસે આ પ્રકરણ મેં લખ્યું હત તો હું એમ લખત કે પેટલાદની પ્રજા સદ્ભાગી કે તેને વિના પુરુષાર્થે આવો વિજય પ્રાપ્ત થયો પણ હાલ ત્યાર પછીનો ઇતિહાસ જોયા જાણ્યા પછી હું વિના સંકોચે કહી શકું છું કે પેટલાદ તાલુકાની પ્રજાની કમનસીબી હતી કે

વિના પુરુષાર્થે, વિના ભોગે, વિના બલિદાને, વિના કસોટીએ આવો વિજય તેને પ્રાપ્ત થયો તે કારણે જ તે વિજયની તેને કિંમત સમજાઈ નહિ અને તેથી તે વિજયને પચાવવાની ખાનદાની, વિવેક અને ધીરજ તેનામાં આવ્યાં નહિ. આવું હું શા માટે કહું છું તે વિષે થોડી હકીકત ટૂંકાણમાં આપવાનો હું પ્રયત્ન કરીશ. તેથી સત્ય પરિસ્થિતિ સમજાશે

# ૭૦. દિલ્હી બાપુજીની પાસે

ધર્મજની પરિષદમાં સત્યાગ્રહનો જે ઠરાવ થયેલો તેના ત્રણ મુદ્દા પૈકી બે મુદ્દા — એક શ્રીમંત સરકારે તપાસસમિતિ નીમવી અને બીજો તે તપાસસમિતિ તપાસ કરે તે વખતે ખેડૂત પ્રજામંડળના પ્રતિનિધિઓને સાથે રાખવા, એ બે બહુ જ જરૂરી મુદ્દા — વિષે સરકારે નમતું મૂક્યું એમ કહેવાય ત્યારની પરિષદે દીવાન સાહેબ પાસે જે ડેપ્યુટેશન મોકલ્યુ હતુ તેને તો તેમણે બહુ જ ઉદ્ધત જવાબ આપ્યો હતો કે જમીન મહેસૂલના રિવિઝન સેટલમેન્ટ વિષેના સરકારી નિર્ણય વિષે પ્રશ્ન કરવાનો પ્રજાને હક નથી અને તેમાં એક પણ શબ્દની વધઘટ નહિ થાય. આવા નિશ્ચયાત્મક શબ્દો દીવાન સાહેબે ઉચ્ચાર્યાને ત્રણ જ માસ થયા હશે, એટલામાં પોતાના તે શબ્દો તેમને પાછા ખેંચી લેવા પડ્યા. જે નક્કી નિર્ણય હતો તેની તપાસ કરવા માટે તપાસસમિતિ નીમી. અને તપાસમાં પ્રજાના પ્રતિનિધિને પણ સાથે રાખવાનું સ્વીકાર્યું આમ બે મુખ્ય મુદ્દા સરકારે સ્વીકારી લીધા હવે ફક્ત એક જ મુદ્દો રહ્યો. તે ઓછાવત્તા પ્રમાણે એમાં તો આપણે ઠરાવમાં પણ સ્વીકાર્યું છે કે આપણી સંમતિ સાથેની તપાસમાં થયેલા નિર્ણયથી વધારે મહેસૂલ ભરવાનું આવશે તો પેટલાદના ખેડૂતો તે ભરવાને પણ તૈયાર થશે, એટલે હવે રહેલો મુદ્દો તો પ્રથમના બે મુદ્દાના પેટામાં જ હતો વળી શ્રીમંત સરકારે જે અમલદારને તપાસ માટે નીમ્યા તે પોતે પ્રજાના વિશ્વાસપાત્ર હતા અને નિષ્પક્ષપાત હતા એટલે તે નિમણૂક વિષે પ્રજાને સંતોષ હતો. સરકારના આ હુકમથી આપણી માગણી સંપૂર્ણપણે સ્વીકારાઈ છે, એ વિષે બે મત હતા જ નહિ મેં પોતે એ હુકમની નકલ પૂ. મહાત્માજીને મોકલી આપી હતી તે સાથે આપણી લડતની હકીકત અને ધર્મજ પરિષદનો ઠરાવ પણ મોકલી આપ્યો હતો. તે બધું તપાસ્યા પછી શ્રી. મહાદેવભાઈએ 'નવજીવન'માં જે નોંધ લખી હતી તે હું નીચે આપું છું:

"પેટલાદનો વિજય પેટલાદનો જ વિજય છે — અને એ વિજયથી સત્યાગ્રહની અમોઘ શક્તિનો નવો પુરાવો મળે છે. આરંભમાં તો ગાંધીજીની સાથે રહી ગયા

યયેલા, લડતની કુનેહ પોતે સમજનારા, કુશાગ્રબુદ્ધિ વલ્લભભાઈ હતા પેટલાદમાં એવા ભડવીર નેતા બેગી કોઈ નહોતા દેશી રાજ્યના મામલામાં મહાસભાવાદીએ પડવાનુ યોગ્ય ધાર્યું ન હતુ છતાં સત્યાગ્રહને કોઈના ટેકાની જરૂર નથી સત્યાગ્રહ કરી બાજુ પગ છતે પેટલાદવાનીઓને પોતાના જ બળે આ લડત જીતવા માટે જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો વડોદરા સરકારે સત્યાગ્રહીઓને આટલુ મેઇ વેડાવીને બહુ મધુરો જવાબ નથી આપ્યો તેમણે જેટલુ કર્યું તેટલુ તેઓ ઘણા સમય અગાઉ કરી શકતા હતા પણ સત્તાધીશોને હજી સત્યાગ્રહ સમજતા વાર લાગશે દરમ્યાન આપણે શાંતિથી, સત્ય-પ્રિયતાથી અને માધુર્યથી તેમને એ રસ્તે લઈ જઈએ”

જેવો બોરસદ તાલુકાનો વિજય તેવો જ પેટલાદ તાલુકાની પ્રજાનો વિજય હતો પણ તેનો લાભ તે ન ઉઠાવી શકી તાલુકાના કાર્યકર્તાઓનો ઉત્સાહ ભારે હતો તેમને શ્રદ્ધા હતી કે હવે બધુ સારુ થઈ જશે એવી આશાથી તેમણે એક પરિષદ સોજિત્રામા ભરવાનો વિચાર કર્યો આ વિજય પછી સોજિત્રામાં ઠીક ઉત્સાહ આવ્યો હતો ત્યાંનો યુવાન વર્ગ તેમા રસ લેતો થયો હતો સોજિત્રામા સ્વાગતસમિતિ સ્થપાઈ અને મંત્રી તરીકે મને મૂકયો આ સમયે મહાત્માજીએ હિંદુ મુસલમાન એકતા નિમિત્તે એકવીસ ઉપવાસ આદરેલા, તે પૂરા થયા હતા સ્વાગતસમિતિએ ઠરાવ કર્યો કે પરિષદમા પૂ મહાત્માજીને આમંત્રણ આપવુ અને તે વખતે મહાત્માજી દિલ્હી હોવાથી મને અને શ્રી ભીખાભાઈ રામભાઈને મહાત્માજીને આમંત્રણ આપવાને દિલ્હી મોકલવાનો ઠરાવ કર્યો મહાત્માજીની હાજરી માટે પ્રજા ઇન્તેજાર હોય તો મહાત્માજીને અનુકૂળ જ પરિષદની તારીખો રાખવી જોઈએ એમ મારુ માનવું હતુ અને સ્વાગતસમિતિએ એ વાત સ્વીકારી લીધી હતી તેથી સૌથી પ્રથમ કાર્ય તો મહાત્માજી પધારશે એ નક્કી કરવાનુ હતુ આથી અમો બન્ને જણ દિલ્હી ગયા અમે ત્યા જે દિવસે પહોચ્યા તે દિવસ દિવાળીનો હતો સંવત ૧૯૮૧ના આસો વદ ૦)) નો દિવસ હતો દિવાળીના શુભ દિવસે અને બેસતા વરસના દિવસે પૂ બાપુજી પાસે હોઉં એમા મને આનંદ હતો રાત્રે મુકામ શોધવા એક બે સ્થળે ગયા પછી દિલ્હી બહાર એક બંગલામાં બાપુજીના મુકામે રાત્રે આઠ વાગ્યે અમે પહોચ્યા પ્રાર્થના કર્યા પછી વાતોમાં બધા બેઠા હતા મૌલાના મહમદઅલી સાહેબ, અને તેમના બેગમ સાહેબા પણ ત્યાં બાપુજી પાસે બેઠા હતા તે દિવસે બાપુજીનો મૌનવાર હતો હુ તો બાપુજીના ચરણોમા લોટી પડયો તેમણે મારે માથે હાથ મૂકયો અને મને ત્યા એકાએક જોઈને પાટીમા લખીને પૂછ્યુ, “એકાએક કયાથી આવી ચડયા ?” મે કહ્યુ, “આવ્યો છુ તો કામસર પણ સવારે જ કહીશ” બાપુજીએ ફરીથી લખીને આગ્રહ કર્યો: “હમણાં જ કહી નાખોને ? અત્યારે મને ફુરસદ છે ”

મે મારા જવાનુ કારણ કહ્યુ લોકોની તીવ્ર ઇચ્છા જણાવી સ્વાગતમંડળના ઠરાવની વાત કરી તેમણે મને પૂછ્યુ, "પરિષદ ક્યારે છે?"

"આપ જે તારીખ આપો તે તારીખ પરિષદ માટે સ્વાગતમંડળ મુકરર રાખશે" મે જણાવ્યુ

"એનો અર્થ તો એ થયો કે મારે ત્યા આવવાને હા પાડવી જ જોઈએ ભલે, મહાદેવ સાથે તમે તારીખ નક્કી કરી લેજો," એમણે પાટીમા લખી જણાવ્યુ

મહાદેવભાઈ પાસે જ હતા તેમણે કહ્યુ કે આપણે સવારે દિવસ નક્કી કરીશુ બાપુજીએ પાછુ મને પૂછ્યુ, 'દિવસ નક્કી કરી પાછું ભાગવુ છે કે અહીં થોડા દિવસ રહેશો?"

મે કહ્યુ, "બાપુજી, મારે તો રહેવુ છે પણ દિવસ ચોકસ થાય તે ઉપર તેનો આધાર નજીકનો દિવસ નક્કી થાય તો મારે જવુ જ જોઈએ"

બીજે દિવસે સવારે મહાદેવભાઈ સાથે પરિષદનો દિવસ નક્કી કર્યો સને ૧૯૨૫ના જાન્યુઆરીની ૧૫, ૧૬, ૧૭ તારીખ નક્કી થઈ આ દિવસ નક્કી થયા એટલે શ્રી ભીખાભાઈ બીજે દિવસે ત્યાથી વદાય થયા અને હુ ત્યા જ રહ્યો

## ૭૧. હકીમ સાહેબ

દિલ્હી હુ વીસેક દિવસ રહ્યો બાપુજીના એકવીસ દિવસના ઉપવાસ પૂરા થયાને થોડા જ દિવસો વીત્યા હતા અશક્તિ તો ઘણી હતી તે સ્થિતિમા પણ હિંદુમુસલમાનની એકતા માટે તેઓ અનેક વિચારો કરી રહ્યા હતા દિલ્હીના હિંદુ અને મુસલમાન આગેવાનો ત્યા આવતા અને ચર્ચા થતી પણ તટસ્થ પંચ કોણ તેનો કાંઈ નિર્ણય થતો નહિ હકીમ અજમલખાનને ફક્ત અમદાવાદની મહાસભાની બેઠકના પ્રમુખ તરીકે મે જોયેલા તેઓ અંગ્રેજી જાણે નહિ એટલે હિંદુસ્તાની ભાષામા બધો વ્યવહાર ચાલે અને કોઈ અંગ્રેજીમા બોલે તો બાપુજી તેમને હિંદુસ્તાનીમા સમજાવે આવા સાદા સરળ માણસ મહાસભાના પ્રમુખ તરીકે શી રીતે પસંદ થયા તે હુ સમજી શકેલો નહિ તેમનુ નામ એટલુ બધુ પ્રખ્યાત નહોતુ કે દેશનેતાઓની ગણતરીમા ગણાય પણ તે વખતે એમ માની લીધેલુ કે ઓછી ખ્યાતિવાળા કે ઓછી શક્તિવાળા મુસલમાન આગેવાનોને પણ મહાસભાના કાર્યમા મેળવી લેવાની બાપુજીની આ કળા છે પણ જ્યારે હુ આ પ્રસંગે દિલ્હી ગયો ત્યારે જ મને સમજાયુ કે હકીમ સાહેબ જ દિલ્હીના સાચા આગેવાન હતા અને તેમની ખ્યાતિ કે શક્તિ જરાયે ઓછી નહોતા તેમનુ હૃદય અને તેમનુ ઘર હિંદુ અને મુસલમાન સર્વ માટે સમાન ભાવવાળુ હતુ હિંદમા અને પૂર્વના દેશોમા જે ગણ્યાગાંઠ્યા અગ્રગણ્ય હકીમો હતા તે પૈકી તેઓ હતા તેમનો વૈદ્યનો અભ્યાસ

બહુ ઊંડો હતો અને અનુભવ પણ ભારે હતો રાજારજવાડાઓમાં હકીમ તરીકે તેમની ખ્યાતિ અને પ્રતિષ્ઠા બહુ હતી તેવા કેસમા તેમની ફી ચાર આંકડાની જ રહેતી પણ તેમની લોકપ્રિયતાનુ કારણ એ નહોતુ તેમને બારણે મધ્યમ વર્ગના મે કડો ગરીબ દર્દીઓ હરરોજ આવતા અને સ તોષ પામી વદાય થતા મે જોયા છે

મારા એક મિત્રને વિચારવાયુ થયો હતો જીવનના એકાદ પ્રસ ગથી એમ થવા પામેલુ ઘણા પ્રયત્નો કરના છતા કાઈ સુધારો થયો નહોતો તે ભાઈ ખેડા જિલ્લાની લડત પ્રસ ગે અને ર ગરૂટોની ભરતી પ્રસ ગે નડિયાદ બે માસ રહેલા, એટલે બાપુજી તેમને સારી રીતે ઓળખે તે એલએલ બી હતા અને કેટલીક વખતે ભાઈ મહાદેવભાઈની ગેરહાજરીમા બાપુજી પોતાના મ ત્રીનુ કામ તેમની પાસેથી લેતા મે બાપુજીને તેમની હકીકત કહી તે ઉપરથી બાપુજીએ મને સૂચના કરી કે તેમને તાર કરીને અહી બોલાવો દેશભરમા હકીમજી જેવા વૈદ નહિ મળે તેમનાથી એમને ફાયદો થશે મે તેમને તાર કર્યો તે ભાઈ આવ્યા હકીમ સાહેબ બાપુજી પાસે હમેશા આવતા એ આવ્યા ત્યારે તેમને શરીર બતાવ્યુ તેમણે શરીર જોઈને અમને તેમને ત્યા જવાનુ સૂચવ્યુ અમે બન્ને હકીમ સાહેબને ત્યા ગયા ત્યારે સે કડો દરદીઓને મે જોયા

હકીમ અજમલખાન સાહેબ એક સાદી બેઠકમા ગલીચા ઉપર તકિયે અઢેલીને બેઠા હતા બધાના દરદની વાત ધ્યાનપૂર્વક સાભળે, તપાસે અને દવા લખી આપે તે દરદીઓ તેમના કાર્યાલયમાથી દવા લે તેમને ત્યા જાય તેમનું શરીર તપાસ્યાની કાઈ ફી નહિ દવા તેમના કાર્યાલયમાથી વેચાતી લેવાની હોય, તેની કિંમત પણ વધુ પડતી નહોતી કેટલાકને મફત પણ મળે આમ હજારો દરદીઓને માટે હકીમ સાહેબનુ આ કાર્ય આશીર્વાદરૂપ હતુ આ ઉપરાત યુનાની વૈદકના ધારણે તેમણે વૈદકની એક કોલેજ પણ સ્થાપી છે જે સાવ રાષ્ટ્રીય ધોરણ પર ચાલે છે તેને તીબિયા કોલેજ કહે છે ત્યા સે કડો વિદ્યાર્થીઓ વૈદકનો અભ્યાસ કરે છે

મને જે થોડો અનુભવ થયો તેમા મે મુસલમાન ધર્મની સાચી ખાનદાની, સાચી હમદર્દી અને સાચી નમ્રતા હકીમ સાહેબનામા જોઈ—જેમનો દેખાવ ખાનદાન, જેમની ભાષા ખાનદાન, જેમનુ હૃદય ખાનદાન અને જેમનુ વર્તન પણ ખાનદાન આમ વિચાર, વાણી, અને વર્તનનો એકધારો સુમેળ મે હકીમ સાહેબનામા જોયો અમદાવાદ મહાસભાની ઐતિહાસિક બેઠકના પ્રમુખ તરીકે તેમની યોગ્યતાનુ એક મુખ્ય કારણ તો એ હતુ કે તેઓ પોતે એક ચુસ્ત મુસલમાન હોવા છતા પરધર્મી પ્રત્યેના તેમના સમભાવનો અનુભવ થવાથી દિલ્હી પ્રાતની હિ દુપરિષદના પ્રમુખ તરીકે હિ દુઓએ આ હકીમ સાહેબને પસ દ કર્યા હતા આ લાયકાત કાઈ જેવી તેવી ન ગણાય મને પણ દિલ્હીમા એવો અનુભવ થયો

મેં પાછળ જણાવ્યું તેમ બાપુજી પાસે હિંદુ મુસલમાન કોમ તરફથી એક સામાન્ય પંચ નીમવાની વાત ચર્ચાતી હતી તે પ્રસંગે દિલ્હીના મુસલમાનોના પંચ તરીકે કોને મૂકવા તેનો વિચાર કરતા બાપુજીએ હકીમ સાહેબને કહ્યું, "હકીમ સાહેબ! મુસલમાન તરફથી આપ પંચ તરીકે રહો તો?"

હકીમ સાહેબે બહુ જ નમ્રતાથી અને દિલના દર્દ સાથે જવાબ આપ્યો, "મુસલમાનોના પંચ તરીકે હું યોગ્ય નથી તેઓ મને માન્ય રાખે કે કેમ તેની મને શંકા છે પણ હિંદુઓના પંચ તરીકે મને મૂકવામાં આવે તો જરૂર હું તે સ્વીકારું મુસલમાન પૈકી ઘણાઓએ મને 'કાફર'નું ઉપનામ આપ્યું છે મારા તેવા ધર્મભાઈઓ મને પોતાનો પંચ બનાવવા ઇચ્છશે નહિ" બાપુજી હકીમ સાહેબનું આ કહેવું સાંભળીને હસ્યા

આવા સમદર્શી, ખાનદાન, દીનસેવક અને સાચા મુસલમાન હકીમ અજમલખાન સાહેબના ત્યાં વારંવાર દર્શન કરવાનો લાભ મેળવી હું કૃતાર્થ થયો. જેવી વાત મેં મરહૂમ હકીમ સાહેબની લખી તેવી જ હકીકત કદાચ ડૉક્ટર અન્સારી સાહેબની લખી શકત પણ મને તેમનો વધારે પરિચય નહિ થયેલો, એટલે શું લખું? બાપુજી આ બંગલેથી બીજા જ અઠવાડિયામાં ડૉક્ટર અન્સારી સાહેબને ત્યાં રહેવા ગયેલા ડૉક્ટર અન્સારી સાહેબે અને તેમના બેગમ સાહેબાએ બાપુજી અને તેમની સાથેની મંડળી માટે પોતાનું ઘર તેની સાથેની બધી સમૃદ્ધિ સાથે ખુલ્લું મૂક્યું અને બાપુજીની તો એટલી કાળજી રાખી કે તે સ્નેહભરી સારવારથી જ બાપુજીના હૃદયનો કારી જખમ જલદી રુઝાઈ ગયો

આમ હું બાપુજી પાસે વીસ દિવસ રહ્યો તેમાં મને આ દૈવી આત્માઓના દર્શન થયાં પેલા મારા બીમાર મિત્રને હકીમ સાહેબે જે દવા આપી તેથી અને સાથેસાથે બાપુજીએ તેમને તકલી ફેરવતાં ફેરવતાં રામનામ જપવાનો આદેશ આપેલો તેના ભેળા પ્રતાપથી તે ભાઈનું મગજ શાંત થયું, ઊંઘ આવવા લાગી અને ઘણો આરામ થયો અને અમે બન્ને બાપુજીની રજા લઈ પાછા સોજિત્રે આવ્યા

## ૭૨. સોજિત્રાની પરિષદ

હું સોજિત્રે આવ્યા પછી પરિષદના કાર્યમાં જ ગૂંથાયો બાપુજી એકવીસ દિવસના ઉપવાસ પછી ગુજરાતમાં પ્રથમ જ આવતા હતા, અને જેલમાંથી મુક્તિ પામ્યા પછી અને ઑપરેશન તથા તેની બીમારી પછી પણ આમ જાહેર સંમેલનમાં પહેલવહેલા જ પધારવાના હતા, તેથી લોકોની ઠઠ ભારે જામશે એની મને ખબર હતી. વળી તાલુકા પરિષદ ઉપરાંત, બારૈયા ક્ષત્રિય પરિષદ, હરિજન પરિષદ અને સ્ત્રીઓની

પરિષદ પણ ભરાવાની હતી તે બધી પરિષદોમા બાપુજી હાજરી આપવાના હતા. તેથી બહારથી ખૂબ માણસો આવશે એવો અંદાજ હતો સોજિત્રામા મુખ્યત્વે કરીને પાટીદારોની વસ્તી અને તેની આજુબાજુ પણ પાટીદારિયા ગામ એટલે ઘેરેઘેર મહેમાનોની ભરતી થવાની ગામનો ઉત્સાહ દિનપ્રતિદિન વધવા લાગ્યો તેમા એક ગૃહસ્થે બાપુજીનો અને મહેમાનોનો ઉતારો ઉપાડી લીધો તેમની બધી વ્યવસ્થા તેમને કરવાની એક બીજા ગૃહસ્થે બધાયે પ્રતિનિધિઓની રસોડાની વ્યવસ્થા ઉપાડી લીધી અને ત્રીજા એક ગૃહસ્થે બહાર ગામના જે ભાઈઓ પ્રેક્ષક તરીકે આવે તેમની જમવાની વ્યવસ્થા કરવાનુ ઉપાડી લીધુ આ કારણે લોકોનો ઉત્સાહ વિશેષ વધ્યો પરિષદનો મડપ પણ વિશાળ બાધવામા આવ્યો હતો તેની રચના અને શોભા પણ કળાત્મક હતી ગામના સુતાર, લુહાર અને કડિયા આ મડપ બાધવાના કાર્યમા સેવાભાવે કામ આપી રહ્યા હતા

પરિષદના પ્રમુખ તરીકે ડૉક્ટર સુમતની પસદગી થઈ હતી ડૉક્ટર સાહેબને પેટલાદ તાલુકાની પ્રજા પ્રત્યે પક્ષપાત હતો તેમણે આખુ વરસ પેટલાદ તાલુકામા સતત કામ કરવાનો નિર્ણય કર્યો હતો તેમની યોજના એવી હતી કે પેટલાદ તાલુકામા એક વરસ સુધી સતત સેવાભાવે કામ કરવાને ચાળીસ સ્વયસેવકો તૈયાર થવા જોઈએ મહાત્માજી જેવા સતની પધરામણી જે પરિષદમા થાય તે પરિષદે તાલુકાને જરૂર ચાળીસ કાર્યકરો આપવા જ જોઈએ ડૉક્ટર સાહેબે આ માગણી પ્રથમથી જ કરીને વાતાવરણ પણ તૈયાર કરી રાખ્યુ હતુ અને તે વિષેનો ઠરાવ પણ તૈયાર રાખ્યો હતો

પરિષદના દિવસો પાસે આવ્યા બધી તૈયારી થઈ ગઈ મહાત્માજી પહેલે જ દિવસે આવવાના હતા તે દિવસે પેટલાદ, ભાદરણ અને બ્રિટિશ તાલુકામાથી પણ માણસો ઊભરાયા ગામના લોકોને પણ મહેમાનગીરી કરવાનો સારો અવસર પ્રાપ્ત થયો ગોઠવણ એવી હતી કે મહાત્માજી સવારે દસ વાગ્યે નડિયાદથી પીજ આવે અને પીજથી સ્પેશિયલ ગાડીમા સોજિત્રે બાર વાગ્યે આવી પહોચે પણ પીજના કાર્યક્રમમા વિલબ થયો અને એક કલાક મોડુ થયુ વળી સ્ટેશન પર પણ ત્યાની બ્રિટિશ પચાયતનું માનપત્ર હતુ ત્યા પણ વિલબ થયો એટલે જે ગાડી બાર વાગ્યે આવવાની હતી તે દોઢ વાગ્યે સોજિત્રે આવી સોજિત્રાના સ્ટેશનની ભીડનો પાર નહોતો આ ભીડને વ્યવસ્થિત કરવામા ન આવે તો ભારે ગરબડ ઊભી થશે એવો ભય હતો તેથી જે સમય મળ્યો તેનો ઉપયોગ વ્યવસ્થા કરવામા ગાળ્યો બધાને મહાત્માજીના દર્શન કરવાની ઉત્સુકતા હોય તે ઉત્સુકતા પૂર્ણ થાય તો શાતિ રહે આથી તે ઉત્સુકતા પૂર્ણ થાય એવી વ્યવસ્થા કરી સ્ટેશનના ચોગાનમા અને આગગાડીના ડબ્બાઓ માણસો પાસે સ્વયસેવકોને મૂકી દઈ બધાને બેસી જવાનુ સૂચવ્યુ બધાને ખાતરી આપી કે બધા બેસી જશો તો

મહાત્માજીના સારી રીતે દર્શન થશે સ્વયંસેવકો પણ પોતાની જગોએ બેસી જાય મહાત્માજીને બળદગાડીમા ગામમા લઈ જવાના હતા તે બળદગાડી સ્ટેશનના ચોગાનની બહાર સડક ઉપર ઊભી રાખી અને બધાને ખાતરી આપી કે બધા જ આમ બેસી રહેશો તો મહાત્માજીના દર્શન કરવાની ઇચ્છા તૃપ્ત થશે સ્ટેશનની અંદર પણ એવી વ્યવસ્થા કરી ગાડી આવી અને બાપુજી ઊતર્યા કે તુરત વડોદરાવાળા પ્રોફેસર માણેકરાવ જેઓ વ્યવસ્થાને માટે પોતાના સ્વયંસેવકોને લઈને પીજ ગયા હતા તેઓએ ઊતરીને બાપુજીની આજુબાજુ સાંકળ કરી દીધી આમ થાય તો મારી વ્યવસ્થા બગડે અને લોકો ઊભા થઈ ધસી આવે, તેથી મે પ્રોફેસર સાહેબને વીનવ્યા કે સ્વયંસેવકો તથા બીજા આગેવાનોએ બાપુજીને એકલા આગળ ચાલવા દેવા શ્રી અબ્બાસ સાહેબને પણ આ વાત કહી અને વીનવ્યા કે આપણે બધાએ બાપુજીથી પાચ છ ફૂટ પાછળ ચાલવુ અને એ પ્રમાણે થયુ બાપુજી એકલા આગળ ચાલ્યા એટલે સ્ટેશનની અંદર અને બહાર હજારો માણસોએ બેઠા બેઠા બાપુજીના નખથી શિખ સુધી ધરાઈ ધરાઈ ને દર્શન કર્યા, અને સંતોષ માણ્યો હજારો માણસો બે ફર્લાંગ સુધી સડકની બંને બાજુએ હાર પાછળ હારમા બેઠેલા હતા તેમણે શાતિથી બાપુજીના દર્શન કર્યા તેમની દર્શનેચ્છા તૃપ્ત થઈ 'મહાત્મા ગાધીજીની જય'ની ઘોષણાથી વાતાવરણ ગાજી રહ્યુ લેશ પણ ગરબડ વગર સાવ શાતિમા હજારો એટલે આશરે વીસેક હજાર માણસો શાતિથી મહાત્માજીને હાથ જોડીને નમસ્કાર કરે અને મહાત્માજી બધાના નમસ્કાર ઝીલે એ દેખાવ એવો સુદર હતો કે ભાઈ મહાદેવભાઈ તો બહુ જ ખુશ થઈ ગયા, અને તેમણે 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન'મા તે વ્યવસ્થાનુ સરસ વર્ણન કર્યું બધી ભીડ વટાવ્યા પછી બાપુજીને શણગારેલા બળદવાળી ખુલ્લી ગાડીમા બેસાડ્યા તે ગાડી આજુબાજુની હજારોની મેદની વચ્ચે થઈને ધીમે ધીમે પસાર થઈ ગામ પણ આવા અપૂર્વ પ્રસંગે સુદર રીતે શણગારવામા આવ્યુ હતુ બાપુજી દશ વરસ પહેલા આવેલા ત્યારે આમાનુ કાઈ નહોતુ મે તેવો કાઈ પ્રયત્ન પણ કર્યો નહોતો આ વખતે સોજિત્રાએ પોતાના ઇષ્ટદેવનુ સ્વાગત મનમાન્યુ કર્યું છતા બાપુજી દશ વરસ પહેલા આવેલા અને હુ તેમને મારે ઘેર ચાલતા લઈ ગયેલો તે વખતે મારા હૃદયમા અને તેમના હૃદયમા જે આનંદ થયેલો તે આનંદની બરોબરી આ પ્રસંગ ન કરી શકે બાપુજીનો અને મહેમાનોનો ઉતારો શ્રી ભીખાભાઈ ગમભાઈને ત્યા રાખવામા આવ્યો હતો

મુકામ પર ગયા બાદ સ્વસ્થ થઈ બાપુજી બરોબર ચાર વાગ્યે પરિષદમા પધાર્યા મંડપ મહાત્મા ગાધીજીની જય'ના ધ્વનિથી ગાજી રહ્યો એટલામા કાઈ ગરમડ થઈ મંડપમા પ્લેટફૉર્મ ઉપર બહેનો માટે એક બાજુ જગો રાખી હતી કોઈ વ્યવહારડાહ્યા માણસે ત્યા ચકના પડદા નાખ્યા હતા મને આનો તો

ખ્યાલ જ નહોતો એણે એવું માન્યુ હશે કે રખેને કોઈ બહેનને બીજાની જેમ ખુલ્લા બેસતા સંકોચ થાય ! તેણે તો સંકુચિત પુરુષવૃત્તિથી આ વિચાર કરેલો, બહેનોની ઇચ્છાનો વિચાર નહિ કરેલો બહેનોને આ ન ગમ્યુ તેમાથી બે બહેનો ઊઠયાં અને બધા પડદા દૂર કરી નાખ્યા આ કાર્યને ભાઈઓએ તાળીઓથી વધાવી લીધુ

પરિષદનુ કામ શરૂ થયુ વિધિ અનુસાર સ્વાગતમંડળના પ્રમુખનું ભાષણ અને પછી પરિષદના પ્રમુખની ચૂંટણી થઈ દેશના આગેવાનોના સંદેશા આવેલા તે વંચાયા નામદાર દીવાન સાહેબનો પણ પત્ર હતો તેમાં તેમણે લખ્યુ હતુ કે “તમારો હેતુ ઉદાત્ત અને કાર્ય સારુ છે મારી તેમા સહાનુભૂતિ છે ઈશ્વર તમને સફળ કરો” પરિષદના પ્રમુખશ્રીએ પેટલાદ તાલુકાની પ્રજાને તેમની બહાદુરી માટે અભિનંદન આપ્યુ પણ તે સાથે ભવિષ્યના કાર્યની રૂપરેખા પણ આપી. પોતે તે કાર્યમા પોતાનો બધો સમય આપવાને તૈયારી પણ બતાવી તેમ જ પોતાને સાથ આપવાને તાલુકાની પ્રજાને હાકલ પણ કરી

બાપુજીને સાંભળવાને બધા બહુ આતુર હતા બાપુજીએ દશ વરસ પૂર્વેના પોતાના આગમનને યાદ કરી ફરીથી અહીં આવવાને કેમ હા પાડી તે જણાવ્યુ. “પેટલાદ તાલુકાની પ્રજાએ જે બહાદુરીથી અને કુનેહથી કામ ચલાવ્યુ તેથી આકર્ષાઈને હું આવ્યો. બહાદુર પ્રજા પાસે જવાનુ મને ગમે છે” વળી તેમણે પેટલાદ તાલુકાની પ્રજાને જે ફત્તેહ મળી તે માટે અભિનંદન આપ્યાં વળી બહાદુર પ્રજાની પ્રજાવત્સલ રાજાએ કદર કરી, તાલુકાની પ્રજાનો પ્રધાન મુદ્દો સ્વીકાર્યો તે માટે પોતે આનંદ પ્રદર્શિત કર્યો પ્રજાને પણ તેમણે ચેતવી કે “આ સમાધાન દ્વારા તમને જે જીત મળી છે તેને જીરવજો તેને લાયક બનજો” આ ઉપરાંત ખાદી, હરિજન-ઉદ્ધાર અને કોમી એકતા વિષે પણ કહ્યુ

આમ પરિષદના પ્રથમ દિવસનો કાર્યક્રમ પૂરો થયો

## ૭૩. ‘શિક્ષકની ઠરડ કાઢજો’

બીજે દિવસે સવારે સુણાવના રાષ્ટ્રીય વિનયમંદિરના આચાર્ય શ્રી દેસાઈભાઈ અને અધ્યાપક શ્રી ગોવિંદરાવ ભાગવત પોતાના વિદ્યાર્થીઓને લઈને ત્યાં આવ્યા સુણાવ બોચાસણથી ચાર ગાઉ દૂર થાય બધા નવ વાગ્યે આવી પહોંચેલા અને આખો દિવસ ત્યાં રહેવાના એટલે સાથે ઢેબરાંનું ભાથું બાંધીને આવ્યા હતા બાપુજીએ દશ વાગ્યે તે બધાને બોલાવ્યા બધા બાપુજીને પગે લાગી લાગીને બેઠા. લગભગ સાઠેક વિદ્યાર્થીઓ હતા બાપુજી આચાર્ય દેસાઈભાઈને વિનયમંદિરની બધી હકીકત પૂછી માહિતગાર થયા પછી તો બાપુજીએ વિદ્યાર્થીઓ સાથે વાર્તાલાપ કરવા માંડયો

બાપુજીએ વિદ્યાર્થીઓને પૂછયું, “તમે બધા કાંતો છો કે?”

"હા" બે ચાર વિદ્યાર્થીઓનો અવાજ આવ્યો.

"હા!" બાપુજી કટાક્ષપૂર્વક બોલીને હસ્યા

કેટલાક વિદ્યાર્થી ભૂલ સમજી ગયા, અને ભૂલ સુધારીને બોલ્યા, "હાજી"

"તમારામા કાણ પોતાના કાતેલા સૂતરના લૂગડા પહેરે છે? હાથ ઊંચા કરો," બાપુજીએ પૂછ્યુ

કેટલાક વિદ્યાર્થીઓએ હાથ ઊ ચા કયા

"તમારામાથી કોઈને ત્રાગ્નની ઠરડ કાઢતા આવડે છે કે? તેવા કારીગર હોય તે હાથ ઊ ચા કરે!"

બે ચાર વિદ્યાર્થીઓએ હાથ ઊ ચા કર્યા

"જેમ સારો કારીગર ત્રાગ્નની ઠરડ કાઢે તેમ સારો વિદ્યાર્થી કોની ઠરડ કાઢે, તમે મને કહેશો?" બાપુજીએ હસતે વદને કહ્યુ

એક વિદ્યાર્થી બોલી ઊઠયો "તેના શિક્ષકની"

"હા, શિક્ષકની ઠરડ કાઢે," બાપુજી બોલી ઊઠયા અને તેમણે મુક્ત હાસ્ય કર્યું "તમને કોઈ એવા હોશિયાર વિદ્યાર્થીની જાણ છે કે જેણે પોતાના શિક્ષકની ઠરડ કાઢી હોય?" બાપુજીએ પૂછ્યુ

"હાજી, અર્જુન," એક વિદ્યાર્થી બોલી ઊઠયો

"એમ? અર્જુને કયા શિક્ષકની ઠરડ કાઢી હતી?" બાપુજી મા ડા હસતા હસતા બોલ્યા

બીજા વિદ્યાર્થીએ જવાબ આપ્યો 'શ્રીકૃષ્ણ ભગવાનની"

"હા શ્રીકૃષ્ણ ભગવાનની અને તેથી અર્જુનને શુ મળ્યુ?" બાપુજીએ આનંદ સાથે પૂછ્યુ

એક અવાજ આવ્યો 'ગીતાજીનુ જ્ઞાન"

"ત્યારે તમે પણ તમારા શિક્ષકની ઠરડ કાઢીને તેમની પાસેથી શીખવાનુ શીખશો કે નહિ?" બાપુજીએ પૂછ્યુ

"હાજી, અમે પણ તેમ કરીશું" વિદ્યાર્થીઓએ હસતા હસતા કહ્યુ

"પણ ગીતાજીમા ભગવાને અર્જુનને તે ઠરડ કાઢવાની રીત બતાવી છે, તે પણ તમારે સાથે સાથ જાણી લેવી જોઈએ તમારામાથી કોઈને તેની ખબર છે?" બાપુજી હવે ગભીર ભાવે બોલ્યા

કોઈ જવાબ નહિ આપી શક્યુ એટલે તેમણે જ કહ્યુ "શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યુ છે કે,

"तद्विद्धि प्रणिपातन परिप्रश्नेन सेवया।"

'એ જ્ઞાન તુ પ્રણામ કરીને એટલે શિક્ષક પ્રત્યે પૂજ્યભાવ રાખી નમ્રતાથી વારંવાર પ્રશ્નો પૂછીને અને સદ્ભાવથી સેવા કરીને મેળવીશ' અર્જુનને એવી રીતે

શ્રીકૃષ્ણની ઠરડ કાઢી ત્યારે તેને જ્ઞાનપ્રાપ્તિ થઈ તમે પણ તમારા આચાર્યની એવી રીતે ઠરડ કાઢજો ' એમ કહીને બાપુજી ખૂબ હસ્યા આખો સ વાદ હસાહસમા પૂર્ણ થઈ ગયો અને ગમ્મત સાથે બાપુજીએ વિદ્યાર્થીઓને સુદર પાઠ આપ્યો

પછી બાપુજીએ આચાર્યને પૂચ્છુ ' ઠીક, હવે તમે ક્યારે પાછા જવાના ?"

આચાર્યશ્રીએ જવાબ આપ્યો, 'સાંજે'

"તો તમારા ખાવાની શી વ્યવસ્થા છે ?" બાપુજીએ પૂછ્યુ

"અમે અમારી સાથે ભાથુ લેતા આવ્યા છીએ," જવાબ મળ્યો

' એમ હો, ભાથુ લેતા આવ્યા છો ? અને એ ભાથુ તમારે એકલા એકલા ખાવુ છે ? એમ બનવુ હશે ? તમારા ભાથામાથી બીજાને પણ ભાગ આપો " એમ કહી જમવાની વ્યવસ્થા કરનાર ગૃહસ્થને બોલાવીને પૂછ્યુ, "આ બધા વિદ્યાર્થીઓની જમવાની વ્યવસ્થા અહી થશે ને ?"

"હાજી, તૈયાર જ છે હમણા જ બેસી જાય,' તે ગૃહસ્થે જવાબ આપ્યો

"પણ તમારી તૈયારીમા આ સાઠ જણનો એકાએક સમાવેશ શી રીતે થશે ?" બાપુજીએ પૂછ્યુ

"બાપુજી, અમે બધી વાતનો ખ્યાલ કરીને પહેલેથી તૈયારી રાખેલી હોય છે આવે પ્રસગે ઓછાવત્તા જમનારા થાય જ"

"ઠીક ત્યારે, તેમને જમવા બેસાડો અને તેમનુ ભાથુ હોય તે બીજાઓને વહેચી દેજો, બીજાઓ પણ તે પ્રસાદ જમે "

આમ બાપુજી નાની શી બાબતમા પણ કેટલી ભાવપૂર્ણ કાળજી રાખે છે તે સહેજે આપણે જોઈ શકીએ છીએ બધા વિદ્યાર્થીઓ આ આનદપૂર્ણ પાઠ શીખીને ઊઠ્યા અને બાપુજીને પગે લાગીને ત્યાથી વિદાય થયા

## ૭૪. સમાધાની અને કરુણ અંત

બાપુજી સોજિત્રામા બે દિવસ રહ્યા અને આનદ આનદ થઈ રહ્યો સોજિત્રામા એવા દિવસો પહેલા કદી નહિ ઊગ્યા હોય અને ત્યાર પછી હજી પણ ઊગ્યા નથી એટલો આનદ, એટલો ઉત્સાહ એટલી પ્રવૃત્તિ, એટલો સદ્ભાવ ત્યા મે કદી જોયા નથી પરિષદના મ ડપમા હરિજન પરિષદ અને તે પૂરી થાય કે તુરત બારૈયા પરિષદ મળવાની હતી હરિજન પરિષદ પૂરી થાય અને મ ડપ ખાલી કરી બારૈયા પરિષદની બાવસ્થા કરતા સમય જાય તેના બચાવ માટે બારૈયા પરિષદ મ ડપની બહાર ગોઠવવા વિચાર કર્યો બારૈયા આગેવાનોને આ ન ગમ્યુ તેમણે પૂછ્યુ, "અમારી પરિષદ બહાર કેમ રાખો છો ?' મે કહ્યુ "હરિજન પરિષદ પૂરી થયા

પછી મંડપ ખાલી કરતા વિલંબ થાય અને મહાત્માજીને ત્યાં સુધી નાહક રોકાવું પડે અને ત્યાં જ બેસી રહેવું પડે માટે આ વિચાર કર્યો છે પણ તમને બધાને હરિજનો સાથે બેસવામાં વાંધો ન હોય તો તમે બધા હમણાં જ મંડપમાં દાખલ થાઓ અને હરિજનો સાથે બેસો હરિજન પરિષદનું કામ પૂરું થયા પછી તમારી પરિષદનું કામ શરૂ થશે આમ થાય તો ગરબડ ન થાય, અવ્યવસ્થા ન થાય અને સમયનો પણ બચાવ થાય'

બારૈયા કોમ તો અસ્પૃશ્યતાની બાબતમાં બહુ જ રૂઢિચુસ્ત છતાં તુરત જ તેમણે મંડપમાં બેસવાની તત્પરતા બતાવી અને બન્ને પરિષદો ભેગી થઈ

આમ બીજે દિવસે બધી પરિષદો પૂરી થઈ ત્રીજે દિવસે સવારે સોજિત્રાની વિશિષ્ટ પંચાયતનું માનપત્ર સ્વીકારી બપોરે સાડાત્રણ વાગ્યે સ્પેશિયલ ગાડીમાં બાપુજી પેટલાદ તરફ વદાય થયા

તાલુકા પરિષદનું કામ સારું થયું આખા તાલુકામાં સારો ઉત્સાહ આવ્યો ડૉક્ટર સુમન્ત સાહેબને બાર માસ માટે કામ કરનારા ઘણા કાર્યકર્તાઓ મળ્યા મારે પણ તેમની સાથે મંત્રી તરીકે રહેવાનું ઠર્યું પરિષદ પૂરી થયા પછી અમે બન્ને જણે તાલુકાના ગામડામાં ફરવા માંડયું અમારો પ્રથમ કાર્યક્રમ એ હતો કે તાલુકા ખેડૂત પ્રજામંડળના બંધારણ પ્રમાણે તાલુકાના હરેક ગામે ગ્રામ મંડળો સ્થપાઈ જાય એમ કરતું સંવત ૧૯૮૨ના ફાગણ સુદી ૧૨ના રોજ અમે મહેળાવ ગામે હતા ત્યાં મુકામ રાખી બીજે દિવસે બાંધણી ગામે ગયા અને રાત્રે અગિયાર વાગ્યા સુધી રોકાઈને ત્યાંનું ગ્રામ ખેડૂતમંડળ સ્થાપ્યું એટલામાં રાત્રે અગિયાર વાગે ત્યાં વડોદરા પ્રાંતના સૂબા સાહેબનો ખાસ માણસ કાગળ લઈને આવ્યો કાગળમાં એવું સૂચન હતું કે પેટલાદ તાલુકાના ખેડૂતોની ફરિયાદોના સંતોષ માટે જે તપાસસમિતિ સરકારે નીમી હતી તેના નિવેદન ઉપર વિચાર કરીને રાજ્યના મંત્રીમંડળે પોતાનો નિર્ણય તૈયાર કર્યો છે તે વિષે વાટાઘાટ કરી ચોક્કસ નિર્ણય કરવાને પેટલાદ તાલુકાના ખેડૂતોના પ્રતિનિધિઓને દીવાન સાહેબે ફાગણ સુદ ૧૫ના રોજ વડોદરા બોલાવ્યા છે માટે તુરત બધાઓને લઈને ડૉક્ટર સુમન્ત સાહેબે વડોદરા જવું

મંત્રીમંડળનું આ વલણ તો બહુ જ ઉત્તમ ગણાય પેટલાદ તાલુકાના ખેડૂતોની માગણી પ્રમાણે તપાસસમિતિ નીમી, તે તપાસમાં ખેડૂતોના પ્રતિનિધિઓને સામેલ રાખ્યા તેમના સહકારથી જે તપાસ થઈ તેના રિપોર્ટ ઉપર વિચાર કરી મંત્રીમંડળે જે નિર્ણય કર્યો તેને પણ છેવટના હુકમનું રૂપ આપતા પહેલા તાલુકાના પ્રતિનિધિઓની સાથે વાટાઘાટ કરવા દીવાન સાહેબે બોલાવ્યા, આ વસ્તુ ખરેખર પેટલાદ તાલુકાની માગણી કરતા પણ વિશેષ હતી

આવો આમંત્રણનો પત્ર વાંચી અમે તુરત પાછા મહેળાવ ગયા અને ત્યાંથી સવારે પેટ્લાદ આવી ઠોકટર સાહેબ વડોદરે ગયા. મેં મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓને બીજે દિવસે વડોદરે આવવાની સૂચના મોકલી અને પછી હું માજી પ્રમુખશ્રી રાવજીભાઈને બોલાવવા અમદાવાદ ગયો. શ્રી રાવજીભાઈ મહેસૂલના વિષયમાં ઠીક બોમિયા હતા. મેં તેમને વાત કરી કે તુરત તે બોલી ઊઠ્યા, "પણ દીવાન સાહેબને આજે હોળીની સામી ઝાળે આપણને બોલાવવાનું ક્યાંથી સૂઝ્યું ?"

ઠીક અમે તો હોળીને દિવસે ચાલ્યા. વડોદરે બધા ભેગા થયા. સાંજના ચાર વાગ્યે નામદાર દીવાન સાહેબને બંગલે ગયા. ત્યાં નાયબ દીવાન શ્રી રામલાલભાઈ પણ હતા. દીવાન સાહેબે મંત્રીમંડળે જે ઠરાવ કરેલો તેની કલમો એક પછી એક વાંચી. એ વિગતો અહીં આપતો નથી. મારી પાસે અહીં તેનું સાધન પણ નથી. પણ તેની બધીયે કલમો એક પછી એક છણી. તેમાં સબસોઈલના પાણીના કરમાં રાહત હતી. આકારિયા ક્યારી વિષે રાહત હતી. એકંદરે વીસેક હજાર રૂપિયા ઓછા કર્યા હતા. અને તે ઉપરાંત મોજણીના ધોરણમાં પ્રજાને જે ત્રાસ પડે છે અને બહુ લાંચરુશવત આપવી પડે છે તે ધોરણ બદલીને બ્રિટિશની પદ્ધતિએ રેકોર્ડ્ઝ ઑફ રાઈટ્સના ધોરણે મોજણી કરવાનું સ્વીકારીને તે પ્રમાણે વ્યવસ્થા કરવાનું વચન આપ્યું. આમ બહુ જ મિલનસારપણાથી અને છૂટથી ચર્ચા કરી નક્કી કરેલી કલમો ઉપર અમારી રૂબરૂ દીવાન સાહેબે સહી કરી. અમારા તરફથી માજી પ્રમુખશ્રીએ જણાવ્યું કે, "અમે માગ્યું તે સંપૂર્ણ મળ્યું નથી, છતાં આમ સામસામા બેસીને તડજોડ કરીને નિકાલ થયો તેથી અમે રાજી થયા છીએ અને એ માટે તાલુકાની પ્રજા આપની આભારી છે."

દીવાન સાહેબે પણ મીઠા શબ્દોમાં કહ્યું, "પેટલાદના બહાદુર ખેડૂતો સાથે સમાધાની કરીને હું રાજી થયો. તમારી સાથે ઝઘડામાં ઊતરવામાં તમને અને રાજ્યને બન્નેને નુકસાન છે. હવે જ્યારે જ્યારે તમને અન્યાય થતો જણાય ત્યારે ત્યારે તમારી ફરિયાદ રાજ્ય જરૂર સાંભળશે અને તેનો યોગ્ય નિકાલ આપશે."

અમને બધાયને વાતાવરણ સારું લાગ્યું. આ સમાધાનીમાં પ્રજાનું માન સચવાયું. તેના મુદ્દા તો પ્રથમથી જ સ્વીકારાયા હતા. પછી પૈસામાં ઓછુંવત્તું થાય એ ગૌણ છે. તેનો નિર્ણય કરવામાં કાર્યકર્તાઓએ પ્રજા તરફ પાછું વાળીને જોવાનું હોય. પ્રજા કેટલે દરજ્જે લડવાને તૈયાર છે. તેનામાં કેટલી શક્તિ છે. તેનામાં કેટલી એકતા છે વગેરે બધું કાર્યકર્તાઓને જોવાનું હોય. વળી "રિવિઝન સેટલમેન્ટનો નિર્ણય એ સત્તાના શબ્દો છે. તેનો એક પણ શબ્દ ફરશે નહિ. રિવિઝન સેટલમેન્ટમાં દરમિયાનગીરી કરવાનો પ્રજાને હક્ક નથી" એવા સરકારી વલણને બદલીને સરકારે ખેડૂતોની માગણી મુજબ તપાસસમિતિ નીમી અને ત્યાર બાદ સરકારે જે વલણ દાખવ્યું તે કાંઈ જેવી તેવી જીત નહોતી. પછી બીજા ગૌણ પ્રશ્નો ખાતર આગ્રહ

કરી પ્રજાને સત્યાગ્રહની લડતના જોખમમા ઉતારવી એમા ડહાપણ નહોતુ સિદ્ધાત ખાતર સત્યાગ્રહ થઈ શકે, ઓછાવત્તા પૈસાના મુદ્દા ઉપર સત્યાગ્રહ ન થઈ શકે પણ પેટલાદની પ્રજા આ વાત સમજી નહિ, તેથી તેને આ સમાધાન રુચ્યુ નહિ જે સમાધાન થયેલુ તેની વિગત મ ત્રીમ ડળના ઠરાવના સ્વરૂપે 'આજ્ઞાપત્રિકા'મા પ્રસિદ્ધ થઈ અને તે પ્રમાણેનુ સમાધાન સ્વીકારવાનો ઠરાવ કરવાને તાલુકા ખેડુતમ ડળની સામાન્ય સભા બોલાવવામા આવી

દરમિયાન તાલુકામા એવા અનિષ્ટો ઊભા થયા કે જેથી પ્રજાના હૃદયમા વમવગો પેદા થવાને કારણ મળ્યુ વડોદરાના એક વર્તમાનપત્રમા એવી ખીના પ્રસિદ્ધ થઈ કે પેટલાદ તાલુકાના માજી પ્રમુખ શ્રી રાવજીભાઈએ આખા નવસારી પ્રાતની દારૂની દુકાનોના ઇજારાની માગણી સાડાત્રણ લાખ રૂપિયામા કરી છે દારૂનિષેધની પ્રવૃત્તિ જે તાલુકા મ ડળે ઉપાડેલી તેના પ્રમુખે આવી માગણી કરી તેથી તાલુકાના લોકોને રોષ ચડચો ભવિષ્યમા જે કારણે તાલુકાનુ ખેડૂતમ ડળ તૂટચુ તેના કારણમા મુખ્ય કારણ મને તો આ જણાયુ પ્રજાના જવાબદાર પુરુષોએ અત્ય ત શુદ્ધ રહેવુ જોઈએ પ્રજા તેમની પાસેથી તેની શુદ્ધતાની આશા જરૂર રાખે તેમની શુદ્ધતામા કાઈ ડાઘ દેખે કે તુરત પ્રજાના હૃદયમા શ કાઓ ઉદ્ભવે અને કામ બગડે એ દૃષ્ટિએ ખેડૂત પ્રજામ ડળને માથે પ્રથમ કારમો ઘા આ પડચો આ સાથે બીજા અનિષ્ટ બનો પણ તાલુકામા ઊભા થયા

વડોદરામા એક 'બાગયોગી' નામના ગૃહસ્થ હતા તે વિચિત્ર માણસ હતા સ્વાગ અને નામ હતા યોગીના પણ યોગીને ન છાજે તેવી તેમની પ્રવૃત્તિ હતી લોકોમા એવી માન્યતા હતી કે તે જાસૂસ તરીકે કામ કરતા હતા તેમની રીત એવી હતી કે મહારાજા સાહેબના ગુણ ગાવા અને પ્રજાના ગુણ ગાવા બીજી બાજુ પ્રજાકીય સ સ્થાઓના આગેવાનોને ગાળો ભાડવી તેમના દૂષણ જોવા તેમને બદનામ કરવા અને સરકારી અમલદારો પ્રત્યે પણ એવુ જ વર્તન રાખવુ એ ભાઈમા વાક્ચાતુર્ય તો હતુ જ અજ્ઞાન પ્રજાવર્ગને પોતાના ઓજસમા આજી નાખે એવી શક્તિ પણ હતી તેમને સાચજૂઠની કાઈ પ ચાત તો હતી જ નહિ તેમણે પેટલાદ તાલુકાની મુસાફરી શરૂ કરી પ્રથમ ધર્મજ ગામે ગયા ધર્મજ ગામ તો પ્રમુખ શ્રી રાવજીભાઈનુ વતન ત્યા સભાઓ થઈ તેજોદ્વેષને કારણે કેટલાક વિ નસતોષી ભાઈઓ આ બાગયોગીને ધર્મજમા મળ્યા તેઓ પ્રથમથી જ ખેડૂતમ ડળમા કામ કરતા હતા બીજા કેટલાક ગામોમા જઈને પણ આ યોગી પુરુષે આ કામ કર્યું બીજા એક મોટા ગામના પ્રતિષ્ઠિત ગણાતા ગૃહસ્થ જેમને ખેડૂતમ ડળની લગામ પોતાના હાથમા રાખી પ્રજાને જૂની પ્રણાલી પ્રમાણે હાકવાની અને તેનાથી પોતાનો અર્થ પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષા હતી તે ગૃહસ્થને પણ મોકો મળ્યો કેટલાક રાજ્યના વફાદાર હતા અને આ હિલચાલની વિરુદ્ધ જ હતા,

તેઓ પણ મંડળને તોડવાનો આ પ્રસંગ ઠીક પ્રાપ્ત થયો છે તેમ સમજી સામેલ થયા અને એવું વાતાવરણ ઊભું કર્યું કે આજી પ્રમુખશ્રીને દારૂનો ઇજારો રાખવો છે તેથી છૂટયા અને નવા પ્રમુખશ્રી ડૉક્ટર સુમન્ત તો દીવાન સાહેબના ભાણેજ થાય એટલે મામાથી શરમાયા, દબાયા અને છૂટયા આવી બેજવાબદાર વાતોથી પ્રજાના મનમાં વમવમો પેઠો આ બધી ગંદકી તાલુકાના મોટા ગામોમાંથી જ ઊભી થઈ તેમાં મુખ્ય વે પાટીદારની વસ્તી પાટીદારો હોશિયાર, છે, બુદ્ધિશાળી છે, સાહસિક છે, પણ તેનેદ્વેષનો તેમનામાં ભારે દોષ છે. તેમનામાં આ દોષ ન હોત તો, તેમની આંખ સ્વચ્છ હત તો, તે કોમ તરીકે ગુજરાતમાં સરસ દીપી નીકળત એ દોષે આ પ્રસંગે દેખા દીધી જે માણસો આજસુધી મંડળમાં દર્શન નહોતા દેતા, તેવા ગૃહસ્થોએ દ્વેષભાવે મંડળમાં આવીને આ સુંદર કાર્ય બગાડયું અને પેટલાદમાં સમાધાનીનો સ્વીકાર કરવા બોલાવેલી સભા કાંઈ પણ નિર્ણય કર્યા સિવાય વીખરાઈ ગઈ આ પ્રસંગે ડૉક્ટર સુમન્ત સાહેબને બહુ દુખ થયું. પ્રજાજનો સમાધાની ન સ્વીકારે તો તેનો અમલ શી રીતે થાય? વળી પ્રજાના બળ ઉપર તો અમલદાર વર્ગમાં ખેડૂત મંડળની પ્રતિષ્ઠા હતી તેના કાર્યકર્તા પ્રજાને નામે જ્યાં જ્યાં જતા ત્યાં તેમનું કામ થતુ, કારણ કે તેમનામાં પ્રજાનો વિશ્વાસ હતો પણ જ્યાં જાહેર થયું કે કાર્યકર્તાઓએ કરેલી સમાધાની પ્રજાએ ન સ્વીકારી ત્યાં મંડળના કાર્યકરોની પ્રતિષ્ઠા પણ તૂટી

છતાં કાર્યકર્તાઓએ સભાને જણાવ્યું કે આ સમાધાન પ્રજાને મંજૂર નથી એમ ઠરાવ કરી પ્રજામાં સત્યાગ્રહની લડત લડવાનો ઉમંગ હોય અને શક્તિ હોય તો તેવો ઠરાવ કરો પણ તેની આગેવાની કાર્યકરો નહિ લઈ શકે તેને માટે આગેવાનોએ આગળ આવવું જોઈએ પણ તેવી કોઈની શક્તિ નહોતી તેમને તો માત્ર વિક્ષેપ નાખવો હતો આ બધી ગૂચવણભરી વાત સરદારશ્રી વલ્લભભાઈ પાસે ગઈ તેમને તો થયેલુ સમાધાન સરસ લાગેલુ તેમાં પ્રજાનો પૂર્ણ વિજય તેમને જણાયેલો, એટલે તેમણે અને દરબાર સાહેબે વિચાર કરીને વસોમાં મંડળની સામાન્ય સભા બોલાવી અને તે સભામાં સરદારશ્રી અને દરબારશ્રી બંને હાજર રહ્યા ત્યાં બધુ સવે પરંત પણ વસોના બેચાર મુત્સદ્દી આગેવાનોએ જુદો જ વિચાર કર્યો આ સભાનું કામ બપોરના ચારથી રાત્રીના અગિયાર વાગ્યા સુધી લાગલાગટ સાત કલાક ચાલ્યું પણ કાંઈ નિર્ણય આવ્યો નહિ સરદારશ્રી અને દરબારશ્રીએ એમ જણાવ્યું કે તાલુકાને સમાધાની સ્વીકારવી હોય તો તે સ્વીકારવાનો ઠરાવ કરો અને ન સ્વીકારવી હોય તો તેવો ઠરાવ કરી સત્યાગ્રહનો ઠરાવ કરો પ્રજા સત્યાગ્રહનો ઠરાવ કરશે તો જૂના કાર્યકરો સત્યાગ્રહમાં સામેલ થશે. ફક્ત આગેવાની નહિ લે પણ વસો ગામના કેટલાક પોતાને મુત્સદ્દી માની બેઠેલા આગેવાનોએ તેમાંથી એકેય વાત સ્વીકારી નહિ તેમના મનમાં એવો ભય હતો

કે સમાવાની ન સ્વીકારવાનો ઠરાવ થશે તો તાલુકા મ ડળ તૂટી જશે અને વસોના ઠરાવથી તાલુકા મ ડળ તૂટ્યુ એ અપવાદ વહોરવા તે તૈયાર નહોતા બીજી બાજુ વસો ગામમા સમાધાનીના અસ્વીકારનો ઠરાવ થાય અને સાથે સાથે સત્યાગ્રહનો ઠરાવ પણ થાય તો તે સત્યાગ્રહની લડતના જોખમમા વસોએ પ્રથમ જ પડવુ જોઈએ કારણ કે વગોની દોરવણીથી એ ઠરાવ થયો કહેવાય પણ આમ સત્યાગ્રહના જોખમમા તેમને આવવુ નહોતુ માટે તેમણે તો એવો જ નિર્ણય કરેલો કે વસોમા કોઈ પણ પ્રકારનો નિર્ણય જ ન થવા દેવો આમ કેટલાક ડાહ્યા ગણાતા માણસોની કુશાગ્ર બુદ્ધિથી છેવટે સરદાર સાહેબ પણ થાકયા અને અ તે તે અકળાઈને બોલી ઊઠયા "આવી ઉદ્ધતાઈ મે એક પણ પ્રજામા જોઈ નથી" આખરે વગર નિર્ણયે સભા ઊઠી ગઈ

આમ આખા તાલુકાની પ્રજાના વિચાર ડહોળાઈ ગયા અને તેનુ કામ પણ ડહોળાઈ ગયુ આ બધી વાત ગામડાની પ્રજાને ન ગમી તેમનુ એવુ કહેવુ હતુ કે આ તો મોટા મોટા લોકો લડે છે અને મરે તો અમારો થાય છે તાલુ ( મ ડળને કારણે અમને ભારે લાભ થયો છે અને ભવિષ્યમા તેની દ્વારા અમે ભારે લાભ ઉઠાવી શકીશું તેવી શ્રદ્ધા છે તેથી અમારે તો સમાધાની સ્વીકારવી છે એવી માગણીથી પેટલાદમા ત્રીજી વખત પાછી ખેડૂતોની સભા થઈ અને તેણે સમાધાનીના સ્વીકારનો ઠરાવ કર્યો પણ પછી તેનો કાઈ અર્થ ન રહ્યો સમાધાનીની સુવાસ જતી રહી મ ડળની પ્રતિષ્ઠા જતી રહી. કાર્યકર્તાઓનો ઉમંગ પણ જતો રહ્યો પછી મ ડળની જડ નિશ્ચેતન કાર્યવાહી પ્રજાનુ શુ ભલુ કરી શકે? અ તે એ સ સ્થા આપોઆપ નિષ્ક્રિય બની ગઈ આમ આ કથાનો કરુણ અ ત આવ્યો

## ૭૫. મારી મહત્ત્વાકાંક્ષા

પછી તો મને પણ વિચાર થયો કે મારે પણ હવે ખેતીમા સ્થિર ચિત્તથી રહેવુ ઘણા દિવસોથી મને અભિલાષા હતી કે ખેતીને એવા સ ગીન પાયા પર મૂકવી કે જેથી મારુ પોષણ થાય અને સાથે સાથે ખેડૂતોનુ પણ પોષણ થાય જેટલી રકમ ધિરાણમા રોકાય છે તેટલી જ પાચ સાત હજારની રકમ ખેતીની સુધારણા માટે રોકી હોય તો ખેડૂતોને અવારનવાર કામ મળ્યા કરે ખેતીનુ ઉત્પન્ન પણ બધી મોસમમા મને અને ખેડૂતને મળે તેમને મારી પાસે માગવા આવવુ ન પડે અને હુ ધિરાણ કરી ઓછુંવત્તુ વ્યાજ ખાવામાથી બચુ એટલે ઘેર રહી મે મારા પિતાશ્રી સાથે વિચાર ગોઠવ્યો તેમણે પણ સ મતિ આપી જમીન પર એક નવો પાકો કૂવો કરવો અને તેની પર એન્જિન પમ્પ મૂકી ચોમાસુ ઉપરાત શિયાળુ અને ઉનાળુ ખેતી કરવી કરાવવી વળી કૂવા પાસેની જમીનમા

દરેક વીઘા ફળઝાડની વાડી કરવી જેનુ ઉત્પન્ન અમુક વર્ષ પછી નિયમિત આવ્યા કરે

પણ આમ કરવુ હોય તો અમારે જમીન પર જ રહેવુ જોઈએ એ પણ નિર્ણય થયો અને રહેઠાણ માટે ત્યા જરૂરી સગવડવાળુ મકાન પણ કરવુ જોઈએ. આ બધા માટે તૈયારી કરવા માડી પ્રથમ કૂવા માટે તૈયારી કરી. સામાન્ય રીતે પેટલાદ તાલુકાના ભાગમા મરરોલ, મેઘપુર માનાવાગ બાજુ જમીનમા મીઠા પાણીના વહેણ ઓછા જણાય છે કૂવો ખોદીએ અને સેકડો રૂપિયા ખર્ચ્યા પછી પાણી સારુ ન નીકળે તો તે ખેડૂતને માથે મોઠી આફતરૂપ થઈ પડે તેથી કૂવો ખોદતા પહેલા મનને સતોષ થાય એવી ચોકસાઈ કરવી પડે છે મુબઈ સરકારે પૃથ્વીના પડોમા મીઠા પાણીના વહેણ જમીનમા ક્યા ક્યા છે એ શોધી કાઢનાર કોઈ નિષ્ણાત આણેલા પણ તેનો લાભ લેવાય તેમ નહોતુ એ તો સામાન્ય ખેડૂત માટે ભારે પડી જાય અને તે એમ જલદી આવે તેમ પણ નહોતુ પણ મધરોલ ગામે ઘેમા જોશી નામના એક બારૈયા ખેડૂત હતા તેને વિષે એમ કહેવાતુ હતુ કે એ જ્યા મુહૂર્ત આપે છે ત્યા તેના જણાવ્યા પ્રમાણે પાણી નીકળે છે હુ તેની પાસે ગયો તેણે મને દિવસ નક્કી કરી તે દિવસે સવારે નવ વાગ્યે તે જમીન પર આવશે એમ મને જણાવ્યુ તે કાઈ લેતા નહિ પણ ધર્માદામા દાણા નાખવાની સૂચના કરતા તે ભાઈ મારી જમીનમા બે ત્રણ ખેતરમા ફરી વળ્યા અને છેવટે એક ખેતરમા વાડની વચ્ચે મુહૂર્ત આપ્યુ તે ભાઈ હાથમા ધૂપ લઈ ફરતા જાય અને હાથની રગો સૂઘતા જાય પાણીનુ વહેણ પૃથ્વીમા જેમ વહેતુ હોય તેમ તે ફરતા જણાય જે જગ્યાએ તેમણે મુહૂર્ત આપ્યુ તે જ સ્થળને મધ્યબિદુ ગણી કૂવો ખોદ્યો. કૂવો તૈયાર થયો અને ખરેખર ઘેમા જોશીએ કહ્યુ હતુ તે જ પ્રમાણે મીઠુ પાણી પૂરતા જથામા પ્રાપ્ત થયુ વિના બોરિંગે તેમાથી ૩ x૪"ના પમ્પ માટે પૂરતુ પાણી મળી આવ્યુ ખેવા ઘેમા જોશીની આ વાતે મને વિચારમા મૂકી દીધો પછી તો મારી ભલામણથી તેને પેટલાદ તાલુકામા વડોદરા રાજ્ય તરફથી પાણી ઓળખનાર નિષ્ણાત તરીકે સ્વીકાર્યો અને રાજ્ય તરફથી એકસોવીસ રૂપિયા વર્ષાસન પણ મળવા માડ્યુ તે દરમિયાન તાલુકામા જ્યા જરૂર પડે ત્યા ત્યા તે પાણી જોવાને જતો

કૂવો તૈયાર થયો પાણી મીઠુ અને પૂરતુ મળ્યુ એટલે મને આનદ થયો પછી તો મે સાહસ ખેડવા વિચાર કર્યો કૂવો નીચાણના ભાગમા હોવાથી કૂવાની આજુબાજુની આશરે ૮૦ વીઘા જમીનમા પાણી ફેરવી શકાય તેવા હેતુથી ઊચા પાકા હાળિયા અગર જમીનમા સિમેન્ટની પાઈપો નાખી કૂડીઓ કરવનુ જોઈતુ ખર્ચ પણ કર્યું ખેડૂતે પોતાની જમીનના વિભાગ પાડી તેની પ્રત પ્રમાણે તેમા પાક કરવો જોઈએ, એ અનુભવીઓની સૂચનાનો અમલ કરવાનો મે વિચાર

કર્યો તેમાં એક ભાગ સ્થાયી બાગાયતનો હોવો જોઈએ, એક ભાગ રવીપાક માટે હોવો જોઈએ, એક ભાગ વારાફરતી વાસેલ રહેવો જોઈએ, અને એક ભાગ ચોમાસુ ખેતી માટે રાખવો જોઈએ આમ વારાફરતી જમીનનુ તળ સાચવીને તેને પૂરતુ ખાતર આપીને પાક લેવામા આવે તો ખેડૂતને સતોષ થાય એવો પાક એ જમીન જરૂર આપે મને પાકો ખેડૂત થવાનો ઘણો ઉમળકો હતો. ખેડૂતને કોઈ જડ કહે તે મને ન ગમે હુ એમ માનતો અને હજી પણ માનુ છુ કે જગતના કોઈ પણ ધધાદારી કરતા ખેડૂત વધારે શક્તિશાળી, બુદ્ધિશાળી, ચપળ, સમયસુચક, ધીર, ગભીર શ્રદ્ધાળુ અને સહનશીલ હોવો જોઈએ તેને જડતા પાલવે જ નહિ પોતાના ખેતરમા ઊછરતા છોડ — કરસણ સાથે વાતો કરતા ખેડૂતને જડ કોણ કહી શકે? મારે કેવા ખેડૂત થવુ એનો મે મારા હૃદયમા પૂરો ખ્યાલ કરી રાખ્યો હતો અને તેવો ખેડૂત હુ થઈશ ત્યારે મને કેવો આનદ થશે એની કલ્પના કરીને પણ હુ રાચતો હતો, એટલે બીજા બધા વ્યવસાય સમેટી લઈને એકાગ્રવૃત્તિથી હુ ખેતીમા જ પડ્યો હતો. મને લાગેલુ કે પ્રભુએ મને બહુ જ અનુકૂળ સજોગો આપેલા છે અને મારે તેનો પૂરો લાભ લેવો. એવા સકલ્પને લીધે કૂવો તૈયાર થયો કે તરત રહેવાને મકાન પણ કરાવ્યુ અને કુટુબ સાથે હુ ત્યા રહેવા લાગ્યો. કૂવાની નજીકની બાર વીઘા જમીનમા બાગાયત કરવાનો નિર્ણય કર્યો સને ૧૯૨૭ના ઉનાળામા એન્જિન પમ્પ ખરીદ્યા કૂવામા પમ્પ મૂક્યો અને તેને ધસારો ન લાગે એવા હેતુથી કૂવાની બાજુમા જ જમીનમા ભડારિયુ તૈયાર કરીને તેમા એન્જિન મૂક્યુ આમ ખેતીની બાબતમા સાવ સ્વાવલબી થઈને ચોક્કસ પાયે ખેતી કરવા કરાવવાની મારી મહત્ત્વાકાક્ષા હવે પૂરી થશે એવી મને ખાતરી થવા લાગી

## ૭૯. ધાર્યું તો ધણીનું થાય

પણ આ સસારમા માનવીનુ ધાર્યું થતુ નથી એનુ ધાર્યું થતુ હત તો આ પૃથ્વી દોજખ બનત કે સ્વર્ગ બનત એનો કાઈ નિર્ણય થઈ શકતો નથી કપાળે કપાળે ભિન્ન ભિન્ન મતિ પ્રવર્તે છે સૌ પોતપોતાની બુદ્ધિ અનુસાર પોતનુ ભલુ ઇચ્છે છે એ સૌની ઇચ્છા પાર પડવાની હોત તો આ અખિલ સસાર એક ભારે અવ્યવસ્થિત કોકડુ થઈ પડ્યો હોત અને તેનો નાશ પણ થઈ ગયો હોત

વળી કોઈ પણ કાર્ય તપ સિવાય સિદ્ધ થતુ નથી એટલે કે કાર્યસિદ્ધિ અર્થે જગલમા જઈને અનેક આસનો માડીને દેહને કષ્ટ આપવાની જરૂર નથી. પણ આરભેલા કાર્યમા મુશ્કેલીઓ આવે, માનવકૃત મુશ્કેલીઓ અને કુદરતી મુશ્કેલીઓ

આવે માનવકૃત મુશ્કેલીઓ આવે તેનુ નિવારણ કરવુ એ આપણા હાથની વાત છે પણ કુદરતી મુશ્કેલીઓ આપણા અખત્યાર બહારની વાત છે અગણિત નાના મોટા જીવજંતુ ભૂચર ખેચર અને જળચર જીવોથી ભરપૂર આ વિરાટ બ્રહ્માંડના નિયમન અને કલ્યાણ ખાતર આપણુ સર્વથી વધુ ડહાપણવાળો વિસ્તાર જે ન્યાય આપણે આપણી હસ્તીની સહીસલામતી ખાતર માકડ, મચ્છર ચાચડ વગેરે જીવો પ્રત્યે વાપરીએ છીએ તે જ ન્યાય આપણી પ્રત્યે વાપરે છે આપણી સ્વાર્થવૃત્તિને કારણે આપણી દૃષ્ટિનો પરિઘ બહુ જ સંકુચિત છે એટલે આપણુ કંઈ ખેંચાય તો આપણને દુઃખ થાય છે તેને પંપાળાય તો આપણને સુખ થાય છે અને એટલા પરથી આપણે પ્રભુની કૃપા અને અવકૃપાનો ખ્યાલ કરીએ છીએ પણ આ સંસારનુ ચક્ર પ્રગતિમાન છે તે સંસારને શ્રેય તરફ જ ધકેલે છે તેને આધીન થવામા કોઈનુ અશ્રેય થતુ નથી તેને આધીન થવામા જ આપણુ ડહાપણ છે તેની સામે બળવો કરવામા તો સુખદુઃખના દ્વંદ્વ વચ્ચે આપણે પિસાવાનુ જ છે

આવો કાંઈક અનુભવ મને મારી આ પ્રવૃત્તિમા થયો હું મારી જમીન જે મધરોનની સીમમા આવેલી છે ત્યા આ ગડમથલમા હતો અષાડ વદ અગિયારસથી વરસાદ શરૂ થયો પણ ધીમેધીમે બારસ તેરસે તેણે મોરચા શરૂ કર્યા અને ચૌદશે તો પવનના ઝપાટા સાથે મુશળધાર વરસાદ પડવા માંડ્યો ખેડૂતોના ઘર માટીના વરસાદની ઝાપટથી ધોવાઈ ધોવાઈને તેની ભીંતો ગળવા લાગી એક પડી, બીજી પડી મે તેમને લાવી લાવીને મારી પાસે રાખ્યા મારુ મકાન ઈંટોનુ હતુ પણ ચણતર માટીનુ હતુ, એટલે તેને પણ જોખમ તો હતુ પણ પતરાંને કારણે તેનો બચાવ થતો હતો ખેડૂતોના વીસ ઘરમાથી સાતઆઠ ઘર ખંડિત થયા તે ખાવાનુ પણ ક્યા પકાવે? તેમને મારા મકાનમા બોલાવ્યા અને ખાવા પકાવવાની સગવડ કરી આપી પણ આ વરસાદ પાછુ વાળીને જુએ તેવો નહોતો તેણે પોતાનુ વિકરાળ સ્વરૂપ વિકસાવ્યુ ખેડૂતો ગભરાયા કેટલાક રડવા લાગ્યા પણ આશ્વાસન આપ્યા સિવાય બીજો શો રસ્તો? એટલામા રાત પડી નહિ વીજળી, નહિ ગડગડાટ પવનના સુસવાટા સાથ ભારે વરસાદ રાત્રે જે થવાનુ હોય તે ભલે થાય એમ બધા સૂઈ ગયા

રાત્રે બાર વાગ્યા, અને મને વિચાર થયો કે કૂવાવાળા ખેતરમા શી સ્થિતિ હશે? મે નોકરને લીધો, ફાનસ લીધુ, મારા મકાનવાળા ખેતરની જોડેનુ જ ખેતર એ હતુ ત્યા જઈને જોયુ તો એંજિનના ભંડારિયાની ઓરડી વગેરે સલામત હતુ પણ તે ખેતરમા બધે પાણી હતુ મને લાગ્યુ કે તે પાણી તો ભારે વરસાદને કારણે ભેગુ થઈ ગયુ હશે તેની મેળે મારગ કરીને વહી જશે એમ બંને જણા પાછા જઈને સૂઈ ગયા બહાર જે ભયંકર સુસવાટા મારે તેથી ભયંકરતાથી

કાળજુ કંપી ઊઠે ઊંઘ પણ શાની આવે? રાત્રીના અઢી વાગ્યા વળી મે પેલા નોકરને કહ્યુ, ચાલો આપણે જોઈ આવીએ નોકરે પાવડો હાથમા લીધો મે ફાનસ લીધુ અમે કૂવા પાસે ગયા આખા ખેતરમા પાણી વધેલુ. પણી તો વહેતુ હશે પણ રાત્રે માલૂમ ન પડે તે પાણી વધે તો એન્જિન અને પમ્પ જોખમમા હતા તે ખેતરની પાસે જ તળાવડી અને કચારીની જમીન હતી ભારે વરસાદ પડે ત્યારે તે ક્યારીમા થઈને કાસ વહે તે કાસના પાણીનો આટ ફેલાવાથી ખેતરમા પાણી વધ્યુ પાણી ડહોળીને કૂવા પાસે જતા જણાવ્યુ કે એન્જિનની ઓરડીમા પાણી દાખલ થતુ હતુ મે પાવડો લઈને એક બારુ બાધવા માડયુ એવામા એક ભારે અવાજ થયો ચૌદશની કાળી અધારી રાત, ભયકર વરસાદ, પવનનુ તોફાન તેમા આ અવાજ થયો હુ ત્યાથી પાછો હઠી ગયો ફાનસ ધરીને જોયુ તો એન્જિન ઉપરની ઓરડી તેની ભીંતો સાથે બેસી ગયેલી જમીનની સપાટીથી ચૌદ ફૂટ નીચે એન્જિન ગોઠવેલુ તે ઓરડી ચારેય બાજુથી પડી ગઈ પછી ત્યા મારે શું સાચવવાનુ રહ્યુ ? અમે બને પાછા વળ્યા મે મારા પિતાશ્રીને કહ્યું, "જે ભય હતો તે કૂવામા ગયો જેની આપણને ચિંતા હતી તે તો પૂરી થઈ હવે તો સવાર થયે આગળ વિચારવાનુ રહ્યુ" એમ કહી અમે સૂઈ ગયા ક્યા મારી મહત્ત્વાકાક્ષા અને ક્યા ધણીનુ ધારેલુ!

સવાર થયુ અને જોયુ કે પાણીનો આટ વધતો અમારા પરામા પેઠો છે માટીના ઘરોવાળા સ્થળે વહેતુ પાણી જવાથી ઘરો તો એક પછી એક પડવા લાગ્યા મારા ઘરની આજુબાજુ પણ બબ્બે ફૂટ પાણી વહેતુ જાય આ ક્યા જઈને અટકશે? આ ઘરમા પણ કેમ રહેવાય? માટીનુ ચણતર ઓગળી જાય અને ભીંતો બેસવા માડે તો શુ કરવુ? પેલા કૂવાવાળા ખેતર તરફ નજર કરતા જણાયુ કે કૂવા ઉપર પાણી ફરી વળેલુ હતુ જે થઈ ગયુ તે રાત્રે ન થયુ હત તો સવારે થાત તેને કાંઈ હાથ દેવાત નહિ તેમા કોઈનો ઉપાય ચાલે તેમ નહોતો બધાના ઘરમા પાણી પેસી ગયુ ખાવાનુ પણ કયાયે થાય તેમ ન રહ્યુ મારી પાસે બે થેલા મગફળીના, વાવવા માટે આણેલા તે પડ્યા હતા તે મગફળીનો ઉપયોગ બધાને ખાવામા કરવા માડવો પણ મને લાગ્યુ કે આ સ્થિતિમા અહી રહેવુ જોખમકારક છે આમ વરસાદ આખો દિવસ વરસ્યા કરે તો રાત્રે પાણી વધુ વધે તો રાત્રે શું થાય? મારે અધારુ થાય તે પહેલા આ સ્થળ તજવુ જોઈએ અને જે ખેતર ઊચાણમા હોય ત્યા રાત્રે રહેવુ જોઈએ મારી ધારણા સાચી પડી બપોર પછી પાણી વધવા માડયુ એટલે અમે બધા આ વરસાદમા પરાના ઘરમાથી એક ઊચા ખેતરમા મોટો ખેથી પતરા ઊભા કરીને રહ્યા જેમ તેમ કરીને બચાવ કરવાનો હતો સગવડ જોવાની ન હતી. મારો નાનો દીકરો શશિકાન્ત તે વખતે છ માસનો હતો વચલી વળીએ તેનુ ઘોડિયુ બાધીને તેની આજુબાજુ અમે

આખી રાત બેસી રહ્યા બાળક તો ઊંઘતુ હતુ તેને કાંઈ ચિંતા હતી ? તે તો તે વખતે કુદરતથી વિખૂટું નહોતુ પડયુ એટલે તેને ડર નહોતો આમ આખી રાત વીતી ગઈ અને શ્રાવણ સુદ ૧નો દિવસ ઊગ્યો અમાસની અંધારી રાત અને તેનુ જોખમ ઓસરતુ હોય એમ લાગ્યુ એટલામા પાસેના ભલાડા ગામના બેચાર આગેવાનો ખેતરાઉ રસ્તે ત્યા આવી પહોચ્યા અમને આગ્રહ કર્યો કે અમારે તેમની સાથે ગામમા જવુ અમે સંમત થયા એ ગામ પણ બેટ બની ગયેલુ જરૂરી વસ્તુ લઈ અમે ભલાડે ગયા ત્યાના લોકો પણ મુશ્કેલીમાં હતા. બે દિવસમા વરસાદે જે ત્રાસ વરસાવ્યો હતો તેથી લોકો ગભરાયા હતા પણ હવે વરસાદનુ જોર કમી થઈ ગયુ હતુ પાણીનો પ્રવાહ ઊલટોસૂલટો વહ્યો જતો હતો નેવના પાણી મોભે ચઢી જાણે બીજી બાજુ વહેતાં હોય એવો દેખાવ થઈ રહ્યો હતો આ બધુ દૃશ્ય નિહાળતા નિહાળતા અમે ભલાડા ગામ જે મારી જગોથી એક ગાઉ દૂર છે ત્યાં ગયા ગામલોકોએ અમને એક સુરક્ષિત ઘરમાં રાખ્યા

ભલાડા ગામ પણ જોખમમાં હતુ ધીમે ધીમે પાણી વચ્ચે જતું હતુ ગામના અનુભવી લોકોને સૂઝી આવ્યુ કે ત્યાંથી એકાદ ગાઉ દૂર એક મોટા બંધને કારણે પાણીનું રોકાણ થયુ હતુ સેંકડો માણસો કોદાળી પાવડા લઈને દોડયા અને બંધ તોડી નાખ્યો એથી પાણીને જોઈતો રસ્તો મળ્યો અને પાણી ઊતરવા માંડ્યું આ બંધ ન તોડયો હોત તો ગામમા ભારે નુકસાન થાત આવી ઘણાં ગામની દશા થયેલી ગામની ચારેય બાજુ પાણી સિવાય બીજું માલૂમ ન પડે. ઊડતી વાતો આવે કે વસઈ ગામ આખું ધોવાઈ ગયુ માલાવાડા ડૂબી ગયું આમ બે ત્રણ દિવસ વીત્યા પાણી ઓસરી ગયું અને ભલાડેથી સોજિત્રે જઈ શકાય એવુ થયુ એટલે હું ભલાડેથી સોજિત્રે ગયો ત્યાં પણ લોકોમાં ભારે ગભરાટ હતો વરસાદ ઓછો થઈ ગયા પછી પણ ગામના રસ્તા ઉપરનાં - થોડાં ઘર પડી ગયેલાં હોવાથી પાણી ભરાઈ રહ્યુ તે પાણી જમીનમાં ઊતર્યું અને ઘરની અંદરની ડટણ પાણીથી ભરાઈ જવાથી તે ડટણ પાસેના ઘરના કરા બેસી જવા લાગ્યા આમ ઘણા ઘરોનું બન્યું આવી સ્થિતિમા ચોરીચપારી ન થાય એટલા માટે બધુ વ્યવસ્થિત થતાં સુધી જુવાનોએ ગામનું રખવાળું કરવા માંડ્યું. હરેક ગામમાં નીચાણવાળા ભાગમાં આવેલાં ગરીબોનાં ઝૂંપડાં તણાઈ ગયાં હતા ભંગી, વાઘરી, વગેરે કોમો બહુ દુઃખમાં આવી પડી હતી તેઓ બધા ઘર વિનાના થઈ પડયા હતા ગામલોકોએ તેઓને ગામની ધર્મશાળામા કે નિશાળના મકાનમાં કે ચોરાના મકાનમા રાખ્યા હતા અને તેમનું પોષણ થતુ હતુ દુઃખ આવે છે ત્યારે માણસ નમ્ર બને છે પોતાની કડકાઈ થોડો સમય ભૂલી જાય છે તેનું અભિમાન ગળી જાય છે સ્વાર્થ પણ ઓગળી જાય છે અને જાણે આ સ્વાર્થભરી દુનિયામાં અપૂર્વ પલટો થયો હોય તેમ જ્યા ત્યાં પ્રેમ અને ઉદારતા જોવામાં આવે છે દાવાનળ

લાગે ત્યારે સિંહને પોતાનો જીવ બચાવવો હોય, અને હરણાને પણ પોતાનો જીવ બચાવવો હોય દાવાનળમાથી છટકવુ મુશ્કેલ હોય છે સિંહ હરણાનો શિકાર કરવામા પડે તો તેનુ જ આવી બને આમ આ રેલસકટમા પણ બન્યુ પાણીના વહેણમાથી બચવા ખાતર એક ઝાડ ઉપર વાદરુ બેઠુ હોય તેના ઉપર માણસ પણ ચઢે અને તેના ઉપર સાપ પણ પોતાનુ રક્ષણ મેળવે આમ ત્રણેય જણ એકબીજાને દેખે છતા નિર્ભય થઈને ઠડીથી ઠૂઠવાઈને બેસી રહે આવા પ્રસગો પણ સાભળ્યા છે આભડછેટથી ભાગતારા લોકોએ પોતાના ઘર અસ્પૃશ્ય ગણાતા લોકો માટે ખુલ્લા મૂકેલા જાણ્યા છે આવા સમયે જ આપણાથી સમજી શકાય છે કે આ સસારની જીવનદોરી એક દયા–સ્નેહ–અહિંસા છે માનવ જાતનો કે જીવ માત્રનો સ્વાભાવિક ગુણ પ્રેમ છે ક્રૂરતા નહિ ક્રરતા એ ક્ષણભરનો નશો છે

આ બધુ જોતા એમ પણ લાગે છે કે રેલથી નુકસાન થવાને બદલે લાભ બહુ થયો હશે તે શી રીતે તે હુ સમજાની નહિ શકુ રેલથી મને પોતાને અગત આર્થિક નુકસાન થયુ છે તેનુ ઘણા થોડાને થયુ હશે છતા હુ જોઈ શકુ છુ કે તેથી મારા જીવનને નુકસાન નથી જ થયુ તેનાથી હુ મારા જીવનને પનટાની નથી શકયો એ વાત સાચી તેમ તેનો મહામૂનો પાઠ પણ હુ મારા જીવનમા ઉતારી શકયો નથી પણ તે રેલથી મને એવી એક ભારે ઠોકર વાગી કે હું કાઈક સમજ્યો મારી મહત્ત્વાકાક્ષાને હુ કાબૂમા રાખતા શીખ્યો હુ આમ' કગી નાખુ ની જે ઘેનછા મને લાગેની તેમાથી હુ બચ્યો

આ રેનસકટ ગુજરાતના મોટા ભાગમા ગુજર્યુ હતુ પણ સરદાર વલ્લભભાઈની કુશળ સરદારી નીચે મહાસભાના કાર્યકર્તાઓએ બહુ સુદર કામ કરી આ ભયકર રેલની આફતનુ દુ ખ લોકો માટે બહુ હળવુ કરી દીધુ હુ મારા ઘરની દુન્યામા પડેલો હોઈ આ રેલસકટના કાર્યમા વિશેષ ભાગ ન લઈ શક્યો તેના દુ ખનો ખટકો મારા હૃદયમા રહી ગયો છે

## ૭૭. ભોળાનાથને શરણે

રેલમા ખેતી જમીન અને જાનવરોનુ વધારે નુકસાન થયુ, જેનુ વળતર વાળી ન શકાય ઉપરાત હજારો ઘરો ધોવાયા અને પડી ગયા માતર અને ધોળકા તાલુકાની હદમા જ્યા સાબરમતી અને વાત્રક વગેરે નદીઓનો સગમ થાય છે તેની ઉપરની બાજુ માઈલો સુધી ભારે નુકસાન થયુ વાત્રક શેઢી મેશ્વો ખારી વગેરે નાની નદીઓએ ભારે તાડવનૃત્ય કરેલુ એ વાત તો જ્યારે હુ પ્રાથમિક રાહતને માટે લૂગડા અને દાણાની વ્યવસ્થા સહિત તે જ અડવાડિયામા લિબાસી વૌઠા અસાબવી

અને રામપુર વગેરે નદીકાંઠાના ગામોમા ગયો ત્યારે જ મને પોતાને સમજાઈ વૌઠા આગળ બધી ભેગી થયેલી નાની નદીઓ સાબરમતીને મળે છે વરસાદ તો બધાયે પ્રદેશમા ભારે હતો અને દરેક નદીમા ભારે પૂર હતુ એ પ્રચડ પૂરની વચ્ચે કાઈ અટકાવ ન આવ્યો હોત તો પાણી વહી જાત અને નદી ઉપરના ગામો પાણીમા આવી ગયા તે ન આવી જાત પણ વાત્રક નદી બધી નદીઓનો સમૂહ ભેગો કરી સાબરમતી નદીને વૌઠાથી થોડે દૂર સીધે કાટખૂણે મળે છે સાબરમતીમા પણ ભારે રેલ હતી અને તે બન્ને કાંઠે છલકાતી જોશભેર વહેતી જતી હતી ત્યા તેને વાત્રક નદી બધી નદીઓના પૂરના પ્રવાહ સાથે અથડાય ત્યા સાબરમતીના પ્રચડ જોશમા આ વાત્રક નદીના પાણીનુ એક બિન્દુ પણ આગળ ધપી શકે એમ નહોતુ આથી વાત્રક નદીનો જેટલો પાણીનો પ્રવાહ તે સગમ આગળ આવ્યો તે બધોયે પાછો ઠેલાયો અને ધીમે ધીમે વાત્રક અને તેને મળતી શેઢી, મેશ્વો, ખારી, લૂણી વગેરે નદીના પાણી પાછા ઠેલાયા અને તેના કાઠા ઉપરથી ઊભરાઈને આજુબાજુના પ્રદેશમા ફેલાયા આવા પાણી લગભગ ચોવીસ કલાક ચઢ્યા અને ચોવીસ કલાક તેને ઊતરતા થયા આમ બે દિવસ આ નદીઓ ઉપરના ગામ પાણીમા રહ્યા સગમ ઉપરના વૌઠા અને પાર્લા તરફના ગામ તો ત્રણ દિવસે પાણીમાથી છૂટ્યા પાર્લા પાસે તૈયબઅલીનુ પરુ છે—તૈયબઅલી નામના જમીનદારની જમીન છે ત્યાથી થોડે દૂર પાર્લા નામનુ ગામ છે એ પાર્લા ગામની પાસે નદીકાઠે મહાદેવજીનુ એક દેરુ બધાતુ હતુ આશરે પચીસેક ફૂટ લાબુ અને પદર સોળ ફૂટ પહોળુ ચાર દીવાલો અને વચલી ભીત પૂરી થયેલી હતી દીવાલો પદરેક ફૂટ ઊચી હશે તેના ચણતર માટે પાલખો પણ બાધેલી હતી તે મહાદેવના દેરા પાસે આજુબાજુ લાટની જમીનવાળા અને તેમના ખેડૂતો રહેતા હતા પરતુ પાણી વધવા માડ્યુ, અને તેમના મકાનોમા દાખલ થયુ ત્યાથી ક્યા નાસે? માઈલો સુધી સપાટ જમીન રાત્રે પાણીભર્યો જાણે મહાસાગર ઊછળે આવી પરિસ્થિતિમા તે બધા માણસો પેલા મહાદેવના દેરા તરફ દોડ્યા અને તેની ઉપર ચઢવા લાગ્યા એક પછી એક એમ આશરે દોઢસો માણસો બધી દીવાલો અને પાલખો ઉપર થઈને સમાયા પણ પાણી તો વધવા લાગ્યુ અને પાલખ ઉપર બેઠેલા માણસો નીચે વળી હાથમા પાણી લઈ શકે તેટલે ઊચે પાણી ચઢ્યા ને લોકોના હોશકોશ ઊડી ગયા બે કલાક આમ પાણી વધ્યા જાય તો તેમને પાણીમા તણાયા સિવાય બીજો આરો નહોતો દોઢસોયે માણસો ભોળાનાથનુ નામ લેતા તેમને આશરે રાત્રી દિવસ ફફડતા બેસી રહ્યા તરસ લાગે તો તે ચઢતા પૂરનુ પાણી હાથ લબાવીને પીએ ઝાડાની હાજત થઈ આવી હોય તો પણ ત્યાથી ક્યા જાય? ત્યા બેઠા બેઠા હાજત પૂરી કરે આમ બે રાત્રીઓ તે માણસોએ તે દીવાલો ઉપર વિતાવી તેમાના કેટલાક માણસોને હુ મળ્યો તેમણે જે ભોળાનાથને સાચ્ચે બે રાત્રીઓ પાણીના

મહાસાગરમા નાખેલી તે ભોળાનાથનું ધ્યાન મને બતાવ્યું અને પોતાની જીવનકથા કહી સભળાવી

બીજી બાજુ પેલા તૈયબઅલી જમીનદારે પણ બહાદુરી અને માણસાઈ વાપરી. પોતાની પાસે નદી પાર ઊતરવાની નાની હોડી હતી ચોમાસાને કારણે તે હોડી પોતાના મુકામ પાસે જ પડી હતી પોતાનુ એક મકાન સુરક્ષિત હતુ બીજું ભયભરેલુ હતુ તે ગૃહસ્થે પોતાની હોડીનો ઉપયોગ કર્યો અને પોતાના ખેડૂતો પૈકી તેમ જ અન્ય જેઓ પાણીની વચ્ચે જોખમમા હતા તેમને હોડીમાં લાવી લાવીને પોતાના મુકામે રાખ્યા આવા પોણોસો માણસોને તે ગૃહસ્થે રક્ષણ આપ્યુ

પાર્લા પાસે એક પરામા હુ ગયો. ફક્ત મકાનની સામસામી બે હાર હતી ત્રણેક ફૂટ ઊંચી બેસાણીવાળી હારબધ ઓરડીઓ હતી ત્યા પાણી ચઢના માડયુ લોકો ઓરડીને છાપરે ચઢી ગયા રાત્રી સુધીમા તો તેની નેવગરીએ પાણી અડયુ ઓરડીઓની ઉપરના પતરા ઉપર આવા વરસાદ અને પવનના ઝપાટામા શા આધારે બેસી રહેવુ? આધાર માટે તેમણે પતરાના મોભારિયા ઉપર બંને છેડે દોરડા બાધ્યા તે દોરડા પકડી પકડીને તેને આધારે બે રાત્રીઓ તેમણે કાઢી પાણીના મોજા પતરાને અથડાય એ પાણી બે ફૂટ વધે અને બધાયે જળસમાધિ લે, એવી સ્થિતિમા બધા ત્યા બેસી રહ્યા સામેની ઓરડીમા ઢોર હતા તે તો તણાઈ ગયા પણ એક ફીમની ઘોડી તેના માલિકને બહુ વહાલી હતી તેના માલિકે તેને એક ઓરડીમા ઘાસના ઢગલા ઉપર ચડાવી ઓરડી ઉપરનુ એક પતરું ઉખેડી નાખ્યુ અને તે ઘોડીને એવી રીતે ઊભી રાખી કે શરીરનો અધો ભાગ ઓરડીના છાપરાની અદર પાણીમા અને ડોક એકલી છાપરા ઉપર રહે. તેની ડોકનુ ચોકઠું પકડી તેનો ધણી છાપરા ઉપર બે દિવસ બેસી રહ્યો જાનવર પણ જોખમ સમજી ગયુ અને સહેજ સહેજમા તોફાન કરે એવી પાચસો સાતસો રૂપિયાની કિંમતની તેજદાર ઘોડી નમ્ર બની, કુદરતને તાબે થઈ, પોતાના ધણીના હાથમા ડોક મૂકી બે રાત્રીઓ ઊભી રહી

એ બાજુના ગામોમા ફરતા પણ મહામુશ્કેલી નડેલી નાવ હોડીએ એટલે કેડ સુધીના પાણીથી ભરેલી હજારો એકરની ધરુ આળો વટાવીને બીજે ગામે જવુ પડે પગે કાટા ભોકાય અને પાણીમા અણદીઠા ઝરડા પડેલા હોય તે પગે વીટાય ત્યા અમારી સાથે જે ભોમિયા હતા તે તે પ્રદેશના એવા તો જાણીતા હતા કે અમને બીજે ગામે સહીસલામતીથી પહોચાડે આવા અનુભવો અને આવા પ્રસગો રાહત કામે નીકળેલા દરેકને પ્રાપ્ત થયા હશે બે પ્રસંગ મે ઉપર વર્ણવ્યા તેવા અનેક પ્રસંગો આ રેલમા ઘણે સ્થળે બનેલા મેં સાભળ્યા છે વડોદરામા એક ભૈયો પોતે પેદા કરેલા રૂપિયાની થેલી બતાવતો અને 'મને બચાવે તેને આ થેલી આપીશ' એવી બૂમો મારતો વિશ્વામિત્રીના પૂરમાં તણાઈ ગયો હતો, એવી વાત પણ મેં સાંભળી છે.

આવુ સવત ૧૯૮૩નુ રેલસકટ આવ્યુ અને તેની પાછળ માનવ્યા બતાવતા, પ્રભુની દયા બતાવતા અને ગુજરાતના મહાસભાના સેવકોની કસોટી કરતા અનેક પ્રસગોની મીઠી મધુરી સ્મૃતિ મૂકતુ ગયુ

## ૭૮. 'તાંબિયા માટે હીરો ન વટાવાય!'

રેલસકટના રાહતકાર્યમા મે બહુ સક્રિય ફાળો આપ્યો નથી શરૂઆતમા પ્રાથમિક રાહતમા હુ ફર્યો, પણ પછી તો હુ મારી પીડામા પડ્યો રેલ પછી બીજે અઠવાડિયે મને ખાતરી થઈ કે રેલથી નવા કૂવાને તો ખાસ નુકસાન થયુ નથી. એન્જિનની ઓરડી પડી ગઈ હતી અને તે બધુ વજન એન્જિન ઉપર પડ્યું હતુ એટલે એન્જિનની શી દશા છે તે જાણી શકાય તેમ નહોતુ કૂવામા પમ્પ ઉપર તો વીસપચીસ ફૂટ પાણી હતુ કૂવો અને એન્જિનવાળો ખાડો પાણીથી ભરેલા હતા પાણીની સપાટી જ એટલી ઊચી આવી ગઈ હતી પાસેની તળાવડીનુ પણી ઓછું ન થાય ત્યા સુધી એન્જિનના ખાડાનુ પાણી સુકાય નહિ આથી કારતક માસ સુધી મારે રાહ જોવાની રહી તે દરમિયાન મારે પણ નવેસરથી ખેતી કરાવવાની હતી હુ તે વ્યવસાયમા જ પડ્યો વચ્ચે વચ્ચે પ્રસગ મળતા ચાલુ રાહતકાર્યમા પણ હુ મદદ કરતો, બોરસદ દરબાર સાહેબ પાસે જઈ ત્યાના કાર્યથી માહિતગાર થતો, નડિયાદ પણ જઈ આવતો અને માતર તાલુકામા પણ ફરતો આમ સામાન્ય રીતે રેલરાહતના ચાલુ કાર્યથી પણ હુ ઠીક ઠીક માહિતગાર રહેતો

કારતક માસમા એન્જિનના ખાડાનુ પાણી હઠી ગયુ એટલે એન્જિન ખાડાની બહાર કાઢ્યુ સારે નસીબે તેને કાઈ ભારે નુકસાન થયેલુ નહોતુ તેને સ્વચ્છ કરી, તે ખાડાને પૂરી દઈ જમીનની સપાટી ઉપર ચારપાચ ફૂટનો ચોતરો કરીને પાછુ ત્યા ગોઠવ્યુ અને કૂવામાનો પમ્પ પણ પાણીમાથી છૂટો કરી પાણીની સપાટી ઉપર મૂકી દીધો આવી તૈયારી કરતા માગસર માસ બેઠો રેલથી મને ભારે નુકસાન થયુ હતુ બગડેલુ કાર્ય દુરસ્ત કરી વળી પાછુ રાગે પાડતા થયેલુ ખર્ચ અને ખેતીમા થયેલા બગાડનો હિસાબ કરીએ તો મને કુલે ચારેક હજારનુ નુકસાન થયુ હતુ એ મારા જેવા સામાન્ય ખેડૂતને માટે ભારે હતુ છતા થયેલા નુકસાન સામુ જોઈને બેસી રહે પાલવે તેમ નહોતુ મહામારો ઉનાળુ પાકનુ વાવેતર કર્યું અને વાડીમા જામફળ, લીબોઈ, ચીકુ વગેરે ફળઝાડ રોપ્યા પ્રથમ ચોમાસુ આમ આફતમા વીત્યુ છતા બીજુ ચોમાસુ હાથમા લેવાય અને ખેતીની સરસ તૈયારી કરી શકાય તો તેની ખોટ મેળવી લેતા મુશ્કેલી

ન પડે એવી ગણતરીથી પ્રથમની માફક કુટુબ સાથે હુ જમીન ઉપર જ સ્થાયી રહ્યો

એવામા આશરે ચૈત્ર માસમા એક દિવસ શ્રી દરબાર સાહેબ અને શ્રી. ફૂલચદભાઈ ત્યા આવી ચડયા તે માસમા નડિયાદમા ખેડા જિલ્લાના કાર્યકર્તાઓનુ સ્નેહસમેલન શ્રી દાદુભાઈ દેસાઈને પ્રમુખપદે થયેલુ તેમા તે સમેલને એવો ઠરાવ કરેલો કે ખેડા જિલ્લામા મહાત્મા ગાધીજીની વિચારસરણી મુજબ મહાસભાનુ કામ કરવાને ખેડા જિલ્લા સેવકસઘ સ્થાપવો તે સસ્થાના સભ્યો કાયમના મહાસભાના કાર્યકર્તા હોય તેમના નિભાવ અર્થે વાર્ષિક પાચેક હજાર રૂપિયા વ્યાજનુ ઉત્પન્ન આપે એવી મોટી રકમ ઉઘરાવવી જોઈએ તે રકમ ઉઘરાવવાને શ્રીમતી ભક્તિલક્ષ્મી દેસાઈને અને મને પૂર્વ આફ્રિકા અને દક્ષિણ આફ્રિકાની મુસાફરીએ મોકલવા આ ભાવાર્થનો ઠરાવ સમેલનમા થયેલો તે લઈને બન્ને જણ મને મળવા આવેલા તેમણે મને સમેલનના ઠરાવની વાત કરી જિલ્લામા કાર્યકર્તાઓ માટેની સ્થાયી યોજનાનો હુ હિમાયતી હતો અને હજી પણ છુ પોતાના જીવનના વ્યવસાય તરીકે જાહેર સેવા જેણે સ્વીકારી લીધી હોય તેણે પોતાના ગુજરાન માટે નિશ્ચિત રહેવુ જોઈએ એક રીત એ છે કે કાર્યકર્તામા આવડત જ એવી હોય તેના ચારિત્ર્ય કાર્યકુશળતા અને પ્રભાવ જ એવા હોય કે તેના ગુજરાન માટેની ચિતા એ રાખે જ નહિ પણ તે ચિતા જે સમૂહની વચ્ચે તે કામ કરતા હોય તે સમૂહને જ હોય પ્રજા વચ્ચે કામ કરતા કરતા પ્રજાને આપણી સેવાની જરૂર લાગે તો આપણા નિભાવનો વિચાર જરૂર પ્રજા કરે જ આ રીત સર્વશ્રેષ્ઠ ગણાય તેવા સેવકો માટે સ્થાયી જોગવાઈની જરૂર નથી

પરતુ એવા સેવકો જાહેર માર્ગમા ભાગ્યે જ હોય છે સમૂહમા કાર્ય કરનારા એવા સેવકોની બધારણપૂર્વકની સસ્થા એવી રીતે ક્યાંયે નભતી હોય એવુ મે જાણ્યુ નથી. વ્યક્તિ માટે તે સભવિત હોય, સસ્થા માટે તે સભવિત નથી, એમ અનુભવે જણાયુ છે તેનુ એક કારણ તો એ જ છે કે, તે બધાયે આદર્શ સેવકો નથી હોતા કોઈ ચારિત્રશીલ અને સેવાભાવી હોય ત્યારે કાર્યકુશળ ન હોય કોઈ ચારિત્રશીલ સેવાભાવી અને કાર્યકુશળ હોય ત્યારે શારીરિક સપત્તિ સારી ન હોય, જેથી જોઈતુ કાર્ય ન કરી શકે કેટલાક સેવાભાવી હોય, બધી રીતે કાર્યમા કુશળ હોય ત્યારે સ્વભાવમા કાઈ એવી ખામી હોય કે અન્ય સાથે મેળ ન બેસે આવા બધા જુદી જુદી શક્તિવાળા અને જુદી જુદી ત્રુટિવાળા ચારિત્ર્યવાન અને પ્રજાની સેવા કરવાની ધગશવાળા કાર્યકરો છૂટક છૂટક કામ ન કરી શકે પણ, સમૂહમા રહી સર્વની ભેગી શક્તિની પ્રબળતામા તેમની ત્રુટિઓ પુરાય, અને સમૂહનુ સગઠિત કાર્ય શોભી નીકળે આવી રીતે ઘણી સસ્થાઓમા

સુંદર કાર્યકર્તાઓ સમાજની સેવા બજાવી રહ્યા છે, અને તેવી સંસ્થાને સમાજ પોષે છે તેવી સંસ્થાના સેવકો ઉપર જણાવેલા ધોરણ પ્રમાણે વ્યક્તિગત અને સ્વતંત્ર કાર્ય કરતા હોય તો તેમને ગુજરાન માટે મુશ્કેલી પડે અને તેમને સેવા કાર્ય છોડવું પડે એવું મને લાગે છે

હિંદના રાજકારણમાં સને ૧૯૧૭ની સાલમાં ખેડા જિલ્લામાં સત્યાગ્રહની લડત શરૂ થઈ ત્યારથી હું જોતો આવ્યો છું કે જ્યારે જ્યારે બાપુજીએ સત્યાગ્રહનો કે રચનાત્મક કાર્યક્રમ પ્રજા પાસે મૂક્યો છે ત્યારે ત્યારે સંખ્યાબંધ કાર્યકરો મહાસભાને મળી આવ્યા છે પણ પાછળથી તેવા અનેક સેવાભાવી, ચારિત્ર્યશીલ, અને લાયક કાર્યકરોને પોતાના નિભાવની મુશ્કેલીને કારણે જાહેર કાર્ય છોડવું પડયું છે સામાન્ય માણસ લોકસેવક હોવા છતાં પણ પોતાનું વ્યક્તિત્વ સાચવવાને ઇચ્છે છે જ અને અવ્યવસ્થિત રીતે ભિન્ન ભિન્ન સ્વભાવ અને વૃત્તિવાળા લોકો ઉપર પોતાના ગુજરાનનો આધાર રાખવો તે તેમને માનહાનિ જેવું લાગે છે માનહાનિ પામેલો સેવક પ્રજામાં કામ નહિ કરી શકે. તેને પોતાને જ સંકોચ થયાં કરશે એ સંકોચવૃત્તિ તેની પોતાની જ ખામીને કારણે કદાચ હોય એવો પણ સંભવ છે પણ જે છે તેનું નિવારણ નથી તેવા કારણે તેવા માણસને જાહેર કાર્ય માટે નાલાયક ઠરાવીશું તો પછી જાહેર કાર્ય માટે સર્વગુણસંપન્ન માણસ મળવા મુશ્કેલ છે. આપણે જે સમાજમાં છીએ તે કેવી કોટીનો છે તે આપણે જોવું જોઈએ અને તેના સેવકો તેમાંથી જ આવવાના છે એ પણ આપણે ન ભૂલવું જોઈએ તે સેવકોની ત્રુટિઓને વધાવી લેવાની આ વાત નથી, પણ તેને સહન કરી, તેને ક્રમશઃ ઓછી કરવાની વાત હું કરું છું સેવકે પોતાના ક્ષેત્રમાં રહીને આત્મનિરીક્ષણ તો કરવું જ જોઈએ ને? તે આત્મનિરીક્ષણ કરીને પોતાની ત્રુટિઓ તજવા પ્રયત્નશીલ રહે; એથી વિશેષ આશા એ સેવકો પાસે ન રાખી શકાય

કેટલાક અનુભવીઓનો એવો અનુભવ છે કે જે સંસ્થા સ્થાયી ફંડ ઉપર નભે છે તે સંસ્થા પોતાના ઉચ્ચ ધ્યેયમાંથી ઊતરતી જાય છે એમ ઘણી સંસ્થાઓ વિષે બન્યું હશે તે વિષે પણ સાવચેતી રાખવાની જરૂર છે. સંસ્થાએ પોતાનું ધોરણ કેવું રાખવું એ જુદી વાત છે. સમાજની સેવા કરવા સ્થપાયેલી કોઈ પણ સંસ્થા સમાજના અભિપ્રાય વિષે બેદરકાર રહે એવી નિરંકુશ ન હોય તે ઠીક લાગે છે. સંસ્થાને પોતાના અસ્તિત્વ માટે આમ જનતા પ્રત્યે દૃષ્ટિ રાખવી પડે તે સંસ્થાની સર્વદેશીય ઉન્નતિને અર્થે જરૂરનું છે. પણ તેની અંદરના સેવકો માટે તો તે સંસ્થા જવાબદાર રહે છે જ, એટલે પોતાની ઓછામાં ઓછી જરૂરિયાત માટે સેવકોને ચિંતામાં ન રહેવું પડે તો જ સેવકો નિશ્ચિંતપણે કામ કરી શકે અને સેવકોના આવા સંગઠનથી તેમનું કામ દીપી નીકળે.

પણ ઉપરના લખાણથીયે હુ મારા વિચાર સ્પષ્ટ સમજાવી શક્યો નથી ઉપરનુ લખાણ મારી પાચ વરસ પહેલાની વિચારસરણીને બધ બેસતુ છે હાલ છેલ્લા અનુભવ પછી અને મનનને અંતે પણ ઉપરના મારા વિચારો હુ બદલવા માગતો નથી. પણ તેની મર્યાદા બાધવા માગુ છુ

કાર્યકર્તાઓને પોતાના ગુજરાન માટે નિશ્ચિત કરવા હુ માગુ છુ તેનો અર્થ એવો નથી કે પોતાના કાર્ય માટે તે નિશ્ચિત રહે, બેફિકર રહે, બેદરકાર રહે, એવી સ્થિતિ ઊભી કરવી કાર્યકર્તાઓને એવી સ્થિતિમા મૂકવા તે તેમને માનસિક પતનના ભયમા મૂકવા જેવુ છે એવા કારણે આ યોજનામા મર્યાદા પણ મૂકવી રહી આવા પતનના ભયમા કાર્યકર ન આવી પડે તે માટે મહાત્મા ગાધીજીની વિચારસરણી પ્રમાણે રચનાત્મક કાર્યક્રમને અગે જુદા જુદા વિભાગો સ્થાપી તેમા જે, જે કાર્યને યોગ્ય હોય તેને તે કાર્યમા પોતાની પસંદગીથી યોજવા દાખલા તરીકે શિક્ષણની બાબતમા નિષ્ણાત કાર્યકર રાષ્ટ્રીય ધોરણ પર શિક્ષણનુ કામ કોઈ નાના મોટા ગામમા ઉપાડે ખાદીમા રસ લેનાર સેવક ખાદીનુ કામ કરે પછાત કોમની સેવા કરનાર સેવક તે કાર્યમા પડે અને કોઈ હોશિયાર ડોક્ટર કે વૈદ સેવાભાવે જીવન ગાળવા માગતો હોય તો યોગ્ય સ્થળે તે કામ ઉપાડે કોઈ અર્થશાસ્ત્રમા કે ખેતીમા નિપુણ હોય તે પ્રદેશના જુદા જુદા ભાગની અર્થવિષયક અને ખેતી વિષયક તપાસ અને રચના કરે આ બધાયે મહાસભાના કાર્યકર્તાઓ પોતપોતાના વિષયનુ જ્ઞાન વધારે, તેનો પોતાના પ્રદેશમા અમલ કરે અને તે સમયમા મહાસભાનુ બીજુ કામ પોતાના મુખ્ય કામના પેટામા કર્યા કરે પોતાના વિસ્તારમા તે મહાસભાનુ થાણુ નાખીને જ પડ્યો હોય એટલે પોતાના મુખ્ય કામની સાથે દરેક ક્ષેત્રમા પ્રજાસેવા કર્યા જ કરે, પ્રજાને પ્રેરણારૂપ થઈ પડે આ બધા જુદા જુદા ક્ષેત્ર લઈ બેઠેલા મહાસભાના સેવકોની આ સાકળનુ નિયમન એક જવાબદાર અને પ્રતિષ્ઠિત સસ્થા મારફત થાય તો મહાસભાના કાર્યકર્તાઓમા જે ક્ષતિ જણાય છે તે પુરાશે તેમનુ કાર્ય પ્રજા સાથે અને મુખ્યત્વે ગામડામા જ હોય તેમણે આશ્રમનુ જીવન જીવવાને પ્રયત્નશીલ રહેવુ જોઈએ એવી ઉચ્ચગામી મર્યાદાઓ સાથે ગુજરાતના એક જવાબદાર સસ્થા નિર્માણ થવાની બહુ જરૂર છે

પણ ગુજરાતના આગેવાનોની દૃષ્ટિ કોઈ પણ કારણે એ તરફ નથી. તેથી ગુજરાતમા આવો પ્રયત્ન ફળીભૂત થયો નથી ગુજરાતમા મહાસભાના કોઈ પણ કાર્યકરે પોતાના જીવનની દરેક ક્ષણ મહાસભાના કાર્યમા જ અર્પણ કરી હોય તો પણ પોતાના નિભાવ અર્થે મહાસભા સમિતિ તરફથી લવાજમ ન લેવુ જોઈએ એવો ઠરાવ ગુજરાત પ્રાતિક સમિતિએ કર્યો છે એ ઠરાવથી ગુજરાત ઘણા અનિષ્ટોમાથી બચી ગયુ છે, એમા તો કાઈ શક નથી. પણ આ ઠરાવ સાથે

સાથે બીજી વ્યવસ્થા આવા કાર્ય કરો માટે થવી જોઈએ તે ગુજરાતમા નથી થઈ તેથી ગુજરાતને નુકસાન પણ બહુ થયુ છે આવી વ્યવસ્થાના અભાવે ઘણા કુશળ સેવકોને સેવાક્ષેત્ર દુઃખ સાથે છોડવુ પડ્યુ છે કેટલાક સેવકો પોતાના અંગત મિત્રોની ઉદારતાથી નભી રહ્યા છે આવી અવ્યવસ્થા મને નથી ગમતી ગુજરાતમા સરદારશ્રી એક જ એવી વ્યક્તિ છે જે આ કાર્ય બહુ જ કુશળતાથી કરી શકે અને ગુજરાતમા જાહેર કામને બહુ સગીન અને વ્યવસ્થિત પાયા પર મૂકી શકે

તે વખતે શ્રી દરબાર સાહેબ અને શ્રી ફૂલચદભાઈએ ખેડા જિલ્લા સેવક સઘ સ્થાપવાની મને વાત કરી ત્યારે મને તે ગમી પણ તેને માટે ફાળો ઉઘરાવવાને પ્રદેશ જવુ એ મારે માટે દુષ્કર હતુ હુ મારા કાર્યમા એવો એકતાન થયો હતો કે તેમાથી મારી જાતને લઈ લેવી મને ઠીક ન લાગ્યુ છતા મારા જીવનમા મોટે ભાગે હુ દરબાર સાહેબના આગ્રહને વશ થયો છું છેવટે હુ તેમના આગ્રહનો અનાદર ન કરી શક્યો, એટલે મારા પિતાશ્રીને નહોતુ રુચતુ છતા તેમને સમજાવીને આવુ જિલ્લાનુ એક સરસ કાર્ય થતુ હોય તો ચાર છ માસ મારે તે કાર્યમા રોકાઈને તેને કરી નાખવુ એવો નિશ્ચય મે કર્યો અને મે હા પાડી પણ એટલેથી પતે તેમ નહોતુ તેમણે એવો પણ આગ્રહ કર્યો કે મારે બાપુજી પાસે જવુ અને શ્રીમતી ભક્તિલક્ષ્મીબહેન મારી સાથે આવે એવી બાપુજીની સમતિ અને આશીર્વાદ મેળવવા

હુ એ કામ લઈ આશ્રમમા બાપુજી પાસે ગયો બાપુજીને સેવકસઘનો વિચાર ગમ્યો પણ તેને માટે પૈસા ઉઘરાવવા ભક્તિબાને પરદેશ મોકલવા તે તેમને યોગ્ય ન લાગ્યુ તેમણે કહ્યુ, "ભક્તિબાને બદલે દરબાર સાહેબ જાય તેમા મારો વાધો નથી પણ ભક્તિબા જેવી દેવીને પૈસાના ઉઘરાણા માટે આફ્રિકા મોકલવા એ એક તાબાના પૈસા ખાતર હીરો વટાવવા જેવુ મૂર્ખતાભર્યુ પગલુ મને લાગે છે એ માટે હુ આશીર્વાદ ન આપુ ભક્તિબાને દેશની મુક્તિને કારણે ફાસીને માચડે ચઢવાનુ હોય તો એ એને શોભે અને તે વખતે એને આશીર્વાદ આપવાનો મને ઉમળકો પણ થાય માટે ભક્તિબા નહિ પણ દરબારને જવાનુ નક્કી કરજો'

બાપુજીની આ સલાહ પછી દરબાર સાહેબે પોતે વિચાર કર્યો. અમે પાસ પોર્ટ માટે પણ તજવીજ કરી કેટલીક મુશ્કેલીઓ આવી અને તેમા વિલબ થતા બારડોલીની સત્યાગ્રહની લડતના મડાણ મડાયા અને થયેલા ઠરાવનો અમલ ન થઈ શક્યો અમને જે ગમ્યુ તે કુદરતને—પ્રભુને ન ગમ્યુ હોવાને કારણે કે તે કાર્યમા પ્રભુની કૃપા નહિ હોવાને કારણે પણ તેનો અમલ ન થઈ શક્યો

# ૭૯. મંગળ માસ્તર

હવે હું સ્થિરતાથી જમીન પર રહેવા લાગ્યો, તે એવો કે બારડોલીની સત્યાગ્રહની લડતમાં પણ જવાનું મન મેં ન કર્યું. દિવસે દિવસે હું ખેડૂતોના પ્રસંગમાં પણ વધારે આવવા લાગ્યો. લાગલાગટ પાંચ છ વરસ ખેતીની સીધી દેખરેખ હું ન રાખી શક્યો અને આજુબાજુના ગામોના સતત પરિચયમાં હું ન આવી શક્યો એટલે ત્યાંનું વાતાવરણ પાછું બગડ્યું હતું. આજુબાજુ થતી ધાડ અને લૂંટના ગુનેગારોને પકડવાને બ્રિટિશ અને ગાયકવાડી પોલીસ અમલદારોની મધરોલ ગામની મુલાકાતો પાછી શરૂ થઈ હતી. વારંવાર મારે કાને વાતો આવતી કે ગામમાં લૂંટારાની ટોળીઓ જામી છે, દારૂના ભઠિયાનો તો પાર નથી, જેઓએ પહેલાં દારૂ નહિ પીવાની પ્રતિજ્ઞા કરી હતી તેઓએ પણ દારૂ પીવા માંડ્યો છે, ગામ ઉપર પોલીસ ખાતાની ભારે ચોકી છે અને ઘણા શકદારો ગામમાંથી હાથ પણ આવે છે. પણ હું જોઉં કે તે પ્રવાહ બદલવાનું મારું ગજું નહોતું. પ્રભુ કોઈ પ્રસંગ આપોઆપ આપે તો જ એ કામ હાથમાં લેવાય. ગામનું મૂળ પેલા મંગળભાઈ માસ્તર, તે પણ બગડ્યા હતા. એટલે કે, પોતાની જાતને સાચવીને જે કાંઈ થતું હતું તેના પ્રત્યે આંખ આડા કાન કરતા હતા. તેમણે તે બધા બનાવો પ્રત્યે ઉદાસીનતા દાખવી હતી.

એવામાં ગામમાં બે ખૂન થયાં. મોજિત્રાના તાલુકા ફોજદાર ત્યાંના ચોરામાં ધામો નાખી પડ્યા. શકદારોને, કાવસિયાઓને બોલાવે, મારે, ઝૂડે અને ગુના મનાવવાનો પ્રયત્ન કરે. ગામના બધાયે નાનામોટા સર્વે સીમમાં પોતાનાં ખેતરોમાં રહેવા જતા રહ્યા. ગામમાં ચોરા આગળ કાવસિયા-શકદાર સિવાય બીજા કોઈ જણાય નહિ. એ દિવસોમાં એક દિવસ હું ગામમાં ગયો. રસ્તે જતાં ઘોડી ઊભી રાખી ચોરામાં નજર કરી. ફોજદાર ઓળખીતા હતા. મિ. શા. ખપાળ નામના હતા. તેમને પાછળથી આસોજ ગામના અત્યાચારમાં સાતેક વરસની સજા થયેલી. તેમણે મને આગ્રહથી બોલાવ્યો. હું ચોરામાં ગયો. ત્યાં થાંભલે એક ખૂની બાંધ્યો હતો. તેને હું ઓળખતો હતો. તેણે પોતાની સ્ત્રીનું ખૂન કર્યું હતું. સહેજ તકરારમાં આને રીસ ચઢી અને ચૂલામાં લાગતો લાકડાનો ફાચરો પોતાની સ્ત્રીના માથામાં માર્યો. બાઈ તમ્મર ખાઈને પડી અને મરી ગઈ. હું તેને બહાદુર માણસ તરીકે ઓળખતો હતો. ચોરામાં બે ચાર આગેવાનો અને પેલા મુખી મંગળ માસ્તર બેઠેલા હતા. ચોરામાં પેસતાં જ મેં ફોજદારને પૂછ્યું, 'આ માણસને કેમ બાંધ્યો છે?"

"એણે પોતાની સ્ત્રીનું ખૂન કર્યું છે,' ફોજદારે જવાબ આપ્યો.

ફોજદારનો જવાબ સાંભળી હુ બોલી ઊઠયો "આ ગામની અંદર જે કાઈ ગુના થાય તેના દોષિત આ મગળ માસ્તર છે તે માણસની એવી શક્તિ છે કે તે ધારે તો એક પણ ગુનો આ ગામમાં ન થવા પામે એટલે આ જુવાન મરદને બાધવા કરતા આમને ગુનેગાર ગણીને સજા કરશો તો પરિણામ સારુ આવશે ગામમા ત્રણ ખૂન થયા ત્યારે તમને આ ખૂનની ખબર પડી બીજા ખૂનની તમને ગધ આવે છે અને ત્રીજાની તો ગધ પણ નથી આવતી એ ખૂનના ગુના તથા બીજા ગુના માટે જવાબદાર આ ગામમા આ એક જ માણસ છે માટે આ જુવાનને છોડી મૂકો અને તેની જગોએ આમને બાધો" જરા કડક થઈ, પેલા મગળ માસ્તર તરફ આગળી ચીધીને મે કહ્યુ અને તેમને સબોધીને પૂછ્યુ, "કેમ મગળ માસ્તર, મારુ કહેવું સાચું છે ને? તમે સીધા હો તો કોની મગદૂર છે કે કોઈ આ ગામમા ગુનો કરે?"

આમ સીધા આક્ષેપવાળુ મારુ બોલવું સાભળી ફોજદારને નવાઈ લાગી પણ પેલા મગળ માસ્તર સાવ શરમિંદા થઈ ગયા પાસે જે બીજા આગેવાનો બેઠા હતા તેઓ માથુ હલાવીને મારી વાતને જાણે સંમતિ આપતા હોય તેમ મદમંદ હસ્યા પણ મારુ બોલવુ મંગળ માસ્તરથી સહન ન થયુ તે બોલી ઊઠયા, "ફોજદાર સાહેબ, રાવજીભાઈ સાચું કહે છે આ બધા ગુનાઓ માટે દોષિત તો હુ છું પણ મને તેમની હૂંફ હતી, મને તે ટોકનાર હતા, ત્યા સુધી હુ સાવચેત રહ્યો પણ આ બધાં તોફાન સામે હુ એકલો કયા સુધી ટકી શકુ? મારુ કેટલુ ગજું? પણ બાજી પાછી સુધારો. હું તૈયાર છુ અને આપણે બે હાજર હોઈશુ તો ગામનુ ગાડુ રાગે પડશે જ. તમે કહો ત્યારે ગામલોકોને ભેગા કરીએ"

ફોજદારને આ વાતમા રસ પડયો તેમણે કહ્યુ, "આજે જ ગામ ભેગું કરો ને?"

મે કહ્યુ, "તમારાથી લોકો ભડકશે તમારી અને અમારી કાર્યપદ્ધતિ જુદી તમે સત્તા ચલાવીને કામ લો તે ન થાય એ તો તેમના પ્રત્યેની લાગણી અને પ્રેમથી કામ થાય"

પણ ફોજદારે આગ્રહ ધર્યો, "મને પણ આવા કામમાં રસ છે અમારી પદ્ધતિથી કામ ન થાય એ હુ માનુ છુ હુ તમને તમો પૈકી એક જણ તરીકે આ કાર્યમા મદદ કરીશ આજે જ ગામ ભેગું કરો"

ગામના આગેવાનોએ પણ તેમ ઇચ્છયુ એટલે રાત્રે ગામલોકોને ભેગા કરવાને મગળ માસ્તરને કહ્યુ. પેલા બાધેલા યુવાનને છૂટો રાખવાની મેં સૂચના કરી તેના બધ છોડી દીધા અને તેને કહ્યુ, "સાચી વાત હોય તે કહેશે તો તને સજા ઓછી થશે હુ જ સાચી વાત કબૂલ કરીશ તો તને ઓછી સજા થાય તેવો કેસ ફોજદાર સાહેબ કરશે પણ સાવ છૂટવાની લાલચે જૂઠું બોલીશ તો સો ટકા ચોક્કસ છે કે તારો ગુનો સાબિત થશે અને તને ભારે સજા થશે" આ માણસે

હરકેરાઈને ક્રોધના માર્યા જે ગુનો કર્યો હતો તેની કબૂલાત આપી અને પાછળથી તેને ત્રણ વરસની સજા થઈ હતી

નિર્ણય પ્રમાણે રાત્રે ગામની સીમમાથી સેંકડો માણસો ભેગા થયા, પણ જ્યા સુધી હું પરામાથી ગામમા ન ગયો ત્યા સુધી તેઓ ગામમા પેઠા નહિ બધા પોલીસના ત્રાસથી ત્રાસી ગયા હતા અને સૌને ભય હતો કે રખેને રાત્રે જઈએ અને પોલીસને પકડાઈએ ! હુ ચોરામા ગયો ત્યાર પછી પદર મિનિટમા સ્ત્રીઓ અને પુરુષો ચોરાના ચોકમા ઊભરાયા અમે પણ તેમની સાથે જ બેઠક રાખી અને ધાતો કરવા માડી ં મારા મનનો ઊભરો કાઢયો પ્રેમભાવે તેમને ઠપકાર્યા અને આ બધા દોષોનુ કારણ મ ગ ળ માસ્તરને ગણીને મે તેમને જાહેરમા ભાડ્યા એ બધાને ગમ્યુ પણ પરુ ફોજદારે પણ પોતાની રાહ બદલી અમારા પૈકીના એક થઈને તેમણે ઠીક કહ્યુ ત્યા મુખી મ ગ ળ માસ્તરે તો હદ કરી તેમને પોતાના માણસો પાસે કામ કરાવવાની ટેડ બહુ સારી બેસી ગઈ હતી તેમણે પોતાની નબળાઈ વર્ણવી બીજા આગેવાનોને પણ પોતાની સાથે લીધા અને કહ્યુ, “હવે શુ કરવુ છે ? પાછા બધા પાપ ખ ખેરી નાખવા પડશે દારૂ શરૂ થયો ત્યારથી પાછા બધા તોફાન શરૂ થયા ” તેમણે પૂછ્યુ, ‘દારૂ કાઢવો છે ? હવે તો સહ તર કઢાય તો જ નભે ” બધાએ હા પાડી તેમણે પાસે બેઠેલા બીજા આગેવાનોની બાયધરી માગી બધાયે આગેવાનોને કહ્યુ, “બાયધરી આપો કે તમે મારા કહ્યા પ્રમાણે કરશો ” આગેવાનોએ ખાતરી આપી એટલે માસ્તરે સક્રિય કામ કરવા માડ્યુ એક પછી એક મહોલ્લા લીધા. અને કહેવા માડ્યુ, “ભીખા રોમાનુ દારૂનું ભઠિયુ અમુક સ્થળે છે તેનુ કેમ છે ? તે અહી હાજર છે કે ?”

તે માણસ બોલી ઊઠ્યો ‘ હુ હાજર છું ભઠિયુ સવારે ધોવામા નાખી દઈશ ”

‘રામચ દ્રદેવની જય ’ નો અવાજ થયો

“પેલા મધુર ભગાનુ ભઠિયુ રોણી નીચે છે તે અહી છે કે ?’

તે ભાઈ બોલી ઊઠ્યા ‘હા, હાજર છુ કાલે એ પણ ફેકી દઈશ અને તે કામ હવેથી નહિ કરું ’

આમ મ ગળ માસ્તરે તો એક પછી એક નામ બોલવા માડ્યા અને તે માણસ પાસેથી અગર તે ન હોય તો તેના વતી બીજા તરફથી ખાતરી મળવા માડી

આમ દારૂ ગાળવાનુ પ્રકરણ પૂરુ થયુ અને ટ ટાફિસાદનુ શરૂ થયુ બારૈ ગામમા સર્વથી ભૂડો અને સર્વ તોફાનના મૂળરૂપ ‘ઊભે ભાને છોડી વળાવવા ’ એક ક્ઢગો રિવાજ છે આ રિવાજથી કોમના બાળકોમા નાનપણથી જ એવા હલકા સસ્કાર દાખલ થાય છે કે ચારિત્ર્ય અને પવિત્ર જીવન જેવુ કાઈ રહેતુ નથી. ‘ન ફાવ્યુ તો આ ચાલી બીજે ઘેર ’ એટલીક ચબરાક સ્ત્રીઓ એમ બોલી નાખતી સાભળી છે કે ‘હું તો એક જ હાથે બલૈયુ પહેરુ છુ, જ્યારે ન ફાવે

કાઢતા વાર જ ન લાગે ' આવો કઢંગો રિવાજ અને તેની સાથે તામસી અને સાહસિક સ્વભાવ, એટલે દારૂ અને દેવતાનો યોગ થાય પરિણામે સમગ્ર કોમમાં વેરઝેર અને તોફાન મચ્યા રહે છે પેલા મગળ માસ્તરે એ વાત શરૂ કરી અને તેનો બદોબસ્ત કર્યો આ બે વાત તે દિવસે નક્કી કરી રાતે સહુ વેરાઈ ગયા સવારે અમે ધોવામાં જોયુ તો આશરે સાઠેક દારૂના બાટિયા આવી પડેલા હતા પેલા ફોજદાર તો તાજુબ થયા પછી મે જોયુ કે ત્રણ ચાર માસમા ગામમા શાન્તિ પથરાઈ ગઈ જેણે લૂટો ચલાવેલી અને પોતાની બૂરી ટેવ છોડતા નહોતા તેઓને આગેવાનોએ ગામમાથી કાઢી આપ્યા આમ મને એવો અનુભવ થયો છે કે બારૈયા કોમમા બહારના ગમે તેવા પ્રખર આગેવાનો જે કાર્ય કરી શકે તેના કરતા તે પેટાના સામાન્ય માણસો તૈયાર થાય તો તેઓ અનેક ગણુ વધારે કાર્ય કરી શકે છે

## ૮૦. ભાથી ભગત

સવત ૧૯૮૪ની સાલનો જેઠ માસ હશે ખેતીને કામે જમીનમા ખાતર ન ખાવવાની વ્યવસ્થા માટે હું ખેતરોમા ફરતો હતો મોતી કસન નામના એક ખેડૂતના ખેતરમા હુ ગયો ત્યા તેની વહુ બેસ માટે ઝાડનો પાલો ઉઝરડતી હતી મે તેને પૂછ્યુ, ' ગગા મોતીજી કેમ જણાતો નથી ? પરગામ ગયો છે કે શુ ?"

તેણે ઘૂમટો તાણી જવાબ આપ્યો, 'એ તો કેટલાયે દિવસોથી ઘેર નથી

" કૂવો ચણવા ગયો છે ?' તે તે મને જતો હતો તેથી મે પૂછ્યુ

' ના રે મોટાભાઈ, કૂવો ચણવા તો નથી ગયા પણ એક પીડામા પડ્યા છે, તેણે જવાબ આપ્યો

'શાની પીડામા ? તેણે કાઈ ગરબડ કરી છે ? ગરબડ કરે એવો તો નથી" મે કહ્યુ

'એ તો કાઈ ગરબડ કરે તેવા નથી પણ તેમના ભાઈ ભાથીજી ક્યા પાસરા છે ? તેમનો કાઈ ગોટાળો છે ભાથીજીના વહુ થોડા દિવસ ઉપર નાસી ગયેલા તેમનો કાઈ પત્તો નથી દૈવ જાણે શુ થયુ ? પણ સોજિત્રાનો ફોજદાર પાછળ પડ્યો છે રોજ સિપાઈ ધક્કા ખાય છે અને બન્ને ભાઈઓને ફોજદાર બોલાવે છે તેથી બન્ને જણ અહીંથી જતા રહ્યા છે ગગાએ ગાળી ગળીને મને વાત કરી

વાત એવી બનેલી કે મોતીજીના ભાઈ ભાથીને પોતાની સ્ત્રી સાથે તકરાર થઈ ભાથી સ્વભાવે બહુ તજ હતો શરીરે પણ પહોચતો હતો તેણે સ્ત્રીને મારઝૂડ કરી સ્ત્રી તેને ઘેરથી નાસી છૂટી થોડા દિવસ વીત્યા અને ભાથીને શક ગયો કે

તેની સ્ત્રી પાછી નથી આવવાની, પણ બીજા સાથે વેપાર માંડવાની છે આ કાંઈ તેનાથી સહન થાય કે? તેના જીવતા તેની સ્ત્રી બીજાને જાય છતા તે બેસી રહે એ તો નામરદાઈ ગણાય એમ તેને લાગ્યુ અને વાત એવી ચાલી કે ભાથીએ પોતાની સ્ત્રીનુ ખૂન કર્યું કોઈ એક સ્થળે એક સ્ત્રીનુ શબ બેડોળ દશામા અને ઓળખી ન શકાય એવી સ્થિતિમા પોલીસને મળી આવ્યુ પોલીસે પંચક્યાસ કરાવીને તેને દટાવી દીધુ એ શબ કોનુ છે, તેને શું થયુ હશે વગેરે કાંઈ જણાયુ નહિ પણ આ તો કમાણીનુ એક બારુ પોલીસને હાથ લાગ્યુ શોધતા શોધતા તેને માલૂમ પડયુ કે, મધરોલના ભાથી કસનની સ્ત્રી નાસી ગઈ છે અને તેનો કાંઈ પત્તો નથી આ પરથી ફોજદારે તે બન્ને ભાઈઓને બોલાવ્યા અને તે સ્ત્રીને તમે મારી છે એમ કહીને ધમકાવવા માંડયા પછી એમાથી એવો સૂર હાથ આવ્યો કે ત્રણસો રૂપિયા ફોજદારને આપે તો આ કેસ માંડી વાળે, નહિ તો ખૂનના કેસમા બન્ને ભાઈઓને સંડોવશે આ ધમકી સાભળી બન્ને, પછીથી મળવાનુ કહી, ત્યાથી ચાલ્યા ગયા પૈસા આપી શકે તેવી તેમની સ્થિતિ નહોતી પોલીસ હેરાન કરશે એવી બીકથી બન્નેએ ગામ છોડયુ અને માતર તાલુકાના કોઈ ગામે છુપાઈને રહેવા લાગ્યા તે કયા છે તેની મને ખબર નહિ પણ મને લાગ્યુ કે તેઓ ગામમા આવી નિશ્ચિંતે ધધો ન કરી શકે તો એ ભાઈઓ પેટ ભરવા અવળા ધંધા કરતા થઈ જશે તેમા વળી નાનો ભાઈ ભાથી તો એ રસ્તે જલદી ચઢી જાય તેવો જ હતો હું મગન માસ્તરને મળ્યો તેમને મે આ વિષે પૂછયુ તેમણે મને કહ્યુ, "કેસમા માલ નથી. મુદ્દામાલ નથી ફરિયાદી નથી જે શબ હતુ તેના પંચક્યાસમા પણ તે કોનું શબ છે તેની કાંઈ ઓળખ પડી નથી છતા ફોજદારને લાલચ છે તેથી આ બન્ને ભાઈઓ પાછળ પડયો છે તેઓ બિચારા સિદિરા હદમા છુપા પડયા રહે છે'

'પણ તેઓ કયા છે તેની તમને ખબર છે?" મે પૂછયુ

"ના, મને ખબર નથી. પણ ખબર મેળવી શકાય ખરી,' તેમણે કહ્યુ

"તો તે ખબર મેળવીને તેમને અહીં બોલાવો ચોમાસુ પાસે આવ્યુ તે નાસતા ફરશે તો ખેતી શા રીતે થશે? અને ખેતી નહિ કરે તો આખું વરસ ખાશે શું? તમને ખબર તો છે કે ભાથી તો ટોળીમા ભળે તેવો છે એ આરો ફાટયો તો વળી લોકોને હેરાન કરશે અને અંતે તે મોટા ફેરામા આવી પડશે તેના કરતા શરૂઆતથી જ તેનો રસ્તો કરોને?' મે આમ મગન માસ્તરને સૂચક શબ્દોમા કહ્યુ

માસ્તરે મારું કહેલુ સાભળીને મને પૂછયું, "મને તો એક રસ્તો સૂઝે છે હું તે બન્ને ભાઈઓને બોલાવીને તમારા તરફ મોકલુ, તમારી પાસે થોડા દિવસ તે રહે અહીં ફોજદાર તેમને શોધવા આવશે તો હું તેમને કહીશ કે 'નાહક

તેઓની પાછળ શાને પડયા છો ? તેમનો ગુનો હોય તો રાવજીભાઈ પાસે પરામા નઓ તે તેમને સોપગે ' હુ એવો જવાબ ફોજદારને આપુ ?"

મે કહ્યુ, "હા એવો જવાબ આપતે અને વધુમા એમ પણ કહેલું કે છતા કાઈ મુદ્દા સિવાય નાહકના તે લોકોને ન્નડશો તો રાવજીભાઈ પોલીસ કમિશનરસાહેબને લખી જણાવશે, એમ તે કહેતા હતા '"

ત્રીજે દિવસે વહેલી સવારે મોતી અને ભાથી બન્ને ભાઈ મારી પાસે આવ્યા. રામરામ કરીને બેઠા મે તેમના આવતા વાર જ પૂછ્યુ, "કેમ મોતી, તમે બન્ને ભાઈ કયા ભમતા ફરો છો ?"

"તમે બધુ જાણતા તો હશો શું કરીએ ત્યારે ? ફોજદારના હાથમા આવીએ તો તેનું પેટ ભરી શકાય એવી અમારી શક્તિ નથી અને વળી અમને કચડી મારે એટલે નાસતા ફરીએ છીએ "

"પણ એમ કયા સુધી નાસતા ફરશો ? ચોમાસુ બેસશે તમારી ખેતીનું શું ? ખેતી નહિ કરો તો, આ ભાથી તો એકલો છે, પણ તારે બૈરી છોકરા છે તે શું ખાશે ? વળી તમે ભમ્યા કરશો તો પણ તમારેય ખાવા તો જોઈશું ને ? એ માટે તમારે અવળચડા કરવા પડે, એમ કરતા કરતા તમે ટોળીમા જ દાખલ થઈ જવાના આવુ થાય તેમા તમે તો માર્યા જાઓ " મે તેમના ભાવીનો ખ્યાલ આપતા કહ્યુ

મારુ કહેલુ સાભળીને પેલો ભાથી બોલી ઊઠયો, 'મોટા ભાઈ, મારુ જે થવાનુ હોય તે ભલે થાય, પણ આ મોતીજીના બૈરાછોકરા રવડી મરશે એનો રસ્તો બતાવો તમે જ તેમને બચાવી શકશો "

"અને તારુ શું થવાનુ ? તારે નથી જીવવુ ? તારે સુખી નથી થવુ ?" મે પ્રેમભાવે પૂછ્યુ

"એ કાઈ મારુ ધાર્યું થવાનુ છે ? માલિકને જે કરવુ હશે તે કરશે મારુ કર્યું હુ ભોગવીશ, બીજાને મારા વતી શા માટે ભોગવવુ પડે ?" ભાથી કાંઈક નિરાશાપૂર્વક બોલ્યો

"એમ નહિ, ભાથી તમે બન્ને ભાઈ સુખેથી રહો અને મહેનત કરી દહાડા કાઢો એવુ હુ ઇચ્છુ છુ હુ તો ભીડભૂડિયો છું હુ દુખી થઈશ અને અનેકને દુખી કરીશ એટલે મારે તને પણ છૂટો મૂકવો નથી તમે બન્ને ભાઈ અહીં મારી પાસે રહો ' પણ તમારે મારુ કહેલુ કરવુ પડશે " મે તેમને મારો નિર્ણય જણાવ્યો

"અમારુ રક્ષણ તમે કરો તો પછી અમારે દુખ શું રહે ? અમને કોણ પૂછે તેમ છે ? અને તમારુ કહ્યુ અમે નહિ કરીએ તો બીજા કોનું કહ્યુ કરીશું ? અમારી જાત તમારે માટે છે," તેણે અહેસાનથી કહેવા માડ્યુ

"ત્યારે જો ભાથી, તેં દોષ તો કર્યો છે. તે શિવની મૂર્તિ તોડી પાડી છે ફોજદારના હાથથી છૂટીશ પણ પરમેશ્વરના હાથમાંથી છૂટવાનો છું? તેનું ફળ તો તારે ભોગવવું જ પડશે ને? તે હું કે તું કોઈ ટાળી શકીએ તેમ નથી પણ મારી ઇચ્છા તો એટલી જ છે કે તું વધારે તોફાન કરતાં અટકું અને સારે રસ્તે ચઢું. ફોજદાર તારી પાછળ પડયો છે પણ ઘણુંખરું તેનાથી કાંઈ થઈ શકે તેમ નથી હુ આડે આવું તો તે તારો છાલ છોડે એવો સંભવ છે પણ કદાચ તેની પાસે તારી વિરુદ્ધ કાંઈ સાધન હોય અને વારન્ટ મેળવી તને લઈ જાય તો પણ તારે ગભરાવાનુ નથી તે જે કામ કર્યું છે તેની પૂરી સાબિતી તેની પાસે હશે તો સરકાર તને છોડનાર નથી સતાતો ફરીશ તો તેથી તારા ઉપરનો શક વધારે મજબૂત બનશે માટે તમારે કોઈએ ભટકવું નહિ અહીં રહો ખેતીને કામે લાગો કાંઈ થવાનુ નથી અને છતા વારન્ટ મેળવી તને લઈ જાય તો પણ તમારે ડરવાનું નથી થવાનું હોય તે ભલે થાય પણ એક કરેલા કર્મના બંધનમાંથી છૂટવાને બીજાં અનેક ખોટાં કર્મ કરવા પડે તેવા સંજોગોમા તમારે શા માટે રહેવુ? માટે તમે બન્ને અહીં રહો તમારા ઉપર કાંઈ જોખમ આવી પડશે તો તમારા બચાવ માટે હુ મારાથી બનતુ કરીશ"

બન્ને ભાઈઓ રાજી થયા અને ત્યા જ રહ્યા બે ત્રણ દિવસમા તો જમીન ઉપર અને ગામમા હરતા ફરતા થઈ ગયા ફોજદાર મધરોલના ચોરામા ગયેલા અને તેની તપાસ કરેલી પણ મગળ માસ્તરે તેમને સુણાવી દીધેલુ એટલે તેમને મધલાળ લાગી હતી તે કાઢી નાખી પછી તો બન્ને ભાઈઓ પોતાની ખેતીમા કામે લાગ્યા

આમ કેટલાયે માસ વીતી ગયા અને પેલા ભાથીને ઘર માંડવાની ઇચ્છા થઈ દોઢસો રૂપિયા સુધી ખર્ચ થાય સોએક રૂપિયાનો માટે તેને ટેકો કરવો એવી તેની માગણી થઈ સ્રીવાળો ન થાય તો તે રહેણીબંધ રહે કે કેમ તેની મને શંકા હતી વળી ઘરમા સ્રી ન હોય તો નિશ્ચિંતે ખેતી પણ ખેડૂતથી ન થાય ખેતી કાંઈ એકલા માણસથી થાય? એ તો કુટુંબથી જ થઈ શકે એવો ધંધો રહ્યો ગામ પરગામ જાય તો તેનુ ઘર કે ઢોર સાચવનાર પણ જોઈએ ને? એટલે મેં હા પાડી તે સ્રી લાવ્યો મહિનાઓ વીત્યા અને વળી એક દિવસ તેણે પોતાની સ્રી સાથે તકરાર કરી કાંઈ ભય પણ બતાવ્યો હશે એને માથે કલંક તો હતુ જ સ્રીને ડર લાગ્યો કે કોઈ દિવસ તેનો પણ ઘાટ ઘડાશે, એટલે તે તેના બાપને ત્યા જતી રહી અને તેના બાપે આને જણાવ્યુ કે, મારી છોડી હવે તમારે ત્યા નહિ આવે તેને બીજે સ્થળે ઠામે બેસાડીને તમારી રકમ ચૂકવીશ. અને શરૂ લઈશ આવુ સાભળી આનો મિજાજ ખસ્યો. તે અકળાતો મારી પાસે મે તેને શાંત પાડ્યો મેં તેને સમજાવ્યુ, "તારું હૃદય શું અને તારા પૈસા તો આવવાના છે ને? તેમાં શક છે?"

તેણે કહ્યુ, "ના, તેમા મને શક નથી પૈસા તો મળશે "

'થયુ ત્યારે જેમ તારો જીવ તને વહાલો છે અને તુ ફોજદારથી ભાગતો હતો તેમ તે પેલી સ્ત્રીને મારી નાખેલી તે ઉપરથી બીજી સ્ત્રી તારી કિંમત તો કરે જ ને ? તે તારાથી ડરે તેમા તેના શો દોષ ? તારો દોષ તુ ભોગવ કઈ ક્ષણે તારો મિજાજ હાથમાથી જાય અને તુ કાઈક અવિચાર્યુ મારી બેસુ તેનો શો વિશ્વાસ ? તારો વિચાર તો મારવાનો ન હોય પણ ક્રોધથી મારુ અને કચોલુ વાગવાથી મરી જાય મરી ન જાય તો લાગો વખત દિખાય આમ તારો સ્વભાવ ક્રોધી અને અવિચારી રહ્યો તેમા કોઈનો શો દોષ ? બચાય પોતાનો બચાવ શોધે અને તારાથી ગભરાય માટે તુ હવે અકળાઈશ નહિ શાતિ રાખ હર ઘડીએ તો સાહેબનુ નામ દે છે અને માલિકની વાતો કરે છે તે માલિક તને શું કહે છે ? વારવાર ક્રોધ કરી રાક્ષસ થવાનુ કહે છે ? તારે કોણ ખાનાર છે ? તારે કોનુ પોષણ કરવાનુ છે ? તુ એકલો છે તારુ એકલાનુ પેટ મજૂરી કરીને નહિ ભરાય ? માટે બધા ફદ રહેવા દઈને જે માલિકને યાદ કરુ છુ તેનો થઈને રહે તોફાન ન કરીશ જોને તારો ભાઈ, મોતીજી તો ધધે વળગી ગયો અને હવે તુ કાઈ ગરબડ કરીશ તો તે તારી છાયેય ઊભો નહિ રહે "

આમ મે ઘડીક કહ્યા કર્યું અને તેણે સાભળ્યા કર્યું પછી થોડી વારે "જે પ્રભુ" કહીને તે ત્યાથી ઊઠચો

થોડા દિવસ પછી મે સાભળ્યુ કે ભાથી કબીરપથી સાધુ થઈ ગયો છે મને નવાઈ લાગી એક દિવસ તે મારી પાસે આવ્યો દાઢી વધારેલી, માથે જટા પણ ખરી, સફેદ રૂમાલ બાધેલો, તીલુ કરેલુ, ગળે માળા લટકાવેલી, અને "સાહેબ સાહેબ" કરી હાથ જોડી નમન કરીને બેઠો મે કહ્યુ કેમ ભાથી, તુ તો સાધુ થઈ ગયો !'

તેણે જવાબ આપ્યો "લૂગડા તો પહેર્યા છે પણ અ દરનો ર ગ ટકે ત્યારે ને ? સાહેબ બધુયે કરશે તમારી દયા હશે તો લીલા લહેર થશે અને તે દયા માટે અહી આવ્યો છુ સાભળ્યુ કે તમે આવ્યા છો એટલે ચાલી નીકળ્યો "

હું હસતો હસતો બોલ્યો, "હજીયે ગાડા જેવી વાત કરે છે દયા તો માલિકની જોઈએ માણસની દયાની આપણને શી પરવા ?"

તે ડાકુ હલાવતા બોલ્યો, "માણસની પણ દયા જોઈએ તે પણ સાહેબનો અ શ છે ને ? તમારી દયા હોય તો સાહેબની દયા મળે "

"ઠીક, હુ સમજ્યો બોલ ત્યારે, તારે મારી શી દયા જોઈએ છે ?' હુ મશ્કરી કરતો બોલ્યો

તે ધીરે સ્વરે બોલ્યો "તમે મારી પાસે પૈસા માગો છો તે હુ તમને નહિ આપી શકુ "

આ સાંભળી મે તેને કહ્યુ, "પણ તે તો પેટ દોઢ વીઘાનુ તારુ ક્યારડુ તારા દેવા પેટે અને આપી મૂક્યુ છે હવે બાકી શું રહ્યુ?"

તેણે નિશ્ચયપૂર્વક જવાબ આપ્યો, "પણ હવે તેમ થઈ શકે તેમ નથી હું મદિરમા દાખલ થયો એટલે મારે દાખલ થતા ભેટ તરીકે કાઈ આપવુ જોઈએ ને? તે ક્યારડુ મે મદિરમા ભેટ આપ્યુ છે મારી મિલકતમા તે એકલુ જ હતુ બીજુ હું શું આપુ? તે આપવાનો મે સકલ્પ કર્યો એટલે હવે હું તમારી માફી માગવા આવ્યો છુ"

મે આનદથી કહ્યુ, "ભલે તે તેવો સકલ્પ કર્યો તે આ બધી જ જાળ છોડી તેની સાથે તારુ દેવુ પણ છૂટયુ"

વળી તેણે મને કહ્યુ, "પણ મારા વતીના મારા ભાઈ પાસે પણ નહિ માગવાના"

"ભલે, તેની પાસે વળી શાના માગવાના હોય! તેની ચિંતા ન કરીશ નહિ સુખેથી સાહેબનુ સ્મરણ કર અને હવે બીજી જજાળમા પડીશ નહિ ભાઈ, તુ છૂટયો" મે તેને ઉત્તેજન આપતા કહ્યુ

"છૂતવુ તો સાહેબના હાથમા છે આપણે તો કાલાવાલા કરવાના છે" એવુ કહીને ત્યાથી ઊઠી નમન કરી ભાથી ચાલતો થયો

જે સસ્કારમા તે ઉછર્યો, જે કોમનો તે હતો અને આજ સુધી જે હલકી વૃત્તિમા તે પોષાયેલો તે જોતા તુ એમ કહુ કે ભાથી સાધુ થઈ ગયો તે જ્ઞાની નથી, તેને વિદ્વત્તાભરી વાત કરતા નહિ આવડે, તેણે સાધુ પુરુષ માટે આપણે જે કલ્પના કરીએ છીએ તેનો પલટો નહિ લીધો હોય, પણ તેણે ગમ ખાધી તેણે પોતાના જીવનના પ્રવાહને વાળી લીધો અને ગુના કરવાના જોખમમા હર ઘડીએ રહેતો તેમાથી તે છૂટયો એના જેવા અજ્ઞાન, તામસી, મમતી અને અસસ્કારી ગણાતા જીવ માટે તેણે જે પલટો ખાવો તે ઓછો ન કહેવાય પ્રભુએ તેને એક ડગલુ બતાવ્યુ અને તે તેણે શ્રદ્ધાપૂર્વક ભર્યુ

## ૮૧. ભગવાનની લીલા!

રેલ પછીનુ આખુ વરસ મે મારુ ચિત્ત એનીમા જ પરોવ્યુ કૂવાનુ પાણી લગભગ સો વીઘા ફરે એવી રીતે કાચાપાકા હાળિયા, કૂડીઓ વગેરે કરી તેમા લગભગ ત્રણ હજાર રૂપિયા ખર્ચ્યા ચોમાસુ આવ્યુ તેના સ્વાગત માટે જે તૈયારી કરવી ઘટે તે કરી નાખી વરસાદ પણ સારો વરસ્યો આ ચોમાસામા ફળ ઝાડની રોપણી કરવાની હતી વલસાડ તાલુકામાથી અને તેની પાસેના થાણા જિલ્લાના ગામોની વાડીઓમાથી પસદગીના ફળઝાડ લાવ્યો ૪૧ ચીકુ, ૭૫ લીચી

જાતના કલમી આંબા, ૧૦૦૦ છોડ બટકી કેળાં, ૨૦૦ છોડ અનેનાસ, ૧૦૦ મોસંબી, ૪૦૦ લીંબોઈ, ૩૦૦ જામફળ, ૩૦૦ દેશી આંબા અને ૧૫૦૦ પપૈયા. આશરે પંદર વીઘાંમાં આ બધા છોડ નાખ્યા. અને જોઈને હૃદય મલકે એવી સરસ રીતે તે ઊછર્યા તે ઉપરાંત આદુ, હળદર, સૂરણ, બાર વીઘાં મરચી, અને રીંગણી, અને સાત વીઘાં તમાકુ રોપાઈ મરચી, રીંગણી અને તમાકુની ઉત્પન્નમાં આ છોડનો ખરચો પોષાઈ જશે એવી ગણતરી હતી. મારી અભિલાષા એવી હતી કે મારે ખાવા જોઈતી બધી ચીજો મારે પકવવી અને એ અભિલાષા એટલે સુધી પૂર્ણ થઈ હતી કે મીઠું અને ખાંડ સિવાય ખોરાકની બધી ચીજો મારી જમીનમાં પાકેલી હતી. એક દિવસ દરબારસાહેબ અને અન્ય મિત્રો ત્યાં આવેલા ત્યારે મેં કહ્યું કે તમે જે કાંઈ જમ્યા તે પૈકી મીઠું અને સાકર સિવાય સર્વ ચીજો અહીં પકવેલી છે અને ઘી દૂધ પણ ઘરની ભેંસનું છે. ઘઉં, ચોખા, દાળ, ઘી, આદુ, હળદર, મરચું, ધાણા, જીરું, મેથી, રાઈ, તલનું તેલ, સૂરણ, રીંગણ, વાલ, મોગરી, કેળાં, પપૈયા અને ટમેટા, એ બધી ચીજો મારી જમીનમાં પકવેલી હતી આખા ચોમાસામાં આ બધી વસ્તુ માટે તૈયારી કરી, જે જે સમયે વવાય કે રોપાય તે તે સમયે તે ચીજો વાવી અને રોપી. દિવાળી આવી અને પરાની આજુબાજુ હરિયાળી વાડી થઈ રહી

સને ૧૯૮૫નો શિયાળો આવ્યો. પોષ માસમાં ઠંડી પણ ખૂબ પડવા માંડી જેમ જેમ ઠંડી વધી તેમ તેમ વાડી પણ ખૂબ ખીલી કેળો, આંબા, પપૈયા, જામફળ, ચીકુ, વગેરે ફળઝાડ નવી કૂંપળો અને નવાં પાન કાઢ્યાં જ કરે પોષ વદી ૧૨નો દિવસ હશે એમ મને યાદ છે. સાંજના ભારે ઠંડી અને પવન તાપણી કરી કરીને ઠંડી ઉડાડીએ, અને એવી બીક લાગી કે રાત્રે હિમ પડશે કે શું? સખ્ત ઠંડી પડી કોઈ ખેડૂતે ઘડામાં રાત્રે પાણી ભરીને બહાર મૂકેલું તે ઠરીને બરફ થઈ ગયું સવાર થયું. હું પથારીમાં જ હતો, ત્યાં એક ખેડૂતે મને કહ્યું, "આજે તો હિમ પડ્યું છે." હિમની ભયંકરતાનો મને તે વખતે ખ્યાલ નહિ આવેલો મેં માનેલું કે કૂણી કૂંપો અને પાકનાં ફૂલો બળી જશે અને સહેજ નુકસાન પણ થશે. એવા ખ્યાલથી હું ઊઠી તાપણી પાસે બેસી રહ્યો. સૂર્યનારાયણ પ્રકાશ્યા. અને તાપનાં કિરણ જેમ જેમ નાનામોટા છોડ પર પડવા માંડ્યાં તેમ તેમ હિમનો પ્રભાવ જણાયો

એ હિમ અગ્નિરૂપે પડ્યું હતું. ખેડૂતોએ તેને લફડિયું હિમ કહ્યું. ઝાડ પણ બાળી નાખે એવું હિમ હતું મને એક જણે કહ્યું, "આપણી કેળો બળી ગઈ" હું શી રીતે માનું? તેને તો રોજ વહેતું પાણી મળે જે વાવેતરને આગલે દિવસે પાણી પાયું હોય તેને હિમ ન લાગે એવી ગણતરી ખેડૂતોની હતી. પણ આ હિમ તેમની ગણતરીની, તેમના અનુભવની બહારનું હતું. પેલા ભાઈની વાત સાંભળી હું ઊઠ્યો અને પરા બહાર નીકળી કૂવાવાળા ખેતરમાં નજર કરી તો જાણે બધાયે

છોડ ઉપર કાળી ચાદરો બિછાવી દીધી હોય તેવો દેખાવ થઈ રહ્યો હતો હુ આગળ ચાલ્યો પપૈયા બધા બળી ગયા હતા આંબાના પાન બધા બળી ગયા હતા પણ તેના છોડને થયેલી અસર તુરત ન જણાઈ જામફળી બળી ગઈ હતી. બધીયે તમાકુ અને જેના પર ચોમાસુ શિયાળુ પાકનો આધાર હતો તે બાર વીઘા મરચી અને રીંગણીના ખેતરમા પણ જાણે કાળી બિછાત કરી હોય તેવુ થઈ ગયુ હતુ આમ ફરતા ફરતા આ કુવેતર ખેતી પૂરી થયા પછી ચોમાસુ પાકવાળી જમીનમા તુવેરો લગભગ પચાસ વીઘા બળી ગઈ હતી હુ તે બાજુની જમીનને છેલ્વે ખેતરે જઈ પહોચ્યો ત્યારે આજુબાજુના પચાસેક ખેડૂતો ભેગા થયા હતા તેમાના કેટલાક તો રડતા હતા અને કેટલાક આ મરચી તમાકુ બળી ગયેલા જોઈને આશ્વાસન મેળવતા અને મન મનાવતા હતા કે આ બધા નુકસાન પાસે આપણુ નુકસાન શા હિસાબનુ જેમ જેમ દિવસ ચઢ્યો તેમ તેમ વાડો પણ કાળી થઈ ગઈ અને કેટલાક ઝાડ પણ બળી ગયેલા જણાયા ગયા વરસની રેલ ખમતા પણ આ વરસનુ હિમ ખેડૂતોને આકરુ નીવડયુ મહામહેનતે અને ખેડૂતોના મોટા ખરચે ઉછેરેલુ જીવન હિમે બાળીને ખાક કરી દીધુ મારા દિલને પણ આ આઘાત લાગ્યો પણ શું કરવુ? જે વાત આપણા અખત્યાર બહારની છે તેને માટે શોક કે ચિંતા કરવી વ્યર્થ છે એટલે મરચી અને તમાકુવાળા ખેતરના ખેડૂતોએ મને પૂછયુ 'હવે શું કરવુ?" ત્યારે મે હસીને કહ્યુ 'ભગવાને પોતાની લીલા કરી. ત્યારે આપણે પણ આપણી લીલા કરીએ જે જગતને લીલુછમ મૂકીને રાત્રે સૂઈ ગયેલા તેને સવારે કાળુ –બળીને ખાક થઈ ગયેલુ દેખીએ છીએ એ કાંઈ પ્રભુની જેવી તેવી લીલા છે? હવે આપણે બળી ગયેલા પાકને ખોદી નાખો અને ઉનાળુ જરબાજરી વાવવાની તૈયારી કરો"

ખેડૂતને મન તેના વાવેતરનો એક એક છોડ તેના એક એક છોકરા જેવો વહાલો હોય છે રાપડી દેતા બળદે પગ નીચે છોડ દાબ્યો હોય તો દાત પીસીને પરોણો ખેચી કાઢે, અને પોતાના છોકરાએ છોડને કચર્યો હોય તો તેનો બરડો રગી નાખે એવા ખેડૂતને ઉછેરી પાળીપોષી મોટા કરેલા હજારો છોડને ખોદી નાખતા કેટલુ દુખ થતુ હશે તે તો ખેડૂત જ જાણે હુ મારી જાતને ખેડૂત માનુ છુ મારા વડીલોને મે મારી જાતે ખેતી કરતા જોયા છે અને હુ નાનો હતો ત્યારે મે પણ ખેતીમા મારો હિસ્સો આપ્યો છે આ જમાનાના પરિબળે હુ જાતે ખેતીમા શ્રમ કરતો બધ થયો છુ પણ કોઈ બીમાર ખેડૂત શ્રમ ન કરી શકે એટલે તે કાંઈ ખેડૂત મટે છે? મારા જેવા ખેડૂતના સતાનો એની બીમાર અવસ્થામા છે હુ એ બીમારીમાથી છૂટવા માગુ છુ એટલુ જ નહિ, પણ હુ સાચા દિલથી તેમા પ્રયત્નશીલ છુ તેથી હુ મારી જાતને ખેડૂત કહેવા કહેવડાવવામા જરાયે સકોચાતો નથી અને આવે સકટને સમયે ખેડૂતના હૃદયનું દુખ હુ અનુભવુ છુ

કવિઓ ખેડૂતને જગતનો તાત કહીને સંતોષ માને છે તે ઉક્તિ વારવાર સુધરેલા લોકો વાપરે છે. એ તેમને માટે એક ફેશન થઈ પડી છે એવુ કહેવામા પોતે ભાવનાશીલ સેવાભાવી, સજ્જન ગણાય, એવી કલ્પના પણ ઘણાને હોય છે પણ ખેડૂત જગતનો તાત કેમ ગણાય છે, તે તો કુદરતના ઘા હસતે ચહેરે, ભક્તિભાવે, અને વળી પાછા આશાભર્યા હૃદયે સહન કરીકરીને રીઢા થયેલા ખેડૂત સિવાય બીજાને સમજાય તેમ નથી 'ખેડૂત જગતનો તાત છે,' એ ઉક્તિ તેના સાચા અર્થમા મે આ સમયે જ સમજ્યો કુદરતનો માર સરકારનો માર, શાહુકારનો માર, રઝળતા જાનવરોનો માર, આ બધો માર સહન કરીકરીને સહનશીલતા એ એનો સ્વભાવ થઈ ગયેલો છે કુદરતની સાથે રહીને કુદરતની ઉદારતા પણ એણે એટલી બધી અપનાવેલી હોય છે કે આવા માર મારનાર પ્રત્યે પણ તે ઉદાર દૃષ્ટિ રાખ્યા કરે છે દયા માયા રાખ્યા કરે છે આશા અને શ્રદ્ધા એ જ એનુ જીવન ભવિષ્યની આશા ખુએ તો તે જીવી શકે નહિ અને 'પ્રભુ સારુ જ કરશે' એવી શ્રદ્ધા ખુએ તો તે પડી જ ભાગે

અમે ખેડૂતો આ બધુ સહન કરીએ છીએ, ઉદારતા રાખીએ છીએ, ભાવી માટે આશા રાખીએ છીએ અને પ્રભુમા શ્રદ્ધા રાખીએ છીએ, પણ તે બધુ જખ મારીને, ન છૂટકે સ્વેચ્છાથી, સમજીને નહિ એટલી અમારામા ખામી છે અમારી એ ખામી ટળી જાય, અમે સમજપૂર્વક, જ્ઞાનપૂર્વક કુદરતના ખોળામાં નિયમિત મહેનત કરીએ, અમારા ઢોર અને છૈયાછોકરાંને તેમને યોગ્ય શિક્ષણ આપી, પોષણ કરી ઉછેરીએ, અમે અમારા પરસેવાથી પૃથ્વીમાતાને તૃપ્ત કરી છે તેથી અમને તેનુ સારુ ફળ મળશે જ એવો અમને વિશ્વાસ હોય, છતા કુદરતી અકસ્માત નડે અને અમારી મહેનત નષ્ટ થાય તો પ્રગતિકારક મ સારચક્રમા તેવી જરૂર હશે એમ સમજી આનદપૂર્વક તેને સ્વાધીન થઈ જઈએ, તો ખેડૂતને અનાસક્તિયોગ સાધ્ય છે એમ કહી શકાય આવો કર્મયોગી જગતનો તાત થવાને યોગ્ય છે ખેડૂત આવો ન થાય અને નિર્બળ થઈને, કગાલ થઈને, અન્યની સત્તાથી ડરીને ન છૂટકે સહન કરે તો તે ગુનામ કહેવાય, ન છૂટકે ઉદાર બને તો તે મૂર્ખ કહેવાય ન છૂટકે શ્રદ્ધા રાખે તો તે અધ કહેવાય ખેડૂત પોતાના પરસેવાના સિચનથી પૃથ્વીમાતાને હરિયાળી કરી જગતને જિવાડવાને દાણા પકવે, છતા તેની ઇચ્છા વિરુદ્ધ, તેને લાચાર બનાવી એક દાણો પણ કોઈ ન પડાવી જાય એવી શક્તિ તેનામા હોય તો જ તે જગતના તાતના બિરુદને યોગ્ય છે તો જ તેનામા જગતના તાતને યોગ્ય બીજા ગુણો પણ આવે ખેડૂતમાં આવી મહત્તા છે એ મને તે સમયે બરોબર સમજાયુ તેથી જ હજી પણ મને એમ થઈ જાય છે કે કયારે મહાસભાના યજ્ઞની પૂર્ણાહુતિ થાય અને હુ પાછો ખેડૂત બની તે જીવનનો લહાવો લઉ

# ૮૨. બાપુજીની આજ્ઞા

અનુભવી ખેડૂતો એમ કહે છે કે ખેડૂતને લાગલાગટ ત્રણ વરસ અનુકૂળ આવે તો તેની જડ નંખાય, અને લાગલાગટ ત્રણ વરસ પ્રતિકૂળ આવે તો તેની જડ ઊખડી જાય, એટલે કે તેને નિષ્ફળતા પ્રાપ્ત થાય મારા કાર્યની શરૂઆતમા લાગલાગટ બે વરસ સખ્ત પ્રતિકૂળ આવી પડ્યા મે ત્રીજી સાલ માટે તૈયારી કરી ફળઝાડ તો લગભગ બધાયે બળી ગયા હતા વળી પાછા તેવા ઝાડ પૈસા ખરચી મેળવવાની સગવડ મારી પાસે રહી નહોતી મારે બે વરસ હવે થોભવુ જોઈએ ખેતીના કામમા દશ બાર હજાર નાખ્યા તેનુ વ્યાજ તો ચઢતુ હતુ ને પ્રથમ જ બે વરસમા આઠેક હજારનુ નુકસાન થયુ તે ખોટ પુરાય ત્યા સુધી થોભવુ એમ મારા પિતાશ્રીએ સલાહ આપી એ સલાહ સ્વીકારી લીધા સિવાય બીજો ઉપાય પણ નહોતો બીજો નિર્ણય તેમણે એવો કર્યો કે ત્યા બે ત્રણ જાણકાર પાગીદાર ખેડૂતો વસાવીને બે વરસ તમાકુ રોપાવવી એ પણ મે કબૂલ કર્યું તમાકુનુ રોપાણ કરવુ મને ગમ્યુ નહિ છતા નાચારીથી મે કબૂલ્યુ તમાકુના ભાવ પણ મણના આઠ દશ રૂપિયા હતા

દોઢ ગાઉ દૂરથી ગાડા ગામના બે પાગીદાર ખેડૂતો ત્યા કુટુબ સાથે આવ્યા લગભગ ચાળીસ વીઘા તમાકુ કરી સવત ૧૯૮૫ના ચોમાસામા વરસાદ પણ ઠીક થયો તમાકુનુ રોપાણ સારુ નીવડ્યુ પાણી પાયુ અને તમાકુ પણ સારી થઈ આશા બધાઈ કે કાઈક રાહત મળશે પણ ત્રીજો અકસ્માત આવી પડ્યો પહેલો જળપ્રલય બીજો હિમપ્રલય અને ત્રીજો ભાવપ્રલય આ જમાનામા હિન્દના ખેડૂતની દશા જ પરાવલબી છે સાત રૂપિયે મણ ઘઉ લાવીને વાવ્યા હોય અનેક સકટોમાથી પસાર થઈને ઘઉ ઉબીમા પાકતા હોય ત્યારે તો લાગે કે પચીશ મણ ઘઉ થશે તો સો રૂપિયાના થશે પણ એટલામા ખબર આવે કે ઓસ્ટ્રેલિયાના ઘઉની એક લાખ ગૂણો મુબઈના બદરમા ઊતરી પડી છે અને તે ઉત્તમ ઘઉ નડિયાદના બજારમા સવા બે રૂપિયે પડશે એટલે અહીના ખેડૂતના હાજા ગગડી જાય તેના પાકેલા ઘઉનો ભાવ બે રૂપિયા થઈ જાય. અહીના ખેડૂતોની આવી પરતત્ર દશા છે તેના ખેતરમા પાકેલા માલનો ભાવ પણ પરદેશનુ બજાર નક્કી કરે છે મારે પણ તેમ જ થયુ હજી તો તમાકુ કપાતી હતી અને બધાતી હતી તેટલામા તમાકુના ભાવ બેસવા માડ્યા અને જે તમાકુ ઊભી હતી ત્યારે તેનો ભાવ એક મણના આઠ રૂપિયા ગણાતા હતા તે જ્યારે કપાઈને બધાઈ ત્યારે તેનો ભાવ સવા બે અઢી રૂપિયા થયો એક દરે હજાર અગિયારસો મણ તમાકુના ભાવમા પાચ હજાર રૂપિયા ઊતરી ગયા જે ખેડૂતો હોશથી મહેનત કરીને કમાવા આવ્યા હતા તેમને મહેનત પણ ન મળી અને તેઓ નિરાશ થયા

આમ ઉપરાઉપરી ત્રણ વરસ પ્રતિકૂળતા ઊભી થઈ છતાં કાંઈ મારાથી ધંધો છોડી દેવાય ખરો? એ તો મારી કસોટી હતી મેં તો એટલા જ ઉમંગથી કામ ધપાવ્યે રાખ્યું ઉનાળુ બાજરી જાર અસાળિયો વગેરે સ્વીપાક કરીને કામ ચલાવ્યું પણ એટલામાં સને ૧૯૩૦ના ફેબ્રુઆરી માસમાં સત્યાગ્રહનું વાતાવરણ ઊભું થયું સને ૧૯૨૯ની લાહોરની મહાસભામાં શ્રી જવાહરલાલ નેહરુના પ્રમુખપદે ૩૧મી ડિસેમ્બરની રાત્રે બાર વાગ્યે જયઘોષણાઓ વચ્ચે પૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ થયો ત્યારથી આખા દેશનું વાતાવરણ પલટાવા લાગ્યું આગેવાનો તો આખા દેશમાં સત્યાગ્રહની લડત શરૂ કરવાને થનથની રહ્યા હતા બધાને એવી શ્રદ્ધા હતી કે મહાત્માજી આ વખતે કમાલ કરશે છતાં તે શું કરશે તેનો કોઈને ખ્યાલ નહોતો ફેબ્રુઆરી માસમાં સાબરમતી આશ્રમમાં કારોબારીની સભા મળી તેણે મહાત્માજીને હિંદભરમાં સત્યાગ્રહનું આન્દોલન ચલવવાને સંપૂર્ણ અધિકાર આપ્યો કારોબારી ચાલતી હતી ત્યારે હું ત્યાં ગયો હતો તેનું કાર્ય પૂરું થયા બાદ બીજે દિવસે હું બાપુજીને મળ્યો તેમની પાસે જઈને પગે નમતાં જ તેમણે મને પૂછ્યું કારોબારીનો ઠરાવ જાણ્યો ને?

મેં જવાબ આપ્યો હાજી જાણ્યો'

એટલે હવે તમારે ખેડા જિલ્લામાં કામે લાગી જવું

બાપુજીએ સીધી સૂચના કરી મારે માટે એ સૂચના આજ્ઞારૂપ હતી અને એટલું બસ હતું બાપુજીએ તેવી સૂચના ન કરી હત તો અને તે સૂચનાને મેં આજ્ઞાની જેમ ન ઉઠાવી લીધી હત તો હું વળી પેલા જ કાદવમાં ફસાયો હત પણ પ્રભુએ મને બળ આપ્યું પછી તો મેં જાણ્યું કે બાપુજી મોટી કૂચનો વિચાર કરે છે દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતમાં ગિરમીટિયા મજૂરોને લઈને તેમણે ન્યૂ કેસલથી ટૉલ્સ્ટૉય ફાર્મ સુધીની કૂચ શરૂ કરેલી તેમ સાબરમતીથી દાંડી સુધીની લગભગ દોઢસો માઈલની કૂચ કરવાનો તેમણે વિચાર કર્યો છે અને એ કૂચમાં આશ્રમમાં રહેતા ભાઈઓનો સંઘ નક્કી કર્યો છે મારી ઇચ્છા થઈ કે હું તેમાં દાખલ થાઉં મેં બાપુજીને તે ટુકડીમાં મને લેવાને વીનવ્યા તેમણે મને જણાવ્યું તમને આશ્રમની ટુકડીમાં લેવાને હું ઇચ્છું પણ તમારી ઉપયોગિતા ખેડા જિલ્લામાં રહી દરબાર સાહેબની સાથે કામ કરવામાં વિશેષ છે એમ મને લાગે છે માટે તમારે તો ખેડા જિલ્લામાં જ રહેવું

આ સૂચનાને અનુસરીને મેં મારા પિતાશ્રીની સાથે મસલત કરી તેમને પણ મહાસભાના કાર્યમાં સારો રસ હતો મારે આ લડતમાં પૂરી રીતે પડવું એવી તેમની પણ સંમતિ મળી આજ સુધી બધા કાર્યમાં તેઓ સંમત જ હતા સને ૧૯૨૧ની સાલથી શુદ્ધ ખાદીધારી થયેલા એટલે તેમને મારે વીનવવાનું કાંઈ હતું જ નહિ ફક્ત મને પ્રસન્ન ચિત્તે રજા આપવાની હતી મને તેમણે રજા આપી અને હું બોરસદ દરબાર સાહેબ પાસે ગયો તે પણ મારી રાહ જોઈને જ બેઠા હતા

# ૮૩. 'સરકારે તો વલ્લભભાઈને પકડીને ઉખાડિયું કર્યું'

લડત કેવી થશે તેનો કોઈનેયે ખ્યાલ નહોતો. એક પ્રશ્ન એવો હાથ લેવાનો હતો જેમાં આખા દેશને અને દેશના બધા વર્ગને હિતસંબંધ હોય. આવો કયો પ્રશ્ન હાથમાં લેવાશે તે માટે સર્વની દૃષ્ટિ મહાત્માજી તરફ મંડાઈ હતી. દેશના બધાયે આગેવાનો સરકાર સામે સત્યાગ્રહની લડત આપવાને અત્યંત આતુર હતા. મીઠાવેરો દેશના સર્વ ભાગને લાગુ છે, અને દેશના સર્વ વર્ગોનો — રાયથી માંડીને રંક સુધી — સર્વનો તેમાં હિતસંબંધ છે. વળી એ સાવ અન્યાયી છે. કેટલાક લોકો પોતાને ઘરને આંગણે મીઠું પાકતું જુએ, પણ તેમનાથી તે વાપરી શકાય નહિ. વાપરે તો સરકારના ગુનેગાર થાય અને જેલમાં બેસવું પડે. પણ તેની લડત શી રીતે કરવી તેનો કોઈને ખ્યાલ નહિ આવેલો. ગુજરાતમાં મીઠું અને ખારી ક્યાં ક્યાં પાકે છે તેની માહિતી ભેગી થવા માંડી. કેટલાકે તો મીઠું બનાવીને મહાત્માજી પાસે રજૂ કર્યું, અને સત્યાગ્રહી મીઠાની પડીકીઓ લડત પહેલાં પણ જોવાને મળી. શ્રી મોહનલાલ પંડ્યા તો બધેય ફરી વળ્યા અને અનેક પ્રકારની માહિતી તેમણે મહાત્માજીને પૂરી પાડી. સરદારસાહેબની વાણી જાણે વીરશ્રીએ વાસ કર્યો હોય તેમ ખીલી હતી. આ સમયમાં તેમનું પ્રથમ ભાષણ ભરૂચમાં થયું હતું. તે ભારે પ્રેરણાત્મક અને ઉત્તેજક હતું. બારડોલીના સત્યાગ્રહે સરદારસાહેબને દેશના સરદારનું બિરુદ આપ્યું હતું. દેશપરદેશ પણ બારડોલીના સત્યાગ્રહની અને તેના પ્રણેતા સરદાર પટેલની બેલબાલા ગવાઈ રહી હતી. એવામાં ભરૂચના તેમના ભાષણે ગુજરાતમાં ભારે ઉત્સાહ રેડ્યો. તે ભાષણ એવું ભવ્ય અને પ્રેરક હતું કે અમેરિકાના બારસો વર્તમાનપત્રોમાં તે પ્રસિદ્ધ થયું હતું. સરદારસાહેબના વાણીપ્રાબલ્યનું પ્રથમ દર્શન ગુજરાતને ત્યારે થયું. સરકાર પણ તે ભાષણથી ચોંકી ઊઠી.

દરમિયાન મહાત્માજીએ ૮૦ આશ્રમવાસીઓની ટુકડી સાથે દાંડી કૂચ કરવાનો નિર્ણય કર્યો અને તેનો માર્ગ પણ નક્કી થયો. કૂચ પહેલાં સરદારસાહેબ ખેડા જિલ્લામાં આવી જાય, એવી જિલ્લાના કાર્યકર્તાઓની માગણી થઈ. જિલ્લામાં એક દિવસ જ આવી શકાય તેમ હતું. એટલે નદીના મોઢા ઉપરના ગામોમાં સરદારસાહેબ જાય અને કાંઠાના ઠાકરડા ભાઈઓને આ લડતમાં શાંતિથી અહિંસક રહીને સાથ આપવાનું કહે તો સારું એ હેતુથી મહીસાગર નદીને કાંઠે કંકાપુરા ગામે સભા રાખી હતી. તા. ૭મી માર્ચ ૧૯૩૦નો દિવસ સરદારસાહેબને માટે નક્કી કર્યો હતો. તા. ૧૨મી માર્ચને દિવસે મહાત્મા ગાંધીજીની દાંડીકૂચનું મંગળાચરણ ઘ્ર

તા ૭ મીએ સરદારશ્રી આણંદ ઊતરે અને ત્યાંથી મોટરમાં બોરસદ આવી જમીને સીધા કંકાપુરા જાય અને ત્યાં સભાનો કાર્યક્રમ પૂરો કરીને પાછા સાંજની ફાસ્ટમાં અમદાવાદ જઈ પહોંચે એવી ગોઠવણ હતી પણ તા ૫મીના રોજ રાસના કાર્યકર્તા ભાઈ આશાભાઈ લલ્લુભાઈ બોરસદ આવી પહોંચ્યા તેમણે દરબારસાહેબને અને મને આગ્રહથી કહેવા માંડ્યું 'સરદારસાહેબ રાસમાં થઈને કંકાપુરા જતા હોય છતા રાસને કેમ પડતુ મુકાય? રાસ ગામે મહાસભાના કયા કાર્યક્રમમાં પાછી પાની કરી છે? સને ૧૯૧૭ની ખેડાજિલ્લાની સત્યાગ્રહની લડતથી માંડીને આજ સુધી એક દિલથી રાસ ગામ મહાસભાના દરેક કાર્યક્રમમાં સામેલ છે તો રાસને પડતુ મૂકવાની શિક્ષા શા માટે કરો છો?" ભાઈ આશાભાઈના આગ્રહને અમે અવગણી શક્યા નહિ, અને એવો નિર્ણય કર્યો કે, સરદારસાહેબને જમવાનું બોરસદ રાખ્યું છે તેને બદલે રાસ રાખવું અને રાસમાં સરદારશ્રીનું ભાષણ રાખવું કે કેમ તે તો સરદારસાહેબની સંમતિ સિવાય અમે નક્કી કરી શકીશું નહિ ત્યાં આવ્યા પછી પોતે હા પાડે તો સભા ગોઠવવી અને ના પાડે તો નિરાશ થશો નહિ તેમ જ અમને દોષ દેશો નહિ ભાઈ આશાભાઈ અમારી વાત સમજીને રાસ ગયા અને સરદારસાહેબના મુકામ માટે તેમણે જોઈતી વ્યવસ્થા કરી

તા ૭મી માર્ચને દિવસે સરદારસાહેબ આણંદ ઊતર્યા એક મોટર બસ તૈયાર રાખી હતી સાથે શ્રી મોહનલાલ પંડ્યા હતા અને નડિયાદથી શ્રી. ગોકળદાસ બાપુ અને શ્રી ફૂલચંદભાઈ શાહ સામેલ થયા હતા અમે જોયું કે બોરસદમાં તે દિવસે પોલીસની ભારે ધમાલ હતી વળી અમારી મોટરની આગળ અને પાછળ પોલીસ સુપરિન્ટેન્ડેન્ટસાહેબની મોટર અને પોલીસ વૅન ચાલતા હતા અમે તો દસ સાડાદસ વાગ્યે રાસ પહોંચ્યા ત્યાંના એક મંદિરમાં ઉતારો હતો ત્યાં ગયા ત્યારે ભાઈ આશાભાઈએ સભાની ગોઠવણ પણ કરી રાખી હતી પણ તેની જાહેરાત કરી નહોતી ગામના આગેવાનો સરદારશ્રીને વીનવવા આવ્યા કે ત્યાં સભાની ગોઠવણ કરી છે અને થઈ પ્રવચન આપો સરદારશ્રીએ ગામલોકોની આ માગણીને ચકાસી જોવા માટે તેમણે કહ્યું, "જે સત્યાગ્રહની લડત આવવાની છે તેમાં ગામ લોક કેટલા સૈનિકો આપશે?"

બધાએ જવાબ આપ્યો, બસો સૈનિકો"

"અને બહેનો પણ તેમાં હશે ને?' સરદારસાહેબે પૂછ્યું

'બહેનો પણ સત્યાગ્રહની લડતમાં આવવા તૈયાર છે," ગામલોકોએ શ્રદ્ધાથી જવાબ આપ્યો

"ત્યારે ભલે સભા રાખો, પણ હું બહુ નહિ બોલું' એમ કહી સરદારસાહેબે સભાની પરવાનગી આપી

"બાઈઓ અને બહેનો," —

"કેમ, તમારે મને પકડવો છે ?' સરદારસાહેબે મૅજિસ્ટ્રેટને પૂછ્યુ.

મૅજિસ્ટ્રેટે મર્યાદાથી જવાબ આપ્યો "હાજી આ નોટિસના ભગને માટે આપને પકડવા જોઈએ'

એવામા પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ મિ બાલીમોરિયા આગળ આવીને બોલ્યા 'પધારો સાહેબ, પેલી મોટરમા"

સરદારસાહેબ બધાને નમન કરી, મો મલકાવતા ઊઠ્યા 'મહાત્મા ગાધીજીની જય' અને 'સરદાર વલ્લભભાઈની જય'ના પોકારો વચ્ચે સરદારશ્રી ઊઠીને ચાલ્યા અને મોટરમા વિદાય થયા

બાદ સભાનુ કામ તો એટલી જ શાન્તિથી ચાલવા માડ્યુ નોટિસ તો સર્વ કોઈ ભાષણ કર તેની મનાઈ કરનારી હતી તેથી સરદારસાહેબના વિદાય થયા પછી પણ સભા ચાલુ રહી શ્રી ગોકળદાસ બાપુએ તે નોટિસનો ભગ કર્યો અને ભાષણ કર્યું બીજાઓએ પણ કર્યું લોકોને શાન્તિથી મહાત્માજીની સૂચના પ્રમાણે ભવિષ્યમા કોઈ પણ જોખમે ભોગ અને બલિદાન આપવાને તૈયાર રહેવાની સલાહ આપ્યા બાદ વન્દેમાતરમ્‌નુ ગીત ગાઈને સભા વીખરાઈ આ વડ નીચે ગ જાવર સભામા સરદારશ્રીની ધરપકડ થઈ તે ઉપરથી રાસના લોકોએ તે વડનુ નામ 'વલ્લભવડ' પાડ્યુ

રાસની સભા પૂરી થયા બાદ અમને કકાપુરા જવાની જરૂર જણાઈ અમે બધા ત્યા ગયા ત્યા હજારો બારૈયા ભાઈઓ ભેગા થયા હતા અમારા ગયા પહેલા જ તેમને સરદારસાહેબની ધરપકડ વિષે કાઈક ગધ આવેલી ખરી અમે ત્યા ગયા ત્યારે સભાસ્થાને પેલી નોટિસ લગાવેલી અમે જોઈ પોલીસના માણસો પણ હતા ત્યા પણ સભા થઈ અને અમે લોકોને શાત રહી મહાત્માજી કહે તે પ્રમાણે કરવાને વીનવ્યા

પાછા નીકળી અમે બોરસદ આવ્યા અને જાણ્યુ કે તે દિવસે જ બોરસદ સબ પોલીસપહેરો ગોઠવી સરદારસાહેબને કોર્ટમા લાવી કેસ ચલાવીને જિલ્લા મૅજિસ્ટ્રેટે તેમને ત્રણ માસની સજા કરી હતી સજા કર્યા પછી તરત જ તેમને ખાસ મોટરમા સાબરમતી જેલમા લઈ જવામા આવ્યા હતા

બીજે દિવસે સવારે હુ અને દરબારસાહેબ બાપુજીને સરદારસાહેબની ધરપકડ વિષેની વિગતે માહિતી આપવાને અમદાવાદ આશ્રમમા ગયા બહુ જ પ્રસન્ન ચિત્તે અને ગભીર ભાવે બાપુજી સરદારસાહેબની ધરપકડની કથા સાભળતા હોય તેમ સાભળીને ઊડો શ્વાસ લઈને બોલ્યા, "સરકારે તો વલ્લભભાઈને પકડીને ઉબાડિયુ કર્યું"

# ૮૪. પ્રયાણકથા

મહાત્માજીએ તા. ૧૨મી માર્ચના રોજ સવારના ૭ વાગ્યે મહાન કૂચ શરૂ કરી. શ્રી મહાદેવભાઈએ તેને મહાભિનિષ્ક્રમણનુ નામ આપ્યુ છે તેનુ વર્ણન હુ આપતો નથી અને લોકોએ દાંડીકૂચ તરીકે ઓળખી તેને મે જેવી જોઈ અને મારા હૃદયમા તેને વિષે જે ભાવ ઉદ્ભવ્યો તેનુ વર્ણન હુ કરી શકુ તેવી શક્તિ મારામા નથી. અને મારે તેવા લોભમા પણ શાને પડવુ? હુ આ ભવ્ય કૂચનુ વર્ણન કરવા ક્યા બેઠો છુ? એ તો કોઈ ભાવનાશીલ કવિનુ કામ. તે દાંડીકૂચ શી રીતે વ્યવસ્થિત રીતે અને સરળતાથી દાંડી પહોચે તેની પેરવી થઈ ગઈ હતી. આ સઘને મુકામ કરવાના દરેક મથકે યોગ્ય વ્યવસ્થા છે કે નહિ તેની તજવીજ કરવાને વિદ્યાપીઠના વિદ્યાર્થીઓની બે અરધુ ટુકડીઓ અગાડી અગાડી પ્રયાણ કરતી હતી. મુકામવાળી અને તેની આજુબાજુની જગો સ્વચ્છ રાખવામા આવતી. પેશાબ અને પાયખાનાની વ્યવસ્થા માટે તો ખાસ કાળજી રાખવામા આવતી હતી. પેશાબપાયખાના માટે ખાડા કરી, તેને વાપર્યા પછી સૂકી માટી નાખવાની વ્યવસ્થા કરી હતી, જેથી દુર્ગંધ મારે નહિ અને સ્વચ્છતા સચવાય. અરધુ ટુકડી આ માટે પ્રથમ કાળજી રાખતી. ખોરાકની વ્યવસ્થા પણ જુએ. કોઈ સ્થળે મિષ્ટાન્નની વ્યવસ્થા ન થાય, ખોરાકમા રોટલા, ભાખરી, ખીચડી, કઢી, શાક વગેરે સાદુ ભોજન હોય. એ પણ તેણે જોવાનુ. રોટલા ભાખરી અને રાધેલુ એક સ્થળે થાય તેના કરતા જુદે જુદે ઘેરથી તૈયાર થઈને આવે તો તે વધુ પસંદગીને પાત્ર હતુ. જ્યા જ્યા રાત્રે મુકામ થાય ત્યા ત્યા સભા થાય, અને મહાત્માજીનુ પ્રવચન થાય. સાથે સાથે બીજી પ્રવૃત્તિ પણ આપોઆપ શરૂ થઈ. સામ્રાજ્યના નિકંદન માટે આદરેલી આ કૂચને પ્રસંગે દેશની ગુલામી નિભાવવામા તે સામ્રાજ્યને સાથ આપનાર ખિતાબધારી સજ્જનો, મુખી, મતાદારો, રાવણિયા અને તલાટી વગેરે નાના મોટા સરકારી નોકરો પોતાના રાજીનામાની જાહેરાત કરતા. કેટલાક મહાત્માજી પાસે રાજીનામાની પ્રતિજ્ઞા લેતા.

આ પ્રવૃત્તિથી સરકારી તંત્ર ગભરાયુ અને પ્રજાના મનમા પણ એવો ભય લાગ્યો કે સરકાર આમ વધુ વખત નહિ ચલવા દે. પણ દેશના સરકારી તંત્રના મુખ્ય મથકને કાઈ પગલા લેવાની જરૂર જણાઈ નહિ. ૮૦ માણસોની ટુકડી સાથે મહાત્માજી પોતાના આશ્રમથી દાંડી સુધી પગપાળા જશે તેમા શુ દાવાનળ લાગી જવાનો છે, એથી બ્રિટિશ સલ્તનત જેવી પ્રબળ સત્તાને શું આંચ આવવાની છે, એમ સરકારી તંત્રના મુખ્ય સંચાલકના ખ્યાલમા હશે. પણ આ શાંત સાધુસંતની શાંત કૂચે પ્રજાના હૃદયમા પલટો આણ્યો, દાવાનળ સળગાવ્યો. કૂચના દેખાવો, ગામેગામના પ્રસંગો, લોકોનો ઉત્સાહ, મહાત્માજીના જ્વલંત પ્રવચનો, તેમના પુણ્યપ્રકો

વચનો — આ બધો દેખાવ અને વાતાવરણ અજબ હતા અને તેના રસિક અને ઉત્તેજક વર્ણનો કૂચમાં હાજર રહેલા વર્તમાનપત્રોના પ્રતિનિધિઓ તરફથી દેશના હરેક પ્રાંતમાં અને પરદેશમાં પ્રસિદ્ધ થયાં. તેથી આખા દેશમાં સત્યાગ્રહ માટેનું વાતાવરણ તૈયાર થયું

દરબારશ્રી ગોપાળદાસ, હું અને બોરસદના બીજા કાર્યકર્તાઓ બોરસદ તાલુકાના કાર્યક્રમની ગોઠવણ કરી રહ્યા હતા મહાત્માજીની કૂચ ખેડા જિલ્લામાં પ્રવેશે ત્યારે તેના સ્વાગત માટે અમે નવાગામ ગયા અને જિલ્લાની હદ શરૂ થાય છે ત્યાં જઈને અમે ઊભા અમને જોઈને બાપુજી હસ્યા ડૉ ટર હરિપ્રસાદ દેસાઈએ અમને કહ્યું, ' આ હવાલો અમદાવાદ જિલ્લામાંથી તમને સહીસલામત સોંપ્યો છે ' નવાગામના લોકોએ ઢોલ તાસાં અને સરણાઈ સાથે સામૈયું કર્યું કુંવારિકાઓએ મહાત્માજીને કુમકુમતિલક કરી વધાવી લીધા અને નવાગામના તળાવ ઉપરની ધર્મશાળામાં આ સંઘે મુકામ કર્યો ખેડા જિલ્લાના પ્રથમ ગામે મુખી મતદારો અને રાવણિયાઓના રાજીનામાં મહાત્માજીની સમક્ષ મુકાયાં અને તેણે શુભ શરૂઆત કરી તે શુભ શરૂઆતની પોતાની આંટ નવાગામે ઠેઠ સુધી સાચવી છે

પણ અમારે માથે એક જોખમી કામ હતું આ યાત્રાસંઘને મહીસાગર નદી ઉતારીને પેલે પાર કારેલી ગામના ભાઠામાં પહોંચાડવાની જવાબદારી અમારે શિરે હતી એ કારણે અમે સંઘ સાથે રહી જિલ્લાના બધા કાર્યક્રમમાં હાજર રહેવાનો લાભ લઈ શક્યા મહીસાગર નદીમાં પાણી ઠીક ઠીક હતું હોડીમાં બેસીને સામે ભાઠામાં ઊતરવાનું હતું વળી આશરે બેએક માઈલ કાદવમાં ચાલવાનું હતું એટલે તે રસ્તો નદીમાં જોઈ તપાસીને નક્કી કરવાનો હતો હોડીઓ માટે વ્યવસ્થા કરવાનું કામ વસમું હતું વસમું એટલા માટે કે અમને શક હતો કે હોડીઓવાળા માછીઓ કોઈ વિઘ્નસંતોષીની પ્રેરણાથી હોડીઓ તૈયાર રાખવામાં ઢીલ કરશે અને એથી નક્કી કરેલા કાર્યક્રમમાં વિઘ્ન ઊભું થાય એ ઠીક નહિ કાંઠા ઉપર રહેતી અંગ્રેજ સરકારની આંટ નીચેની કેટલીક વ્યક્તિઓ વિશ્વાસપાત્ર નહોતી એ કારણે કાળજીપૂર્વક વ્યવસ્થા કરવાની હતી નદીઉતારનું જોખમ હતું દહેવાણ અને કંકાપુરા આગળ પાણીનો પ્રવાહ પણ વધારે, એટલે શંકાભરી સ્થિતિમાં કામ કરવું તે ઠીક નહોતું આવી બાબતમાં દરબારસાહેબ તો બહુ જ ખાતરીવાળા થાય બહુ જ ચોકસાઈભર્યું કામ કરે અને તેમને ગમતી ચોકસાઈ થઈ પ્રભુકૃપા હોય ત્યાં ચિંતા જેવું રહે જ નહિ ભાઈ અંબાલાલ બાજીભાઈ જિલ્લા તરફથી બદલપુરમાં કામ કરતા હતા તેમની પાસે ત્યાંના રઘનાથભાઈ નામના એક ગરાસિયા ભાઈએ આવીને માગણી કરી "મારી પાસે હોડી છે મારા માછીઓ પણ છે તેમાં બેસાડીને મહાત્માજીને હું નદીપાર ઉતારીશ ' પણ એક હોડીથી ચાલે તેમ નહોતું બે મોટી હોડીઓ જોઈએ તેણે કહ્યું બને મોટી હોડીઓ

હુ લાવીશ તમારે કોઈ પણ જાતની ચિંતા કરવી નહિ” આ રઘનાથભાઈ બજલપુરમા મહાસભાના ભક્ત હતા શુદ્ધ ખાદીધારી હતા તેમના ઘરમા નિયમિત રેંટિયાના ગુંજારવ થયા કરતા હતા સને ૧૯૨૧ ૨૨મા તેમના ઘરમા જ રહીને ભાઈ અબાલાલ શંકરભાઈ અને રાવજીભાઈ નાથાભાઈએ બજલપુરમા ખાદીપ્રવૃત્તિ શરૂ કરી હતી એમને પોતાની જવાબદારીની ખબર હતી તેમણે હોડીઓ દુરસ્ત અને સ્વચ્છ કરાવી અને બધા માછીઓને કાળજીપૂર્વક તૈયાર રાખ્યા તેઓ તે દિવસે કોઈ પણ જાતનુ વ્યસન પણ ન કરે એની ચોકસાઈ રાખી અને એ રીતે અમારી ચિંતાનો નિકાલ આવ્યો

આ સંઘ તા ૧૫મી માર્ચે સાંજે નડિયાદ આવ્યો નડિયાદ સંતરામ મહારાજના મકાનમા ઉતારો હતો તા ૧૬મીની સાંજે આણંદ તા ૧૭મીનો આખો દિવસ આણંદ ચરોતર કેળવણીમંડળના મકાનમા આરામ લીધો અને તા ૧૮મીની સાંજે બોરસદ મુકામ થયો બોરસદ હાઈસ્કૂલના મકાનમા મુકામ હતો નડિયાદ અને બોરસદની સભામા મહાત્માજીની વાણી અદ્ભુત હતી તેમ જ બીજા સ્થળોએ પણ ઐતિહાસિક પ્રવચન તેમણે કરેલા માતર, નડિયાદ, આણંદ અને બોરસદ તાલુકાના ઘણા ગામોના મુખી મતાદારો અને રાવણિયાઓએ રાજીનામા આપેલા રાસના લોકોએ તો ભારે ઉત્સાહ બતાવ્યો સરદાર વલ્લભભાઈને રાસમાથી પકડેલા તેની ટેક રાસવાસીઓના હૃદયમા ઘર કરીને બેઠેલી તેણે એવો નિશ્ચય કરેલો કે રાસ નહિ કે બ્રિટિશ સલ્તનત નહિ આ સ્વરાજ્યના રણયજ્ઞમા પોતાનુ સર્વસ્વ હોમી દઈને પોતાની પ્રતિજ્ઞા પાળવાને રાસના ખેડૂતો કટિબદ્ધ થયા હતા અને તેની શરૂઆત તેમણે મહાત્માજીની પાસે આ સંતનતનો સંપૂર્ણ અસહકાર કરવાના નિશ્ચયથી કરી રાસના ઉત્સાહથી મહાત્માજી બહુ જ સંતુષ્ટ થયા અને ત્યાથી સાંજના કંકાપુરા ગયા કંકાપુરામા સાંજનુ વાળુ કરીને રાત્રે દશ વાગ્યે નદી પાર ઊતરવાનુ હતુ

## ૮૫. મહીસાગર પાર

રાત્રે સાડાદશ વાગ્યે મહીસાગર નદી ઊતરવાનું શરૂ કર્યું અર્ધા માઈલનો ઊંડા પાણીનો પટ હશે, તે વટાવી હોડીમાથી ઊતર્યા વૃદ્ધ રઘનાથભાઈએ હોડીમા ચઢતા અને ઊતરતા મહાત્માજીને ઊચકીને હોડીમા બેસાડવાનો અને હોડીમાથી ઉતારી છીછરા પાણીમા મહાત્માજીને મૂકવાનો લહાવો લીધો અને અપૂર્વ આનંદ માણ્યો ત્યાથી અમારે છીછરા પાણીમા અર્ધો માઈલ ચાલવાનુ હતુ ત્યા સુધી તો મુશ્કેલી ન પડી પણ પાણીનો પટ પૂરો થતા બે માઈલ કીચડમા ચાલવાનુ મુશ્કેલ હતુ બાપુજીની સાથે સાથે હુ, ભાઈ અબાલાલ શંકરભાઈ અને ભાઈ રાવજીભાઈ

નાથાભાઈ હતા અમારા ખભા પર હાથ રાખી તેઓ મહામુસીબતે ચાલતા હતા. એમને શી રીતે કહેવાય કે અમે તમને ઊંચકીએ? તેઓ વળી અમારી વિનંતિ સ્વીકારે ખરા? નદીમાં નર્યો કાંપ જામી ગયેલો હતો અને ચાલતાં પગ પણ ખસી જતા હતા. મેં હસતાં હસતાં કહ્યું "બાપુજી અહીં લંગડી ઘોડી રમવાની ઠીક મઝા પડે. આપણે રમીશું?" બાપુજી પણ હસીને બોલી ઊઠ્યા, "હા, જરૂર આપણે રમીએ લંગડી ઘોડી. તમારે પહેલું થવાનું. તમે પહેલો દાવ લો. હું અને અંબાલાલ હાથકડી કરીએ. ચાલો લંગડી ઘોડી થાઓ."

હું તો ઊલટો સપડાયો, 'ના જી, એમ નહિ. આપ પહેલો દાવ લો.'

"પણ હું તો તમારાથી મોટો છું. મારે તો નાનેરાને લાભ આપવો જોઈએ ને!"

બાપુજીએ તો વકીલપણું કરવા માંડ્યું. એમને એમ શી રીતે પહોંચી વળાય! એટલે અમે ત્રણેય જણે આગ્રહ કર્યો. અને મેં કહ્યું, "બાપુજી, હજી તો માત્ર બહુ દૂર સુધી છે અને પછી પણ દૂર પેલા દીવા સુધી ચાલવાનું હશે." બહુ દૂર સામી બાજુ એક બે દીવા ઝગમગતા હતા તે બતાવતાં મેં કહેલું. પણ તે જ દિશામાં ચંદ્ર આથમતો હતો. આશરે રાત્રીના બાર વાગ્યા હશે. વદી છઠ કે સાતમના આથમતા ચંદ્ર તરફ હાથ કરીને બાપુજી બોલ્યા, "પેલો દીવો ને! એ તો આ રહ્યો. ત્યાં જવામાં દૂર શું? ઝપાટાબંધ ત્યાં પહોંચી જઈશું. ચાલો ઉતાવળા.' એમ બોલી બાપુજી ઉતાવળા ચાલવા લાગ્યા. અને અમને એમ સૂચવ્યું કે ચંદ્ર જેટલે દૂર જવાનું હોય તોપણ દૂર નથી તો તમે બતાવો છો તેનો શો હિસાબ!

આમ વાતો કરતાં અને આનંદ કરતાં કીચડવાળો અર્ધોક રસ્તો અમે ઓળંગ્યો. એટલામાં સામી બાજુથી ભરૂચના કાર્યકર્તાઓ કેટલાક ઠાકરડાઓને લઈને આવી પહોંચ્યા. બાપુજી તો ના ના કહેતા રહ્યા અને તેમાંના બે જણે તેમને ઊંચકી લીધા. કીચડ વગરની બહારની રેતીમાં જ્યાં મુકામ કર્યો હતો ત્યાં અમે રાત્રે એક વાગે પહોંચ્યા. ઢીંચણ સુધી કીચડના થર જામી ગયેલા, તે ધોઈને સાફ કર્યા અને થાક્યા પાક્યા જ્યાં પડ્યા ત્યાં ઊંઘી ગયા. ચારેક વાગ્યા અને કાંઈક ગરબડથી અમે જાગી ઊઠ્યા. પંડિત જવાહરલાલજી આવે છે એવી બૂમ કોઈએ મારી. પંડિત જવાહરલાલજી રાત્રે આણંદ ઊતરી મોટરમાં બોરસદ અને કંમાપુરા આવે એવી વ્યવસ્થા પ્રથમથી કરવામાં આવી હતી અને જે નાવડામાં અમે નદી પાર ઊતરેલા તેમાં જ તે નદી પાર ઊતર્યા. બાદ કીચડ ખૂંદતા અમારી પાસે આવી પહોંચ્યા. બાપુજી પણ જાગી ઊઠ્યા અને જવાહરલાલજી પગે લાગવા જતા મુક્ત કંઠે હસીને તેમણે તેમને સત્કાર્યા.

સવાર થતાં બાપુજીના યાત્રાસંઘે ભરૂચ જિલ્લાની મુસાફરી શરૂ કરી. શ્રી દરબારસાહેબ પણ સાથે ગયા અને હું પાછો વળ્યો.

# ૮૬. રાસના ખેડૂતોનું હૃદયમંથન

હું અને મારી સાથેના મિત્રો સામા કાંઠામાંથી સવારે કંકાપુરા આવી પહોંચ્યા અને બપોરના રાસ આવ્યા બાપુજી તો ત્યાંથી પસાર થઈને ચાલ્યા ગયા પણ રાસના ખેડૂતોના હૃદયમાં ભારે તરખાટ જગાવી ગયા. મહાત્માજી દાંડી પહોંચ્યા પછી તા. ૬ઠ્ઠી એપ્રિલને દિવસે હિંદમાં સર્વ સ્થળે મીઠાનો સત્યાગ્રહ શરૂ થાય એવો નિર્ણય હતો. તે પહેલાં કોઈએ કાંઈ કરવાનું નહોતું, પણ રાસના ખેડુતોને આગળ પગલું ભરવું હતું. તેમને તો ગામના સર્વ ખેડૂતો સામુદાયિક સત્યાગ્રહ કરે એવું કાંઈક કરવું હતું. આમ કાંઈક કરવું એ વિષે તો બધા એકમત હતા રાસમાં કુલ વસ્તી સાડાત્રણ હજારની છે. લગભગ અર્ધામાં પાટીદાર અને અર્ધામાં બધી કોમોનો સમાવેશ થાય છે ગામમાં બધી કોમોનો સારો સંપ જણાતો હતો.

હું રાસ ગયો ત્યારે ગામના આગેવાનો બધા ભેગા થયા ભાઈ આશાભાઈ ગામના સેવક. દેશની મુક્તિ માટે પોતાનું અને રાસનું બલિદાન આપે એવી એમની દેશભક્તિ સને ૧૯૧૭ની સાલમાં ખેડા જિલ્લાની સત્યાગ્રહની લડત થઈ ત્યારથી રાસને પ્રેરણા આપનાર અને ઘડનાર ભાઈ આશાભાઈ હતા આજ સુધીનાં પચીસ વરસથી સહેજ પણ આળપંપાળ કર્યા સિવાય એકધારાં ઉત્સાહ અને દૃઢતાથી મહાસભાના કાર્યમાં કોઈ પણ ભોગે તે તૈયાર રહ્યા છે નીવડેલા ચારિત્રશીલ અને ભાવનાશીલ સેવક તરીકે નાનામોટા કાર્યકરોના મંડળમાં તે ઠીક પ્રિય થઈ પડ્યા છે. રાસ અને તેની આજુબાજુના કાંઠાનાં ગામો વિષેના પ્રશ્નમાં આશાભાઈનો અભિપ્રાય વિશ્વાસપાત્ર ગણાય છે. શાંતિથી બેઠી પલાંઠી વાળી કાંતવાના કાર્યમાં તેમના જેવા મહારથી ભાગ્યે જ હશે. ભાઈ આશાભાઈએ બધા આગેવાનોને મારી પાસે બોલાવેલા તેમણે મારી પાસે પોતાની ઇચ્છા જણાવી. તેમણે મને જણાવ્યું "અમારે જમીનમહેસૂલનો સત્યાગ્રહ કરવો છે. જિલ્લાસમિતિ અમને તેવો સામુદાયિક સત્યાગ્રહ કરવાની રજા આપે એવી અમારી માગણી છે. તમે જિલ્લાસમિતિ પાસેથી અમને રજા અપાવો"

જમીન મહેસૂલના સત્યાગ્રહની લડતનું જોખમ હું સમજતો હતો. જમીન મહેસૂલ વસૂલ કરવાને કાયદાથી સરકાર પાસે ભારે સત્તા છે. એમાં તો ખેડૂતોને પાયમાલ થવાનું હોય. એમાં પૈસાના લોભની ખાતર સત્યાગ્રહ કરવાનો હોય તો તેવો સત્યાગ્રહ ન જ નભે એમાં એક ધ્યેયની ખાતર, એક સિદ્ધાંતની ખાતર સ્વાર્પણ કરવાની વૃત્તિ, ફના થવાની વૃત્તિ હોવી જોઈએ. મૂળે રાસ ગામની પ્રજા જુસ્સાવાળી તો હતી અને તેમાં વળી તેમના આગ્રહથી સરદારશ્રીનો કાર્યક્રમ ત્યાં રખાયો. સભા ભરવાની નહોતી, છતાં તેમના જ આગ્રહથી સરદારશ્રીએ ત્યાં સભા ભરવા માટે રજા આપી તે વખતે રાસના આગેવાનોએ જણાવેલું કે સત્યાગ્રહની લડતમાં રાસમાંથી બહેનો સાથે બરોની જેલભરતી થશે આ વાત

પછી બીજે જ કલાકે સરકારે સરદારશ્રીને રાસમાં પકડ્યા આ ઘા રાસના હૈયામાં વાગેલો હતો તે ઘા કેમેય કરીને રૂઝે નહિ એ તો સ્વાર્પણ કરવાથી જ રૂઝે તેથી રાસ ગામ આ સત્યાગ્રહના જંગમાં યાહોમ કરીને આહુતિ આપવાનો સંકલ્પ કરવા તત્પર થઈ ગયું હતું તેવી તત્પરતા સાથે તેઓ બધા મારી પાસે આવ્યા હતા આવા આતુર સત્યાગ્રહીઓને મારે શું કહેવું? છતાં મેં કહ્યું, "જમીન મહેસૂલનો સત્યાગ્રહ કરવાની રજા આપવાનો અધિકાર ફક્ત મહાત્માજીને જ છે બીજું કોઈ તેની રજા આપી શકે નહિ મહાત્માજીએ તો ફક્ત મીઠાના સત્યાગ્રહમાં તા ૬ઠ્ઠી એપ્રિલ પછી બધાને સામેલ થવાની હાકલ કરી છે તેમાં તમારા ગામના નાના મોટા સામેલ થાય એમ કરતે જમીન મહેસૂલનો સત્યાગ્રહ કરવાની વાત હમણાં છોડજો તેમાં ભારે જોખમ છે તે જોખમ વહોરી લેવા અને તેને મટી લેવા મુશ્કેલ છે અને મહેશો તેને નિભાવવું એથી પણ વધુ મુશ્કેલ છે માટે જમીનમહેસૂલની લડતનો વિચાર હમણાં ન કરશો એવી મારી સલાહ છે તેને બદલે મીઠાના સત્યાગ્રહમાં બધા દાખલ થશો તો પણ તમારી લડત ઘણી શોભશે"

મારા સાવચેતીના સૂર સાંભળીને પણ તેઓ કોઈ નિરુત્સાહ ન થયા અને મને આગ્રહથી કહેવા લાગ્યા કે જમીનમહેસૂલના સત્યાગ્રહ માટે જ અમને પરવાનગી મેળવી આપો ત્યારે મેં તેમને જણાવ્યું કે, "એવી પરવાનગી તમને મહાત્માજી સિવાય અન્ય કોઈ આપી શકશે નહિ મહાત્માજી તો એમ પણ કહે છે કે વ્યક્તિ કે કોઈ સમૂહને સરકારની સામે કોઈ પણ પ્રકારનો સત્યાગ્રહ કરવો હોય તો અને તેમ કર્યા સિવાય તેનું જીવન અસહ્ય થઈ પડ્યું હોય તો તે વ્યક્તિ કે સમૂહ પોતાની જવાબદારીથી સત્યાગ્રહ કરી શકે છે તેવી સ્થિતિમાં સત્યાગ્રહ કરવો જ એ સર્વ કોઈની ફરજ છે તેમાં તેમણે ફક્ત સત્યાગ્રહના નિયમો સત્ય અહિંસા વગેરે પાળવા જોઈએ એટલે તમે તમારી જવાબદારીથી જમીનમહેસૂલનો સત્યાગ્રહ કરવાને આગ્રહી હશો તો બાપુજી તમને તેની રજા આપે તેવો સંભવ છે પણ તે પહેલાં તેની કેટલીક શરતો તમારે જાણવી જોઈએ અને તે શરતો પૂરી થતી હોય તો પછી તમે સત્યાગ્રહની રજા લેવાને બાપુજી પાસે જજો તે શરતો તમે પૂરી ન કરી શકો તેમ હો તો તમારે બાપુજી પાસે એની રજા લેવાને પણ જવું નહિ'

તેઓએ મને પૂછ્યું, "એ શરતો કઈ છે?"

મેં તેમને જણાવ્યું "પહેલી શરત એ છે કે, જમીનમહેસૂલની લડતમાં જમીન અને સર્વસ્વ ખોવાને તૈયાર રહેવું જોઈએ એમાં તો જાતનું અને સર્વસ્વનું બલિદાન આપવાની વાત છે તમે મહેસૂલની લડતમાં પૈસા બચાવવાના લોભથી પ્રેરાઈને પડશો તો પ્રસંગ આવ્યે તમે પાછા પડી જશો

આવી બલિદાન આપવાની લડતના પાયા તરીકે ઉચ્ચ દેશસેવાની ભાવના, દેશની ઇજ્જત અને આબરૂ તથા ટેકની ખાતર ફના થવાની ભાવના હોવી જોઈએ બીજી શરત એ છે કે, સંભવ છે કે મહાસભાના કોઈ કાર્યકર્તા તમને મદદ કરવા બહાર નહિ હોય બધાયે જેલમાં હશે તેથી તેમની દોરવણી તમને નહિ મળી શકે ત્રીજી શરત એ છે કે તમારા ગામની બધી વસ્તીમાં એકદિલી હોવી જોઈએ ગામ સમસ્ત આ લડતમાં પડે કે થોડા બાકી રહી જાય તેની હરકત નહિ કોઈની શક્તિ ન હોય તે સામેલ ન થાય છતાં તેના પ્રત્યે કોઈએ ઇતરાજી ન રાખવી તેને પણ પોતાનો જ કરીને રાખવો. અને ચોથી શરત એ છે કે ગામમાં બધાયને કાંઈ જમીનમહેસૂલ ભરવાનું નહિ હોય અને જમીનમહેસૂલ જેને ભરવાનું નહિ હોય તે તમારી સાથે લડતમાં નહિ હોય, છતાં તમારી સહાનુભૂતિમાં અન્ય રીતે તમારી મદદમાં રહેવા જોઈએ ગામમાં એક પણ વ્યક્તિ, ગામની પરવાડે પગ મેહેનાર હરિજન પણ, તમારી લડત વિરુદ્ધ ન હોય એવી એકસંપી તમારા ગામમાં હોવી જોઈએ આટલી શરતો તમે પૂરી કરી શકો તેમ હો તો બાપુજીની રજા માગજો અને આટલી શરતો તમારાથી પૂરી ન થાય તેમ હોય તો, કદાચ બાપુજી તમને મદદ આપે કે આશીર્વાદ આપે તો પણ તમે હેરાન થશો અને નિષ્ફળ નીવડશો."

મારી શરતો સાભળીને તેમણે એક પછી એક મને ખાતરી આપવા માડી કે અમે પૈસાના લોભને કારણે સત્યાગ્રહ કરવાનું કહેતા નથી અમારા હૃદયમા વસી રહ્યું છે કે અમારે દેશની મુક્તિની આ લડતમા પૂરો ભોગ આપવો સરકારે સરદાર જેવા સરદારને અહીંથી પકડ્યા છે તે અમારે માટે અસહ્ય થઈ પડ્યું છે અમારા ટેકની ખાતર અમે ગમે તેવા ભોગ આપવા તૈયાર છીએ અમારી જમીન ખાલસા થશે તેની અમને ખબર છે અને તે ઉપરાંતેય કોઈ પણ ભોગ આપવાને અમે તૈયાર થઈશું તાલુકાના બીજા કોઈ કાર્યકર્તા અમને દોરવણી આપવા બહાર ન હોય તેની અમને ચિંતા નથી. આ જ સુધીની સત્યાગ્રહની લડતથી તે લડત શી રીતે લડવી તે અમે શીખી ગયા છીએ સત્ય અને અહિંસાની મર્યાદામા રહીને અમે તમો બધાની ગેરહાજરીમા પણ લડી શકીશું વળી અમારામાથી લગભગ બધાયે લડતમા સામેલ થશે છતા કોઈ સામેલ નહિ થાય તો તેની સાથેનો અમારો સબંધ અમે બગાડીશું નહિ છેવટે એમણે મને ખાતરી આપી કે અમારા ગામમા ફાટફૂટ થાય એવું છે જ નહિ કોઈ કોમ કે કોઈ વ્યક્તિ સત્યાગ્રહની વિરુદ્ધ જાય તેમ નથી બધાયે મદદમા રહેશે ગામમા બધી કોમનો એકસપ છે અમારામા ફાટફૂટ થાય તેમ નથી.

આનો મારે તો કાંઈ નિર્ણય આપવાનો હતો જ નહિ પણ ભાઈ આશાભાઈ તા ૫મી એપ્રિલે પકડાયા અમે તા ૧૨મીના રોજ પકડાયા અને ત્યાર પછી રાસ

ગામે તેમ જ બીજા ચૌદ ગામે જમીનમહેસુલનો સત્યાગ્રહ કરવાને મહાત્માજીની રજા માગી મહાત્માજીએ તેમને રજા આપતા લગભગ ઉપર જણાવેલી બધી સાવચેતીઓ આપ્યા બાદ તેવી રજા આપી આપણે મગરૂરી સાથે સ્વીકારવું જોઈએ કે રાસના ખેડૂતો જમીનમહેસૂલની લડત ફત્તેહમદીથી લડયા અને આખર સુધી ટકી રહ્યા

# ૮૭. પ્રથમ ગ્રાસે મક્ષિકા

બારસદના ઉતારમા મીઠાનો સત્યાગ્રહ કરવાનો નિર્ણય હતો રાસ ગામે થઈને બારસદ જવાય છે કાઠાના વીસ પચીસેક ગામોનુ મુખ્ય મથક રાસ છે ભાઈ આશાભાઈ તેની લગામ પકડીને બેઠા હતા આ લડતમા જાણે રાસ ગામે જ ધજા રોપાઈ હોય તેવો રાસનો ઉત્સાહ હતો રાસની પ્રજા તરફથી સરકારી નાના મોટા કોઈ નોકરને સહકાર ન મળે એવો ઠરાવ રાગે કરી નાખ્યો હતો એ ઠરાવાનુસાર રાસ ગામના રાવણિયાઓ રાજીનામા આપીને છૂટા થયા હતા કાઠાના મથકનુ ગામ એટલે મુલકી કે ફોજદારી અમલદારને વાર વાર ત્યા જવાની જરૂર તો પડે જ એટલે રાવણિયા સિવાય અમલદારોને ચાલે નહિ રાસમાથી કે આજુબાજુના ગામોમાથી રાસ ગામ માટે રાવણિયા ન મળ્યા, તેથી બોરસદના મામલતદારે બોરસદમાથી બે મુસલમાનોને રાવણિયા તરીકે ઊભા કર્યા તે બન્ને રાવણિયા બોરસદથી બે ત્રણ દિવસના ઢેબરા બાધી જાય અને ચોરામા પડી રહે ત્યા એમનુ કોણ માને કે તેમને ચોરા બહાર નીકળવાનુ હોય! દરરોજ સરકારી અમલદાર આવે અને જાય ખાવાનુ ભાતુ પણ સાથે જ બાધી લાવે પાણી માટે ભાગોળના મીઠા પાણીના કૂવા ખુલ્લા હતા તેમની સાથે કોઈ બોલે નહિ તેમનું કહ્યુ કોઈ કરે નહિ

એવામા એક દિવસ પેલા રાવણિયાઓને માટીની માટલીઓની જરૂર પડી એક કુભારણ પાસેથી સાત પૈસે બે ત્રણ માટલીઓ ખરીદી જે કુભારણે આ માટલી આપી તે બહેરી હતી તેને ગામના ઠરાવની ખબર નહિ તે બહેરી ડોશીને કોઈ કુભારે કહેલુ નહિ તેથી તેણે ભૂલથી આ રાવણિયાઓને માટલીઓ આપી ભાઈ આશાભાઈએ આ વાત જાણી તેમણે તપાસ કરી કે માટલીઓ ક્યાથી આવી તે પેલી કુભારણ પાસે ગયા તેને તેની થયેલી ભૂલની વાત કરી. આશાભાઈએ કુભારણને રાવણિયાએ આપેલા સાત પૈસા તેના હાથમા મૂકીને રાવણિયાઓને તેમના પૈસા પાછા આપીને માટલીઓ લઈ આવવાનુ સૂચવ્યુ કુભારણે ચોરામા જઈ પેલી માટલીઓ લઈ લીધી અને તેની કિંમતના સાત પૈસા તેમની પાસે નાખ્યા મામલતદાર પાસે આ વાત આવી તુરત તેમણે પોલીસને મળીને ભાઈ આશાભાઈ ઉપર ચોરીનો આરોપ મૂકી તેમની ધરપકડ તા પમી

એપ્રિલ શનિવારે સવારે કરી ખેડા જિલ્લામાં પહેલી ધરપકડ ભાઈ આશાભાઈની થઈ આણંદમાં ડી ડી કલેક્ટર મિ ભદ્રપુર પાસે આશાભાઈનો કેસ ચાલ્યો કેસમાં કાંઈ પાયો નહોતો માટલીઓ તો કુભારણ લઈ ગઈ હતી તેણે પૈસા પાછા નાખ્યા હતા તેમાં આશાભાઈને શું? તેમની ઉપર સરકારી તંત્રમાં દખલ કરવાનો કે અન્ય કોઈ આરોપ હોઈ શકે, પણ ચોરીનો આરોપ શી રીતે હોય? તેમાં વળી કોઈ સાક્ષી નહિ જે પોલીસ અમલદારે કેસ દાખલ કરેલો તે આરોપીને ઓળખે નહિ તેણે કેસ ચાલતી વખતે મેજિસ્ટ્રેટની રૂબરૂ આ આશાભાઈને બદલે આણંદના ચરોતર કેળવણી મંડળના સ્વયંસેવક શ્રી આશાભાઈ ત્યાં હાજર હતા તેમની આરોપી તરીકે વારવાર ઓળખાણ આપી છતાં ન્યાયને નામે સત્યનું ખૂન કરવાને તત્પર થયેલી મહાય નોકરશાહીએ બચાવ નહિ કરવાની પ્રતિજ્ઞાવાળા આરોપી આશાભાઈને બે વરસની સખત કેદ અને પાચસો રૂપિયા દંડ અગર છ માસ વધારે કેદની સજા કરી

આમ સરકારે આ સત્યાગ્રહની લડતના મંગળાચરણમા અસત્ય પગલુ ભરી, ન્યાયનું ખૂન કરી, સત્તાનો અને કાયદાનો દુરુપયોગ કરી નિર્દોષ આશાભાઈને નજીવા ગુનાનું આરોપણ કરી ભારેમા ભારે સજા કરી સરકારપક્ષે આ અશુભ ચિહ્ન ગણાય તેને અસત્ય, અન્યાયી વર્તન કરવું પડ્યું. સરકારને પ્રથમ ગ્રાસે જ મક્ષિકા ગળવી પડી તે શી રીતે પચાવી શકે? તેને ઓકી કાઢ્યે જ છુટકો અને પ્રજાપક્ષે તો શુદ્ધ બલિદાન જ હતુ ભાઈ આશાભાઈએ ઇચ્છયું હોત તો પોતાનો સાચો બચાવ કરી આરોપમાથી નિર્દોષ ઠર્યા હોત પણ સરકારી તંત્ર સાથે કોઈ પણ પ્રકારનો સહકાર નહિ કરવાની પ્રતિજ્ઞાના પાલન અર્થે તેમણે મૂગે મોઢે અને પ્રસન્ન હૃદયે આ આકરી સજા મેળવીને આનંદ માણ્યો પ્રજાના સ્વાતંત્ર્ય યુદ્ધના મંગળાચરણમાં આ બલિદાન શુદ્ધ ગણાય, અને શુકનવંતુ ગણાય

## ૮૮. ૬ઠ્ઠી એપ્રિલ

દેશભરમા તા ૬ઠ્ઠી એપ્રિલે સત્યાગ્રહની લડતની શરૂઆત કરવાની તૈયારી થઈ રહી હતી માનવજીવનને માટે નાના મોટા સર્વને સરખી જરૂરી મીઠા જેવી વસ્તુના કાયદાનો ભંગ શરૂ કરવાનો હતો ખેડા જિલ્લામા મહીસાગર નદીને કાંઠે અને લસુંદ્રામાં મીઠાના કાયદાનો સામુદાયિક ભંગ થઈ શકે એમ છે મહીસાગરને કાંઠે શ્રી દરબારસાહેબ, શ્રી ગોકળદાસ દ્વારકાદાસ તલાટી, અને શ્રી ફૂલચંદ બાપુજી શાહને વ્યવસ્થા કરવાની ઠરી, અને લસુંદ્રામાં શ્રી. રવિશંકર મહારાજ અને શ્રી છોટાલાલ વ્યાસને વ્યવસ્થા કરવાનું ઠર્યું

ભાઈ આગાભાઈને આકરી સજા થઈ તે અમે બોરસદ જાણી તે ખબર મેળવીને હું અને બીજા મિત્રો રાસ ગયા શ્રી દરબારસાહેબ, ભાઈ શિવાભાઈ આશાભાઈ, ભાઈ લલ્લુભાઈ લક્ષ્મીદાસ તો ત્યા વહેલા પહોંચી ગયા હતા. ભાઈ આગાભાઈને થયેલી સજાના સમાચાર સાંભળી રાસ ગામ પૂર જોરમાં આવી ગયુ રાત્રે હજારો સ્ત્રીપુરુષોની સભા થઈ તેમણે પોતાની મક્કમતા એક વાર ફરીથી જાહેર કરી ત્યાથી રાત્રે જ અમે ટુકડીઓ સાથે બદલપુર ગયા. સત્યાગ્રહ કરનારી બે ટુકડીઓ ત્યા તૈયાર રાખવામા આવી હતી તા ૬ઠ્ઠી એપ્રિલે સવારે નવ વાગ્યે મહાત્માજી દાંડી કિનારે સત્યાગ્રહનુ મંગળાચરણ કરવાના હતા તે પ્રમાણે તેનું મંગળાચરણ તે જ સમયે અહીં પણ કરવાનું હતુ સવારે ઊઠી બધાંએ રાબ અને ભાખરીનુ શિરામણ લીધુ અને નદીકાંઠે જવાની તૈયારી કરી બદલપુરમાં જાણે મેળો હોય તેમ આજુબાજુથી હજારો માણસો સત્યાગ્રહ જોવાને ઊલટી આવ્યા હતાં ટુકડી તૈયાર થઈ રાષ્ટ્રધ્વજને આગળ ફરકતો રાખી જિલ્લાના વૃદ્ધ આગેવાન ગોકળદાસ બાપુની સરદારી નીચે તેમણે પ્રયાણ કર્યું. સાથે બીજાઓ પણ ટોળાબંધ ચાલ્યા પહેલી ટુકડીએ જ સત્યાગ્રહ કરવા જવાનું હતુ બીજા સર્વ કોઈએ દૂર ટેકરીઓ ઉપર કે ટેકરીઓની તળેટીમાં ઊભા રહેવાનું હતું હજારો માણસોના 'વન્દે માતરમ્' અને 'મહાત્મા ગાંધીજીની જય'ના જયઘોષો વચ્ચે વૃદ્ધ સેનાપતિ અને નડિયાદના બાપુ ગોકળદાસ દ્વારકાદાસ તલાટીએ પોતાની ટુકડી લઈને ભાઠામા છવાઈ રહેલી ખારી એકઠી કરીને મીઠાવેરાના સરકારનો કાયદો તોડી સત્યાગ્રહ કરવા માંડ્યો પોલીસોની એક ટુકડી દૂર ઊભી હતી અમે માનેલુ કે આ બધાંની ધરપકડ કરશે, પણ તેઓ તો જાણે પ્રેક્ષક તરીકે ઊભા હોય તેમ ઊભા જ રહ્યા પોલીસ અમલદારો દોડધામ કરતા હતા કાંઈ મર્મ જણાયો નહિ અર્ધોક કલાક ખારી ભેગી કરી નદીમાં નાહીને સત્યાગ્રહી ટુકડી પાછી વળી અમે વિચારમાં તો પડ્યા કે, આમ જાહેર રીતે કાયદાનો ભંગ આ સરકાર સાંખી રહે નહિ પણ તેનો વ્યૂહ જુદો હશે. અમલદારોને ભય લાગ્યો હોય કે હજારોની મેદની વચ્ચે આ લોકોને પકડવામાં કાંઈ ગરબડ ઊભી થાય તેમને માટે આ પ્રસંગ હિંદની તવારીખમાં પહેલો હતો અમે તો બધા પાછા આવ્યા અને ગામના એક મહોલ્લામાં સામસામી ઓસરીઓમાં પડાવ નાખ્યો હતો, ત્યાં હવે પછીની વ્યવસ્થાનો વિચાર કરવા બેઠા કલાકેક થયો હશે અને મિ લાહેર નામના એક પોલીસ અમલદાર જેમને ખાસ આ ખાતામાં નીમ્યા હતા તે અને બીજા અમલદારો આવી પહોંચ્યા અમે બેઠા હતા ત્યાં આવી દરબારસાહેબને અને મને બોલાવીને કહ્યું, "અમારે તમો પૈકી કેટલાકને પકડવા છે." દરબારસાહેબે જણાવ્યું, "બધાયે તૈયાર છે. છતાં તમારે થોડાને પકડવા હોય તો તેમ કરો " મિ લાહેરે ચાર નામ જણાવ્યા : શ્રી દરબારસાહેબનું, મારું, શ્રી ગોકળદાસ બાપુનું અને

શ્રી અબાલાલ બાજીભાઈ જે કાડામા ગામ કરતા હતા તેમનુ ટુકડીના સત્યાગ્રહીઓ નારાજ તો થયા પણ શુ કરવુ? તેમને મૂકીને 'વન્દે માતરમ્'ના જયનાદો વચ્ચે અમે છૂટા પડ્યા અમને તુરત મોટરમા બોરસદ આણ્યા તે દિવસે રવિવાર હતો, છતા કોર્ટ અમારો કેસ ચલાવવા તૈયાર હતી બચાવ કરવાનો નહોતો મીઠાનો કાયદો તોડવાને ઉશ્કેરણી કરવાના આરોપ માટે અમને ગુને ઠાર ગણી બબ્બે વરસની સખ્ત કેદની સજા અને ૧૦૦ રૂપિયા દડ, દડ ન ભરાય તો ત્રણ માસની વધુ સજા એ પ્રમાણે સજા કરી અમને આણદ લોકઅપમા લાવીને મૂક્યા ભાઈ આશાભાઈ પણ ત્યા મળ્યા લોકઅપની ઓરડીમા પેસતા પેશાબની ગધથી રહેવાય નહિ કોને જોવાની દરકાર હોય! પાણી લાવીને ઓરડી ઘસીને ધોવડાવી અને રાતે ત્યા રહ્યા પાછલી રાતે અમને પાયેર જાપુને સ્ટેશને લઈ ગયા એક રેલવેના ડબામા બેસાડ્યા અને સવારે સાત વાગ્યે સાબરમતીમા લાવી મૂક્યા.

જેમ બદનપુર થયુ તેમ લસુદ્રા પણ થયુ શ્રી રવિશકર મહારાજ અને શ્રી. છોગાલાલ વ્યાસને પણ પકડીને તેની જ સજા કરીને મહેમદાવાદ લાવીને રાખ્યા બીજે દિવસે તેઓ બધા સાબરમતી આવ્યા જેમ ખેડા જિલ્લામા તેમ ગુજરાતના બધા જિલ્લામા જ્યા જ્યા અનુકૂળ સ્થળ જણાયુ ત્યા ત્યા ખારી લેવાનો અને મીઠુ પકવવાનો સત્યાગ્રહ થયો. કેટલાક ગામોના તો સત્યાગ્રહી મીઠાની પડીકીઓનુ જાહેર વેચાણ કરીને અને તે ખરીદીને સત્યાગ્રહ કર્યો આમ નાના મોટા ગામોમા 'નિમકકા કાયદા તોડ દિયા'નુ સૂત્ર વાતાવરણમા વ્યાપક થઈ ગયુ નદીકાઠે રહેતા ગરીબ લોકો જેનુ ગુજરાન ખારીના વેચાણ પર નભતુ હતુ પણ કાયદાના દબાણથી દબાયા ચપાયા જેઓ બેસી રહ્યા હતા તે લોકો પણ ખારી લઈ લઈને વેચવા લાગ્યા તા ૬ઠ્ઠી એપ્રિલનો દિવસ હિંદના સ્વાતત્ર્યયુદ્ધના ઇતિહાસમા ચિરસ્મરણીય રહેશે

## ૮૯. વલ્લભાશ્રમ અને નાશિક

તા ૭મી એપ્રિલના રોજ સવારે આઠ વાગ્યે અમને જેલમા દાખલ કર્યા સરદારસાહેબ પછી અમે જ પહેલવહેલા હતા. પણ સરદારસાહેબ ક્યા હશે તેની અમને ખબર નહિ. દરબારસાહેબ નાટે જેલનિવાસ પહેલવહેલો હતો. સાબરમતી જેલમા જુદા જુદા વિભાગો છે તે પૈકી ડબલિયા ખોલીવાળા વિભાગમા સરદારશ્રીને મૂકવામા આવ્યા હતા તેમને પ્રથમ જેલમા લઈ ગયા ત્યારે કોટડીમા ત્રણ દિવસ સુધી તેમને ખાવ પણ નહિ આવેલો કે તેમની ઓરડીના બારણાને પતરાની ઝીણા કાણાવાળી જાળી લગાવેલી છે તે વખતે ઉચાનીચા વર્ગ પણ

નહોતા થોડા દિવસ પછી તેમને ખાસ વર્ગમા મૂકવામા આવ્યા ત્યા સુધી જેલની સનાતન ભાજી કાચાપાકા રોટલા જાડી દાળ અને સવારે દરાન દેતી માજરાણી, તેઓ સ્વાદથી લીધા કરતા

જેલમા દાખલ થતા કપડા બદલવાને પ્રસગે જે વિધિ થાય છે તે દરબાર સાહેબ માટે પહેલવહેલો હતો તે અમુક રહેણીમા જ ઉછરેલા અને રહેલા તેમને આ વિધિ બહુ આકરો લાગ્યો એવુ મને જણાયુ જેલના કપડા પહેર્યા પછી આપણા દેખાવમા ભારે પલટો થઈ જાય છે અમે અમારા સુકામે ગયા અને થોડી વારમા જ હજામટુકડી આવી અમને બન્ને વગ્રની સજા એટલે અમારે અમારા વાળ કાઢી ન ખાવવા જોઈએ જિદગીભર માથાના કેશને સુગધીદાર તેલથી પોષીને તેને મુલાયમ કર્યા હોય અમુક ઢબે કતર્યા હોય, અમુક ઢબે જ વાળ્યા હોય, અમુક ઢબે જ હોળવાના હોય કોઈ અણઘડ હજામે વાળ કાપતા ભૂલ કરીને પગથિયા મૂક્યા હોય તો ઘણી વડી દિલને ખૂચ્યા કરે, અને બીજી વખતે તે હજામને ઊભો પણ ન રહેવા દઈએ, આની આપણી ખાસિયતને અભરાઈએ ચઢાવીને જેલનો વોર્ડર કોઈ પાગ બોડનાર વાઘરી જેલમા આવ્યો હોય તેના હાથમા બુઠ્ઠો અસ્ત્રો આપીને આપણા માથાના મુલાયમ વાળનુ મુડન કરવાનુ સૂચવે ત્યારે પ્રથમ જ આપણને પ્રશ્ન થાય કે આ કુભાર શી રીતે મારા વાળ લેશે પણ એ વિધિમાથી પસાર થવાનુ રહ્યુ એટલે હારબધ બેસી વાળને પલાળીને હાથે ઘસવા બેસી જવુ પડે તેમ ન કરીએ તો મુડન વખતે વધારે પીડા થાય દરબારસાહેબે મને પૂછ્યુ, 'કેમ માથુ મૂડાવવુ પડશે?' મે કહ્યુ 'અહીંનો નિયમ તો એવો હોય એમ જણાય છે અને ક્યા અહી માથામા તેલ નાખવાને મળવાનુ છે? કાસકી વાપરવાની ન હોય, તેમા કચરો પડે અને જૂઓ પડે તેના કરતા સાફ કરાવવુ સારુ મારા અભિપ્રાયને સ્વીકારીને દરબારસાહેબે વગર આનાકાનીએ માથુ સાફ કરાવ્યુ ત્રણ ચાર દિવસ પછી ભાઈશ્રી મહાદેવભાઈ દરબારસાહેબની મુલાકાતે આવ્યા ત્યારે તેમને જોઈને મહાદેવભાઈનુ હૃદય ભરાઈ આવ્યુ ત્રણ ચાર દિવસ પછી તેમને સરદારસાહેબની પાસે લઈ જવામા આવ્યા, અને બધાયે રાજદ્વારી કેદીઓને કામચલાઉ ખાસ વર્ગમા મૂકવામા આવ્યા દિવસે દિવસે ભરતી વધતી ગઈ અમારે માટે ખોરાક જુદો હતો સરદારસાહેબની શીતળ છત્રછાયા નીચે અમે ખરેખર અમનચમન કરવા લાગ્યા તે સાથે ડૉ ક્ટર શ્રી હરિપ્રસાદ દેસાઈની 'ચા' દેવીની આરતી સવારસાજ રમૂજ આપની જ હોય

પણ અમારા આનદની અવધિ આવી પહોચી હતી આશરે વીસેક દિવસ ગયા હશે અને એક સમીસાજે સુપરિન્ટેન્ડેન્ટ લેન્સ્ટન આવી ઊભા હાથમા એક યાદી હતી તેમણે એક પછી એક નામ બોલવા માડ્યા બે ટુકડીઓ પાડી એક વીસની અને બીજી પદરની વીસની ટુકડીમા શ્રી. રવિશકર મહારાજ, શ્રી છોટાલાલ

વ્યાસ, શ્રી આશાભાઈ, શ્રી રોહિત મહેતા, શ્રી ચિમનલાલ ભટ્ટ અને હુ વગેરે હતા પદરની ટુકડીમા શ્રી ચદુલાલ દેસાઈ વગેરે હતા અમને તરત કહેવામા આવ્યુ કે પાચ મિનિટમા તૈયાર થઈ જાઓ, જેલબદલીએ જવાનુ છે અનારા રગમા ભગ પડ્યો એ તો એમ જ હોય જેલની માયા જ એવી છે અમે તૈયાર જ હતા અમને ક્યા લઈ જવાના છે તેની માહે અમને ખબર નહિ જેલની ભારેમા ભારે સત્તા તેના ભેદી વર્તાવમા છે પાચ સાત મિનિટમા જ અમો તૈયાર થઈ ગયા અમારે શું સાથે લેવાનુ હોય? તે વખતે તો જેમ બને તેમ ઓછી માયા હતી કાઈ લેવાનો સમય પણ નહોતો પદરેક મિનિટ થઈ ગઈ અને મિ લેસ્ટન પાછા આવ્યા અમને બધાને ચાલવાની સૂચના આપી. સરદાર સાહેબને નમન કરીને બધા વિદાય થયા અમે અનુભવ્યુ કે સરદારસાહેબના હૃદયમા અમને વિદાય આપવાનુ દુ ખ હતુ જાણે કુટુબનો કોઈ વડીલ પોતાના આપ્તજનોને વિદાય આપતા દિલભગ થાય તેમ સરદારસાહેબના ચહેરા પર દુ ખની છાયા હતી દતા વાત્સલ્યભાવે તેમણે બધાયને વિદાય આપી અમારી વીસની ટુકડીને નાશિક જવાનુ હતુ

બીજે દિવસ સાજના નાશિક આવ્યુ અને અમારો ડબ્બો જેલ પાસે ત્સિડીલરીના યાર્ડમા લઈ ગયા અમારો સામાન પોલીસોએ ઉપાડીને મોટરમા મૂક્યો અને અમે મોટરમા બેઠા સાજના પાચેક વાગ્યે જેલના દરવાજે ઊભા રહ્યા જેલ સુપરિન્ટેન્ડન્ટ મેજર ભડારી દરવાજા બહાર આવી ઊભા હતા અમને જેલ અધિકારીને સોપી પેલા યુરોપિયન અમલદારો અમારી સાથે મહોબ્બતથી હાથ મિલાવી ચાલ્યા ગયા

નાશિક જેલ એટલે દેવલાલી દેવલાલીની તો હવા ખાવાનુ મથક ક્ષયના દરદીને તેનો ડૉ ટર દેવલાલી મોકલે ત્યાનુ હવામાન સૂકુ અને ઠડુ હવામા બિલકુલ ભેજ નહિ, તેમ જ ગરમી પણ નહિ ઉનાળાને દિવસે પણ રાત્રે ઓઢવુ પડે દેવલાલીથી નાશિક જેલ પાચ માઈલ દૂર અને રેલવે લાઈન ઉપર એક સપાટ ટેકરીની તળેટીમા આવેલી છે જેલના દરવાજાની અદર પેસતા જ જાણે કોઈ ભવ્ય રાજમહેલના જુદા જુદા વિભાગોવાળો મોટા ચોગાનમા દાખલ થયા હોઈએ એમ લાગે દેવલાલીના કેટલાક સેનિટોરિયમ મે જોયા છે પણ આ જગાની સ્વચ્છતા, આ જગાની ચોખ્ખી હવા, આ જગાની મોકળાશ, અને આવી શાન્તિ તે સેનિટોરિયમ પૈકી ક્યારે મે જોયા નહોતા

મુબઈ સરકારે ખાસ હેતુપૂર્વક મુબઈ ઈલાકાના રીઢા કેદીઓને એટલે કે જેઓને ગુના કરવાની ટેવ જ પડી ગઈ હોય અને એક પછી એક ગુના કરીને વારવાર સજા પામતા હોય તેવા કેદીઓને માટે આ જેલ બધાવી છે એશિયા ખડમા એના જેવી વ્યવસ્થાવાળી બીજી જેલ નથી, એવુ કહેવાય છે તે

તૈયાર કરવામાં આશરે ચાળીસેક લાખ રૂપિયા ખર્ચાયા છે. તેનું પોતાનું જબરાય ફળદ્રુપ જમીનમાં તેનો વિશાળ બગીચો અને ગોળગઢી મગા પથ્થરથી તૈયાર થયેલી દીવાલો સાથે શહેરના મકાનો. જેલમાં વીજળીની બત્તીઓ અને ચાલુ વીજળીના તારથી રક્ષાયેલી તેની કાળી મોટી દીવાલો અંદર રહેતા માનવીઓની સહેજે ઓળખાણ આપી શકે. અંદર રહ્યા પછી જ્યારે મેં તેની રચના જોઈ ત્યારે તો હું તાજુબ થયો. હરેક યાર્ડમાં રાજમહેલમાં પણ ન હોય તેવા આરસપહાણની તખ્તીવાળા પેશાબખાના અને પાયખાના પાણીથી આપોઆપ સાફ થયા કરે એવી ગોઠવણી. જેલના સુપરિન્ટેન્ડેન્ટ મેજર ભંડારી—એક પંજાબી ગૃહસ્થ—હતા. સુપરિન્ટેન્ડેન્ટ તરીકે કડક હતા. સજ્જન હતા. ઇન્ડિયન મેડિકલ સર્વિસના એ સભ્ય છે. હાલ મુંબઈ ઇલાકાની જેલોના ઇન્સ્પેક્ટર જનરલ છે. એ પોતાની જેલ માટે બહુ મગરૂર હતા. એક દિવસ મારી સાથે વાત કરતા બોલ્યા કે આવી જેલ હિંદભરમાં નથી અને પૂર્વના દેશોમાં પણ નથી. ચાલીસ લાખ રૂપિયા તેમાં પૂરા થશે.

મેં કહ્યું, ‘જેલ તો સરસ છે. પણ સરકારને જેલના મકાન પાછળ આટલો ભારે ખર્ચ કેમ કરવો પડ્યો? તેને બદલે કેળવણી પાછળ આટલો ખર્ચ કર્યો હોત તો પ્રજાનું કેટલું ભલું થાત? સ્વરાજ્ય મળ્યા પછી આવી જેલોને વિદ્યાપીઠો બનાવી દેવી જોઈએ. આ જેલ એક મોટી રાષ્ટ્રીય વિદ્યાપીઠ થઈ શકે તેવી છે.’

તેમણે પૂછ્યું, ‘એ શી રીતે?’

મેં મારી કલ્પના કહેવા માંડી. ‘તમારે અહીં લગભગ ૩૫૦ ઓરડીઓ છે તે વિભાગ છાત્રાલયના કામમાં આવે. જે રસોડું છે તે તો તેમને માટે પૂરતું છે. જે દવાખાનાનો વિભાગ છે તે દવાખાનાના અને વિજ્ઞાનના વિભાગ માટે પૂરતો છે. જે મોટા વર્તુળમાં બૅરેકો છે તે શિક્ષણવર્ગો માટે જોઈએ તેટલી છે. જે કારખાના છે તે આપણા નવા શિક્ષણની યોજનામાં ઉદ્યોગના વિષયો રાખવાના છે તે માટે કામમાં આવે. વચ્ચે ટાવર છે તેનો વિસ્તાર કરી પુસ્તકાલય અને વેધશાળા બનાવી શકાય. તમારી ઑફિસો તો વિદ્યાપીઠના દફતર માટે પૂરતી છે. તમો અમલદારોના રહેઠાણોથી વધારે રહેઠાણોની અધ્યાપકો માટે જરૂર જણાય તો તે વધારી લેવામાં આવે. જગો અને અન્ય પોલીસ લાઈનની ઓરડીઓ તો પુષ્કળ છે. એ બધાને ઉપયોગમાં આવે. ફક્ત આ દરવાજો અલોપ કરી નાખવામાં આવે અને નાની મોટી દીવાલો તોડી નાખીને બહાર દૃષ્ટિ જઈ શકે તેવું કમ્પાઉન્ડ રાખવું પડે.’

મારી કલ્પના સાંભળી તે હસ્યા અને બોલ્યા, ‘તમે ઠીક કલ્પના કરી રહ્યા છો.’

આ વાત તો ફક્ત તે જેલનો બરોબર ખ્યાલ આપવાની ખાતર લખી છે. બીજો ખ્યાલ તો હું શું આપું? સવારમાં અને ખાસ કરીને ચોમાસાની અને શિયાળાની

સવારમા વાદળા વીખરાતા હોય ત્યારે ઊઠીને સૂર્યોદય જોઈએ તો હૃદય આનંદ સાગરમા નાહ્યા કરે, એવુ રમ્ય ત્યાનું દૃશ્ય હતુ વારવાર જોયેલુ એ દૃશ્ય હજી પણ દૃષ્ટિ સમક્ષ ખડુ થઈ આનંદ આપે છે અને તેવુ સ્વર્ગીય દૃશ્ય વારવાર જોવાનુ મળે તેટલા માટે ત્યા જવાને મને લલચાવે છે

## ૯૦. સમાધાનવૃત્તિ કે નબળાઈ?

નાશિક જેલમા અમે બધા શી રીતે સવે પડયા, કેવી વ્યવસ્થા કરી શકયા, કેવી સગવડો કે અગવડો ભોગવી વગેરે હકીકતમા ઊતરવાની જરૂર નથી અમને નાશિક મોકલીને તરત જ સરકારે કેદીના ત્રણ વર્ગ પાડી નાખ્યા એ બી, અને સી આજ સુધી એવા વર્ગ નહોતા, એટલે સાબરમતી જેલમા અમને બધાને ખાસ વર્ગમા મૂકેલા નાશિક અને યરોડાની ટુકડી મોકલી તે 'બી' વર્ગની ટુકડી તરીકે મોકલેલી પછી બે માસ બાદ મને 'સી' કલાસમા મૂકવામા આવેલો સાબરમતી જેલમા આ વર્ગીકરણથી જરા ગરબડ થવા પામી સરદારસાહેબને આ ભેદ ઉત્પન્ન કરે તેવુ વર્ગીકરણ ન ગમ્યુ, તેથી તેમણે તેનો વિરોધ કર્યો વિરોધ તરીકે જેલમા એક જ પગનુ લઈ શકાય મોઈ તેવા ભેદભાવ સ્વીકારે નહિ અને બધાયે નીચામા નીચો વર્ગ માગી લે પણ એ લગભગ અશકય છે આપણા ક્ષેત્રમા પણ આપણા હમેશના જીવનનુ ધોરણ એકસરખુ નથી હોતુ સ્વાભાવિક રીતે જ જે સમાજમા આપણે ઊછરેલા હોઈએ છીએ તેને અનુસરીને આપણી જીવનની ખાસિયત બંધાઈ જાય છે અને તે પ્રમાણે જીવવાને આપણે ટેવાઈએ છીએ એટલે મનની અંદર ભેદભાવ ન હોય છતા આપણી ખાસિયત અને શરીર જુદી જુદી જરૂરિયાત માગી લે છે એવા કારણે હું 'સી' વર્ગમા મુકાયો હોઉં તો મારે એમ નહિ માની લેવુ જોઈએ કે 'બી' વર્ગમા કે 'એ' વર્ગમા જેઓને મૂકવામા આવ્યા છે તેઓ પોતાના મનના અભિમાનથી એ વર્ગીકરણ સ્વીકારી રહ્યા છે પણ એટલુ એમના શરીરનુ ખડતલપણું ઓછું છે આખુ જીવન અમુક પદ્ધતિએ જ, અમુક જરૂરિયાતોમા જ ગયુ છે એમને સરકારે ગમે તે ભાવનાથી તે વર્ગીકરણ કર્યું, છતા આપણામાથી જેઓ તે વર્ગીકરણનો લાભ ન છૂટકે ઉઠાવી રહ્યા છે, તે બીજા કાર્યકર્તા કરતા પોતે ઊંચા છે એવી ભાવનાથી નહિ પણ શરીરની લાચારીથી વળી સરકારી વર્ગીકરણમા સ્થાનિક અમલદારનો અભિપ્રાય કામ કરે છે એટલે વર્ગીકરણમા એકધારુ ધોરણ હોતુ જ નથી. એ જીવંત આપણને શીખવે છે કે લેવડદેવડથી અને ખુશામતથી પોતાના સ્થાનિક અમલદારોના તરંગ ઉપર જે વર્ગીકરણ થાય છે તે વિષે આપણે બેદરકાર રહેવુ જોઈએ એટલુ જ નહિ, પણ

પોતાને પસંદગી કરવાની હોય તો છેવટનો વર્ગ જ માગી લેવો અને સરકારે પોતાને મનસ્વી ધોરણે અગર તેણે નક્કી કરેલા ધોરણે કરેલા વર્ગીકરણ વિષે આપણે નિસ્પૃહી રહેવુ જોઈએ આપણે ઘણા દાખલામા જોયુ છે કે એક વકીલને 'બી' અને તેને ઘેર પોષાતા તેમના જ માણસને 'એ' વર્ગ આપવામાં આવ્યો હોય છે સને ૧૯૩૨ના સત્યાગ્રહમા શેઠશ્રી જમનાલાલજી બજાજ જે સને ૧૯૩૦ની સાલમા 'એ' વર્ગમા હતા તેમને 'સી' વર્ગ આપેલો અને ગુજરાતના જૂજજાજ અપવાદ સિવાય લગભગ બધા જ આગેવાનો શ્રી લાલાકાકા, શ્રી દીવાનસાહેબ, શ્રી કાકાસાહેબ, શ્રી નરહરિભાઈ, શ્રી ગોકળદાસ બાપુ, શ્રી ફૂલચંદભાઈ, શ્રી પંડ્યાજી વગેરે 'સી' વર્ગમા હતા વળી સને ૧૯૪૦ના વ્યક્તિગત સત્યાગ્રહમાં સુરતના સવ કોઈ ભણેલા, અભણ, નેતા અને સ્વયંસેવક, મલદાર કે ગરીબ બધાયને 'બી' વર્ગમા મૂકેલા આ બધી વિગતો મે એટલા માટે આપી છે કે સરકારી અમલદારોના મનસ્વી વર્ગીકરણની અસર આપણા મન ઉપર ન થવી જોઈએ અને જો કદી, અસર થાય તો તેનો અર્થ એ જ થાય કે આપણા પોતાના મનમાં લઘુભાવ કે વિશિષ્ટભાવ સેવાઈ રહ્યો છે તેથી આપણે તેની દરકાર કરીએ છીએ.

લગભગ અગિયાર મહિના હુ નાશિક જેલમાં રહ્યો તેમા ઘણા કીમતી અનુભવો થયા દેશસેવાના એક જ હેતુ માટે જેલમાં આવેલા નાનામોટા, કેળવાયેલા બિનકેળવાયેલા, અનુભવી બિનઅનુભવી અને ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળા અનેક માણસોને સમૂહમા ભેગા રહેવાનો આ પ્રથમ પ્રસંગ હતો આ સમૂહમાં જુદીજુદી વિચારસરણી કામ કરતી હતી તેમા એક વિચારસરણી એવી હતી કે જેલના નિયમનને અનુસરીને વર્તવાને આપણે બંધાયેલા નથી એટલું જ નહિ, પણ જેલના નિયમ તોડવા એ સત્યાગ્રહી તરીકે આપણી ફરજ છે મારૂં માનવુ એવું છે કે જેલના નિયમ પ્રમાણે વર્તવાને આપણે બંધાયેલા છીએ કે નહિ તેનો નિર્ણય કરવા પહેલા એવુ સમજવાની જરૂર છે કે જેલનાં જે નિયમ કે નિયમન આપણા સ્વમાનને અને નીતિને બાધક હોય તે કોઈ પણ ભોગે પાળવા નહિ તેવા નિયમ કે નિયમન પ્રમાણે વર્તવાને, આપણે બંધાયેલા નથી એટલુ જ નહિ, પણ તે પ્રમાણે વર્તવામાં આપણે દોષ કરીએ છીએ અને નિર્બળતા દાખવીએ છીએ જેલમાં આપણા વર્તનનું ધોરણ સ્વમાન અને નીતિના ધોરણ ઉપર નક્કી થવું જોઈએ જેલમા એક નિયમ છે કે જોડીજોડીમાં ચાલવું, એ જેલની વ્યવસ્થાને માટે છે કેદીઓને જેલમા ગમે તેમ ચાલવા દે તે ચાલે નહિ અને આપણે રાજદ્વારી કેદી છીએ માટે આપણને અવ્યવસ્થિતપણે જેમ તેમ ચાલવાનું મન થાય તો આપણને કોઈ રોકી શકે નહિ અને રોકે તો સ્વમાનને નામે આપણે તેનો વિરોધ કરવો જોઈએ, તેવી વાતમાં કાંઈ માલ નથી આપણે બહાર હોઈએ તો પણ પદ્ધતિસર ચાલવાનુ આપણે પસંદ કરીએ નિશાળમાં વિદ્યાર્થીઓ પણ પદ્ધતિસર

ચાલે, કે સરઘસના માણસો પદ્ધતિસર ચાલે તો આપણને ગમે છે તો જેલમા તેમ ચાલવાનો આપણે વિરોધ કરીએ તેમા સીધો વિચાર નથી. તેવો વિરોધ કરીને ગમે તેમ અવ્યવસ્થિત ચાલનાર માણસ સ્વમાની નથી પણ સ્વચ્છદી છે

બીજી વાત, અમલદારની સામે પગ પર બેસી પગ પર બન્ને હાથ રાખી ઊંધુ માથુ રાખીને કેદીને બેસવાનુ કહેવામા આવે એ સજ્જનને જરૂર માનહાનિભર્યું છે જેલના આવા બધા નિયમો કે નિયમન જેલમા રહેતા કેદીઓના વર્તનના અનુભવ પછી થયેલા હોય છે છતા એવા સ્વમાનભગ કરે એવા નિયમો સત્યાગ્રહીએ ન પાળવા જોઈએ અને તેનો સક્રિય વિરોધ કરવો જોઈએ જેલની સસ્થા મધ્યકાલીન છે તેના અનુભવ પણ જૂના છે સામાન્યત સમાજવિરોધી ગુનેગારો માટે જેલ નિર્માણ કરેલી છે તેવા ગુનેગારોને જેલના અમલદાર ઉપર હુમલો કરવાની કોઈ પણ તક ન આપવાના વિચારોમાથી આવી પદ્ધતિ શોધવામા આવી હોય એમ જણાય છે અને પ્રથમ તે પ્રમાણે બેસવાનુ કહેવામા આવ્યુ ત્યારે મે તુરત જ જણાવેલુ કે જે ગુનેગાર કેદીઓ માટે આ નિયમન નક્કી કર્યું છે તેવો હુ નથી માટે તે પ્રમાણે હુ નહિ બેસુ, અને તે બદલ જેલનુ નિયમન તોડવા બદલની જે સજા હશે તે હુ ભોગવી લઈશ એ વાત પછી એટલેથી જ પતી જડતીનુ પણ એમ જ. જેલમા જડતીનુ ધોરણ સ્વમાની માણસ માટે અપમાનભર્યું છે પણ આ નિયમનો વિરોધ કોણ કરી શકે? જે માણસ કદી પણ વાધા પડતી વસ્તુ છાનીછૂપી રીતે ગ્રહણ ન કરતો હોય તે માણસ તેનો વિરોધ કરી શકે છે જેલોમા રાજદ્વારી કેદીઓ વિષે જેમ જેમ વિશ્વાસ બેસતો ગયો તેમ તેમ તેમની જડતી લેવાનુ બધ થયુ પણ આનો લાભ લઈ આપણે પણ વાધા ભરી વસ્તુઓનુ તિકડમ્ કરીએ તો તે આપણો વિશ્વાસભગ કહેવાય અને તેવો વિશ્વાસભગ સાબિત થયા પછી આપણી જડતી લેવાનુ પછુ શરૂ કરે તો તેમા આપણો જ દોષ ગણાય આપણે સાચા હોઈએ, પ્રમાણિક હોઈએ, અને સ્વમાની હોઈએ તો આપણે તેનો વિરોધ ન કરવો જોઈએ આપણા ભાઈઓએ વિશ્વાસભગ કરીને સજ્જનને ન છાજે એવુ જે કૃત્ય કર્યું હોય તેનુ પ્રાયશ્ચિત્ત આપણે સમજપૂર્વક કરવુ જોઈએ એમ આપણે નૈતિક બળ દાખવી અયોગ્ય અને સ્વચ્છદી વર્તન ચલાવનારા આપણા જ ભાઈઓના દોષોનુ પ્રાયશ્ચિત્ત સમજપૂર્વક કરીએ છીએ તો આવા પ્રશ્નોનો નિકાલ જલદી આવી જાય છે એવો મારો અનુભવ છે

નાશિક ગયા બાદ બે માસ પછી જેલકમિટી આવવાની વાત બધાએ જાણી જેલકમિટી પાસે ફરિયાદ કરવી કે ન કરવી એ જુદો પ્રશ્ન છે આપણે તેની પાસે શુ માગવાનુ હોય? એની માગણીમા કાઈક માનભગ જેવુ પણ આપણને લાગે પણ તેની સામે ત્યાના નિયમન પ્રમાણે ઊભા રહેવામા મને કાઈ વાધાભર્યું નહિ

લાગ્યું પણ કેટલાક મિત્રોએ આગ્રહ રાખ્યો કે કમિટી આપણા યાર્ડમાં આવે ત્યારે 'પાછા જાઓ'ના અવાજથી તેમનો વિરોધ કરવો. એક વર્ગ એવો હતો કે આપણે તેની પાસે આપણી કાંઈ હરકત રજૂ ન કરવી, કોઈ પણ જાતની માગણી ન કરવી અને વાત ન કરવી પણ નિયમ પ્રમાણે આપણે ઊભા રહેવું. આ બંનેનો મેળ કયાં ખાય? વિરોધ કરનારા પણ નિશ્ચયી હતા. મારે તેનો નિર્ણય કરવાનો હતો.

કોઈનું પણ અપમાન ન કરવું એ મારે માટે નૈતિક પ્રશ્ન હતો. માટે આવનારી કમિટીના ગૃહસ્થોનું અપમાન તો ન જ થવા દેવું. પછી ભલેને તે ગૃહસ્થો કાળા હોય કે ગોરા. અને બીજી બાજુ જેલની કમિટીની સામે જેલના નિયમનનું ઉલ્લંઘન કરી નહિ ઊભવામાં નીતિનો ભંગ થતો નહોતો. જેલના નિયમનનો ભંગ થાય ખરો. તે નિયમન નીતિના પાયા પર નહોતું. તેથી તેવા નિયમનના ભંગ બદલ જેલ અધિકારી જે સજા કરે તે સમજપૂર્વક ભોગવી લેવી, એવો વિચાર કરીને એવું નક્કી કર્યું કે બધાઓએ પોતપોતાની ઓરડીમાં કામ કરતા બેસી રહેવું. મારામાં કાતવાનું કામ હતું. કોઈએ તે વખતે હરવું ફરવું નહિ પણ કાંત્યા કરવું. કમિટીના ગૃહસ્થો પાસે કાંઈ ફરિયાદ કરવી નહિ કે કાંઈ વાત કરવી નહિ. આપણને તેમાંથી કોઈ પૂછે તો વિવેકથી જવાબ આપવો. બધા મિત્રોએ આ નિર્ણય કબૂલ રાખ્યો.

કમિટી સામે ઊભવાની જેલની શિસ્તમાં માનવા છતાં મારે તે શિસ્ત તોડવી પડે તેનું મને દુઃખ હતું. અને મેં તે વખતે જ નિર્ણય કરેલો કે આ પ્રકરણ પતી ગયા પછી મારે શિસ્તભંગના પ્રાયશ્ચિત્ત તરીકે ત્રણ દિવસનો ઉપવાસ કરવો. આને મારે શું ગણવું? મારી નબળાઈ? મને પોતાને એમાં નબળાઈ જણાઈ નથી. તેમાં પ્રસંગને અનુસરતો વિવેક જણાય છે.

આ ઘટના પછી મેં મારા નિશ્ચય પ્રમાણે ત્રણ દિવસનો ઉપવાસ કર્યો ત્યાં મારા સાથીઓ મારા ઉપવાસનું કારણ પૂછવા અને તે વિષે ચર્ચા કરવા મારી પાસે આવ્યા. મને એવો ખ્યાલ છે કે મારી દલીલ અને સમજૂતથી તેમને પણ લાગ્યું કે કમિટીને હડધૂત કરવાનો વિચાર યોગ્ય નહોતો.

## ૯૧. બહિષ્કારની મર્યાદા

અમો તો જેલમાં હતા. અને જેલમાં દરરોજ નવા નવા માણસો આવે. નવી નવી વાતો કહે. દેશમાં જે જે બને તે સાંભળી હૈયું હરખાય. લોકો રંગે ચડ્યા હતા. રણે ચડ્યા હતા. ગોરા કડક વરસોથી નોકરશાહીના દમામથી દબાયેલા તે ફરીને માથું ઊંચકતું હતું. તેમને તેમાં રસ પડ્યો હતો. ધર્મયાત્રાએ નીકળેલી કૂચ ગુજરાતના ચાર જિલ્લામાંથી પસાર થઈ તે દરમિયાન જે જે બનાવો બન્યા તેના હેવાલોથી અને મહાત્માજીના પ્રવચનોથી દેશભરમાં જાગૃતિ આવી ગઈ. ઉત્સાહ પ્રસરી ગયો.

મહાત્માજીએ તા ૬ઠ્ઠી પછી મીઠાનો સત્યાગ્રહ કરવાનું લોકોને કહ્યુ હતુ. તે પ્રમાણે લોકો તૈયાર થઈ રહ્યા હતા. મહાત્માજી દાંડી પહોંચ્યા અને તેમણે દાંડીકિનારે તા ૬ઠ્ઠી એપ્રિલના શુભ પ્રભાતે સત્યાગ્રહનું મંગળાચરણ કર્યું

ખેડા જિલ્લાની પ્રાથમિક ધરપકડ થઈ ત્યાર પછી પ્રજાએ પોતે એ લડતનું સુકાન પોતાના હાથમા લીધુ જ્યાં અનુકૂળ પડે ત્યાં જનતાએ મીઠાનો કાયદો તોડવાનો સત્યાગ્રહ કરવા માડયો ચૈત્ર સુદ પૂનમ ઉપર ઘણા લોકો દરિયે નાહવા જાય છે, તેમ મીઠાનો સત્યાગ્રહ કરવાને હજારોની સંખ્યામાં જાણે નદીકાઠે અને દરિયાકાઠે મેળો હોય તેમ લોકો ઊભરાવા લાગ્યા. મહીસાગર કાંઠે બદલપુર ગામ તરફ દૂર દૂરથી માણસો ઢેબરાં બાંધીને જતાં અને તેમને લૂખાં ઢેબરાં કે રોટલામાં ખાવાને સારુ છાશના બેડા ભરીને કાંઠા ઉપરના ગામડાની બહેનો ત્યા જઈ પહોંચતી અને બધાને છાશ પીરસતી. યાત્રાળુઓ ભાઠામાથી, ખાડીમાંથી, જ્યાંથી ખારી મળે ત્યાથી ઉજરડીને સંતોષ મેળવી પાછા જતા આવો માનવપ્રવાહ ચાલ્યાં કર્યો

આમ મીઠાના કાનૂનભંગનો સત્યાગ્રહ દેશમા જામ્યો પણ ગામડાની આખી પ્રજા તેમા ભાગ ન લઈ શકે લડતનો લહાવો તેમને બધાને લેવો હતો અને લડતને વિરાટ સ્વરૂપ આપવું હતુ. તેથી જમીનમહેસૂલની લડત ઉપાડવા ગુજરાતના કેટલાક તાલુકાના ખેડૂતોએ મનસૂબો કર્યો જિલ્લાઓના લગભગ બધાયે મુખ્ય કાર્યકર્તાઓ તો જેલમા બેઠા હતા તેમની દોરવણી તેમને મળવાની નથી તેવું તે જાણતા હતા તેથી પ્રથમ તો જમીનમહેસૂલની લડતના મંગળાચરણરૂપે તેમણે સરકારી અમલદારોનો સંપૂર્ણ બહિષ્કાર કરવાની પ્રવૃત્તિ હાથ ધરી મુખી મતાદારોએ તો રાજીનામાં આપ્યા હતા. તેમા કોઈક જ ગામ અપવાદ હશે. હવે તેમણે સરકારી અમલદારોનો સામાજિક બહિષ્કાર કરવાની શરૂઆત કરી

આ પ્રવૃત્તિ ખેડા જિલ્લામા વધારે ચાલી ખેડા જિલ્લાનાં ગામોમા હરેક ગામ એક એકમ ગણાય. તેમા પાટીદાર, વાણિયા, બ્રાહ્મણ, બારૈયા વગેરેની વસ્તી છે. પણ તે હરેક કોમનુ સામાજિક બંધારણ સખત છે કારણ કે મોટે ભાગે તે કોમની લગભગ બધીયે વસ્તી એક એક મૂળ પુરુષમાથી ઊતરેલી હોય છે. આ કારણે ખડકીઓ, ભાગ, ગોળ, જૂથ વગેરેના સામાજિક બંધારણને લીધે તેઓ કોઈ પણ એક નિર્ણય જલદીથી કરી શકે છે અને તે નિર્ણયનો અમલ પણ સફળતાથી કરી શકે છે. વરસોથી અમલદારોની એડી નીચે દબાયેલી કચડાયેલી આ ગામડાની પ્રજાએ આ પ્રસંગને ઉપાડી લીધો અને પોતાની લડતમાં મદદ મળે એ માટે અમલદારોના બહિષ્કારની પ્રવૃત્તિ હાથ ધરી. હરેક જિલ્લામાં ચાલતી પ્રવૃત્તિ વિશેની માહિતી મહાત્માજી પાસે તો જતી હતી. તેમણે ખેડા જિલ્લામાં ચાલતી બહિષ્કારની પદ્ધતિ વિષે જાણ્યુ. ગામમાં કોઈ અમલદારને પીવાનું પાણી

પણ ન મળે વેચાતુ દૂધ ન મળે ખાવાપીવાની ચીજો પણ તેને કોઈ વેચાતી ન આપી શકે વગેરે ઠરાવો પણ કેટલાક ગામોમા થયેલા કોઈ ગામે મુખી મતાદારોએ રાજીનામા ન આપ્યા હોય તો તે મુખી મતાદારને ધમકાવવાનુ પજવવાનુ તેનો પણ અમલદારની જેમ જ બહિષ્કાર કરવાનુ શરૂ થયુ હતુ સત્યાગ્રહની દૃષ્ટિએ અને આપણે જે કાર્ય સફળતાથી કરવાનુ છે તે કાર્યની સફળતામા પાછળથી મુશ્કેલીઓ ઊભી થાય એવી નીતિરીતિ ઘણા ગામોએ આરંભી હતી તે બધી હકીકત જાણીને તે કાર્ય આગળ ધપે અને આપણી લડતને નુકસાનરૂપ નીવડે તે પહેલા મહાત્માજીએ બધાને તેમ કરતા વાર્યા તે માટે તેમણે 'નવજીવન'મા બહિષ્કારની મર્યાદા સમજાવતો લેખ લખ્યો તેનો કેટલોક ભાગ આ પ્રકરણને અંગે અને સત્યાગ્રહની લડતને અંગે જરૂરનો હોવાથી હુ નીચે આપુ છુ

'વિષય અગત્યનો હોવાથી તે અહીં વિચારી જવો ને બહિષ્કારની મર્યાદા આંકવી આવશ્યક છે આ લડત પવિત્ર, સત્યની, અહિંસાની એટલે ધર્મની હોઈ તેમા જાણેઅજાણે પણ ભૂલ ન થાઓ એ બહુ જરૂરનુ છે આમા થયેલી જરા પણ ભૂલ લડતને નુકસાન પહોંચાડ્યા વિના નહિ રહે

બહિષ્કાર બે પ્રકારે કામ કરી રહેલ છે એક સરકારી અમલદારોનો અને બીજો જેઓ લોકમતને તાબે નથી થતા તેમનો — જેમકે મુખી ઇત્યાદિનો

અમલદારો જ્યારે આપણા ગામડામા આવે ત્યારે તેમની સલામી ન કરવી, તેમની સલામીએ ન જવુ એ આવશ્યક છે, ધર્મ છે તેમની સરભરા ન થાય તેમને કશા પ્રકારની સગવડ ન અપાય આ અસહકાર છે ગાડાવાળો ગાડુ ન આપે, કુંભાર પાણી ન ભરે, મોદી સીધુ ન આપે, મુખી ગામનુ કે પોતાનુ ગોદડુ ન આપે કારણ અમલદાર આ બધી સગવડો પોતાના અમલ પરત્વે લે છે સગવડો ન આપવામા અમલદારને દુ ખ દેવાનો હેતુ નથી, પણ તેના અમલને બંધ કરવાનો હેતુ છે, ને તેમા સવિનય ભંગ પણ હોય

ત્યારે અમલદાર ભૂખે મરતો હોય અથવા દુ ખે પીડાતો હોય ને તેની મદદે કોઈ ન હોય તો? એવે સમયે આપણે દુ ખ સહન કરીને અમલદારની સેવા કરવી માનો કે અમલદારની મોટર ભાંગી પડી, તેને ખોરાકની જરૂર પડી તો આપણે તેને ખોરાક પૂરો પાડીએ ને તેની પાસે પૈસા ન હોય તો પૈસાની આશા ન રાખીએ, ધારો કે અમલદાર એચિંતો માંદો પડ્યો ને તેની સેવામા કોઈ નથી તો તેની સેવા આપણે એટલા જ પ્રેમથી કરીએ જેટલા પ્રેમથી આપણા પ્રિયજનની કરીએ મનુષ્ય તરીકે આપણને તેની સાથે વેર નથી તેના અમલની સાથે આપણને વેર છે હજી સરકાર ગાંડી નથી બની, અમલ ચલાવવામા તેને બહુ અગવડ નથી ભોગવવી પડી પણ જ્યારે તેને ખરી અગવડ પડે ત્યારે તે રિવાજ મુજબ ગાંડી થાય ને મર્યાદા છોડે એવો સાવ સંભવ છે એવુ થાય ત્યારે તેના અમલદારોને

જે જોઈએ તે લોકોની પાસેથી જબરદસ્તીથી લેવાનો હુકમ થવાનો સંભવ છે આવે વખતે મજકૂર બહિષ્કારનો ઉપયોગ પૂરો થઈ શકે તે વખતે આપણને ખબર પડે કે બહિષ્કાર એ ખરેખરો ધર્મ છે અમલદાર માને છે કે લોકો તેમની સગવડો તેમના અમલની રૂએ પૂરી પાડવા બંધાયેલા છે લોકો જ્યારે આ માન્યતાને ખોટી પાડે ને તેમ કરતા જે દુખો પડે તે સહન કરે ત્યારે તેઓ મુક્ત થયા મનાય આવી જબરદસ્તીને વશ ન થવાય ત્યારે લોકો જીત્યા ગણાય અત્યારે તો બહિષ્કાર રમત વાત ગણાય પણ જ્યારે લૂટ કરવાની છૂટ સરકારી નોકરોને મળે ત્યારે પણ લોકો પાયમાલ થાય છતા દાતણ સરખુ યે સ્વેચ્છાએ ન આપે એટલે બહિષ્કારનો ધર્મ પાળ્યો ગણાય પણ યાદ રાખવુ કે આવો સમય આવે ત્યારે પણ જો અમલદાર ઉપર પ્રમાણે ભીડમા આવે ને તેનો અમલ તેનો બેલી ન થાય તો આપણે તેની સેવા કરીએ મિત્ર અને દુશ્મનને સરખો ગણવાનો ધર્મ આચરવાનો આ અવસર ગણાય સત્યાગ્રહીને આ જગતમા કોઈ દુશ્મન નથી, ન હોય, તે કોઈને દુશ્મન ન ગણે પોતાનો દીકરો કે બાપ અમલદાર હોય તોયે તે બહિષ્કાર કરે સત્યાગ્રહીની આગળ સ્વજનપરજનનો ભેદ ન હોય જે સ્વજનને વિષે કરવા તૈયાર ન થાય તે પરજનને વિષે કદી ન કરે

હવે મુખીનુ દૃષ્ટાત વિચારીએ ગામ આખુ ઇચ્છે કે મુખીએ રાજીનામુ આપવુ, પણ તેની હિંમત રાજીનામુ આપવાની નથી, અથવા સ્વાર્થવશ થઈને તે રાજીનામુ આપવા નથી ઇચ્છતો આ કારણસર મુખીનો બહિષ્કાર ન કરાય એમ કરેલો બહિષ્કાર બળાત્કાર છે એમ મુખીને ફરજ પાડવી એટલે તેની પાસે પરાણે પુણ્ય કરાવવા બરાબર થયુ પણ ધર્મમા બળાત્કાર હોય નહિ કોઈની પાસે કોઈ કામ બળાત્કારે કરાવીને પ્રજાસત્તાક તંત્ર કદી સ્થાપી શકાય નહિ. આ મૃતપ્રાય થયેલી પ્રજામા આવો બળાત્કાર વાપરવો મહાપાપ છે અને કેવળ ડહાપણની દૃષ્ટિએ વિચારતાંયે આપણને જણાશે કે એમ બળાત્કાર કરતા આપણો હેતુ કોઈ કાળે સફળ થાય નહિ. સફળ થાઓ કે ન થાઓ, એવો બળાત્કાર ચોખ્ખી હિંસા છે મુખી રાજીનામુ આપે કે ન આપે એ તેની મરજીની વાત છે લોકમતને માન આપીને પણ તે રાજીનામુ આપે તો સારુ ન આપે તો તેની ઉપર જોર ન કરાય

પણ મુખી તેનો અમલ ન ચલાવી શકે અમલની રૂએ એક પણ કામ લોકોની પાસેથી ન કરાવી શકે મુખીની પાસે બે સ્થિતિ છે તે અમલદાર છે ને તે ગ્રામવાસી છે અમલદાર તરીકે વેઠ ઇત્યાદિ માગે તે ન મળે ગ્રામવાસી તરીકે મોદીખાનુ વગેરે માગે તે મેળવવાનો તેને અધિકાર છે તેનુ મોદીખાનુ બંધ કરવુ એટલે તેને રાજીનામુ આપવાની ફરજ પાડ્યા બરાબર થયુ આ સત્યાગ્રહીથી ન કરાય

લોકમતથી વિરુદ્ધ ચાલનારનો મર્યાદિત અને સામાજિક બહિષ્કાર કરવાનો પ્રજાને અધિકાર છે અને કેટલીકવાર ફરજ થઈ પડે છે જે મુખી સ્વાર્થની ખાતર

પોતાના મુખીપણાને વળગી રહે છે તેને સમાજ પ્રતિષ્ઠા ન આપે એટલે કે તેની માનુની હાજતો પૂરી પાડવા ઉપરાંત બીજો સબંધ બધ કરે, તેને ત્યા વિવાહને પ્રસગે સમાજ ન જાય, તેને ત્યાથી મળતા જમણ ઇત્યાદિના આમંત્રણ ન સ્વીકારે, તેના દુખમા ભાગ લે, તેના શોગમા સુદ્ધા નહિ આવા બહિષ્કારમા ક્યાંયે ઝેરવેર હિસા ન હોવા જોઈએ મુખી આપણો સગો ભાઈ હોય તો શું કરીએ? આપણી અમૂર્છિત સ્થિતિમા આપણા પ્રત્યે સમાજનુ વર્તન જેવુ ઇચ્છીએ એવુ વર્તન આપણે મુખી ઇત્યાદિના પ્રત્યે આપીએ

હવે આપણે ત્રણ પ્રકારના બહિષ્કાર વિચારી ગયા

૧ અમલદારનો તેના અમલ પ્રત્યે

૨ મુખી જેવા પ્રત્યે બળાત્કારરૂપી બહિષ્કાર, અને

૩ મુખી જેવા જે લોકમતને માન નથી આપતા તેમના પ્રત્યે મર્યાદિત બહિષ્કાર.

પહેલો બહિષ્કાર કરવા જેવો છે ને તે કરવાનો ધર્મ છે જેનામા હિંમત હોય તે જ એ બહિષ્કાર કરે એ બહિષ્કારમા અત્યત દુખ સહન કરવાનો પ્રસંગ આવવાનો સભવ છે એ યાદ રાખવુ ઘટે છે અત્યારે એ બહિષ્કારની માગણી મહાસભા નથી કરતી એ બહિષ્કાર ગુજરાતમા કેટલાક ભાગમા શરૂ થયો છે, કેમકે તેનો ગુજરાતીને મહાવરો થયો છે ને તેની ઠીક આવડત છે સરદાર વલ્લભભાઈને કેદ આપવાથી તે બહિષ્કાર ગુજરાતનો વિશેષ ધર્મ છે પણ જેનાથી તે અણીને વખતે ન નિભાવી શકાય તે ન કરે તો હાનિ નથી, કર્યા પછી મૂકશે તો હાનિ છે

બીજો બળાત્કાર કરવાનો બહિષ્કાર હમેશા ત્યાજ્ય છે, એમા હિંસા છે ને તેથી પ્રજાને બહુ નુકસાન પહોચવાનો પૂરો સભવ છે

ત્રીજો મર્યાદિત બહિષ્કાર કરવા જેવો છે

સત્યાગ્રહીના પ્રત્યેક કાર્યમા પોતે દુખ સહન કરવાનુ છે વિરોધીને દુખ દેવાનું કદી નહિ પોતે દુખ ખમતા કે ધર્મ પાળતા વિરોધીને દુખ થાય કે અગવડ પહોચે તેને સારુ સત્યાગ્રહી લાચાર થાય છે ."

## ૯૨. ગંભીર ચેતવણી

બહિષ્કાર સબધે મહાત્માજીએ મર્યાદા બાધી આપી તેમ લડતના જોરમા પ્રજા સાવચેત રહે અને સત્યાગ્રહના સિદ્ધાત અનુસાર શુદ્ધ અહિંસક રહી લડત ચલાવે અને પ્રજાના બહિષ્કારની પ્રવૃત્તિમા જે રોષ, દ્વેષ, ઝેર હતા તે ટાળવા જોઈએ તેમ ન કરીએ તો તેના ગભીર પરિણામો આવે એવી ચેતવણી આપતો એક લેખ મહાત્માજીએ ખેડા જિલ્લાની પ્રજાને ઉદ્દેશીને લખ્યો. તેમા પાછલા પ્રકરણમા સત્યાગ્રહની લડતમા બહિષ્કારની જે મર્યાદા હોવી જોઈએ તેની મર્યાદાને વળગી

રહેવાનું કહેવા ઉપરાત નાકરની લડતને અંગે બીજી પણ ગભીર ચેતવણી આપી છે તેમા મહાત્માજી જણાવે છે કે

"ગુજરાતમા અત્યારે ખેડા જિલ્લો લડાઈનુ કેન્દ્ર બની ગયો જણાય છે જે અત્યાચારો ખેડામા થઈ રહ્યા છે તેટલા ગુજરાતમા તો બીજે ક્યાયે નથી થતા જણાતા ત્યા મરજીમા આવે તેને પકડે છે, મરજીમા આવે તેને છોડે છે, મરજીમા આવે તેને મારે છે, ગાળો પણ દે છે છતા લોકોએ શાન્તિ સારી રીતે જાળવી કહેવાય પણ કાકાસાહેબ કાઈક એબો પણ જોઈ ગયા છે લોકો અત્યાચારની બરદાસ તો કરે છે પણ તેમના તીવ્ર બહિષ્કારમા ક્રોધ છે, દ્વેષ છે ને તેથી હિંસા છે તેઓ અમલદારોને ઝીણી ઝીણી રીતે પજવે છે, તેમને નિંદે છે આમ તેઓ જીતવાના નથી અમલદારીની નિંદા પેટ ભરીને કરાય, અમલદારની ન કરાય અમલદાર બીચારો આપણા જેવો છે મામલતદારી ફોજદારી, ઇત્યાદિના દોષો બતાવીએ; પણ મામલતદાર ફોજદાર ઉપર ક્રોધ ન કરીએ આપણા તીવ્રતમ બહિષ્કારમા પણ મીઠાશ અને વિનય હોવા જોઈએ એમ નહિ થાય તો કોઈક દિવસ તો હુલ્લડ પણ થવાનુ મામલતદાર ફોજદાર વગેરે મર્યાદા મેલશે ફોજદારે તો મર્યાદા મેલી જ કહેવાય છે કેટલાકે ગાળ દેવા પૂરતી મર્યાદા જાળવી તો બીજા હાથચાલાકી કરે તો તેનો દોષ ગાળ દેનારા કેમ કાઢી શકશે? અને એકવાર હાથચાલાકી કરી એટલે હદ ક્યા રહેશે? તેથી હજી બાજી હાથમા છે તેટલા લગીમા ખેડા જિલ્લા નિવાસી બરાબર ચેતી જાય, અને જ્યા જ્યા સુધારણા કરવાની આવશ્યકતા છે ત્યા ત્યા કરી લે મે બતાવેલી મર્યાદામા બહિષ્કારોને સુખેથી તે કાયમ કરે

આટલુ વિધાતાના લેખ જેવુ વચન માનજો જે બહિષ્કાર વેરભાવે કર્યો હશે તેમાથી કશુ સારુ ફળ આ લડતને અંગે તો નહિ જ નિપજાવી શકાય

કોઈ કહેશે કે આ અહિંસા તો આકરી વાત સાચી છે અહિંસા જેવી આકરી છે તેવી જ આસાન છે સમજે તેને સારુ તે સહેલી છે ન સમજનારને સારુ આકાશમા ઊડવા કરતા પણ કઠણ છે આ વાતનુ મને પૂરુ ભાન હતુ, તેથી જ મે પ્રજાની પાસે બહિષ્કારને મૂક્યો નથી ગુજરાતે પોતાની મેળે ઝીલી લીધો છે એટલે મે તેને ચાલવા દીધો છે છતા તેની મર્યાદા હમેશા જણાવી છે એવો મર્યાદિત અહિંસક બહિષ્કાર ન જાળવી શકાય ને તેથી તે છોડી દેવામા આવે તો હજુ કશું ઢોળાઈ નથી ગયુ

* * *

નકરો માર ખાવાની અહિંસા પણ લોકોને પચતી ન હોય તો મને નવાઈ ન લાગે છતા એ તો આપણી અસલની પ્રતિજ્ઞામા છે હું જાણુ છુ કે જ્યારે દહેવાણના ઠાકોરે પોલીસને મળીને હુમલો કર્યો ત્યારે લોકો સામે થઈને તેને હઠાવી શકતા હતા એવા બીજા પ્રસંગો પણ આવી ગયા છે છતા લોકોએ અપાર શાતિ જાળવી

બહાદુરી બતાવી છે તેને સારુ તેમને ધન્યવાદ ઘટે છે પણ જો આવી શાન્તિ જાળવવાનો ધર્મ ન સમજે ને કાયરવાઈને નાગે તો તે શાન્તિ લાંબો સમય ન ચાલે ને કા તો લોકો ભાગે અથવા પોતાનો બચાવ કરવા સારુ સામે થાય આ બન્ને વાતનો આ લડતમા નિષેધ છે ભગાય પણ નહિ ને સામે મરાય પણ નહિ 'મરીને જીવવાનો મ ત્ર' શીખવાની આ લડાઈ છે

* * *

ખેડાનિવાસીના ઉત્સાહનો પાર નથી પણ તે ઉત્સાહ જો સાત્ત્વિક હોય અહિંસક હોય તો કાતવાની શાંત ક્રિયા તેનુ ચિન્હ છે અને પોષણ છે શાંત ઉત્સાહ હમેશા ક્રિયાત્મક હોય છે અશાંત ઉત્સાહના આરંભ અને અંત આવેશમા જ આવી જાય છે

એક વાત વિશેષ કહેવાની રહે છે શારો તેમ જ બીજા ગામોએ જમીનમહેસૂલ નહિ ભરવાની પ્રતિજ્ઞા લીધી છે આ પ્રતિજ્ઞા મને ગમે છે તેનુ પાલન કરનાર હિંદના ઇતિહાસમા વીર પુરુષોમા ગણાશે પણ પ્રતિજ્ઞાના પરિણામો વિચારવા જેવા છે

એવી પ્રતિજ્ઞા લેનારે જમીન, ઘર ઢોરઢાખર જતા કરવા તૈયાર રહેવુ જોઈએ ને તેમ કરતા છતા તેનાથી મારફાડ ન કરાય, ન કરાવાય સ્વરાજ મળવા વિષે જેને વિશ્વાસ હોય તેને કશો પ્રશ્ન જ નથી રહેતો કે એણે જમીન કે ઘર ખોવાના છે આજે ઘરબાર જાય તોપણ તેને તે પાછા મળવાના જ છે સરકાર કદી પચાવી ન શકે પણ સ્વરાજ મળવા વિષે જેને શક હોય તે મહેસુલ ન ભરવાનુ જોખમ હાલ બિલકુલ ન ખેડે મહાસભાના કાર્યક્રમમા આજે મહેસૂલ ન ભરવાની વાત મુદ્દલ નથી એટલે મહેસૂલ ભરતા કોઈની લાજ નથી જવાની પણ જેને આત્મવિશ્વાસ છે, જેનામા દુ ખ સહન કરવાની શક્તિ છે, જેનામા દેશને ખાતર કે પોતાના સરદાર ખાતર ત્યાગ કરવાની શક્તિ છે તે અવશ્ય જમીનમહેસૂલ પોતાની જવાબદારીએ નહિ ભરે, ન ભરવાનો તેને અધિકાર છે '

બહિષ્કાર વિષે અને ખેડાનિવાસીઓને ચેતવણી રૂપે મહાત્માજીએ જે લખાણ કર્યું તેથી બહિષ્કારની ચાલની તીવ્ર પ્રવૃત્તિમા મર્યાદા મુકાઈ અને જમીનમહેસૂલનો સત્યાગ્રહ કરવા તૈયાર ગામોને તેમના કાર્ય પાછળ રહેલા જોખમની ચેતવણી મળી બહિષ્કાર વિષેની મર્યાદા કેટલાક ઉત્સાહી કાર્યકરોને નહિ ગમેલી તેમના મનમા એવુ હતુ કે તીવ્ર બહિષ્કારથી મુખીઓ અને અમલદારો સીધા આવી જાત પણ તેમ કરવાથી તેમના હૃદયનો ઝેરી ડ ખ વધત અને પછી કેટલાક સ્વાર્થી અમલદારોએ પ્રજા ઉપર લાચારીથી હુમલા કર્યા, તેને બદલે તેઓ વેરભાવે આપણને હેરાન કરત અને આપણામાથી ઘણા જે જુલમ ન સહન કરી શકે તે પોતાની મર્યાદા પૂરી થતા ભાગી પડત અને આપણી લડતમા આપણે નાસીપાસ થાત.

# ૯૩. નાકરનો સત્યાગ્રહ

બહિષ્કારની મર્યાદાની સૂચના સાથે ખેડા જિલ્લાના કેટલાક ગામો જે જમીન મહેસૂલની નાકરની લડત માટે ઉત્સુક હતા તેમને પણ સૂચના મળી એટલે મહાત્માજીએ બતાવેલી સૂચના અનુસાર પણ નાકરની લડત લડવા તેઓ તૈયાર થયા તેમા બોરસદ, આણંદ અને માતર તાલુકાના ગામ હતા બોરસદ તાલુકામા રાસ, સુણાવ ઇસણાવ, રૂપિયાપુરા, દાવલપુરા ઢૂંઢાકૂવા આકલાવ વડદલા, દંતેલી વગેરે હતા આણંદ તાલુકામા ગાના, સંદેસર, થામણા વગેરે હતા અને માતર તાલુકામા લિંબાસી ખાધલી અને નવાગામ વગેરે હતા તેમણે નાકરની લડત ઉપાડી તે ગામો પહેલેથી એકરાગીલા, સાહસિક અને પહેલાની સત્યાગ્રહની લડતમા તેમ જ મહાસભાના સર્વ કાર્યક્રમમા પાવરધા થયેલા હતા બારડોલી તાલુકામા પણ ઘણા ગામોએ નાકરની લડત ઉપાડેલી આમ ગુજરાતમા મીઠાના સત્યાગ્રહની સાથે જ નાકરનો સત્યાગ્રહ પણ ઠીક જામ્યો સને ૧૯૩૦નો એપ્રિલ તો આ ધમાલમા પૂરો થયો મેમા અને તે પછી મહેસૂલનો બીજો હપ્તો લેવાને સરકારે પ્રયત્ન કર્યો આ ગામો ઉપરાત બીજા ઘણા ગામોએ બીજો હપ્તો નહિ ભરવાની શરૂઆત કરેલી પણ ઉપર બતાવેલા ગામો જ છેવટ સુધી ટકી રહ્યા સરકારે જપ્તીઓ કરી તેમના ગામે ઘેરા ઘાલ્યા, મારઝૂડ પણ કરી ધરપકડ કરી, જમીનો ખાલસા કરી ઘરબાર લૂટયા તેમના ઊભા પાક લૂટાયા, તેમની મહામૂલી જમીન નજીવી કિમતમા હરાજ કરી, વગેરે અનેક દુખો તેમના ઉપર આવી પડયા આ હાડમારીઓમાથી બચવા અને પોતાની પ્રતિજ્ઞા પાળવા તેઓ પોતાના ગામોમાથી હિજરત કરી પાડોશી ગાયકવાડી રાજ્યની હદમા સીમમા માડવા બાધી રહ્યા તાઢ, તડકો અને વરસાદની ઝડીઓ તેમના બાળકોને વેઠવી પડી આવી હાડમારીઓ તેમણે વેઠી તેમા રૂપિયાપુરા અને દાવલપુરાના બહાદુર ખેડૂતોના દુખની તો શી વાત કહુ? પાસેના પેટલાદ કસબાના એક મુસલમાને તેમની જમીન રાખેલી ખાવાનુ કાઈ સાધન નહિ ખેતી પણ શું કરે? પેટલાદમા દીવાસળીના કારખાનામાથી દીવાસળીની પેટીઓ તૈયાર કરવાની મજૂરી મેળવીને તેઓ પોતાના દહાડા કાઢતા આવા દુખ તેમણે સ્વપ્નેય નહિ ધારેલા છતા તેઓએ તે બધા દુખ બહાદુરીથી સહન કર્યા

આ બધા દુખ સહન કરવામા પોતાની પ્રતિજ્ઞાનુ પાલન કરવામા, ગામે આખુ ગામ આ નાકરની લડતમા સામેલ થવામા રાસ ગામને આગળ મૂકી શકાય તેના ઇતિહાસમા આપણને બધા ગામોના લડતના ઇતિહાસનો ખ્યાલ આવી જાય તેમ છે આ ગામોએ ૧૯૩૦ની સાલથી જમીનમહેસૂલનો સત્યાગ્રહ કર્યો ૧૯૩૧મા સરકાર સાથે સંધિ થઈ વળી પાછી ૧૯૩૨મા લડત શરૂ થઈ તે સાથે પણ

તેમણે મહેસૂલ ન ભર્યું અને પોતાની પ્રતિજ્ઞા શક્તિ મુજબ પાળી આ ખાલસા થયેલી જમીન છ વરસ પછી મહાસભાનુ પ્રધાનમ ડળ સ્થપાયુ ત્યારે તેમને પાછી મળી આ દરમિયાનની સ્થિતિનુ વર્ણન આ લડતના ઇતિહાસમા રોમાચક તો છે જ તે સાથે આપણી કયા કયા ભૂલ થઈ છે તે બધુ ભવિષ્યના આપણા કાર્ય માટે જાણવાની જરૂર છે તેથી રાસ ગામની નાકરની લડતની કેટલીક હકીકત આપવાથી આપણને બધો ખ્યાલ આવી જશે

## ૯૪. રાસની લડત

રાસ ગામના ખેડૂતો મૂળથી મહેનતુ, ખડતલ અને સાહસિક છે જ તેમણે સને ૧૯૧૭ની સાલમા ખેડા જિલ્લાની જમીનમહેસૂલની સત્યાગ્રહની લડતમા પણ ભાગ લીધો હતો વળી ૧૯૨૨ની સાલમા બારડોલી તાલુકાની હરીફાઈમા આણ દ તાલુકાએ સત્યાગ્રહની તૈયારી કરેલી ત્યારે પણ રાસ ગામે જમીન મહેસૂલનો સત્યાગ્રહ કરવાની તૈયારી બતાવી હતી ત્યાર બાદ બોરસદ તાલુકાના હૈડિયાવેરાના સત્યાગ્રહમા પણ તેણે ભારે મક્કમતા બતાવેલી મહાસભાના હરેક કાર્યક્રમમા તેણે સારો હિસ્સો આપેલો ત્યાના કાર્યકર્તા શ્રી આશાભાઈની નીડરતા અને નિ સ્વાર્થ દેશભક્તિ પ્રત્યે લોકોને વિશ્વાસ પણ સારો હતો એટલે ભાઈ આશાભાઈની દોરવણી પ્રમાણે મહાસભાના કાર્યમા તેઓ ઉત્સાહથી સામેલ થતા

સને ૧૯૩૦ની લડતના નગારા વાગ્યા એમા પણ હમેશ માફક રાસ પોતાનો હિસ્સો આપે એવી તૈયારી તેણે કરેલી પણ સરદારસાહેબની રાસ ગામેથી અચાનક ધરપકડનો ઘા રાસ ગામને કારમો લાગ્યો જાણે એ ઋણ તેમને પતવવાનુ હોય તેમ કોઈ પણ ભોગે આ સત્યાગ્રહની લડતમા ઝ પલાવી, ભારેમા ભારે બલિદાન આપીને પણ એ ઋણ પતવવુ, એ ટેક તેમના હૃદયમા વસી રહી હતી એ ટેકની ખાતર, એ ઋણ ચૂકવવા ખાતર તેમણે નાકરની લડત ઉપાડી, તેમા સર્વસ્વ ગુમાવ્યુ, કારાવાસ ભોગવ્યા અને પાયમાલ થઈ ગયા, છતા નમ્યા એ બધી કથા રાસની વીરકથા છે તે કથા હુ વર્ણવુ તો જેમ હાથીના પગલામા બધા પગલાનો સમાવેશ થાય છે તેમ એ કથામા બધાના સત્યાગ્રહની વાતનો ખ્યાલ આવી જશે

રાસ ગામ બોરસદ તાલુકાના મહીસાગર નદીના કાઠાના ગામોનુ એક મથક છે તેમા કુલ્લે સાડાત્રણ હજારની વસ્તી તે વસ્તી પૈકી અર્ધ કરતા કાઈક ઓછી પાટીદાર ખેડૂતોની છે ગામમા કુલ્લે ૩૨૫ ખેડૂતોના કુટુ બ છે બધાયે ઓછીવત્તી જમીનના ધણી છે પોતાની જમીનમા શરીર ૫ કાડી, પરસેવાનુ સિ ચન કરી અન્ન પકવે, પોતાનુ પોષણ કરે અને પોતાનો વ્યવહાર નભાવે રાસ ગામને તાબે આશરે ચોવીસો એકર જમીન છે તેનું જમીનમહેસૂલ અઢાર હજાર રૂપિયા છે એપ્રિલમા

સત્યાગ્રહની લડત શરૂ થઈ, એટલે ત્યાર પછીનો બાકી રહેલો બીજો હપતો રાસે ન ભર્યો. આશરે સાત હજાર રૂપિયાની બાકી રહી હશે. સરકારને તે હપતો વસૂલ કરવાને જપ્તીઓ કરવાનું આ લડતના સમયમાં શક્ય ન લાગ્યું મુખી નહિ. એટલે હપતો વસૂલ કરવા માટે નોટિસો આપી છતાંય કાંઈ વસૂલાત આવી નહિ.

રાસમાં બધી કોમો વચ્ચે અરસપરસ એખલાસ સારો હતો. છતાં સરકારી અમલદારો અને તેમાં ખાસ કરીને બારડોલીની સત્યાગ્રહની લડત અંગે નામચીન થયેલા અને છોટા કમિશનરનું ઉપનામ પામેલા મોહનલાલ શાહ, જે તે વખતે બોરસદમાં મામલતદાર હતા, તેમણે પાટીદારો અને બારૈયા વચ્ચે ઝેરી પ્રચાર કરી બારૈયા કોમના કેટલાક માણસોને ફસાવ્યા. ગામના પાટીદારોને સ્વપ્નેય ખ્યાલ નહિ કે બારૈયાઓ આમ વિરોધી થઈ જશે. એઓની બારૈયા કોમ સાથે એટલી મહોબત હતી એમ નહિ પણ તેમણે એમ માનેલું કે બારૈયા આમ પાટીદારની વિરુદ્ધ થાય તેવું તેમનું ગજું નથી. બારૈયા તે શું તેમની જમીન રાખે? તેઓ શું પાટીદારનું અનાજ રાખે? એવો તેમના મનમાં કંઈક ફાંકો ખરો. તે બન્ને કોમ વચ્ચે મહોબતને કારણે ત્યાંની શાન્તિ નહોતી. પણ એકપક્ષી દાબથી બીજી કોમ દબાયેલી રહેતી હતી. આવા કારણે જ્યારે ત્રીજો પક્ષ ભભેરનારો મળ્યો અને તેમને શિખવાડવામાં આવ્યું કે આ પાટીદારોએ તો તમને ચૂસી ખાધા છે, તમારી જમીન ઓછાવત્તામાં પડાવી લીધી છે અને તમને પાટીદારશાહીમાં દબાવી દીધા છે, ત્યારે એ ઝેરી ભેરવણીથી અને કેટલાક બારૈયા ભાઈઓ સ્વાર્થવૃત્તિથી દોરવાઈને વિરુદ્ધ પડ્યા. તેમ જ પાછળથી થોડી જમીન પણ તેમણે લીધી. પણ પાટીદારોએ ઉદારતા બતાવી હોત તો આ વિરોધ આટલેથી નંખ્યો ન હત, અને પાછો ધીમે ધીમે ભૂંસાઈ જાત તેમ જ થયેલી ભૂલ સુધરી જાત, પણ કેટલાક બારૈયા ભાઈઓના વિરોધી વર્તનથી તેમના હૃદયમાં પણ ખુન્નસ વસી ગયું. બારૈયા ભાઈઓના હૃદયમાં અમલદારોએ ઝેર રેડેલું તેમાં પાટીદાર આગેવાનોએ તેમના પ્રત્યેના તિરસ્કારભર્યા વર્તનથી વધારો કર્યો. બેસતા વરસને દિવસે રાસની મુખ્ય બે વસ્તી પાટીદાર અને બારૈયા કોમ ભેગી બેસી નવું વરસ ઉજવતા તેને બદલે આ પછીના નવા વરસને દિવસે બારૈયાના મુખીપણા નીચે ચોરામાં બેસવાને પાટીદારો ગયા નહિ. આમ અમલદારોએ રોપેલા ઝેરના બીજમાં પાટીદારોએ ખાતર અને પાણી સીંચ્યું. પરિણામે બારૈયા કોમ આ લડતમાં પાટીદારોની ઢાલ થઈ પડત તેને બદલે તેનાથી પાટીદારોને વધુ કનડગત થઈ. સરકારી અમલદારોએ રાસના ખેડૂતોની સત્યાગ્રહની લડતમાં ખેડૂતોને હેરાન કરવા, તેમને નમાવવાને બારૈયા ભાઈઓને પોતાના હથિયાર તરીકે વાપર્યા. આ હકીકત નાસિક જેલમાં જ્યારે મને શ્રી રવિશંકર મહારાજે કહી ત્યારે માત્રથી કહેવાઈ ગયું કે તેમાં તો પાટીદારોનું

આમ અઢાર હજારમાના બાકી રહેલ સાતેક હજાર રૂપિયાના મહેસૂલને અને દાણા, ઘરવખરી, વગેરે મળી કુલ જ ગમ મિનકતનુ આશરે બે લાખ રૂપિયાનુ નુકસાન ખેડૂતોને થઈ ચૂક્યુ હતુ, પણ તેટલેથી સરકારને સ તોષ ન થયો સરકારી અમલદારનો કિન્નો તેટલાથી ન સ તોષાયો તેમને તો સત્યાગ્રહીઓને નમાવવા હતા સત્યાગ્રહીઓ એમ નમે તેવા નહોતા, તેથી સરકારે આગળ ચલાવ્યુ ગામની બધી જમીન ખાલસા કરવામા આવી જમીમા ૧૨૦૦-૧૫૦૦ રૂપિયાનુ મહેસૂલ તો વસૂલ થયુ હતુ, છતા બધી જમીન ખાલસા કરી અને હરાજીમા મૂકી તે ૨૪૦૦ એકર ખાલસા જમીન પૈકી ૨૯૫ એકર જમીન રૂ ૩૨૦૦મા વેચી તે જમીનની સરેરાશ વેચાણ કિંમત તો કુલ બે લાખની ગણાય । તા ફક્ત ૩૨૦૦મા વેચી દીધી ૧૦૦ એકર જમીન દહેવાણના ઠાકોરે રાખી, ૧૧૦ એકર જમીન કઠેલાલના ઠાકોરે રાખી અને ૮૫ એકર જમીન રાસના કેટલાક બારૈયા ભાઈઓએ રાખી આમ ગામમા ફૂટ થતા સત્યાગ્રહી ખેડૂતોના ભાવી દુ ખોની શરૂઆત થઈ એમ ગણાય

# ૯૫. હિજરતી સત્યાગ્રહીઓ

રાસ ગામના સત્યાગ્રહી ખેડૂતોને જેવા અનુભવ થયા, તેવા અનુભવ બધાયે સત્યાગ્રહી ગામોના ખેડૂતોને થયા જે જે ગામોના ખેડૂતોએ સત્યાગ્રહ કર્યો તે બધાયને પોતપોતાનુ ગામ છોડી હિજરત કરવી પડી તેમના ઘરમા જપ્તીઓ થઈ તેમા પણ એ જ કથની એની એ જ અવ્યવસ્થા, અરાજકતા અને જુલમ સીમમા પોલીસ લોકો નિર કુશપણે સત્યાગ્રહી ખેડૂતોના પાક ભેલાવે ફરિયાદ તો થાય જ નહિ ફરિયાદ કરતા જાય તેને જેલમા બેસવુ પડે તેમને બ્રિટિશ હદમા ફરવાનુ ન હોય પારકી જમીનમા માડવા બાંધેલા હોય ત્યા એમના ઢોરને ખાવાની પણ મુશ્કેલી આવા સત્યાગ્રહીઓ હિજરતમા નીકળ્યા ત્યા પણ કાઈ પ્રવૃત્તિ તો જોઈએ જ ને ? તેમની મિલકત વેચાઈ ગઈ હતી, દાણા ભેલાવી દીધા હતા, ત્યારે સામાન્ય ખેડૂત ભવિષ્યમા શા ઉપર નભશે એ પણ મૂ ઝવતો પ્રશ્ન હતો ભાઈ આશાભાઈએ આનો તોડ રાસ માટે તો કાઢ્યો આશરે સો રેટિયા તેમણે હિજરતીઓને લાવી આપ્યા અને ત્રીસ મણ રૂ લાવી આપ્યુ કે બીજી પ્રવૃત્તિમા ન પડે તે બેઠા બેઠા પીંજે અને કાંતે અને જ્યારે જ્યારે દેશનુ આમ ત્રણ આવે ત્યારે ત્યારે લડતના કાર્યક્રમમા નીકળી પડે આ રીતે ગા વસવાટનો દેખાવ છાવણી જેવો થઈ પડ્યો

ધરાસણામા પણ પચીસેક ભાઈઓ રાસના હિજરતીઓમાથી ગયેલા અને બહેનો પણ જરૂરી કાર્યક્રમમા જતી બેડામા દારૂની દુકાનમા પિકેટિંગ માટે

સેંકડો બહેનો ગયેલી તેમાં પણ ત્યાંની બહેનોએ ઉમંગથી ભાગ લીધેલો. એવામાં એક અદ્‌ભુત પ્રસંગ બોરસદમાં બની ગયો. સત્યાગ્રહ આશ્રમવાસી એક બહેન લીલાવતી આસર પ્રત્યે બોરસદના લોકઅપમાં ત્યાંના પોલીસ ઇન્સ્પેક્ટરે અપમાન-ભર્યું વર્તન ચલાવ્યું. આ વાત બહાર આવી. એ નિમિત્તે બોરસદમાં સ્ત્રીદિન ઊજવાયો. ખેડા જિલ્લાની બહેનોએ એ દિવસ ભવ્ય રીતે ઊજવ્યો. બોરસદની આજુબાજુ અને ગામની અંદર સખ્ત ચોકીપહેરો હોવા છતાં લગભગ ૧૫૦૦ સ્ત્રીઓ શ્રીમતી ગંગાબહેન વૈદ્યની સરદારી નીચે હાથમાં રાષ્ટ્રધ્વજ ફરકાવતી બોરસદના આઝાદચોકમાં ભેગી થઈ ગઈ. ત્યાં પરિષદ ભરી. એટલામાં લાઠીધારી પોલીસ ફોજ આ સ્ત્રીઓ ઉપર ધસી આવી. છૂટથી લાઠીનો ઉપયોગ કર્યો. લગભગ સવાસો બહેનોને ભોંયભેગી કરી નાખી અને તેમના માથા ભાગ્યા. શ્રીમતી ગંગાબહેન વૈદ્યનું માથું લાઠીના ઘાથી લોહીલુહાણ થઈ ગયું હતું. આ બલિદાનયજ્ઞમાં રાસની સાઠ હિજરતી બહેનોએ ભાગ લીધો હતો. આમ જિલ્લામાં પણ જ્યાં જ્યાં કાર્યક્રમ થતા ત્યાં ત્યાં રાસના ભાઈઓ અને બહેનો પોતાનો હિસ્સો આપતા.

આ હિજરતી કુટુંબીઓએ ભારે ઠંડી માથે કરી લીધી હતી. પણ તેવામાં ભારે વરસાદ આવી ગયો. સહેજેય ખ્યાલ નહિ કે એ મોસમમાં વરસાદ આવશે. અચાનક મુશળધાર વરસાદ વરસ્યો. ઘાસના માંડવા, પવનથી છાયેલું છાજ ઊડે, એક પણ વસ્તુ ભીંજાયા વિનાની ન રહી. ખાવાના દાણા અને પહેરવાનાં લૂગડાં પણ ભીંજાયાં અને એ ભીંજાયેલી દશામાં સ્ત્રી અને પુરુષો, વૃદ્ધ અને બાળકો રાત્રી દિવસ બેસી રહ્યા. માંડવામાં સુવાવડના ખાટલા પણ હતા. તે બધાયે આ હાડમારીથી હેરાનહેરાન થઈ ગયાં. પણ એ બધી હેરાનગતિની પાછળ પ્રતિજ્ઞા પાલનની હૂંફ હતી, પ્રતિજ્ઞાપાલનનો સંતોષ હતો. સ્વાર્પણની ગરમી હતી. જેમ જેમ તેમના માથા પર મુશ્કેલીઓ ઊતરી આવી તેમ તેમ તે વધારે ઘડાયા, વધારે કસાયા, અને વધારે મક્કમ બન્યા.

## ૯૬. સમાધાની અને ગ્રામપ્રવેશ

દેશભરમાં સત્યાગ્રહનું જોર જામ્યું. દેશની જેલો ભરાઈ ગઈ. લાખેક સત્યાગ્રહીઓ જેલમાં પુરાયા હશે અને હજારોના માથા ફૂટ્યાં હશે. કેટલાક શહીદ થયા હશે. નહિ ધારી એવી શક્તિ પણ દેશમાં ખડી થઈ. લાખો ખેડૂતો ખેદાનમેદાન થયા હશે. હિંસાત્મક લડાઈ તો એક નિયમ છે. તેમાં શારીરિક બળ અને એક ધૂન જોઈએ. સત્યાગ્રહમાં આત્મવિશ્વાસ અને નૈતિક બળ જોઈએ. તેમાં ધૂની ઊભરો કામ ન લાગે. તેમાં શ્રદ્ધાનું ઊંડું બળ જોઈએ. આપણામાં તે બેમાંનું એકેય નહોતું. ઊંડાં પંદરેક

વર્ષથી તેની તાલીમ મહાત્માજીએ આપણને આપના માડી છે એ તો આપણી પ્રાથમિક તાલીમ છે, અને તેથી તીવ્ર સત્યાગ્રહની મુ઼ત લ બાય તેમા આપણને થાક લાગે એ સ્વાભાવિક છે આપણુ — સત્યાગ્રહી તો મ-યમ વર્ગના છીએ એમ પણ ન કહેવાય હજી ત્રીજી શ્રેણીના છીએ એટલે એથી વધારે આશા શી રીતે રાખી શકાય? એ કારણે મહાત્માજીએ પ્રજાની નાડી પારખી લઈ તેમને જણાયુ કે પ્રજા થાકી છે બીજી બાજુ સરકાર પણ થાકી હતી આઠ વરસ ઉપર મહાત્માજીની ધરપકડ પ્રસંગે મહાત્માજીની ઇચ્છાને આધીન થઈ પ્રજા શાત રહી, તેનો અર્થ લોર્ડ બર્કનહેડે એવો કર્યો કે મહાત્માજીને હિંદી પ્રજાના હૃદયમા સ્થાન નથી તેમની ધરપકડ પાછળ એક કૂતરું પણ ભસ્યુ નહિ પણ આ વખતે તેમને જણાયુ કે મહાત્માજીની પાછળ હિંદના કરોડો છે અને એક નહિ પણ હજારો સિંહનાદ થાય તેમ છે આ વખતે હિંદભરમા બ્રિટિશ સલ્તનતનો જે હ્રાસ થયો, તેની જે બેઇજ્જતી થઈ તેનો ઉલ્લેખ કરતા ઇગ્લંડની પાર્લમેન્ટમા એક સભ્યે પૂછ્યુ કે, હિંદમા સત્યાગ્રહની હિલચાલને કબજામા કેમ ન રખાઈ? તેના જવાબમા હિંદી પ્રધાન વેજવુડ બેને કહેલુ કે, "હિંદમા શુ થઈ રહ્યુ છે તેનો તમને ખ્યાલ નથી. સત્યાગ્રહની હિલચાલમા કાઈ થોડા હજારો પુરુષો જ સામેલ થયેલ છે એમ નથી, એ સત્યાગ્રહની લડત તો હિંદભરમા સર્વવ્યાપી છે તેમા પાકટ ઉમ્મરના પુરુષો અને સ્ત્રીઓ સામેલ છે વૃદ્ધો પણ સામેલ છે ઘરડી ડોશીઓ પણ આ લડતમા છે એટલુ જ નહિ, પણ ગામેગામ નાની ઉમરના છોકરાઓની વાનરસેના, અને નાની છોકરીઓની માજરસેના ઊભી થઈ છે તેમણે હિંદભરમા બ્રિટિશ સલ્તનતની બેઇજ્જતી કરી નાખી છે તેઓને કોઈ પણ સત્તા પહોચી વળે એમ નથી. આપણા સાધનો, બંદૂકધારી સૈનિક કે લાઠીધારી પોલીસ અને આપણી તોપો ત્યા કાઈ કામ કરી શકે એમ નથી"

પણ છેવટે સમાધાન થયુ. મને ૧૯૩૧ના જાન્યુઆરીની ૨૬મી તારીખે મહાત્માજીને અને મહાસમિતિના સભ્યોને સરકારે મુક્ત કર્યા અને વાઈસરોય લોર્ડ અર્વિને સમાધાનીની શરતો ચર્ચવા માટે મહાત્માજીને દિલ્હી નોતર્યા મહાત્માજીની મુક્તિ પછી બોરસદમા સ્ત્રીઓ ઉપર અત્યાચાર થયો હતો તે સાભળી મહાત્માજી તો સમસમી રહ્યા હતા પણ તે સાથે સામાન્ય આમજનતાને લડતનો થાક લાગ્યો હતો, તેવી માહિતી પણ તેમને મળી હતી સમાધાનીની વાટાઘાટોમા કેટલાક દિવસો વીતી ગયા મહાત્માજીને તો સમાધાની કરતી વખતે આગળ અને પાછળ બન્ને બાજુ જોવાનુ હતુ જે મુદ્દા માટે લડત ઉપાડી તે મુદ્દો આગળ જોવાનો હતો, અને તેમા કેટલા કડક બનવુ તે માટે લડનારી પ્રજાની શક્તિ તરફ જોવાનુ હતુ એ દૃષ્ટિએ કારોબારીએ સમાધાની કરી તેમા એવુ ઠર્યું કે (૧) હિંદભરમા જ્યા જ્યા મીઠુ પાકે છે ત્યાથી પોતાને ઉપયોગ પૂરતુ અને માથે મૂકીને લઈ

જઈ શકાય એટલુ મીઠુ કોઈ પણ લઈ શકે તેવી છૂટ આપવી (૨) દારૂનિષેધના કાર્યમા દારૂના પીઠા પર ચોકી કરવાનો પ્રજાનો હક સ્વીકારવો (૩) હિંદના ભાવિ બંધારણ માટે ઇંગ્લંડમા ગોળમેજી પરિષદ બોલાવવી અને મહાસભાના પ્રતિનિધિને આમંત્રણ આપવુ (૪) બધા સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકવા (૫) થયેલા દંડ વસૂલ ન થયા હોય તેના માફ કરવા (૬) જપ્તીઓનો સામાન વેચાયો ન હોય તે પાછો આપવો (૭) બધી મહાસભા સમિતિઓને કાયદેસર ગણવી, અને તેની મિલકત પાછી સોંપી દેવી (૮) સત્યાગ્રહી ખેડૂતોની જે જમીન ખાલસા થઈ હોય પણ વેચાઈ ન હોય તે પાછી સોંપી દેવી (૯) વેચાયેલી જમીન લેનાર પાસેથી ખાનગી રીતે પાછી મેળવવા સરકારે પ્રયત્ન કરવો (૧૦) સત્યાગ્રહી ખેડૂતોએ પોતાની જમીનનુ મહેસૂલ ભરી દેવુ (૧૧) દેશભરમા કાયદાભંગની બધી લડત બંધ કરવી

હિંદભરમા સામુદાયિક સત્યાગ્રહની લડત આ પ્રથમ જ હતી પ્રજાએ તેમા ઠીક પરચો બતાવ્યો તેમા પ્રજાની આત્મશ્રદ્ધા વધી અને તેને પોતાની શક્તિનુ માપ પણ હાથ આવ્યુ સમાધાનીથી દેશભરમા આનંદ વરતી રહ્યો સત્યાગ્રહીઓ જેલમાથી છૂટ્યા સમાધાનીની શરતો પ્રમાણે સરકારે મીઠાની શરતનો અમલ તુરત કરવા માડ્યો સમિતિઓના મકાન અને તેમનો સામાન સોંપી દેવામા આવ્યો ખાલસા જમીન તેના મૂળ માલિકને આપી દીધી રાજીનામા આપેલા મુખી, મતાદારો અને તલાટીઓને પાછી પોતાની જૂની જગ્યા મળી એ ધોરણે રાસના હિજરતીઓએ પોતાની જમીન પણ પાછી મેળવી પેલી ૨૮૫ એકર જમીન જે હરાજીમા વેચાઈ ગયેલી તે જ પાછી ન મળી બીજા ગામોમા પણ એમ જ થયુ

આમ સમાધાની અનુસાર પ્રાથમિક વિધિ થઈ ગઈ કાર્યકર્તાઓ જેલમાથી છૂટ્યા બાદ મહાત્માજીએ ખેડા જિલ્લામા જે જે ગામોએ જમીનમહેસૂલનો સત્યાગ્રહ કરેલો અને લોકો હિજરતે નીકળેલા તે તે ગામોની મુલાકાત લીધી સવારના પાચથી તે રાત્રીના દશ અગિયાર વાગ્યા સુધી જુદા જુદા ગામડામા તેઓ ફરી વળ્યા અને બધા સત્યાગ્રહીઓને મળ્યા એ મુલાકાત પ્રસંગે ખેડા જિલ્લામા ભારે ઉત્સાહ હતો એ પ્રસંગ જ વિરલ હતો વિજયનો આનંદ હતો સ્વાર્પણનો આત્મસંતોષ હતો અને મહાત્માજીએ પ્રજાને આ પુણ્યપંથે દોરી તે બદલ મહાત્માજી પ્રત્યે વધતી જતી શ્રદ્ધા હતી. આ મુલાકાતપ્રસંગે રાસ ગામે પણ મહાત્માજી પધારેલા સરદારશ્રી પણ સાથે જ હતા રાસ તથા બીજા ગામના જે ખેડૂતો હિજરતે નીકળ્યા હોય તેમને આમપ્રવેશ કરવાની મહાત્માજીએ સલાહ આપી પેલી ૨૯૫ વીઘા જમીન હજી પાછી મળી નહોતી, એટલે લોકોના હૃદયમા તે ખામી ખૂચતી હતી છતા મહાત્માજીની સલાહને માન્ય રાખી તેમણે આમ

પ્રવેશની વાત સ્વીકારી મહાત્માજીએ જ દિવસ નક્કી કરી આપ્યો તે પ્રસંગે સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફારખાન બેડા જિલ્લામાં પધારેલા તે પણ હાજર રહે એવી તજવીજ મહાત્માજીએ કરી બીજા ગામોના હિજરતી સત્યાગ્રહીઓ પણ પોતપોતાના ગામમાં જઈને રહ્યા

રાસ ગામના સત્યાગ્રહીઓએ ગ્રામપ્રવેશ કર્યો તે દિવસ અપૂર્વ હતો તેમનો ઉત્સાહ પણ અપૂર્વ હતો તે દિવસે શ્રી મોરારજીભાઈ દેસાઈ, શ્રી રવિશંકર મહારાજ સત્યાગ્રહી હિજરતીઓને તેમના માદરેથી ગામમાં પ્રવેશ કરવાને આમંત્રણ કરવા ગયા તેમની સાથે ખાન અબ્દુલ ગફારખાન પણ હતા તેઓના આમંત્રણને માન આપીને હિજરતી સત્યાગ્રહીઓએ ગ્રામપ્રવેશ કર્યો હું પણ તે દિવસે રાસ ગયેલો હિજરતમાંથી સત્યાગ્રહી હિજરતીઓની સવારી આવી બરાબર એક સો ગાડાનું સરઘસ નીકળ્યું પહેલા ગાડામાં રાષ્ટ્રધ્વજ અને ડંકો, બીજા ગાડામાં રાષ્ટ્રગીત ગાતી બહેનો અને પછી ઘરવખરીથી ભરેલા ગાડાં આ ઉત્સવને પામી ગયા હોય તેમ ગાડાં પણ થનથનાટ કરે તેમના થનથનાટથી ઘૂઘરમાળનો રણકારો પણ અજબ થાય આમ હિજરતી સત્યાગ્રહીઓએ સવારે નવ વાગ્યે ગામમાં પ્રવેશ કર્યો તે દિવસે ગામમાં ઘેરઘેર કંસારનાં આંધણ મુકાયાં તે દિવસ ખરેખર દિવાળીનો દિવસ હતો, આનંદનો દિવસ હતો, આત્મસંતોષનો દિવસ હતો

## ૯૭. એક વીરાંગનાની કથા

આ સત્યાગ્રહની લડતમાં કેટલાક રત્નો દીપી નીકળ્યાં આ પૃથ્વી માતા તો રત્નોનો ખજાનો છે, પણ તે બહાર આવે અને દીપી નીકળે તેવો અવકાશ હિંદની ભૂમિમાં નથી મળતો, તેથી એવા રત્નો ઢંકાયેલા જ રહે છે તેમના જીવનને વિકાસનો અવકાશ નથી મળતો, એ જ પરતંત્રતાની નિશાની છે આ વખતે એવા અનેક ભાઈબહેનોએ એવું વિરલ આત્મબળ દાખવ્યું છે કે તે પ્રકાશમાં આવે તો ભવિષ્યના બાળકો માટે એક સુંદર વીરગાથા મળી રહે અને તે વીરકથાઓના સિંચનથી ભવિષ્યની ઓલાદ તેજસ્વી બને, વીર બને એવી દૃષ્ટાંતકથા જેલ બહાર નીકળ્યા પછી મેં જાણેલી તે પૈકી એક કથા હજી પણ મારી સ્મૃતિમાં આબેહૂબ ખડી છે તે હું અહીં લખી દઉં, તો મને ખાતરી છે કે તે વાંચી વાચક ભાઈબહેનોને પણ આનંદ થશે

બોરસદ તાલુકાના ઇસણાવ ગામના કેટલાક ખેડૂતોએ પણ જમીનમહેસૂલનો સત્યાગ્રહ કરેલો તેઓમાં શ્રી દ્વારકાદાસ પટેલ મુખ્ય હતા તે હતા તો ઢીલા પણ તેમના પત્ની અને તેમના દીકરી હિંમતવાન અને ઉત્સાહી હતાં તે બન્ને ખાદીની સત્યાગ્રહના કાર્યક્રમમાં પણ ભાગ લેતાં દારૂનિષેધના કાર્યમાં ચોકી કરવા પણ

જતાં. એ રીતે જેલમાં જવાની પણ તેમની તૈયારી હતી. એવામાં જમીનમહેસૂલની લડતમાં ઇસણાવ ગામના ખેડૂતો સામેલ થયા. તે બધાયે ખેડૂતો સ્વામિનારાયણના સંપ્રદાયના બોચાસણવાળા શાસ્ત્રીજીના પંથના હતા આ ખેડૂતોએ જમીનમહેસૂલ ન ભર્યું; તે વિષે તગાદો થયો છતાં પણ તેઓ મક્કમ રહ્યા, ત્યારે સરકારી અમલદારે ભેદનીતિ અજમાવી. બોચાસણવાળા શાસ્ત્રીજીએ જમીનના લાટ રાખેલા તેથી તેઓ કલેક્ટર અને બીજા અમલદારો સાથે ઠીક ઠીક સંપર્ક રાખતા. મામલતદારે વિચાર્યું કે શાસ્ત્રીજી તરફથી દબાણ થાય તો ઇસણાવ ગામનો સત્યાગ્રહ તૂટે. તે વાત તેમણે કલેક્ટરને કહી. કલેક્ટરે શાસ્ત્રીજીને બોલાવીને ઇસણાવ ગામ તોડવાનું કામ તેમને સોંપ્યું શાસ્ત્રીજીએ એ વિષે સમજૂત આપી જમીન-મહેસૂલ ભરી દેવાનો આગ્રહ કરતો કાગળ શ્રી દ્વારકાદાસ ઉપર લખ્યો શ્રી દ્વારકાદાસને બધા દાસભાઈ કહીને બોલાવતા દાસભાઈ ઉપર શાસ્ત્રીજીનો પત્ર ગયો એટલે તે મૂળે તો ઢીલા હતા અને વળી આ નિમિત્ત મળ્યું છતાં પોતાને માથે ઓળગાર ન આવે તે માટે બધા સત્યાગ્રહીઓને પોતાને ઘેર ભેગા કર્યાં અને શાસ્ત્રીજીનો પત્ર વંચાવ્યો પત્રમાં તો સ્પષ્ટ સમજાવટ હતી કે "શ્રીજી મહારાજે શિક્ષાપત્રીમાં તો એવો ઉપદેશ કર્યો છે કે રાજાનો દ્રોહ ન કરવો રાજાને વફાદાર રહેવું માટે સત્સંગીએ રાજવિરોધી હિલચાલમાં ભાગ લેવો એ શ્રીજી મહારાજના ઉપદેશની અવગણના કરવા બરાબર છે. માટે તમે બધા સત્સંગીઓ જમીન-મહેસૂલ ભરી દેજો " કાગળમાં એ ભાવ હતો બધા વિચારમાં પડી ગયા પણ તેમાં એકાદ ભાઈ ચુસ્ત હતા તેમને આ યુક્તિ સમજાઈ ગઈ તે ત્યાંથી ઊઠ્યા અને શ્રી દાસભાઈનાં પત્નીને આ વાત કરી તેમના પત્ની આ વાત સાંભળી સમસમી ગયાં તે ઊઠ્યા હાથમા શાક સમારવાની મોટી છરી લીધી. પોતાની દીકરીને બોલાવી તેને સાથે લઈને જે ઓરડામા બધા ભેગા થઈને બેઠા હતા ત્યાં ગયાં અને પોતાના પતિને સંબોધીને બોલ્યા, "આજે બધા કેમ ભેગા થયા છો? શું વિચાર કરો છો!"

દાસભાઈને તો પોતાની પત્નીનો પૂરો પરિચય હતો. એમને બીક તો હતી જ કે તે જાણશે તો ભભૂકી ઊઠશે તેમની બીક આગળ આવી. પત્નીનો પ્રશ્ન સાંભળી તે બોલી ઊઠ્યા: "તેમાં તેરાને શી પંચાત? અમારી ગૂંચ ઉકેલવા અમે ભેગા થયા છીએ. તમે તમારું કામ કરો ને?"

પોતાના પતિનું આવું કહેવું સાંભળીને તે બહેને ધીરજથી કહ્યું: "તમે જે કામે ભેગા થયા છો તે એકલું તમારું જ કામ નથી. અમારો (સ્ત્રીઓનો) પણ તેમાં હિસ્સો છે. પીઠાં પર ચોકી કરવા અને મીઠાનો સત્યાગ્રહ કરવા તો અમને એ જણને મોકલીને મલકાતા હતા. અને હવે તમારું એકલાનું જ કામ શાનું કહો છો?"

દાસભાઈ સમજી ગયા તેમણે કહ્યુ "તમારી વાત સાચી છે તમારા હિસ્સાની અમારાથી ના પડાય ? અમે પણ લડતની જ વાત કરીએ છીએ એક ધર્મસકટ આવી પડયુ છે શાસ્ત્રી મહારાજનો કાગળ આવ્યો છે અને તેમા આજ્ઞા છે કે સત્સગીએ સરકાર સામે ન થવુ, સત્યાગ્રહ ન કરવો, અને જમીન મહેસૂલ ભરી દેવુ એ પ્રમાણે ન કરીએ તો તેમને માઠુ લાગે ગુરુનું કહ્યુ તો માનવુ જોઈએ અને માનીએ તો બીજી બાજુ લોકોનો અપવાદ સાભળવો પડે એટલે શુ કરવુ તેનો વિચાર કરીએ છીએ."

પતિની વાત સાભળી તે બહેન દૃઢતાપૂર્વક બોલ્યા "એમા ધર્મસકટ શાનુ ? શાસ્ત્રી મહારાજે તો સ્વાર્થની વાત કરી છે તે ધર્મની વાત નથી તેમણે વળી આપણી અને સરકારની વચ્ચે પડવાની જરૂર શી ? આપણે તો પ્રતિજ્ઞા લીધી છે તે પ્રતિજ્ઞા પાળવી તે આપણો ધર્મ છે શાસ્ત્રી મહારાજ એવા કેવા કે આપણી પ્રતિજ્ઞા તોડવાનુ કહે ? અને આ પ્રતિજ્ઞા તો ગાધી ગુરુએ આપણને આપી છે તેમા તો આપણા ગુરુ ગાધી છે માટે કોઈ પણ રીતે તે પ્રતિજ્ઞા ન તોડાય છતા તમારે શાસ્ત્રી મહારાજને રાજી રાખવાને કે તમારી નબળાઈને કારણે તે પ્રતિજ્ઞા તોડવી હોય તો તેવુ કાળુ કામ કરો તે પહેલા આ છરી હાથમા લો અને અમને માદીકરીને મારી નાખીને પછી તમારે જે કરવુ હોય તે કરજો અમે બે જીવતા હોઈશુ ત્યા સુધી પ્રતિજ્ઞા તોડવા નહિ દઈએ" એમ કહી પેલી છરી દાસભાઈની પાસે તે બહેને મૂકી અને પછી ત્યા બેઠા હતા તેમને સબોધીને કહ્યુ "તમે બધા અહીં મારા ઘરમા આવુ કામ કરવા ભેગા થયા છો ? હુ મારા ઘરમા એવુ કાળુ કામ નહિ થવા દઉ તમે સૌ તમારે ઘેર ચાલ્યા જાઓ નબળાઈ તમારે કરવી છે અને નામ દેવુ છે એમનુ કે શુ કરીએ, અમારો આગેવાન ઢીલો પડ્યો તમારે તેમ કરવુ હોય તો અમારા શબ પડ્યા પછી કરજો અમારી બગડીઓ અને લૂગડા પહેરીને પછી સરકારને પૈસા ભરવા જજો"

એવુ એવુ સુણાવી તે વીરાગના બહેન ત્યા ઊભા રહ્યા બધા દબાયા, શરમાયા અને અંતે એવો નિર્ણય કર્યો કે ગમે તેમ થાય પણ જમીનમહેસૂલ ન જ ભરવુ

આમ આ વીરાગનાએ પ્રતિજ્ઞાભગમાથી લોકોને બચાવ્યા તે બહેનના પ્રતાપે તેમનામા પ્રતિજ્ઞા પાળવાની તાકાત આવી તેઓ મક્કમ રહ્યા હિજરતે નીકળ્યા દુખ વેઠયા તેમની જમીન ખાલસા થઈ અને તે પૈકી ૮૦ વીઘા જમીન હરાજ પાર થઈ પાછળથી તે બધીયે જમીન ઘર દૂદતી પાછી આવી

# ૯૮. ફરી પાછું ઝપલાવ્યું

મહાત્માજી અને વાઈસરૉય વચ્ચે જે સમાધાની થઈ તેનો અમલ લૉર્ડ અર્વિન વાઈસરૉય રહ્યા ત્યા સુધી ચાલુ રહ્યો નવા વાઈસરૉય લૉર્ડ વિલિંગ્ડન હિંદ સિવિલ સર્વિસના દાદા જેવા અને જુનવાણી, પ્રત્યાઘાતી વિચારના હતા તેમને લૉર્ડ અર્વિને કરેલી સધિ ગમેલી નહિ બ્રિટનના પ્રધાનમંડળમા પણ ફેરફાર થયેલો મિ. વેજવુડ બેનની જગોએ સેમ્યુઅલ હોર આવેલા તે પણ પ્રત્યાઘાતી એમને એમ લાગેલુ કે લૉર્ડ અર્વિને તો ભગતવેડા કર્યા અને મહાસભા સાથે સમાધાની કરીને ઢીલાપણુ બતાવ્યુ આપણે તે સમાધાનનો અમલ ન થવા દેવો હિંદુસ્તાનની નોકરશાહીને તો એ સમાધાની ગમતી જ નહોતી આમ અમલ ચાલે તો હિંદમાથી તેમને ભાગવુ જ પડે એમ તેમને લાગ્યુ એટલે સમાધાનીનો અમલ થતો અટક્યો કેટલાક ગામના મુખીઓએ રાજીનામુ આપેલુ તેને બદલે બીજાઓને મુખીપણુ આપેલુ તે પાછી ફેરબદલી ન કરી રાસનુ મુખીપણુ મૂળ પુરુષને ન મળ્યુ ત્યાના બારૈયા બાઈને જ રહ્યુ મીઠાની સમાધાનીમા પણ તેનો અમલ બંધ થવા માડ્યો હરાજ થયેલી જમીનો પાછી મેળવવાના પ્રયાસોમા નોકરશાહીએ બેપરવાઈ બતાવી આમ પાછુ આખુ તંત્ર ફેરવઈ ગયુ મહાત્માજી આ સમાધાનીનો અમલ થાય એ માટે લગભગ બે માસ બોરસદ રહ્યા પણ નાની નાની બાબતોમા પણ કલેક્ટરોની આડખીલી અને લાચારી હોય એમ જણાયુ બીજી બાજુ રાસના લોકોએ જમીનમહેસૂલ ભરવુ જોઈએ પણ તેમની પાસે તો પૈસોય નહોતો તેમની લગભગ બે લાખ રૂપિયાની મિલકત લૂટાઈ ગયેલી એ સ્થિતિમા પૈસા ક્યાથી લાવે? પણ કલેક્ટર અને મહાત્માજી વચ્ચે નક્કી થયેલી ૩ પ૦૦૦ ની રકમ સમાધાનીના અમલ તરીકે ભરીને બાકીની રકમ બીજા વરસ માટે મુલતવી રાખવામા આવી જે જમીનો વેચાયેલી તે જમીનો પાછી મેળવવાને સરકાર પક્ષે શુદ્ધ હૃદયથી પ્રયત્ન થયો હોત તો મળત પણ તેમણે તેવો પ્રયત્ન કર્યો જ નહિ એટલુ જ નહિ પણ સરકારે તે કાર્ય સરળતાથી થાય તેમા પણ મુશ્કેલીઓ ઊભી કરી બોરસદના એક મામલતદારે સાચા દિલથી એવો પ્રયત્ન કરવા માડ્યો તે વિશે જમીન વેચાણ રાખનારા પૈકી એક જણે ઉપર ખબર આપી તેને પરિણામે તે મામલતદારને ઘોઘા ફેરવવાની નોટિસે બદલીનો હુકમ મળ્યો

એવામા ઇંગ્લડમા ગોળમેજી પરિષદ મળી મહાત્માજીને ત્યા જવાનો રસ્તો માત્માર સાફ થયો છેવટે જ દિવસે દિલ્હીથી નીકળી મુબઈ આવી તેઓ સ્ટીમરમા વિદાય થયા ગોળમેજી પરિષદ પૂરી થઈ મહાત્માજી પાછા આવ્યા

ઇંગ્લડમા ગોળમેજી પરિષદ ચાલતી હતી ત્યારથી તેના લક્ષણ જણાતા હતા અને પણ વાતાવરણ તગ થતુ હતુ સ્પષ્ટ લાગતુ હતુ કે મહાત્માજી આ ?

હાથે પાછા આવવાના અને આપ ફી લડત ઊભી રહેવાની એ અરસામા સરદારશ્રી રાસ ગયેલા. તેમણે રાસના ગોકોને સ્થિતિ સમજાવેલી અને જણાવેલુ કે સભવ છે કે પાછી લડત થઇ થાય એમ થાય અને તમારી હિંમત હોય, તમને શ્રદ્ધા હોય તો ઢ ઢકા અને ઢ મોઈ લઈને રમત રમજો જમીન સરકાર લેશે અને કોઈને વેચશે તો તે તમારા બાગણા ખખડાવતી પાછી આવવાની છે, તેની ખાતરી રાખજો. તા ૨૭ના રોજ મુબઈમા જ મહાત્માજી અને સરદાર સાહેબની ધરપકડ થયા પછી તા ૪થીના રોજ બોરસદથી દરબારસાહેબ વગેરેને પકડયા આ ખબર શ્રી રવિશ કર મહારાજને રાનમા જ મળી તેમણે અને ભાઈ આશાભાઈએ રાસ ગામના ખેડૂતોને ભેગા કર્યા તેમને બધી પરિસ્થિતિથી વાકેફ કર્યા તેમને સમજાવ્યુ કે આ વખતે વખત કપરો આવશે હિંમત દાખવવી પડશે બહુ સહન કરવુ પડશે એટલે જેની હિંમત ન હોય તે ઠરાવમા સામેલ ન થાય છતા છેવટે સર્વાનુમતે ઠરાવ થયો કે જમીનમહેસૂલનો સત્યાગ્રહ કરવો બીજે જ દિવસે રાસમાથી ભાઈ આશાભાઈની અને ભાઈ જીવાભાઈની ધરપકડ થઈ શ્રી. રવિશ કર મહારાજને પણ તે જ વખતે બોચાસણથી પકડયા

આ વખતે સરકારે વ્યૂહ બદલ્યો હતો. તેણે ખેડૂતોનો ઠરાવ તો જાણ્યો હતો એટલે ગામના પ્રદરેક આગેવાનોને પણ પકડયા તેમને કાઈ કારણ જણાવવાની જરૂર જ ન પડે એવા ઑર્ડિનન્સો કાઢયા હતા એ ઑર્ડિનન્સની રૂએ પકડી અમુક દિવસ જેલમા રાખ્યા પછી અમુક હદ છોડીને બહાર ન જવાની અથવા પોલીસ સમક્ષ રોજ હાજરી પુરાવવાની નોટિસ આપીને છોડે અને તે પ્રમાણે અમલ ન કરે તેને ફરી પકડી બાર માસની એ વરસની સજા કરે તે રીતે ભાઈ આશાભાઈ વગેરે રાસના પ્રદરેક આગેવાનોને એક વરસની સજા થઈ બીજી બાજુ નોકરશાહીએ સામ, દામ, ભેદ, અને દડની નીતિ અજમાવવા માડી ધાકધમકી આપવા માડી પણ એમ ધાકધમકીને તાબે થાય તેવા આ સત્યાગ્રહીઓ સુવાળા નહોતા અમલદારોએ એક બીજી હિકમત અજમાવી રાસ ગામના વ્યવહારના ગોળમા ચિખોદરા ગામ છે ચિખોદરા ગામના પાટીદારો સાધનસપન્ન ગણાય છે તેઓ આમ તો મહાસભા પ્રત્યે વલણવાળા ગણાય પણ લડવાની સાહસવૃત્તિ અને હિંમતવાળા નહિ કલેકટરે ચિખોદરાના આગેવાનોને બોલાવ્યા તેમને સમજાવ્યા કે રાસના પાટીદારો તમારા સગા છે તેઓ હઠીલા થયા છે ગયા વાઈસરોયે ટીલુ નાંગર્યું હતુ પણ આ વાઈસરોય એમ ટીલુ નહિ નાગરે તમારા સગાઓ હેરાન થશે જમીન અને ઘરબાર વિનાના થઈ જશે, ભીખ માગતા થઈ જશે માટે તમે તેમને સમજાવો તે ન સમજે તો તેમની આબરૂ તમારે રાખવી હોય તો તેમના વતી તમે જમીનમહેસૂલ ભરો વધારે નહિ તો રૂપિયા પાચ હજાર આપો તો પણ સરકાર તેટલાથી હાથ પતવશે અને બાકીનું મુલતવી રાખશે માટે તે હઠીલા થઈને ન માનતા હોય તો

તમે તેમના વતી આપશો તો તેમનો ટેક રહેશે — કેમકે તેમણે ભર્યા નથી, અને તમે સગા તરીકે તમારો ધર્મ બજાવશો અને સરકારને એમ જણાવશો કે રકમ ઓછી આપી પણ સત્યાગ્રહ વટચો છે ચિખોદરાના આગેવાનોને તે વાત ઠીક લાગી પોતાના સગાઓનો ટેક સાચવવાનો અને તેમને ભાવી સંકટમાંથી બચાવવાનો આ રસ્તો તેમને ઠીક લાગ્યો પણ રાસના પોતાના સગાઓને ચિખોદરના આગેવાનો સારી રીતે ઓળખતા હતા તે કેવા પોલાદી ઘડતરના છે તેની તેમને ખબર હતી તેથી ભવિષ્યમા શું થાય તે પણ તેઓ જાણતા હતા એ કારણે એક શરતે તેમણે રૂપિયા પાંચ હજાર કલેકટરને આપ્યા કે રાસના ખેડૂતોનો આ હિકમત સામે વિરોધ થાય અને છેવટે અમારો સબંધ પણ બગડવાની છેવટ સુધી વાત આવે તો તે પાંચ હજાર રૂપિયા પાછા આપી દેવા તે પાચ હજારની રકમ આણંદની કચેરીમા અનામત જ રાખી મૂકવી, જમા કરી દેવી નહિ. એ શરતે આ મસલત થઈ

અને થયુ પણ એમ જ રાસના ખેડૂતોએ આ તરકટ વિષે સાભળ્યુ અને હોહો થઈ રહી રાસથી કેટલાક ભાઈઓ ચિખોદરા ગયા અને તેમને ઠપકાર્યા, અને જણાવ્યુ કે તમો આમ અમારુ નાક કાપો તેના કરતાં અમારા ગળા કાપો તે વધારે સારુ બીજી બાજુ રાસમાથી પચીસ પચીસ સત્યાગ્રહીઓ ટુકડીબંધ ચિખોદરા ઊપડચા, અને ત્યાના આગેવાનો શ્રી લક્ષ્મીદાસ શામળભાઈ પટેલ અને શ્રી. આશાભાઈ લલ્લુભાઈને ત્યા તેમને બારણે ઉપવાસ કરતા બેઠા. આ ટુકડીમા તે આગેવાનોના નિકટના સગા પણ હતા આ દિવસોમા હુ આણંદ તાલુકામા ફરતો હતો ફેબ્રુઆરી માસ હતો મે તાલુકામા ફરતા ફરતા આ વાત જાણી એ વાત સાભળી હુ ચિખોદરા ગયો, ત્યારે તો ઉપવાસીઓની ટુકડી પણ આવેલી આગેવાનો સાથે ચર્ચા કરી તેમને સમજાવ્યા તેમના પગલાનુ પરિણામ તેમને સમજાવ્યુ આમ બે દિવસના પ્રયત્નને અંતે ચિખોદરાના આગેવાનો સમજ્યા તેમણે ભરેલી રકમ પાછી લાવવાની ખાતરી આપી. આમ સરકારની હિકમત સત્યાગ્રહીઓની શુદ્ધતા પામે ન નભી એમ કરતા જૂન માસ બેઠો વરસાદ પડયો વરસ સારુ નીવડયું અને સારુ પાકયુ પણ સરકારનો નિશ્ચય હતો કે તે પાક લોકોને ન લેવા દેવો

હવે સરકારે ધરપકડની નીતિ આદરી ગામના બધા મોક્ષ ખાતેદારોને પકડયા એવા મોક્ષ ખાતેદારો અને બીજા મળી એકદરે ૧૭૦ ભાઈબહેનોની ધરપકડ રાસમાથી કરી. સરકારની આવી ધરપકડથી ડરી જઈને ૩૨૫ ખેડૂતોમાંથી ૨૫ ખેડૂતો ખરી પડયા. બાકી ત્રણસો રહ્યા સરકારે પછી નોટિસો આપી છતાં કોઈ ચસ્યુ નહિ વળી પાછો એક વધુ પ્રયત્ન સરકારે કર્યો. રાસના ખેડૂતો સરકાર સાથે સ્વતંત્ર સંધિ કરે અને તેમ કરતા બન્ને પક્ષ સ્વીકારે તે શરતોએ સમાધાની

થાય, એવી વાત કલેક્ટરે ગામમા રહેલા લોકોને કરી તેમણે એવો જવાબ આપ્યો કે મોટા ભાગના આગેવાનો વિસાપુર જેલમા છે તેમની સાથે વાતચીત કરીને તેમની સમતિ મેળવ્યા વિના એમ બની શકે નહિ એ ઉપરથી સરકારે એવી ગોઠવણ કરી કે રાસના બહાર રહેલા લોકો વિસાપુરની જેલમાના આગેવાનોને મળવા જાય સરકારે તેમને મળવાની સગવડ કરી આપી રાસનુ એક પ્રતિનિધિ મડળ વિસાપુર ગયુ હું ને વખતે વિસાપુર જેલમા હતો ત્યા રાસના ખેડૂતો — જેલમાના અને બહારના ભેગા થયા તેમણે વાતો કરી પરિસ્થિતિ જાણી, ચર્ચા કરી અને સર્વાનુમતે એવો નિર્ણય કર્યો કે ‘ સરકારને રાસ ગામના ખેડૂતો સાથે સધિ કરવી હોય તો સરકાર તે વાત મહાત્માજીને કરે, અને મહાત્માજીની શરત સ્વીકારે મહાત્માજી સિવાય રાસના ખેડૂતો સરકાર સાથે સ્વતત્ર સમાધાની કરવા ઇચ્છતા નથી.” આવા નિર્ણય સાથે રાસનુ પ્રતિનિધિમડળ વિસાપુરથી પાછુ વળ્યુ, તેમણે ખેડાના સત્તાધીશોને એ નિર્ણય જણાવ્યો

સરકારનો આ પાસો પણ ઊલટો પડયો એટલે તેણે પોતાનુ ધાર્યું આદર્યું રાસની બે હજાર એકર જમીન જેનુ મહેસૂલ નહિ ભરાયેલુ તે ખાલસા કરી જમીન ઉપર ૪૦ થાણા સ્થાપ્યા અને ત્યા બધે પોલીસ મૂક્યા કોઈ ખેડૂત ત્યા જઈ શકે નહિ અને પોતાનો પાક લઈ શકે નહિ ગામમા લાઠીમાર અને બીજી સ્નડગત તો ચાલુ જ હતી ગામને વળી ઘેરો ઘાલ્યો દડાબાજી ચલાવી જે લોકો ગામમા રહ્યા હતા તેમને હેરાન હેરાન કરી મૂક્યા જે લોકોને પકડયા હતા અને સજા કરી હતી તેમને કેદની સજા ઉપરાત વીસ હજાર રૂપિયાનો દડ પણ થયો હતો તે વસૂલ કરવાને જપ્તીઓ શરૂ કરી ને ઘરવખરી ઉપાડી ગયા જમીન મહેસૂલને અગે જમીન ખાલસા કરી ખાલસા કરેલી જમીન બધી વેચી દીધી બારસો એકર જમીન અમદાવાદ, ગોધરા, નડિયાદ, તારાપુર અને ખંભાતના મુસલમાનોએ હરાજીમા રાખી તે બારસો એકરની સામાન્ય કિંમત દશ લાખ રૂપિયા ગણાય તે રૂપિયા અઢાર હજારમા વેચી મારી એકસો એકર જમીન રાસના એક પાટીદારે રાખી અને બાકીની સવાચારસો એકર જમીન તે ગામના બારૈયાઓએ રાખી ત્રણસો એકર જમીન ગઈ સાલની જ વેચાયેલી હતી આમ રાસના ખેડૂતોએ ચારેય બાજુથી હાડમારી ભોગવી બે હજાર એકર જમીન ગુમાવી, ઘરનુ રાચરચીલુ દડ પેટે ગયુ, અને ખાવાનો ખોરાક પણ જમીન ઉપરથી પરબારો ભેલાયો આ બધી નુકસાની તો ગણી ગણાય નહિ હિંદભરમા આ એક જ ગામ એવુ હશે કે જ્યાથી સત્યાગ્રહની લડતમા ૧૭૦ માણસો જેલમા ગયા હોય જેમા ૫૦-૬૦ વૃદ્ધ હતા અને બીજા નવજુવાનો હતા જેનો વીસ હજારનો દડ વસૂલ કરવા બે અઢી લાખની મિલકત લઈ ગઈ હોય અને આશરે વીસેક લાખ રૂપિયાની જમીનનુ નુકસાન થયુ હોય

પ્રથમ તો પાછા રેંટિયા વસાવ્યા ૩૦૦ રેંટિયા આ ખેડૂતોને આપ્યા, અને ૩૦૦ પીંજણો આપી. તેમના કામ માટે પાંચસો મણ રૂ મેળવ્યું અને દરેકને કાંતવાના કામે વળગાડ્યા ઉપરાંત ભેંસ બંધાવી, અને તેની મારફત કેટલાકનું ગુજરાન થાય એવી તજવીજ કરી આપી. કેટલાક યુવાનોને અમદાવાદની મિલોમાં દાખલ કરવી દીધા. કેટલાક વિદ્યાર્થીઓને આણંદ સોસાયટીમા, ભાવનગર દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમા અને સોનગઢ ગુરુકુળમા દાખલ કરાવ્યા આમ બધાં સત્યાગ્રહી કુટુંબોને તેમની જરૂરિયાત પ્રમાણે બનતી મદદની વ્યવસ્થા થઈ. ગોધરા તરફથી વેગનોબંધ કાડી મંગાવીને બળતણ માટે પૂરી પાડી અને છેવટે તેમના જીવનની જરૂરિયાતો બજારમાંથી લાવતા મોંઘી પડે તે માટે શ્રી. રવિશંકર મહારાજ અને ભાઈ આશાભાઈની દેખરેખ નીચે પડતર ભાવની દુકાન પણ શરૂ કરી. તેમાં જીવનવ્યવહારની જરૂરી બધી ચીજો લાવીને પડતર ભાવે વેચવાની વ્યવસ્થા કરી. આ દુકાન પણ એક રાહત હતી. આમ આ સત્યાગ્રહીઓને રાહત આપવાને બની શકે તેટલા પ્રયત્ન કર્યા આ વ્યવસ્થાને નિમિત્તે કેટલાંકનાં ઊંચાં મન થયાં, કાંઈક કજિયા પણ થયા, અને જેમ જેમ આવી દુઃખદ સ્થિતિ લબાતી ગઈ તેમ તેમ તેમની શ્રદ્ધા પણ ઓછી થતી ગઈ છતાં સરદારસાહેબના દિલમાં એમ હતું કે મરતાં પહેલાં સત્યાગ્રહી ખેડૂતોને તેમની જમીન પાછી ન અપાવી શકાય તો જીવની અવગતિ થાય. તેથી તેમનું લક્ષ્ય તો એ જ હતું કે એ જમીનો શી રીતે ઘર પૂછતી મૂળ ધણીને ત્યા પાછી જાય. પ્રભુએ સરદારશ્રીની એ ઇચ્છા પૂરી કરી.

## ૯૯. ઘર ખખડાવતી પાછી આવી

૧૯૩૨ની સત્યાગ્રહની લડત તો હરિજન પ્રવૃત્તિમાં પલટાઈ ગઈ, છતાં તેમાંથી પ્રજાની મહાસભા પ્રત્યેની શ્રદ્ધા અને શક્તિ ખૂબ વધ્યાં પણ રાસની જમીનો અને રાસનું સુખીપણું હજી પરધેર રહ્યાં તેનું દુઃખ રાસના લોકોને ભારે હતું. અને દુઃખથી થતો રોષ તો તેઓને ભાઈ આશાભાઈ ઉપર કે મહારાજ ઉપર ઉતારવાનો હતો. આ રોષની ગરમીમાં ભાઈ આશાભાઈ તો કુંભારના નીંભાડામાં હાંલ્લું પાકે તેમ ઠીક પાકા થયા અને તે જેમ જેમ પાકા થયા તેમ તેમ વધારે સહનશીલ થયા.

એવામાં સને ૧૯૩૫ના નવા બંધારણ પ્રમાણેની ધારાસભાની ચૂંટણીમાં મહાસભાનો કાબૂ પ્રજા ઉપર કેટલો છે તે સરકારને અને તેના પક્ષને સારી રીતે સમજાયું પછી મુંબઈ પ્રાંતમાં મહાસભાનું પ્રધાનમંડળ આવ્યું મહાસભાનું પ્રધાનમંડળ પ્રથમ તો સત્યાગ્રહીઓની જમીન પાછી અપાવે એ બધાની ઇચ્છા હતી પણ બધાને રાહ જોવી પડી. મુંબઈ સરકારના ગૃહમંત્રી શ્રી મુનશીએ ખાનગી

રીતે પ્રયત્ન કરી જોયો પણ કાઈ વળ્યુ નહિ કેટલાકે તો તેમાથી સારી પેઠે લાભ ઉઠાવવાનો વિચાર કર્યો સરકારે ખાલસા કરેલી જમીન પાછી અપાવવી તેમા મુશ્કેલી તો હતી જ ગવર્નરનો ના પાડવાનો અધિકાર તો ઊભો જ હતો પણ આવી બાબતમા ગવર્નર ના પાડે તો તેમા તેનુ હઠીલાપણુ ગણાય એટલે ઘણા કામના ઉકેલ પછી મહેસૂલી પ્રધાન શ્રી મોરારજીભાઈએ સત્યાગ્રહી ખેડૂતોની હરાજ થયેલી જમીન પાછી આપવાનુ બિલ જ્યારે તૈયાર કર્યું ત્યારે ગવર્નરસાહેબે તેમને બોલાવીને પૂછ્યુ પણ ખરુ કે "આ બિલ ધારાસભામા ન મૂકો પણ ખાનગી રીતે તે જમીનો મેળવો તો કેવુ?" શ્રી મોરારજીભાઈએ સ્પષ્ટ જણાવી દીધુ કે "ખાનગી રીતનો પ્રયત્ન કરી જોયો એથી પતતુ નથી હવે અમે નિશ્ચય કર્યો છે કે ગમે તે ભોગે તે જમીનો તો સરકારે પાછી અપાવવી જ જોઈએ" ગવર્નર સાહેબને આ જવાબ રુચ્યો નહિ, પણ શુ કરે? પ્રધાનમડળ રચાતા પહેલા સરકાર તરફથી એવી ખાતરી આપવામા આવી હતી કે પ્રધાનમડળના વહીવટમા ગવર્નર વચ્ચે નહિ પડે એ મુજબ જમીનો પાછી આપવાના બિલ વિષે ગવર્નરસાહેબ વિરુદ્ધ હોવા છતા છેવટે તેમણે તેને સમતિ આપવી પડી તેમને પણ ખાતરી થઈ ગયેલી કે એ બિલ રજૂ કરવાની પોતે સમતિ નહિ આપે તો એ મુદ્દા ઉપર પ્રધાનમંડળ રાજીનામુ આપશે અને તેમા સરકારની દ્વેષબુદ્ધિનુ જ પ્રદર્શન થશે તે બિલ પસાર થયુ અને તેનો અમલ કરવા માટે સરકારે એક પચ નીમ્યુ તે પચે સ્થળ ઉપર જઈને નવા માલિકોને તેમની રકમનો બદલો નક્કી કરીને આપી દીધો હરાજીમા જમીનની આપેલી મૂળ કિંમત પર ચાર ટકા વ્યાજ સાથે જે રકમ થાય તેથી ૧૫ ટકા વધારે રકમ નવા માલિકોને મળી જે રકમ ન લઈ જાય તેની રકમ તાલુકાની કચેરીમા અનામત રહે એવુ ઠર્યું પણ પચે નિર્ણય આપ્યા પછી તુરત જમીનનો કબજો સરકારે તેના જૂના માલિકને આપી દીધો આ કાર્યમા પણ ભાઈ આશાભાઈએ ભારે જહેમત ઉઠાવી અને હરાજીમા રાખનાર ખોટા હિસાબ રજૂ કરીને કે બીજી રીતે વધારે રકમ ન લઈ જાય તેની તેમણે બહુ બારીકીથી તજવીજ રાખી આ કાર્ય પૂરુ થયુ ત્યારે ખેડૂતોના આનદનો પાર ન રહ્યો ખેડા જિલ્લામા, સુરત જિલ્લામા અને મુબઈ પ્રાતમા બીજે જ્યા જ્યા સત્યાગ્રહની લડતમા જમીનો ખાલસા થઈ હતી ત્યા ત્યા મૂળ માલિકોના ઘર ખખડાવતી જમીનો પાછી આવી ગઈ તેમણે વેઠેલા દુ ખ વીસરાઈ ગયા અને છ વર્ષની લાબી મુદત પછી પણ પોતાની જમીન પાછી મેળવ્યાનો અને આત્મસતોષનો આનદ તેમણે અનુભવ્યો

આ કાર્ય પછી પ્રધાનોને માથેથી એક ભારે બોજો ઓછો થયો હોય તેમ તેમને પણ આસાએશ મળી પ્રજાના આગ્રહથી વડા પ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, અને મહેસૂલી પ્રધાન શ્રી મોરારજીભાઈ દેસાઈ ખેડા જિલ્લાની -

આવ્યા રાસના લોકોએ પણ ભાવભીનું આમંત્રણ મોકલ્યું હતું અને ગામની માગણી પ્રમાણે જિલ્લા સમિતિએ રાત્રીનો કાર્યક્રમ ત્યાં રાખ્યો હતો બન્ને મહેમાનો સાથે શ્રી દરબારસાહેબ અને હું હતા રાસની ભાગોળે પહોંચ્યા ત્યાં મહેમાનોનું સુંદર સ્વાગત કરવામાં આવ્યું અને ત્યાંથી સરઘસ શરૂ થયું પણ રાત્રે સરઘસ કેવું? કળા અને ગુંદર દેખાવોના કોઈ શહેરી શોખીન ત્યાં હાજર હોય તો આ ગામડાના લોકોની કળા જોઈ આફ્રીન થઈ જાય કળા તો હૃદયના આનંદમાંથી ઉદ્ભવે છે અહીં હૃદયનો આનંદ ભાવ, પ્રેમ હતો તેમાંથી કળા ઉદ્ભવી મહેમાનોની મોટરની આગળ સો મશાલો તે કોણે પકડેલી? ગામના આગેવાનો – મોક્ષ ખાતેદારોએ અને બીજા આગેવાનોએ ગામ તો ત્રણ હજારની વસ્તીવાળું નાનું પણ મહેમાનોને ઉતારે પહોંચતાં પહેલાં સૂતરના હાર, ફૂલના હાર, કળગી અને નાળિયેરનો મોટરમાં એવડો ઢગ થયો કે અમે તો કેડ સુધી તેમાં દટાઈ ગયા ઊતરતી વખતે તે બધું ખાલી કર્યું ત્યારે અમારાથી મોટરમાંથી ઊતરી શકાયું

આખા ગામમાં દીપમાળાઓ પ્રકટાવેલી આખે રસ્તે દરેક ઘરની નેવગરીએથી માંડીને નીચલા માળ સુધી દીપાકૃતિઓ કરેલી અંધારી રાત્રીનો, હજારો શું લાખો દીવાઓના તેજથી, દિવસ બનાવી દીધો હતો આજુબાજુનાં ગામોમાંથી પણ મ ખ્યાબ ધ લોકો આ અદ્ભુત દૃશ્ય જોવાને ઊલટી આવ્યા હતા શ્રી ખેરસાહેબ તો આ અવર્ણનીય દેખાવ અને તેમાં દર્શન દેતું રાસના લોકોનું પ્રેમભર્યું અને ઉલ્લાસી હૃદય જોઈને સાનદાશ્ચર્ય પામી ગયા જ્યાં પરબડીવાળા ચોગમાં સભાસ્થાન હતું ત્યાંનો દેખાવ તો વિરલ હતો, જાણે દીપકગૃહમાં જ બેઠા ન હોઈએ આ પ્રસંગે રાસના લોકોએ જે મૂગો પ્રેમ અને આભાર પ્રદર્શિત કર્યો હતો તે ઉપરાંત તેની પુરતીમાં નામદાર ખેરસાહેબનો અને તેમના પ્રધાનમંડળનો લોકોએ વાણીથી પણ આભાર પ્રદર્શિત કર્યો આ રાસની મુલાકાત લઈ બીજે દિવસે તે બન્ને મહેમાનો દહેવાણ થઈ, મહીસાગર ઊતરી ભરૂચ જિલ્લામાં દાખલ થયા ખેડા જિલ્લો છોડતાં શ્રી ખેરસાહેબે એવો ઉદ્ગાર કાઢેલો કે ગઈ રાત્રીનું ભાવભીનું અને અદ્ભુત દૃશ્ય મેં જીવનભર નથી જોયું અને હું તે કદી નહિ ભૂલી શકીશ

## ૧૦૦. ઉત્સવ

હવે રાસની કથામાં એક વાત બાકી રહી — અને તે તેણે ઉત્સવ ઊજવ્યો તેની ૧૯૩૦ના માર્ચ માસની સાતમી તારીખે ગુજરાતના વહાલા સરદારને રાસ ગામમાંથી સરકારે પકડયા તેથી રાસને સારી પ્રતિષ્ઠા મળી તે પ્રતિષ્ઠાને તે પાત્ર હતું અને તેથી તો રાસનો કાર્યક્રમ નહોતો છતાં મેં સરદારશ્રીએ ત્યાં સભા રાખવાની રજા આપેલી તે પ્રતિષ્ઠા માટેની પોતાની યોગ્યતા પુરવાર કરવા માટે પણ ગામના ખેડૂતોને

જે કિંમત આપવી પડી તે તેમણે પ્રસન્ન હૃદયે આપેલી સરદારશ્રીની ધરપકડના દિવસથી રાસ ગામના લોકોનો યજ્ઞ શરૂ થયો તેમા નિર્દોષ કીમતી આહુતિ પણ ઠીક ઠીક હોમાઈ તે યજ્ઞવેદીની રક્ષા સત્ય અને અહિંસાથી થતી જેટલે અંશે સત્ય અને અહિંસા સચવાયા તેટલે અંશે તે યજ્ઞવેદીની રક્ષા થઈ અને અંતે તે યજ્ઞની પૂર્ણાહુતિ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો

આ ઉત્સવ તો સત્યાગ્રહી ખેડૂતો પ્રથમ તા ૭મી માર્ચ ૧૯૩૦ના રોજ જે સ્થિતિમા હતા તે સ્થિતિમા પાછા મુકાયા તેનો આનંદ પ્રદર્શિત કરતો યજ્ઞ હતો જેઓએ સત્યાગ્રહી ખેડૂતોની જમીન હરાજીમા રાખી હતી, અને જેઓ તેમની કનડગત કરવામા સરકારના હાથા બન્યા હતા તેઓને આ ઉત્સવથી કાઈક નારાજી થાય એવો સભવ ખરો એવી નારાજી કોઈના પણ હૃદયમા ન થાય, એવો સકોચ પણ તેમના હૃદયમા ન જન્મે તેવુ વાતાવરણ—તેવુ મહોબ્બતનુ વાતાવરણ પાછુ ગામમા ઊભુ થાય તો જ આ ઉત્સવ કરવો યોગ્ય ગણાય સત્યાગ્રહી ખેડૂતોના ઉદાર વર્તનથી એવુ વાતાવરણ ઊભુ થયુ બધી જમીનો તેમને પાછી મળી એટલે જે બારૈયા ભાઈઓએ જમીન રાખી હતી તેમને ભય લાગ્યો કે હવે તેમને તે જમીનો ખેડવાને નહિ મળે પાટીદારો પોતે ખેતી કરનારા હતા, પણ તે કાઈ પોતાની બધી જમીન ખેડી શકતા નહોતા ઘણાઓની ઘણી જમીન બારૈયા પણ ખેડતા હતા તે જમીન પાછી તે બારૈયા ખેડૂતોને ખેડવાને પાટીદારો ન આપે તો બારૈયાઓને ગુજરાનની મુશ્કેલી પડે, તેમને બીજા ગામની જમીન ખેડવાને શોધવી પડે અને કદાચ રાસ ગામના પાટીદારો દ્વેષભાવે અવળો પ્રચાર કરે તો બીજે ગામે પણ તે બારૈયા ખેડૂતોને જમીન મળવી મુશ્કેલ પડે સાચી વાત તો એ હતી કે કેટલાક પાટીદારો વેર વાળવાની વૃત્તિથી એવો જ વિચાર સેવતા હતા પણ શ્રી રવિશંકર મહારાજ અને ભાઈ આશાભાઈની પ્રેરણાથી કેટલાક ડાહ્યા આગેવાનો સમજ્યા અને પોતાના જે જૂના બારૈયા ખેડૂતોએ જમીન સરકાર પાસેથી હરાજીમા રાખી હતી તેઓને જ બોલાવીને તે જમીન ખેડવા આપી અને તેમની પાસેથી ગણોત કરાવી લીધા. આ સ્તુત્ય અને અહિંસાજન્ય કૃત્યથી ગામની મુખ્ય બે વિરોધી કોમો વચ્ચેનો વિરોધ શમી ગયો, અને વાતાવરણ પલટાઈ ગયુ વિરોધ અને અવિશ્વાસનુ વાતાવરણ હતુ તેને બદલે મહોબ્બત અને વિશ્વાસનુ વાતાવરણ થઈ ગયુ જેઓએ જમીનો રાખી હતી અને સરકારને સાથ આપ્યો હતો તેઓ શરમિંદા થઈ ગયા અને કાઈક પશ્ચાત્તાપ પણ જણાયો આવા પશ્ચાત્તાપનો દેખાવ કોઈ માગે તો તે મૂર્ખાઈ ગણાય તે તો વર્તનમા જ આપોઆપ જણાઈ આવે ગમે તેમ પણ ઉત્સવ ઊજવવા જેવુ વાતાવરણ રાસમા થયુ હતુ

રાસની લડતનુ મંડાણ સરદારશ્રીની ધરપકડ હતી તેથી આ ઉત્સવ પણ તેમના પ્રમુખપદે ઊજવવાનુ લોકોએધાર્યું, અને તે માટે ગામલોકોએ સરદારશ્રીને વિનતિ

કરી સરદારશ્રીએ એ વિનતિ માન્ય રાખી આ ઉત્સવ સને ૧૯૩૯ના ફેબ્રુઆરી માસમા ઊજવાયો લગભગ નવ વરસ પહેલા સરદારશ્રી જે ઉમંગ અને ઉત્સાહથી રાસની સભામા પકડાયેલા તે જ ઉમંગ અને ઉત્સાહ સાથે તે જ વડલાવડ પાસેના વિશાળ ખેતરમા ઉત્સવમંડપમા પધારેલા આ ઉત્સવ ગામ સમસ્ત માટે સરખો હતો ઉત્સવમા આશરે સાતસો રૂપિયા ખર્ચ થયુ હશે ખર્ચ પેટે કોઈ વ્યક્તિ પાસે માગણી કરી નહોતી પણ તે ગામ સમસ્તનુ કામ છે એવુ સમજી, જે કોઈ ઉત્સવસમિતિને રકમ આપી જાય તે લેવામા આવતી આ યાદીમા ઘણા બારૈયા ભાઈઓની રકમો પણ છે તે બારૈયા ભાઈઓ પૈકી કેટલાક એવા પણ નામ છે કે જેઓએ હરાજીમા સત્યાગ્રહીઓની જમીન રાખી હતી ઉપરાંત ઉત્સવસમિતિ તરફથી જિલ્લાની જનતાને સામાન્ય આમંત્રણ આપ્યુ હતુ પણ ગામલોકોએ પોતપોતાના સગાસ્નેહીઓને આ ઉત્સવપ્રસંગે પોતાને ઘેર આમંત્રણ આપેલુ તેમા બારૈયા ભાઈઓએ પણ પોતાના સગાસ્નેહીઓને આ ઉત્સવમા ભાગ લેવાને આમંત્રણ આપ્યુ હતુ અને જેમ પાટીદારોને ઘેર સગાસ્નેહીઓની ભીડ હતી તેમ જ બારૈયા ભાઈઓને ઘેર પણ સગાસ્નેહીઓની ભીડ જામી હતી

ઉત્સવપ્રસંગે સરદારશ્રીનુ સ્વાગત થયુ તેમણે રાસની પ્રજાને ધન્યવાદ આપ્યા ભાષણો થયા અને તે સાથે બીજી સામાન્ય વિધિ થઈ એ બધુ બધાયે ઉત્સવપ્રસંગે થાય તેવુ હતુ સાડા ત્રણ હજારની વસ્તીવાળા ગામમા પંદરેક હજારની ઉત્સવસભા થયેલી એ બધુયે બહુ મહત્ત્વનુ નથી આ ઉત્સવનુ મહત્ત્વ તો સત્યાગ્રહની લડત પ્રસંગે બે વિરોધી પક્ષો પડી ગયેલા તે વિરોધી પક્ષોએ એક બીજાના સહકારથી અને મીઠાશથી આ ઉત્સવ ઊજવ્યો તેમા છે આ અહિંસા વૃત્તિનો વિજય છે ગાઢી અહિંસાવૃત્તિ, પ્રેમભાવ ઉગ્રતા પ્રથમથી જ રખાઈ હોત તો આ રાસના સત્યાગ્રહીઓની કથાનુ વર્ણન પાછળ જે મે વર્ણવ્યુ છે તેમા ઘણો ફરક પડત છતા દુઃખ આપણા હૃદયોને પવિત્ર બનાવે છે, સ્વચ્છ બનાવે છે એવો માનવજાતનો અનુભવ છે અહીં પણ એ અનુભવ થયો અને તેનુ પરિણામ સારુ આવ્યુ મહાત્માજીને અને સરદારસાહેબને આ હકીકત સાભળીને ઘણો સંતોષ થયો પૂ મહાત્માજીનો આ ઉત્સવપ્રસંગે સંદેશો પણ એવો હતો અને સરદારસાહેબનુ પ્રવચન પણ તે જ ભાવનાને ઉત્તેજક હતુ આમ શુભ કાર્યનુ પરિણામ શુભ જ આવે, એ સનાતન સત્યની ઓળખ આપણને આ કથામાથી પાછી થઈ આવી અને આપણે એ પણ જોયુ કે રાસની લડતમા જેટલે અંશે સત્ય અને અહિંસાની શુદ્ધતા સચવાઈ તેટલે અંશે તેમા સફળતા મળી અને તેમા જે કાઈ મુશ્કેલીઓ ઊભી થઈ, સત્યાગ્રહીઓને દુઃખી થવુ પડ્યુ, તેમને દુઃખ જેવુ જણાયુ તે અહિંસાવૃત્તિની ખામીને લીધે જ બન્યુ—એવો પદાર્થપાઠ પણ આપણને મળ્યો વળી રાસ ગામની લડતનો મૂળ પાયો સ્વતંત્રતા દેશપ્રેમ હોત

અને રાસમાથી સરદારશ્રીને પકડયા તેના ઘાથી તેમના હૃદયમા જે ટેકની લાગણી ઉત્પન્ન થઈ હતી તે કરતા વિશાળ અને વિશેષ શુદ્ધ હેતુ સ્વરાજ્યને—સ્વાર્પણ કરીને સ્વરાજ મેળવવાનો હેતુ આ લડતના મૂળમા હોત તો હાલ રાસની લડત દીપી છે તેનાથી હજારો ગણી વધુ સારી દીપી નીકળત એટલુ જ નહિ, પણ રાસના લડતમા પડેલા ખેડૂતોમા હાલ જે નિરુત્સાહ અને નિષ્ક્રિયતા જણાય છે તે ન જણાતા રાસને તેઓ સ્વરાજ્યનુ તીર્થધામ બનાવી શક્યા હોત આ સ્પષ્ટ વાત પણ આપણને આ કથામાથી મળી શકે છે

છતા રાસના બહાદુર ખેડૂતોએ જે જે ભોગો આપ્યા, જે જે સહન કર્યું, તેથી આપણી સ્વરાજ્યની લડત આગળ તો વધી જ છે તેને માટે તેમને ધન્યવાદ જ ઘટે છે અને આ કથાની સમાપ્તિમા પ્રભુને પ્રાર્થું છુ કે અમારામા પ્રભુ એવી શક્તિ મૂકે કે અમે મહાત્માજીના આદર્શોને અને તેમની તીવ્રતાને પહોચી શકીએ અને માતૃભૂમિની મુક્તિ મારફત પીડાતી માનવજાતને મુક્ત કરી શકીએ

## ૧૦૧. પ્રભુએ મારી લાજ રાખી

જેલમાથી છૂટયા બાદ મારા પિતાશ્રીની તો ઇચ્છા ખરી કે હુ હવે ઘેર જ રહુ ખેતીના કાર્યમા સાહસ ખેડયા પછી ત્રણ ચાર વરસો પ્રતિકૂળ નીવડયા તેથી તેમના વ્યવસાયને ઠીક ઠીક ધક્કો લાગેલો હતો બીજી બાજુ એ એકલા પહોચી પણ વળતા નહોતા પણ બાપુજીનો મારા વિષેનો મારા પિતાશ્રી ઉપરનો પત્ર કાયમ મને હમેશા યાદ રહ્યા કરતો કે મને પાછુ વાળીને જોવાની ટેવ છે તેથી તેમને મારે વિષે ચિંતા કરવા જેવુ નથી બાપુજીનો મારા વિષેનો આ અભિપ્રાય સાવ સાચો હતો મારા જીવનમા એ ભારે નબળાઈ હતી તેને જડમૂળથી કાઢી નાખવાનો નાશિક જેલમા મે નિશ્ચય કર્યો હતો સસારના અને તેના વ્યવહારના પ્રલોભનોને શી રીતે ટાળવા તેનુ મનન હુ સતત કર્યા કરતો હતો આ સસારમા સાચી પ્રતિષ્ઠા કઈ, સાચી મૂડી કઈ એનુ ચિંતવન થયા કરતુ હતુ મારે માટે ત્યાનુ વાતાવરણ જ એવુ થઈ ગયેલુ કે જ્યારે સાજના છ વાગે અને ઓરડીમા પુરાઈ જાઉ અને પછી બાર કલાક અભ્યાસ, મનન, પ્રાર્થના, આત્મનિરીક્ષણ અને નિદ્રામા રાત વીતી જાય સવારે હુલ્લાસમા ઓરડી બહાર નીકળાય આવુ નિયમિત અને પ્રતિક્ષણે આત્મનિરીક્ષણ યુક્ત જીવન મારા જીવનમા હુ કદી નથી જીવ્યો તે જેલજીવનથી મારા જીવને કેટલો પલટો ખાધો તે હુ એક જ વાક્યમા જણાવી શકુ કે ત્યા મે પ્રભુને સાક્ષી રાખીને એક સકલ્પ કર્યો કે મારે મારા જીવનમા મુખ્ય વ્યવસાય દેશસેવાનો રાખવો બાપુજીના જીવનકાર્યમા મારે જીવનને વિતાવી દેવુ ઓગણીસ વર્ષ પહેલા હુ દક્ષિણ આફ્રિકામા મારી દુકાને

હતો અને જે હૃદયમંથન અને આનંદ અનુભવતો તેવું હૃદયમંથન અને આનંદ મે નાશિક જેલમાં છોટાચક્કરમાં પડેલા વિભાગની ૩૦મી ઓરડીમાં અનુભવ્યા લગભગ મારા આઠ માસ તે જ ઓરડીમાં અપૂર્વ આનંદમાં ગયા, અને અગિયાર માસના જેલનિવાસ પછી હુ બહાર નીકળ્યો ત્યારે હુ સંકલ્પબળ મેળવીને બહાર નીકળ્યો હુ એમ કહી શકુ કે મારો તે સંકલ્પ અફળ ગયો નથી હું બહાર નીકળ્યો ત્યારે મારી વ્યાવહારિક પરિસ્થિતિ વિકટ હતી ચાર માસ પછી મારે માથે જે સંકટ ઊતરવાનુ હતુ તેની આગાહી જાણે તેમને મળતી હોય તેમ મારા પિતાશ્રી મને પાછુ વાળી લેવાનો આગ્રહ કરતા હતા માથે દેવાનો બોજો પણ ભારે થઈ ગયો હતો તે હળવો કરવાને તેમણે રહેવાના બન્નેય ઘર વેચી દીધા હતા છતાંયે બોજો ઠીક ઠીક રહ્યો હતો તેમણે એમ માનેલુ કે હુ બહાર નીકળીશ એટલે તેમને મદદકર્તા થઈ પડીશ અને વળી અમો બન્ને મળી બધુ રાગે પાડી દઈશું બહાર નીકળ્યા પછી મને આ વિકટ પરિસ્થિતિનો ખ્યાલ તો આવ્યો પણ શુ કરવુ ? હુ મૂઝાયો તો ખરો ! મારી સામે એક આંધી આવી ઊભી કેટલાક વડીલ સ્નેહીઓએ પણ મને ચેતવ્યો મારે શુ કરવુ ? હુ વારવાર બાપુજી પાસે મારા રોદણા રડીને તેમને શાને તકલીફ આપુ ? મારો રસ્તો મારે જ કાઢી લેવો રહ્યો હુ તેને શરણે ગયો "लज्जा मोरी राखो श्याम हरि" એવી વિનતિ હુ એને કર્યા કરુ એણે મારી અરજી સાભળી અને મારી લાજ રાખી એક દિવસ આણંદથી જે તાલુકામા હુ કામે રોકાયો હતો ત્યાથી ઘેર ગયો અને મારા પિતાશ્રીને મે નમ્રભાવે કહ્યુ, "આપ મારી આશા ન રાખો સવા બે વરસની સજા થઈ હતી છતા અગિયાર માસમા બહાર આવ્યો તે દેશના પ્રતાપે તે સવા બે વરસ ઉપર તો મારો પણ અધિકાર નથી વળી મારો એવો સંકલ્પ પણ છે કે મારે જીવનભર દેશસેવાના વ્યવસાયમા રહેવુ એ મારો સંકલ્પ પૂરો થાય એવો આપ આશીર્વાદ આપો ' તેમણે એવો આશીર્વાદ તો ન આપ્યો પણ મને તે કાંઈ કહી શક્યા નહિ હુ પાછો મારે કામે ચાલ્યો ગયો પિતાશ્રીનુ દુ ખ હુ કલ્પી ગયો હતો પણ તે સમજુ હતા જીવનમા આવા અનેક પ્રસંગોના અનુભવનુ બળ તેમની પાસે હતુ અને વળી દેશસેવાનો સંકલ્પ તો મારા નાનપણમા પત્ર દ્વારા તેમણે જ મને આપેલો, એટલે તેમણે મને આગ્રહ કરી કસોટીમા ન નાખ્યો મારી ગેરહાજરીને કારણે પોતે બધી અગવડ કે મુશ્કેલી વેઠી લેવાનો નિશ્ચય કરીને તેમણે મને બચાવી લીધો અને પ્રભુએ મારી લાજ રાખી

# ૧૦૨. પિતાવિહોણો

નાસિક જેલમાથી છૂટયા પછી આણ દ તાલુકાના કાર્યકર્તાઓના આગ્રહથી આણ દ તાલુકા સમિતિના મ ત્રી તરીકેનુ કામ મે હાથ લીધુ આ જ સુધી કોઈ પણ મહાસભા સમિતિમા હુ દાખલ થયો નહોતો સમિતિના સભ્ય તરીકે હુ આ પ્રથમ જ સામેલ થયો આણ દ તાલુકાના ગાના અને સ દેસર ગામનો તે સાલ પૂરતો જમીનમહેસૂલનો પ્રશ્ન હાથમા લેવો પડ્યો હતો મહાત્માજીનો મુકામ જૂન જુલાઈમા બોરસદ રહ્યો હતો તેમની પાસે બે ગામના ખેડૂતોના વ્યક્તિગત પાકના, આવકના, ખર્ચના અને જરૂરિયાતના જમાખર્ચના આકડા રજૂ કરી તે ગામોની ફરિયાદ સત્ય છે એવી ખાતરી કરી આપીને તેમની મારફતે કલેકટર પાસે બન્ને ગામો સ બ ધે નિકાલ મેળવવાનો હતો આ કાર્યમા ભાઈ અ બાલાલ શ કરભાઈ મારી સાથે હતા

સને ૧૯૩૧ના જુલાઈની સાતમી તારીખ હતી હુ અને ભાઈ અ બાલાલ ગાના અને સ દેસરના જમીનમહેસૂલના ઝઘડા માટે ગાના ગામે ગયા હતા અને ત્યાથી સ દેસર ગયા હતા વરસાદ ઠીક ઠીક વરસતો હતો અમે સ દેસરનુ કામ પૂરુ કરી પાછા ગાના તરફ ફર્યા ખેતરાઉ રસ્તો લીધા ચાલતા મોટરના ભૂ ગળા ઉપરથી મને એવો ભાસ થયો કે આ ણ દ સમિતિની મોટર છે મોટર ગાનાથી સ દેસર અમારી તપાસ માટે ગયેલી ત્યા જાણ્યુ કે અમે તો ગાના તરફ પાછા વળ્યા છીએ એટલે તે પાછી વળી તે પાછી વળેલી મોટર અમને ધોરી રસ્તે આવી મળી મને નવાઈ તો લાગી કે શા કારણે મોટર આવી હશે ? મોટર પાસે આવતા તેમા મારા કાકાના દીકરા ભાઈ ચિમનભાઈને જોયા મે એકાએક પૂછ્યુ, "તમે કયાથી ?"

"તમને બોલાવવા" તેમણે જવાબ આપ્યો 'કેમ કાઈ છે ? આમ એકાએક ?" મે અધીરાઈથી પૂછ્યુ

"મોટા કાકાનુ ખૂન થયુ છે,' તેમણે મને કહી નાખ્યુ આ માઠા સમાચાર સાભળી જાણે વજ્રપાત થયો હોય તેમ મારા મગજમા ધૂમરી આવી ગઈ ક્ષણેક હુ મૂઢ શો ઊભો રહ્યો અને પછી સાવધાન થઈ પૂછ્યુ "કોણે ખૂન કર્યુ ?"

તેમણે જવાબ આપ્યો, "લખાએ '

સાજના સાત વાગેલા. મારે તુરત મોટરમા બેસવુ જોઈએ અને ત્યાથી તરત અગાસ સ્ટેશને પહોચવુ જોઈએ અગાસ સ્ટેશન ત્યાથી ત્રણેક માઈલ દૂર થાય અમે અગાસ સ્ટેશને ચાલ્યા ત્યા પહોચતા ગાડી આવી ભાઈ અબાલાલને કાર્ય સ બ ધે સૂચના આપી બાપુજી તે દિવસોમા બોરસદ હતા. તેમને અને દરબાર સાહેબને આ સમાચાર કહેવાનુ કહીને હુ ગાડીમા બેઠો સાડા આઠ વાગ્યે સોજિત્રા

સ્ટેશને ઊતર્યો મારે રાત્રે જ પગમાર્ગે મારી જમીન ઉપર જવુ જોઈએ સ્ટેશન ઉપર ઊતરતાં એક પોલીસે મને કહ્યુ "મોટરમાં બેસી જાઓ પોલીસ નાયબ સૂબાસાહેબ ત્યાં જવાના છે તમને તેડવાને આવ્યો છુ

હુ મોટરમાં બેઠો રાત્રે દશ વાગ્યે અમે જમીન પર પહોચ્યા ઘરના ચોકમાં જ ખાટલામાં બેઠા બેઠા જમ્યા પછી હુક્કો પીતા હતા ત્યાં જ તેમના માથા પર ધારિયાના ઘા પડ્યા આજુબાજુના લોકો તેને વારવા આવે તે પહેલાં તો ખૂની ચાલ્યો ગયો

લખાએ મણિભાઈનુ ખૂન શાને કર્યું એ એક પ્રશ્ન હતો મારા પિતાશ્રીને તે અને તેની સ્ત્રી બાપા કહીને સબોધે મને 'મોટાભાઈ' કહીને બોલાવે લખાને ભૂખ લાગી હોય તો ઘરના છોકરાની જેમ મારી પત્ની પાસે ખાવાનુ માગે 'મોટી બહેન, આજે તો બહુ કામ કર્યું મને ખાવાનુ આપો' કાઈક નવી વસ્તુ કરી હોય તો મારી પત્ની લખાને સભારે તેને પરણાવેલો પણ મારા પિતાશ્રીએ તેની સ્ત્રીની ગરબડમાં અને એક ખૂનના ગુનામાં શિક્ષામાંથી બચાવેલો પણ મારા પિતાશ્રીએ આ બધામાં તેના પર હેતુ થયેલુ અને તેણે રૂપિયા સાતસોનુ ખાતુ પાડી આપેલુ પણ કદી તેના પર તે માટે કોઈએ તગાદો કર્યો નહોતો તો પછી તેણે અકારણે આવુ કરપીણ ખૂન કર્યું હશે? એમ કેમ બને? તેના મનમાં બળતરાયે કાઈ હશે ને? કેટલાક માસથી તે વકાયેલો રહેતો એવી ખબર હુ જ્યારે વીસેક દિવસ પર સોજિત્રે ગયેલો ત્યારે મને મારા પિતાશ્રીએ કહેલી મને મારા એક બે ખેડૂતોએ પણ કહેલુ કે તમે પરામાં એક દિવસ આવો અને લખાને જરા ઠપકો દો, સમજાવો મારા મનમાં કે ગાનાસંદેમરનુ કામ પરવારુ અને તેટલામાં બાપુજી પાછા બોરસદથી જવાના એટલે હુ બે ત્રણ દિવસ જમીન પર રહી આવીને લખાના મનનુ સમાધાન કરીશ જેમ મારી જમીન ત્યાં છે તેમ મારા કાકાઓની જમીન પણ ત્યાં છે ત્રણ પેઢીથી સપાડેલી તે જમીન હતી મારા નાના કાકાને ભાગે આ લખાની ગોરો જમીન ભાગમાં આવેલી એ ગોરો જમીન પર બીજે કપાસનો પણ ગોળો તેમનો હતો લખો મૂઝે તો અડબંગ અને હસતા બીજા જેવો છે તે જમીન લખો ખેડે પણ કાઈક નાગાઈ કરે, ચોરી કરે, બરોબર ભાગ ન આપે એટલે મારા કાકાએ તેના પર દાવો કર્યો હુકમનામું થયુ જમીન પર ટાચ લાવીને જમીન વેચાણહક્કે કબજે લેવાનો હુકમ મેળવ્યો આમાં મારા પિતાશ્રી પોતાના નાના ભાઈના મદદગાર હતા તેમને કોરટકચેરીની સૂઝ નહિ એટલે મારા પિતાશ્રીની સલાહ લેતા આ લખાથી સહન ન થયુ તેને બન્ને ભાઈઓ ઉપર ક્રોધ ચડ્યો પણ મારા નાના કાકા તો સોજિત્રે રહે એ સાવચેત પણ બહુ રહેતા મારા પિતાશ્રી તો ત્યાં જ રહેતા હતા એટલે બધો ક્રોધ ત્યાં જ ઉતાર્યો તેમાં એકાદ તેજોદ્વેષી માણસની શિખવણી હશે ગમે તેમ હો પણ લખાએ એ કામ કર્યું

તેણે એ કાર્ય કર્યું તો ખરું પણ હવે બચાવ શો? તેને મંગળ માસ્તર—મુખી પર વિશ્વાસ કે તે કાંઈ બચાવ બતાવશે. એટલે તે તેમની પાસે મધરાત ગયો અને કહ્યું "મેં મણિભાઈને મારી નાખ્યા."

"મણિભાઈને મારી નાખ્યા? શું કરવા? તે બહુ ભૂંડું કામ કર્યું. એ તો આખા ગામ પર કલંક." માસ્તરે આવું કહ્યું પણ તેમને ખાતરી હતી કે આ છોકરો ભાગશે તો બહારવટે ફરશે, એટલે ધીમે રહીને તેને હુક્કો પીવાને આપ્યો. તે હુક્કો પીને ઊઠ્યો અને બોલ્યો "હું જાઉં છું."

માસ્તરે પૂછ્યું "ક્યાં જાઉં છું?"

"ખંભાતના રાજ્યમાં ચાલ્યો જઈશ," તેણે જવાબ આપ્યો.

"તેમાં તને શો ફાયદો? તેથી તો તારા ઉપર શક વધશે. તું વધારે તોફાને ચઢીશ અને માર્યો જઈશ. તેના કરતાં અહીં જ રહે ને બચાવ કરતાં કરતાં બચાયું તો ઠીક, નહિ તો થોડી સજા થશે. તું ગામમાં એક કળિયામાં રહે અને મને લાગશે કે તારો બચાવ છે તો હું તને હાજર કરીશ. નહિ તો તને કહીશ તું ચાલ્યો જજે."

તેણે માસ્તરનું કહેલું માન્યું. માસ્તરે એક કૃળિયાના બારૈયા આગેવાનોને બોલાવીને ખાનગીમાં જણાવ્યું કે આ લખાને તમારે ઘેર રાખો અને તેના પર બે ચાર જણ દેખરેખ રાખજો. તે ચાલ્યો નહિ જાય. મણિભાઈનો ખૂની આપણી પાસેથી ભાગી જાય તો આપણા ઉપર નામોશી આવે.

લખો પેલા બારૈયા આગેવાનો સાથે ગયો અને તેમના ઘરમાં રહ્યો.

## ૧૦૩. સત્યનું ખૂન ન થાય!

સામાન્ય રીતે મારા પિતાશ્રીનું વર્તન ખેડૂતો પ્રત્યે માયાળુ હતું. વીસ વરસથી ખેતી અને ધીરધારના વ્યવહારમાં કોઈ ખેડૂત સાથે તેમણે બગાડ્યું નહોતું. કોઈની ઉપર તેમણે દાવો કે ફરિયાદ કરી નહોતી. તેમની માઝા સારી હતી. તે સાથે તેમની કાર્યપદ્ધતિ પણ બહુ ચોક્કસ હતી. લેણદેણ વ્યવસ્થિત અને કાયદેસર હતું અને સામાન્ય રીતે જેને આપણે પ્રમાણિક કહીએ છીએ તેવા વર્તનમાં તે દિલ ચોરતા નહોતા. પણ બીજી બાજુ તેમની ધાક બહુ હતી. તેમનો ફૂંફાડો બહુ હતો. તેમની સામે થઈએ તો માર્યા જઈશું એવો કેટલાક ખેડૂતોના મનમાં ભય હતો. વળી તેમનું રક્ષણ મેળવીશું તો ગમે તેવા ગુનામાંથી બચી જઈશું એવી છાપ પણ હતી. અને હું જાણું છું ત્યાં સુધી ખેડૂતો પર તેમને વિષેની આવી છાપનો તેમણે કદી દુરુપયોગ પણ કર્યો નથી. પણ તેમણે એક વાત પકડી તેમાં ગમે તેવા જોખમે પણ પાછું વાળી જોતા નહોતા. જોખમથી ડરીને પાછા

વળવામા તેમને નામર્દાઈ જણાતી ડરવુ શાને? ડગતા ફરીએ તો જગતમા નભાય કેમ? સસારચક્રમા બનવાનુ હોય છે તે તો બન્યા જ કરે છે તે કાઈ આપણી મ જૂરી મેળવવા થોભવાનુ નથી તો પછી આપણને ઠીક લાગે તે કોઈની દરમ્યાર રાખ્યા સિવાય કેમ ન કર્યા કરવુ? કાઈક આવા સ્વભાવને લીધે તેમને બાતમી મળેલી કે લખો તેમના પર ક્રોધમા છે, તે ઘા કરવાનો છે, છતા તેઓ લાપરવા બની ચાલતા તેમના પર હુમલો થયો તેના અર્ધો કલાક પહેલા જ લખાના તકરારી ખેતરમા તેની પાસે થઈને આવેલા ત્યાર પછી લખો મારવા ગયો ત્યારે ખાટલામા હુક્કો પીતા પીતા તેની સાથે તેમણે દલીલ પણ કરી અને છેવટે કહ્યુ કે તુ મને મારવા આવ્યો છુ ત્યારે માર. ખાટલાની પાગત ઉપર સામે જ ગોપાળભાઈ નામના એક પાગીદાર નોકર બેઠા હતા તે ડરથી ઊઠયા, પણ પિતાશ્રીએ ઠ ડે પેટે ઉપરનો જવાબ આપ્યો તે સાભળતા જ લખાએ ઉપરાઉપરી ઘા કર્યા. આવી બેઠી નીડરતા તેમનામા હતી જે તેમની સાથે સ પર્કમા આવતા તે બહુ વિશ્વાસથી તેમની સાથે રહેતા અને તેઓ તેમને બહુ ભલા દેખાતા જેઓ તેમનાથી દૂર રહેતા તેઓ તેમનાથી ડરતા જે તેમના સહવાસમા આવે તે તેમના વખાણ કરે, જે દૂર રહે તે નિંદા કરે આમ તેમના જીવન વિષે બન્યા કર્યુ છે

તે દિવસે રાત્રે અમે પરામા પહોચ્યા ખાટલામા પડેલા તેમના મૃત દેહના દર્શન કરી હાથ જોડી ૯ નમી પડ્યો ઘણોયે મ ખૂ રાખવા પ્રયત્ન ક વા છતા મારાથી રોઈ જવાયુ પોલીસ અમલદારો મને પાસેના ખાટલામા લઈ ગયા અમે બેઠા ફોજદારે બનો રિપોર્ટ પોલીસ નાયબસૂબાને વ ચાવ્યો પોલીસ નાયબસૂબા મિ દેવ નામના ગૃહસ્થ હતા મને તે પ્રથમથી કાઈક ઓળખતા હતા તેમણે ફોજદારને પૂછ્યુ. "દાર્શનિક પુરાવો કોણ છે?" તેમણે પેલા ગોપાળભાઈનુ નામ આપ્યુ

"ખૂન કર્યા પછી લોહીવાળુ ધારિયુ લઈને ચોકની ખડકી બહાર નીકળતા તેને જોયાનો કોઈ પુરાવો છે?" પેલા અમલદારે ફોજદારને પૂછ્યુ

"હજી તે વિષે તપાસ કરી નથી," ફોજદારે જવાબ આપ્યો

"આવો એક પુરાવો જોઈએ," અમલદારે મને કહ્યુ

"એવી રીતે કોઈ જેનાર હશે તો તમને તે પુરાવો પણ મળશે" મે જવાબ આપ્યો

મારો જવાબ પેલા અમલદારને ન ગમ્યો તે બોલી ઊઠયા "કોઈ ન હોય તો તૈયાર કરવો જોઈએ આવા પુરાવા સિવાય આખો કેસ અપૂર્ણ કહેવાય"

"એવો જૂઠો પુરાવો ઊભો કરવો મને નહિ ગમે" મે કહ્યુ

જૂઠો શાનો? ગુનો થયો છે તમે જેતા નથી કે આવા જબરદસ્ત માણસને કરપીણ રીતે ઘા કરીને મારી નાખ્યા છે? એ વાત તો સાચી છે પેલા

લખાએ માર્યા છે તે વાત પણ સાચી છે તો આવો પુરાવો કોઈ સાચો દેખનાર માણસ સ્વેચ્છાથી ન પૂરતો હોય તો બીજા કોઈ ખેડૂતને તેવો પુરાવો પૂરવા ઊભો કરવો જોઈએ તેમ ન થાય તો સાચો કેસ મારી જાય, અને ગુનેગાર છૂટી જાય ”

પેલા અમલદારના જોરથી હું મૂંઝાયો હું શું કહું? પ્રભુએ મને બળ આપ્યું અને મે કહ્યું, “સાહેબ, ખૂન તો મારા પિતાશ્રીનું થયું છે તેનાથી મને જે દુઃખ થાય છે તેવું બીજાને ન થાય પણ મારા પિતાશ્રીનું ખૂન કરનારનું ખૂન કરાવવાને ખોટા પુરાવા ઊભા કરી સત્યનું ખૂન કરવામાં મને રસ નથી તમે મારી પાસે એ આશા ન રાખો ”

અમલદાર સમજી ગયા મારા બે કાકાઓ ત્યાં બેઠા હતા તેમાથી મોટાભાઈ મગનભાઈને અમલદારે કહ્યું, “રાવજીભાઈની વાત મને પસંદ પડતી નથી એમના વિચાર પ્રમાણે તો મારો કેસ બગડી જાય હું તેમને ફરિયાદી તરીકે પણ નહિ રાખું નયું સત્ય અહીં કામમાં નહિ આવે માટે તમને જ ફરિયાદી તરીકે હું દાખલ કરું છુ.’

એમ કહી મને પડતો મૂકયો મારા કાકાને ફરિયાદી તરીકે રાખ્યા ત્યાથી સવાર થતા સોજિત્રે આવ્યા શબનો અગ્નિદાહ થયો મારા પત્ની અને પુત્રીઓના આશ્વાસનમા આખો દિવસ ગયો બીજે દિવસે પેલા મગનભાઈ માસ્તર મુખીએ ખૂનીને પોલીસને સ્વાધીન કર્યો પોલીસને જેવો પુરાવો જોઈતો હતો તેવો સાચો પુરાવો મારા ખેડૂતો પૈકી એક બાપદીકરાએ લખાને લોહિયાળુ ધારિયુ લૂછતા લૂછતા ખડકી બહાર નીકળતો જોયો હતો તે મળ્યો કેસ ચાલ્યો તેને જન્મટીપની સજા થઈ દશ વરસની સજા પૂરી થતા તેની મુક્તિ થઈ

સને ૧૯૪૨ની સાલમા વ્યક્તિગત સત્યાગ્રહને અંગે થયેલી કેદમાથી છૂટયા બાદ હું સોજિત્રે ગયો ત્યારે મે જાણ્યુ કે લખો છૂટીને ઘેર આવ્યો છે બીજે ત્રીજે દિવસે હું ખેતરમા ગયો તેને ખબર પડતા તે આવ્યો મારી પાસે આઠ દશ જણ બેઠા હતા તેણે બહાર ઊભા રહી રજા માગી, “હું અંદર આવુ?” મે કહ્યુ “ભલે આવ લખા, તુ આવ્યો? શરીર તો સારુ છે ને?”

તે અંદર આવ્યો મારે પગે હાથ અડકાડી તે બેઠો અને “મોટાભાઈ મને માફ કરજો’ એમ કહી રડવા લાગ્યો

મારુ હૃદય પણ ભરાઈ આવ્યુ મે ગદ્ગદ્ સ્વરે કહ્યુ “હું કોણ માફ કરવાવાળો? માફ તો તને પ્રભુ કરે પણ લખા તે બહુ ભૂડુ કર્યુ તારુ બગાડયુ અને મારુયે બગાડયુ પણ હજુયે તુ સીધો વર્તીશ તો સુખી થઈશ હું તારા પર વેરભાવ નહિ રાખુ મે રાખ્યો પણ નથી તારી પાસે જમીન છે તરુ કુટુબ છે તુ મહેનત કર અને પેદા કરી ગુજરાન ચલાવ કોઈની સાથે તોફાન નહિ કરુ તે સુખી થશે ”

## ૧૦૪. મારું અવલંબન

મારા પિતાશ્રીના ખૂનની હકીકત ભાઈ અબ્બાસ્વની મારફત સાંભળી બાપુજીને પણ દુઃખ થયું. તેમણે તુરત મારા ઉપર પત્ર લખ્યો. પત્ર મારા હાથમાં આવતાં અને તેનું સંબોધન વાંચતાં મારું હૃદય હર્ષાશ્રુથી ભરાયું અને દ્રવી ગયું. બાપુજી આજ સુધી મારી સાથેના પત્રવ્યવહારમાં ભાઈશ્રી રાવજીભાઈથી પત્રનું સંબોધન કરતા. આજે પત્રમાં 'ચિ. રાવજીભાઈ' વાંચ્યું તે વાંચી મારી ભાવના જાગ્રત થઈ, હૃદય આનંદથી ઊભરાઈ રહ્યું. શરીરે રોમાંચ થયો. આ શું થયું? મને આનંદ શાનો થયો? માણસ દુઃખમાં હોય છે ત્યારે અન્યનું આશ્વાસન તેનું દુઃખ આછું બનાવે છે. એ આશ્વાસનનો પારો વધી પડે છે ત્યારે તે દુઃખ ભૂલી જાય છે અને આનંદિત બને છે. એ રીતે દુઃખ એક આશીર્વાદરૂપ પણ થઈ પડે છે. આવું થાય તો તેનું દુઃખ તે સાચું દુઃખ કહેવાય? મને જે આનંદ થયો તે મારા સ્વાર્થનો હતો? અને એમ હોય તો મને જે દુઃખ થતું હતું તે પણ સ્વાર્થનું જ હોવું જોઈએ. આવા ગૂંચવાડામાં હું પડી ગયો. ગમે તેમ હો. આપ્તજનના સાંનિધ્યનું સુખ જો ક્ષણિક અને માયામિશ્રિત હોય તો તેમના વિયોગનું દુઃખ પણ એવું જ હોય. એ રીતે મારા પિતાશ્રીના વિયોગનું દુઃખ બાપુજીના પત્રથી ઓછું થાય એવું એ પત્રમાં કાંઈક હતું. તે પત્રનો સારાંશ નીચે પ્રમાણે હતો:

'ચિ. રાવજીભાઈ,

તમારા પિતાશ્રીના ખૂનની વાત સાંભળી હું કંપી ઊઠ્યો. મણિભાઈનું ખૂન! એ સંભવે કેમ? કોણે કર્યું? કેમ કર્યું? મને તે જણાવજો. તમને હું શું આશ્વાસન આપું? મૂંઝાશો નહિ. મણિભાઈની જગ્યો આજથી હું લઉં છું અને તમને તેમની ખોટ ન જણાય એવો હું પ્રયત્ન કરીશ. તમે સમજુ છો. તમારા પત્નીને આશ્વાસન આપજો. તમે ત્યાંથી પરવારીને અહીં આવો ત્યારે તમારા પત્નીને સાથે લેતા આવજો.

તા. ૮-૭-૩૨ બાપુના આશીર્વાદ'

આ પત્ર મેં અનેક વખત વાંચ્યો, વિચાર્યો અને તેનો અર્થ કરવા માંડ્યો. "બાપુજી મારા પિતાશ્રીની જગ્યોએ! આ તો પિતા ગયા અને પિતા આવ્યા અને 'મોટાભાઈ'ની જગ્યોએ બાપુજી મળ્યા! હવે મારે શાને દુઃખી થવાનું! જે અવસર માટે મારે અનેક તપ આચરવા પડે તે અવસર મારા પિતાશ્રીએ પોતાને ભોગે મને અપાવ્યો! હવે દેવદાસ જે ભાવથી બાપુજીને 'બાપુજી' કહીને બોલાવે છે, તે જ ભાવથી બાપુજીએ મને સ્વીકાર્યો. મારાં ધન્ય ભાગ્ય!" — પણ તુરત બીજો વિચાર આવ્યો અને હું મૂંઝી પડ્યો, — "બાપુજીએ તો મારા પર કૃપા કરી

જે પદ હુ ઇચ્છ્યા કરતો હતો તે પદ મને તેમણે આપોઆપ આપ્યુ પણ હું તેને લાયક છુ? લાયક નીવડીશ? મારામા તેવી શક્તિ છે? મારા પ્રત્યે તેમને જેવો શુદ્ધ વાત્સલ્યભાવ છે, તેવો શુદ્ધ પિતૃભાવ તેમને વિષે હુ રાખી શકીશ? તેમની પાસે જે મૂડી છે તેના વારસદાર થવાને હું પાત્ર છું? હું તેમના પુત્ર તરીકે તેમને સંતોષ આપી શકીશ? હુ નિર્બળ, અલ્પાત્મા, સર્વ રીતે વામનરૂપ. બાપુજીનો આદર્શ, તેમની ભાવના, તેમની વિરાટ શક્તિ, અને પ્રેમશૌર્યભક્તિ અમોઘ તીરનાને હુ શી રીતે ઝીલી શકીશ? તે વારસાને હુ ઝીલી શકું તો જ તેમના વાત્સલ્યભાવને હુ પાત્ર નીવડુ તેવી પાત્રતા મારામા ન આવે તો હુ દબી બનીશ" આવો વિચાર આવતા જ મારો આનંદ ઓસરી ગયો હુ પાછો મંથનમા પડયો જીવનમા મે જે જે અયોગ્ય કામ કર્યા હશે, જે જે નિર્બળતાઓ દાખવી હશે તે તે મારી સામે આવીને ખડા થયા અને મારી મશ્કરી કરીને કહેવા લાગ્યા, — "રાજી શાને થાય છે? તારુ સ્વરૂપ તો તુ તપાસ' અમે જ્યા સુધી તારામા છીએ ત્યા સુધી પ્રભુનીયે મગદૂર નથી કે તે અમારી જગો લઈ શકે તો પછી તારા બાપુજીને તુ ક્યા રાખીશ? તુ કુટિલ, ખલ, અને કામી, એ પવિત્ર આત્માને અભડાવીશ નહિ, તેમને છેતરીશ નહિ."

હું શું કરુ? બાપુજીએ પંદર ઉપવાસ કર્યા હતા, તે વખતે મને જે કહ્યુ હતુ તે મને યાદ આવ્યુ બાપુજી મને પોતાના પુત્ર તરીકે સ્વીકારે અને હુ તેને પાત્ર ન નીવડુ અને તેમને છેતર્યા જ કરુ, તો તેમનો વિશ્વાસઘાત કર્યા જેવુ થાય! આવા વિચારથી હુ કંપી ઊઠયો આવી દશામા મે બાપુજીને પત્ર લખ્યો મને યાદ છે કે મેં નીચેના ભાવાર્થનુ કાઈક લખ્યુ હતુ,

"આપે મારા પ્રત્યે જે મમતા બતાવી તે માટે આપનો ઉપકાર માનુ કે પ્રભુનો? કોઈનોય નહિ બાપ દીકરાને સ્વીકારે તેમા ઉપકારના કૃત્રિમ બોલોને ક્યા અવકાશ હોય? મારા સ્વીકારથી મને આનંદ તો અતિ થયો પણ તે સાથે તેથી મારા પર જે જવાબદારી આવી પડી તેના ખ્યાલથી હુ ધ્રુજી પણ ઊઠયો અને મારા રાકના સ્વીકારથી મને જે આનંદ થયો તે કરતા હુ આપનો પુત્ર હોવાને લાયક છું કે કેમ અને ભવિષ્યમા લાયક નીવડીશ કે કેમ તેની ચિંતામા હું વધારે પડી ગયો છુ આપે મારે વિષે અનુમાન્યુ છે કે હુ મંદ મતિનો અને મંદ શક્તિનો છું વહેતા પ્રચંડ પૂરમા તણાઈ જતા તરણા જેવો હું અલ્પ છું મારા જેવો અશક્ત, નિર્બળ, પાપી આત્મા આપ જેવાનો પુત્ર થવાને પાત્ર નહિ નીવડી શકે એવો મને ભય છે છતા મારુ તો કલ્યાણ જ છે પ્રભુએ અને આપે મને આવા સમયે આ અવલંબન મારા તારણ માટે આપ્યુ છે મારે વિષે આપ મોટી આશા રાખશો નહિ આપ મને આશિષ આપજો કે આપના પ્રેમને હું પાત્ર નીવડી શકુ એવી શક્તિ પ્રભુ મને આપે

પિતાશ્રીનો ખૂની તો તેમના લાડકવાયા જેવો લખો નાગનો યુવાન હતો. તે થોડાક મારાથી વયમાં મોટો હતો. તેણે તેમનું ખૂન કર્યું. પોતાના ભાઈનો પક્ષ લઈને મારા પિતાશ્રી તેની સામે તેમને મદદ કરતા હતા તેની રીસથી તેણે એ ખૂન કર્યું. તે પકડાયો છે. કેસ ચાલશે. ખૂનનો કેસ, અને નર્યું સત્ય બોલવાના પ્રયત્નમાં ક્યાંય તે કેસ માર્યો જાય એવા ભયથી પોલીસ અમલદારે મને ફરિયાદી તરીકે લીધો નથી. એટલે હું તે પ્રવૃત્તિમાંથી છૂટ્યો છું. ખૂનીનું ખૂન કરાવવાની પ્રવૃત્તિમાં પડવામાં મને રસ નથી.

હાલ તો શ્રી જ્ઞાનેશ્વરી ગીતાજીની કથા મંડાવી છે. દશ દિવસ ગીતાજીનું પારાયણ ચાલશે. ધર્મક્રિયા સિવાય વ્યાવહારિક ક્રિયાનો છેદ મેં ઊડાડી દીધો છે. એટલે આવતા અઠવાડિયામાં હું આપની પાસે આવી જઈશ.' વગેરે.

આ પ્રસંગ પછી હું બાપુજીના વધુ ગાઢા પરિચયમાં રહ્યો હોઉં એવું નથી બન્યું. જેમ જેમ તેમના કાર્યક્ષેત્રનો પરિઘ વધતો ગયો તેમ તેમ પહેલાં કરતાં તેમના પ્રસંગમાં રહેવાનું ઓછું બનવા માંડ્યું. પણ મારા અવલંબનનું બળ કાંઈક વધ્યું. મારા વ્યવહારની બાબતમાં તેમણે સૂચવેલા રસ્તા પ્રમાણે હું નથી વર્ત્યો. કારણ કે મારી વ્યાવહારિક સ્થિતિના અધૂરા ખ્યાલને આધારે તે સૂચના તેમણે કરેલી હોય એમ મને સ્પષ્ટ લાગ્યું હતું અને મને ખાતરી હતી કે તેમને મેં તેનો પૂરો ખ્યાલ આપ્યો હોત તો મને એવી સૂચના ન કરત. પણ તેમના વિરાટ કાર્યમાં મારા ક્ષુદ્રક પ્રશ્ન વિષે તેમનું ધ્યાન રોકવું મને ગમ્યું નહિ. આ પ્રબળ અવલંબન મેળવી હું ભાગ્યશાળી થયો, પણ તેનો લાભ ઉઠાવી શકું તેવું હીર મારામાં નહોતું. જો તે અવલંબન હું બરાબર ઝીલી શક્યો હોત તો મારા જીવનમાં તે શક્તિશાળી અવલંબનથી અજબ પલટો થયો હોત. પણ

"ગુરુજી શીખવે એકી રીતે ગુણી જડ એકને"

એવો હું જડ છું તેથી તે શક્તિ ગ્રહણ કરી ન શક્યો અને મારી માટીની ઠીકરી સવિતાદેવના ભર્ગ ઝીલી ન શકી.

## ૧૦૫. પાછો સત્યાગ્રહ

બાપુજીએ લૉર્ડ અર્વિન સાથે સમાધાની કરી પણ પાછળથી ઇંગ્લંડનું તંત્ર બદલાયું અને નીતિ બદલાઈ. વાઈસરૉય તરીકે લૉર્ડ વિલિંગ્ડન આવ્યા. તેમણે અને હિંદની નોકરશાહીએ સમાધાની ન પાળી. છતાં બાપુજી ગોળમેજી પરિષદમાં જાય એવું તો સરકારને કરવું હતું. એટલે છેવટે થીગડાં મારીને તેમનો રસ્તો સાફ કર્યો. બાપુજી લંડન ગોળમેજી પરિષદમાં ગયા અને ખાલી હાથે પાછા આવ્યા. તેમણે

પકડાવું નહિ. પકડાઈને જેલમાં જવું તેના કરતાં છૂપા રહીને કામ કરવું સારું છે એવી માન્યતા વધવા માંડી.

સત્યાગ્રહના કાર્યક્રમ સાથે કેટલાક ગામોએ જમીનમહેસૂલનો સત્યાગ્રહ પણ શરૂ કર્યો. ગઈ સત્યાગ્રહની લડતમાં જે ગામોની જમીન ખાલસા થયેલી તે ગામોના સત્યાગ્રહ તો ચાલુ જ હતો. ચાલુ સાલ બીજાં ગામ પણ ઉમેરાયાં. પોલીસ ખાતું તો જે જે કાર્યકર્તા અડફટમાં આવે તેને જેલમાં ધકેલી દેવાના માર્ગના સાવચેત જ હતું.

આ સ્થિતિમાં હું તાલુકાનાં ગામડાંમાં ફરતો હોવાથી મારા ઉપર વોરંટ હોવા છતાં હું પકડાઈ ગયો નહોતો તેમ છુપાતો ખૂબ રહેતો નહોતો. લડત શરૂ થઈ ત્યાર પહેલાં આણંદ તાલુકાના મંત્રી તરીકે હું તેનાં ગામોમાં બહુ ફરેલો. લડત શરૂ થતાં મેં લડતને કામે ફરવા માંડ્યું. મારી સાથે તાલુકાની એક પ્રતિષ્ઠિત વ્યક્તિને ફેરણીમાં લતો. તે થોડા દિવસો ફર્યા પછી જેલની ઉમેદવારી કરવાને કોઈ કાર્યક્રમ ઉપાડે અને જેલમાં જાય એટલે હું બીજા કોઈ ભાઈને લઉં. આમ એ અઢી માસ હું આણંદ તાલુકાનાં ગામગામમાં જ ફરતો રહ્યો. પ્રથમ મારી સાથે સામરખાના શ્રી. મૂળજીભાઈ ભાઈલાલભાઈ હતા. તેમણે સત્યાગ્રહ કર્યા પછી ત્યાંના જ શ્રી. પરસોતમભાઈ નાથાભાઈ હતા. આ સમયે બહાર રહીને ખુલ્લી રીતે કામ કરવાનો મને સરસ અનુભવ થયો. સામાન્ય રીતે આ લડતનો ખ્યાલ હું ટૂંકમાં આપી દઉં તો વાચકમિત્રોને તે ગમશે એવું માનીને હું તેવો પ્રયત્ન કરીશ.

## ૧૦૯. ખુલ્લા પ્રચારકાર્યમાં

અમે મુસાફરી માટેની જરૂરી ચીજો — લૂગડાં, ઓઢવાનો કામળો, લોટો કે પવાલું, એક બે પુસ્તકો, લખવાનું સાધન, વગેરે સામાન — અમારી સાથે જ રાખતા. અમે નિયમ કર્યો કે છૂપું રહેવું નહિ, કે છૂપું ફરવું નહિ. છૂપી રીતે કામ કરવા કરતાં ખુલ્લી રીતે કામ કરવું એ લડતના હિતમાં ઉત્તમ છે, એવા કોઈ ખ્યાલથી અમે તેવો વિચાર નહિ કરેલો. પણ મારી એવી માન્યતા ખરી કે સત્યાગ્રહી તરીકે મારાથી નાસભાગ ન થાય કે છૂપું ન ફરાય. હું જાણતો હતો કે મારી ધરપકડનું વોરંટ નીકળેલું છે. તે જાણવા છતાં પણ હું કાંઈ પકડાવાની ઉમેદવારી નહોતો કરતો. પકડાવા કરતાં કામની જવાબદારી મને વધારે ગમે છે. એવા ઘણા પ્રસંગો એ અઢી માસમાં મને પ્રાપ્ત થયેલા કે પકડાવાની સ્થિતિમાં હું આવી પડું છતાં સંતાકૂકડી રમવાનું મને ન ગમે અને હું તેમ ન કરું. દરરોજ એક ગામમાં સ્થાયી રહેવાનો મારો કાર્યક્રમ હતો. સવારે દશ અગિયાર વાગ્યે તે ગામમાં

જવુ બપોરે તે ગામના આગેવાનોને અને વેપારીઓને બોલાવી પરદેશી કાપડ નહિ વેચવા વિષે ચર્ચા કરી તેવો ઠરાવ કરાવવો, યુવકો અને લડતમા રસ લેતા અન્ય ભાઈબહેનોને ભેગા કરી સત્યાગ્રહના કાર્યક્રમ તથા જેલભરતી માટે સત્યાગ્રહીઓના નામ નોંધવા, કોઈ ગામમા સારી સંખ્યામા એટલે દશથી વધારેની સંખ્યામા સૈનિક થાય તો તે ગામમા જ કોઈ કાનૂનભંગનો કાર્યક્રમ યોજવાનુ નક્કી કરવુ આમ બપોરના સમયના કાર્ય કર્યા બાદ ગામમા કોઈ ભાઈબહેનો એવા હોય કે તેમની પાસે જઈ સમજાવવાથી તે લડતમા સામેલ થાય તેવો સંભવ હોય, તેઓને મળવાનુ રાખેલુ, અને રાત્રે તે ગામના કોઈ અનુકૂળ જાહેર સ્થાને જાહેર સભા થતી આવી રીતના નિયમિત કાર્યક્રમ સાથે આખા તાલુકાના નાના મોટા બધા ગામમા અમે ફરી વળેલા વળી, સાથે સાથે લડતનો નિયમિત કાર્યક્રમ ચાલ્યા કરતો હતો

જે ગામે સભા ભરીએ ત્યાંનો હેવાલ ત્યાંનો મુખી તાલુકાના અમલદારને મોકલે જ આવા કેટલાક હેવાલ ગયા ત્યારે તાલુકાના મામલતદારે પોલીસ અમલદારને સૂચના પણ આપી કે જે માણસો ઉપર વારંટ છે તેઓના ભાષણોના હેવાલ મને મળે છે, છતા તેઓ કેમ પકડાતા નથી? એવી સૂચનાની હકીકત પણ મને મળતી હતી અમે આશા રાખીએ કે હવે આપણી ધરપકડ થશે પણ તેથી અમે અમારો કાર્યક્રમ બદલતા નહિ તે તો ચાલુ જ રાખતા

તાલુકામા ફરતા ફરતા હુ અને મારા સાથી ખાનકૂવા ગામે ગયા ખાનકૂવા ગામે પાટણવાડિયાઓની સારી વસ્તી છે તેઓ નીડર છે સત્યાગ્રહની લડતમા ઠીક રસ લેતા હતા તાલુકામા સ્ત્રીસંઘ કાઢવાની યોજના કરેલી અને તે સ્ત્રીસંઘ ખાનકૂવા જાય ત્યારે સમગ્ર ગામનો કાર્યક્રમ થાય તે માટેની વ્યવસ્થા કરવા સારુ અમે ગયેલા ગામમા થોડો સમય રહીને કેટલાક ખેડૂતોને મળવા માટે ગામની નજીક જ ખેતરમા અમે ગયા બપોરનો સમય હતો ખેડૂતો સમય થતા કોશ છોડીને પોતાના બળદને પૂળા નીરીને રોટલા ખાવા બેઠા હતા ત્યા તેમની સાથે અમે વાતોચીતો કરતા હતા, તેવામા એક રાવળિયો ત્યા આવ્યો, અને ખેડૂતો પૈકી એક જણને બોલાવીને કાંઈક કહી ગયો તે ખેડૂત લડતમા સારો રસ લેતો હતો. તેણે મારી પાસે આવીને મને જણાવ્યુ "આપણે અહીંથી ઊઠીએ અને તમારો ખાટલો આ ગોરડીના વાડની પાછળ રાખીએ, ત્યા તમે બેસો"

મેં પૂછ્યુ "કારણ શુ? અહીં સારુ છે આ લીમડાનો સરસ છાંયો છે તમે બધા અહીં બેઠા છો તો ત્યા ઓથે ખાટલો લઈ જવાની શી જરૂર?"

તેણે ચિંતાગ્રસ્ત ચહેરો રાખી જવાબ આપ્યો "ગામમા જમાદાર આવ્યો છે તેની સાથે બે પોલીસ છે અને તમારે વિષે તપાસ કરે છે કદાચ અહીં આવે અને તમને દેખે તો તમને પકડે"

મે કહ્યુ 'તે આવશે અને પકડશે તો અમારે પકડાવુ છે જ બનેને તેઓ આવે એ અમને પકડશે તેવી બીકથી ભગાય નહિ કે છુપાઈ જવાય નહિ'

તે વિચારમા પડ્યો અને બોલી ઊઠ્યો 'અરે તમને અમારા ગામમા અને તેમા વળી મારા ખેતરમા પકડે તો અમારુ મો કાળુ થાય અમારા ઉપર કલક આવે કે અમે તમને પકડાવ્યા એમ કાઈ અમે તમને પકડાવા દઈએ નહિ અને તેમ કરતા ધાધલ વધી જાય એ ધાધલમાથી બચવા ખાતર પણ હુ તમને અહીંથી ખસી જવા કહુ છુ

મે કહ્યુ મને પકડે તો તમારે ધાધલ શા માટે કરવુ? મારે ના પકડાવુ હોય અને તમારુ શરણુ લેતો હોઉ તો તમે તેમ કરો તે વાજબી ગણાય પણ એ તો તમને કહુ છુ કે તમારે કાઈ ધાધલ કરવુ નહિ તમને પૂછી તો તમારે કહેવુ કે તમારા ખેતરમા જ બેઠો છુ તમારા ખેતરમાથી પકડાઈશ તો તેથી તમારા વિષે મને કાઈ શકા નહિ આવે તેની ખાતરી રાખજો'

પણ મારુ કહેવુ તે ભાઈને ગળે ઊતર્યું નહિ અને મને આગ્રહ કરવા માડ્યો મે તેને સમજાવ્યો કે સત્યાગ્રહી તરીકે મારાથી એમ ભગાય જ નહિ અહીં તેઓ આવે અને પકડે તેમા ખોટુ પણ શુ? તમારે તેથી ગુસ્સે ન થવુ તમારે ધાધલ નહિ કરવુ અને તમને લાગે કે મને પકડ્યો તે ખોટુ થયુ છે તો તમારે પણ મારી પાછળ પછીથી આવવાની તૈયારી કરવી

અમે બન્ને જણ ત્યા જ ખેડૂતોની સાથે વાતો કરતા બેસી રહ્યા ત્યા કોઈ આવ્યુ નહિ પેલા લોકો ગામમા જ તપાસ કરીને ચાલ્યા ગયા

## ૧૦૭. ગાનાનો અત્યાચાર

તાલુકાના બધા ગામોએ એવી વ્યવસ્થા કરેલી હતી કે તે ગામમા લડતને અગે કાઈ પ્રસગ બને કે તુરત તેનો હેવાલ તાલુકાના મુખ્ય સ્થળે જાય ત્યા તેવા ગામોના હેવાલ ઉપરથી પત્રિકા પ્રસિદ્ધ થાય તે હેવાલો ઉપરાત તે હેવાલો ઉપરથી કાઈ સાવચેતી આપવાની હોય કે નવી સૂચના આપવાની હોય તે પણ અપાય આવી પત્રિકાઓ તાલુકાના બધા ગામોમા પહોચી જતી

આણદ તાલુકાના કેટલાક ગામોએ જમીનમહેસૂલનો સત્યાગ્રહ આદર્યો હતો તેમા ગાના ગામ ઘણુ મક્કમ ગણાતુ તાલુકાનો મામલતદાર પોલીસની મદદથી જમીનમહેસૂલ ઉઘરાવવામા ભારે જુલમ કરતો મારઝૂડ પણ કરતો તે ખેડૂતો ઉપર અવનવા પ્રયોગો અજમાવી ત્રાસ ફેલાવતો તેનો એક જગલી પ્રયોગ તે મામલતદારે ગાના ગામના ખેડૂતો ઉપર અજમાવ્યો

ત્યાના સત્યાગ્રહી કાર્યકર ભાઈ ચતુરભાઈ ભાઈલાલભાઈનુ આખુ કુટુબ સત્યાગ્રહમા સામેલ હતુ તે કુટુબે પોતાની જમીનનુ મહેસૂલ ભર્યું નહોતુ તેમનુ મહેસૂલ કોઈ પણ પ્રયત્ને ભરાય તો ગામનો બધ તૂટશે એવુ અમલદારને લાગ્યુ આ કાર્ય માટે કેવો પ્રયોગ કરવો ? એક દિવસે પોલીસની બે મોટર બસો ભરીને તે ગાના ગયા ગામમાથી તે સત્યાગ્રહી કુટુબના બધા પુરુષોને તેમ જ બીજા થોડા સત્યાગ્રહીઓને ચોરામા બોલાવ્યા તેમને ધમકાવ્યા, અને જતી આવતી બહેનો સાભળે એ રીતે સાભળીને કાનમાના કીડા ખરે એવી બીભત્સ ગાળો ગામની જાહેર જગોમા ઊભા રાખીને ભાડી ગામ એકરાગીતુ હતુ ગામમા ૧૫૦૦ માણસની વસ્તી ખરી તે પૈકી મુખ્યત્વે ૬૦૦-૭૦૦ પાટીદાર અને ૩૦૦-૩૫૦ બારૈયા બન્ને કોમોએ જમીનમહેસૂલનો સત્યાગ્રહ કરેલો ત્યાની બારૈયા કોમના મહાસભાવાદી કાર્યકર્તા ભાઈ ઈશ્વરભાઈ ખોડાભાઈ ચાવડાને જેલમા પૂરી દીધા હતા પેલા મામલતદારે તે પૈકી પાચેક જણને મોટરમા લીધા અને ગામના તળાવની એક બાજુ તે બધાને ઉતાર્યા તે પૈકી એક યુવાન ભાઈ રણછોડભાઈ મહાસભાના કાર્યકર્તા હતા તે જાતે માળી કોમના છે તેમની સાથે તેમના બાપ રામી નાથાભાઈ કાળીદાસને પણ ત્યા લીધેલા પેલા પાટીદારો અને આ બે માળી બાપદીકરાને ત્યા ચોગાનમા નગ્ન કરીને મારવા માડ્યા પેલા બાપદીકરાને નગ્ન દશામા સામસામા ઊભા રાખીને બરડા ઉપર સોટીઓના અને લાઠીના સપાટા મારવા માડ્યા એ બન્ને બાપદીકરાના બરડા અને થાપા પરના સપાટાથી લોહીના ટશિયા ફૂટવા માડ્યા બીજી બાજુ પેલા વૃદ્ધ સત્યાગ્રહી ખેડૂતોને પણ નગ્ન કર્યા અને માર મારવા માડ્યો આ વાત ગામમા પહોચી લોકો ખળભળ્યા એટલે તે બધાને ધક્કા મારી મારીને તે જ નગ્નદશામા મોટરમા ચડાવ્યા અને તે વૃદ્ધ પૈકી ભાઈજીભાઈના ખેતરમા લઈ ગયા બાર વીઘાનુ ખેતર મોટા નિશાળ આબાના વૃક્ષ ખેતર તુવેરો વગેરે કઠોળથી ભર્યું હતુ ત્યા મોટર લઈ જઈ પેલા પાચેય જણને મારતા મારતા એક આબાના વૃક્ષ નીચે લઈ ગયા અને ત્યા બધાને અગૂઠા પકડાવ્યા પેલા મામલતદાર દૂર એક આબા નીચે ખાટલો નાખીને બેઠા પોલીસો આજુબાજુ ચોકી કરતા રહ્યા સાજ પડવા આવી એ વખતે પેલા મામલતદારને વળી એક નવો કિસ્સો સૂઝ્યો પેલા વૃદ્ધ ભાઈજીભાઈની પુત્રવધૂને મોટર લઈને તેડવા મોકલી તેને પરાણે ઘરમાથી પકડીને મોટરમા નાખી પેલા ખેતરમા લઈ ગયા અને પેલા મામલતદાર પાસે રજૂ કરી આ એક ભવ્ય ગણાતી કોમના ગૃહસ્થે પેલી બહેનને બીભત્સ ગાળો દીધી અને કહ્યુ, 'કહે તારા સસરાને કે તે જમીનમહેસૂલ ભરી દે નહિ તો આ તમારી જ જમીનમા બધાને જીવતા દાટી દઈશું આ ખેતર પણ ખાલસા કરીશું અને તમે ખેદાનમેદાન થઈ જશો ' એમ કહી તે બાઈને તેના સસરા વગેરેને

નગ્ન દશામા બેસાડેલા હતા તે તરફ મોકલી સમરાને ખબર પડતા તેઓ અવગા ફરીને બેઠા તે બહેનને જણાયુ કે તે વડીલો નગ્ન દશામા છે એટલે તે ગુસ્સે થઈ પાછી વળી અને ભવા ચઢાવી ગામ તરફ વિદાય થઈ

આ દિવસે અમે પાસેના જ ગામમા હતા બરોબર સંધ્યાકાળે એક ખેડૂતને ત્યા બેઠા હતા ત્યા અમને ગાનામા શું બની રહ્યુ છે તેની જાણ થઈ ત્યાથી જ આવનાર એક ખેડૂતે અમને કહ્યુ આ વાત સાભળી હુ સમસમી રહ્યો તુરત વાળુ કરીને રાત્રે અમે ગાના તરફ ચાલવા માડયુ રાતે ગામમા ગયા કેટલાક ખેડૂતો રાત્રે નાસના માર્યા અને કેટલાક વાસો કરવા ખેતરોમા ગયા હતા અમે પણ એક રહેઠાણે ગયા ત્યાના ખેડૂતોએ ગામના પાટીદાર અને બારૈયા કોમના આગેવાનોને બોલાવ્યા બધી હકીકત જાણી ગામલોકો ઊભળી રહ્યા હતા અજવાળી રાત્રી હતી રાત્રીના બાર વાગ્યા હતા કેટલાક બારૈયા આગેવાનો પણ ત્યા આવ્યા "શું કરવુ ? આ જુલમ અમારાથી સહન થતો નથી અમારા ઘરબાર સળગાવી મૂકે તેની અમને પરવા નથી અમોને ગોળીબારથી ઠાર કરવા હોય તો ભલે કરે પણ આમ અમારી લાજ લે, અમને નાગા કરી અમારી બહેનદીકરીને અમારી પાસે ખેચી લાવે એ તો હદ થઈ અમે મહાત્માજીના ઠપકાની બીકે બેસી રહ્યા છીએ તમારી સંમતિની પણ અમારે જરૂર નથી ફક્ત અમને એવુ ન કહેશો કે અમે લડત બગાડી પેલા વૃદ્ધોને ખેતરમા નાગા બેસાડી રાખીને તે લોકો ગામમા આવી ગયા છે તે અમલદાર કે તેની સાથેનો કોઈ પોલીસ અહીથી જીવતા જવા નહિ પામે આજે પાટીદારો ઉપર આવો જુલમ કરે છે કાલે અમારા ઉપર તેથી પણ વધારે કરશે '

આમ બોલીને તે ભાઈઓ પોતાના ધારિયા લઈને સળવળ્યા મને લાગ્યુ કે હું તેમને નહિ રોકુ તો પરિણામ મહા ભૂડુ આવશે મે તેમને રોકયા, સમજાવ્યા, શાત પાડયા "આપણી લડત મારી જાય પછી આથી પણ અનેક ગણો જુલમ થશે પ્રજા ત્રાસી જશે આપણે તો આના વિરોધમા આવા જુલમગારોને ગમે તે થાય તો પણ પૈસો ન આપવો એવો નિશ્ચય કરવો રહ્યો"

આ વાત એટલેથી રહી આટઆટલા જુલમો છતા પણ તે મામલતદારને એક પાઈ પણ તે સત્યાગ્રહી ખેડૂતોએ ન આપી તેમની જમીન ખાલસા થઈ અને સરકારે વેચી દીધી તે જમીન મહાસભાવાળી પ્રધાનમંડળ આવ્યા પહેલા ખાનગી સમજાવટથી આપણે પાછી મેળવેલી

# ૧૦૮. ઇંગ્લંડનું ડેપ્યુટેશન

હિંદમા સરકારી જુલમી ગાડા ચાલી રહ્યો હતો અને તેનો સામનો અહિંસક રીતે પ્રજા કરી રહી હતી તેના હેવાલ ઇગ્લડ પહોચતા હતા તેમા રસ લેનાર આ હકીકતો ધ્યાનથી વાચતા ત્યા ઇન્ડિયા લીગ નામની એક સસ્થા છે હિંદીઓ અને અગ્રેજે તેના સભ્ય છે મિ કૃષ્ણ મેનન નામના એક મદ્રાસી ગૃહસ્થ તેના મત્રી છે મિસ વિલ્કિન્સન નામની એક અગ્રેજ બાઈ પણ તેમા બહુ સારો રસ લે છે તે મડળીને અહીંની લડત નજરોનજર જોવાનુ મન થયુ તે સસ્થાએ અહીની પરિસ્થિતિનો અનુભવ જાતે મેળવીને અગ્રેજ પ્રજા સમક્ષ તે રજૂ કરવાને ધાર્યું તે કાર્ય માટે અહી એક ડેપ્યુટેશન મોકલ્યુ તેમા શ્રી કૃષ્ણ મેનન, મિસ વિલ્કિન્સન અને બીજા એક અગ્રેજ ગૃહસ્થ હતા તે બધે ફરતા ફરતા ગુજરાતની લડત જોવાને ગુજરાતમા આવ્યા તેમણે ઘણુ જોયુ ઘણી હકીકત મેળવી ઘણા પ્રસગોના વર્ણન મેળવ્યા કેટલાક નિવેદનો પણ મેળવ્યા પણ તેમને એક પ્રસગ જોવાનો નહોતો મળ્યો તેમને લાઠીમારનો પ્રસગ નજરે જોવો હતો તે શી રીતે જોવાનો મળે? જ્યા જાય ત્યા તેમની જાહેરાત તો થઈ જાય, પોલીસખાતાને પણ તેની ખબર પડી જાય, એટલે લાઠીમારનો પ્રસગ પ્રત્યક્ષ જોઈ શકાય નહિ એને માટે એવી ગોઠવણ થવી જોઈએ કે તેઓ કોઈ ગામડામા છૂપી રીતે જાય, ત્યા સરઘસ કે સભાની ગોઠવણ થાય, ત્યા પોલીસ થાણુ પણ હોય તો જ લાઠી માર થાય અને પ્રત્યક્ષ પદાર્થપાઠ તેમને મળે

આ પ્રસગ ક્યા ઊજવાય? બધી જાતની સુગમતા ક્યા મળે? આવા લાઠીમારનો પ્રયોગ કરવાના પ્રસગ ખેડા જિલ્લામા સરકારને બહુ મળતા આવા લાઠીમાર કરવામા જિલ્લાનુ પોલીસખાતુ પાવરધુ થઈ ગયુ હતુ પ્રજાને પણ લાઠી મારનો લહાવો મેળવવાનો ઉમગ હતો આ વાતની ચર્ચા ડેપ્યુટેશનની રૂબરૂ થતી હતી ત્યા તે વખતના એ જિલ્લાના કાર્યકર્તા ભાઈશ્રી ગિવાભાઈ આશાભાઈ વગેરે હાજર હતા તેમણે આ પ્રયોગ પ્રત્યક્ષ બતાવવાનુ બીડુ ઝડપ્યુ કાર્ય તો મુશ્કેલ હતુ પણ તે કાર્ય સફળ થાય તો સરસ કામ ગણાય તેમણે તથા બોરસદ તાલુકાના કાર્યકર્તાઓએ વિચાર કરીને બોરસદ તાલુકાનુ બોચાસણ ગામ પસદ કર્યું ત્યા સત્યાગ્રહની ચળવળને અગે સરકારે પોલીસ થાણુ પણ નાખ્યુ હતુ અમુક દિવસ નક્કી કર્યો તે દિવસે બહુ જ સાવચેતીથી પોલીસ ખાતાને ખબર ન પડે તે રીતે પાછલી ગલીએ આ ડેપ્યુટેશનના સભ્યો બોચાસણ પહોચી ગયા અને એક અનુકૂળ મકાનમા તેમનો મુકામ થયો બીજે દિવસે એક કાર્યક્રમની ઉજવણી કરવાનુ પ્રથમથી ઠરાવ્યુ હતુ ગામમા એવુ વાતાવરણ પણ ઊભુ થયુ હતુ

કે તે દિવસ બહુ જ સરસ ઊજવવો. સવારે નવ વાગ્યે સરઘસનો કાર્યક્રમ હતો. તે દિવસે સવારથી તેની તૈયારી થવા માંડી. પોલીસ લોકોને જાણ થઈ. તેમણે કહેવડાવ્યું કે તમે સરઘસ કે સભા રાખશો નહિ, રાખશો તો અમને હુકમ મળ્યો છે કે તેવું કાંઈ ન થવા દેવું અને અમે તેમ નહિ થવા દઈએ. કેટલાક યુવકો તો બહુ ઉત્સાહમાં આવી ગયા હતા. સવારના નવ વાગ્યા ને બ્યૂગલ ફૂંકાયું. ગામમાંથી સ્ત્રીઓ અને પુરુષો પ્રથમની સૂચના અનુસાર તે મહોલ્લામાં ભેગાં થયાં. સરઘસ ગોઠવાયું અને બહેનો અને ભાઈઓ રાષ્ટ્રગીત લલકારતાં ચાલ્યાં. સહુથી આગળ બ્યૂગલ હતું અને પછી મોટા બે રાષ્ટ્રધ્વજ. એક એક ભાઈએ પકડેલો અને બીજો એક બહેને પકડેલો. સરઘસ મહોલ્લામાંથી શરૂ થયું એટલે પોલીસો લાઠીઓ લઈને આવ્યા. મહોલ્લાને મોખરે સરઘસ આવ્યું ત્યાં પોલીસે રોક્યું અને વેરાઈ જવાને કહ્યું, પણ કોઈ વેરાયું નહિ. આ સરઘસ મહોલ્લામાંથી નીકળતાં સામે જ ઘરની બીજા માળની અગાશીમાં ડેપ્યુટેશનના સભ્યો ઊભા ઊભા જોતા હતા. લાઠીમાર વખતે ફોટો લેવાની પણ તેમણે ગોઠવણ રાખી હતી.

સરઘસ વેરાઈ ન ગયું એટલે રાષ્ટ્રધ્વજવાળા યુવકની પાસેથી એક પોલીસે વાવટો ઝૂંટવવા માંડ્યો, પણ પેલો યુવક તો રાષ્ટ્રધ્વજને વળગી રહ્યો. આ ગડમથલ જોઈ સરઘસનાં ભાઈબહેનો 'વન્દે માતરમ્' અને 'મહાત્માજીની જય'ના પોકારો કરવા માંડ્યાં. પોલીસો ખિજાયા અને બે જણે લાઠીચાર્જ કરવા માંડ્યો. ફડાફડ લાઠીઓ ઊછળવા માંડી. જે બહેન પાસે રાષ્ટ્રધ્વજ હતો તેને પોલીસો વળગ્યા, પણ તે બહેને તો જોર કરી વાવટો સખ્ત પકડી રાખ્યો. તે જોઈ એક પોલીસે એક લાઠી તે બહેનના કપાળ પર મારી. બહેન તમ્મર ખાઈને વાવટા સાથે બેશુદ્ધ થઈ પડી. આ પ્રસંગ અગાશી ઉપરથી જોતાં જોતાં મિસ વિલ્કિન્સનના હૃદયને ભારે આઘાત થયો અને તેમનું મગજ ભમી ગયું. તેમને આંખે અંધારાં આવ્યાં અને તેઓ એકદમ અગાશીમાં નીચે ગબડી પડ્યાં. તે બહેનના ગબડી પડવાથી અગાશીમાં જરા સળવળાટ થયો. તેથી કોઈ પોલીસની નજર ત્યાં ગઈ. તે લોકોને શંકા પડી કે કોઈક છે. તેથી લાઠીચાર્જ બંધ કર્યો. દરેક ભાઈબહેનો ઘવાયાં હતાં, પણ સરઘસ તો આગળ ચાલ્યું. પોલીસ લોકો તો ઝંખવાણા પડી ગયા હતા. તપાસ કરતાં તેમને માલૂમ પડેલું કે અગાશીમાં જે લોકો છે તેમાં બે અંગ્રેજ છે. તેઓ ત્યાંથી ચાલ્યા ગયા, પણ આ ડેપ્યુટેશનના સભ્યોને જે દેખાવ જોવો હતો તે તેમણે પ્રત્યક્ષ જોયો. મિસ વિલ્કિન્સન ઘડી પછી શુદ્ધિમાં આવ્યાં અને સરઘસમાં ઘાયલ થયેલાં ભાઈબહેનને મળી, તેમની સારવાર કરી, તેમની હકીકત લખીને ત્યાંથી વિદાય થયાં. આ કિસ્સાથી તેમને લાઠીચાર્જનો સાચો ખ્યાલ આવ્યો. હિંદી જનતાની આવી હિંમત અને અહિંસક વૃત્તિનાં પ્રત્યક્ષ દર્શન પામીને તેઓને તાજુબી થઈ.

આ રીતે ફરતા ફરતા અમે પણસોરા ગામે આવી પહોચ્યા પણસોરા ગામ સત્યાગ્રહમા સારો ભાગ લેતુ હતુ ત્યાના કાર્યકર્તા શ્રી નાથાભાઈ બહુ શાત તથા હિંમતબાજ હતા તે તો જેલમા હતા તેથી અમે એક બીજા કાર્યકર્તા ડાહ્યાભાઈને ત્યા ઊતર્યા આ ભાઈ ઝડાસત્યાગ્રહમા મારી સાથે નાગપુર હતા અમે લગભગ એક વાગ્યે ત્યા પહોચેલા ત્યા જુવાનો અને મોટેરા આગેવાનોને તેમને ઘર ભેગા કર્યા ત્યા સાતેક સ્વયસેવકો તૈયાર થયા ડાહ્યાભાઈ ઘીના વેપારમા પડયા હતા તેમણે પણ વીસ દિવસની અદર પોતાનો વેપાર સમેટી લઈને લડતમા ઝપલાવવાનો નિશ્ચય કર્યો સભા બોલાવવાનો સાદ પડ઼્યો અમે અમારુ કામ પરવાર્યા તે દરમિયાન ધર્મશાળામા લોકો પણ ભેગા થયા ફાગણ શુ અગિયારસ હશે ચાર વાગ્યે અમે સભામા ગયા સભામા પાચસોએક માણસો હશે સભાનો કાર્યક્રમ ચાલતો હતો આશરે પાચેક વાગ્યા હશે એટલામા બે પોલીસો આવ્યા અને હુ ભાષણ કરતો હતો ત્યા મારી સામે આવીને બેઠા મુખીએ પાસેના ગામમા પોલીસથાણુ હતુ ત્યાના જમાદારને રિપોર્ટ કરીને તુરત મોકલેલો કે અહી બે સ્વયસેવકો ભાષણ કરવા આવ્યા છે એટલે તે રિપોર્ટ ત્યા પહોચતા તુરત ત્યાનો જમાદાર અને એક પોલીસ એમ બે જણ આવ્યા મે તેમને ઉદ્દેશીને પણ થોડુ કહ્યુ સભા પૂરી થઈ બધા વીખરાયા અમે મુકામ પર જતા હતા ત્યારે ચોરા આગળ મને જમાદારે કહ્યુ "તમે ચોરામા આવશો?'

મે પૂછ્યુ "શા માટે?'

તેણે કહ્યુ "મારે તમને પકડવા કે નહિ તેની મને સૂઝ પડતી નથી તેથી હુ ઉમરેઠના ફોજદારસાહેબને પૂછવાને આ માણસ મોકલ્યુ અને તેનો જવાબ આવે ત્યા સુધી આપણે ચોરામા બેસીએ"

"અમારે એવી રીતે શા માટે રાહ જોવી અમારે તો અત્યારે જ થામણા જવુ છે ત્યા રાત્રે સભા છે દિવસ આથમ્યા પહેલા ત્યા પહોચી જવુ જોઈએ તમારા માણસને ઉમરેઠ જઈને પાછો આવતા સાજ પડે કદાચ ફોજદારસાહેબ ત્યા ન હોય તો તે રાત્રે પણ પાછો ન આવે ત્યા સુધી અમારાથી થોભાય નહિ. એટલે અમે ચોરામા નહિ આવીએ અમને પકડવા હોય તો અત્યારે જ પકડો ફોજદારને પૂછ્યા સિવાય ન પકડી શકતા હો તો તમે ઉમરેઠ જઈને ફોજદારને પૂછો તે અમને પકડવાનુ કહે તો અમે સવારના આઠ વાગ્યા સુધી થામણા રહીશું ત્યા આવજો અને અમને પકડજો' મે ધીમેથી સમજણ પાડીને તેને કહ્યુ

જમાદાર વિચારમા પડ્યો અને નિશ્ચય કરીને બોલ્યો ' ત્યારે તો તમને બન્નેને હુ પકડુ છુ ચાલો ચોરામા"

"આજે રાત્રે અહી રહેવાનુ છે?" મે પૂછ્યુ

"ના હમણાં જ ઉમરેઠ જવાનું છે. સડક આગળ જઈને થોભીએ. છેલ્લી મોટર ઉમરેઠ જતી આવે તેમાં જઈએ," તેણે જણાવ્યું.

"તો પછી અમે પણ તૈયારી કરીએ. મારે પણ પાયખાને જઈને પરવારવું છે. અમારે ઉતારે ચાલો," એમ કહી અમે મુકામ તરફ ચાલ્યા. તે પણ અમારી સાથે આવ્યો.

મુકામ પર જઈને મેં જમાદારને કહ્યું: "મારે પાયખાને જવું છે. એ તો ગામની બહાર જ જવું પડશે. તમને અવિશ્વાસ હોય તો મારી સાથે ચાલો નહિ તો હું પાયખાને જઈને આવું ત્યાં સુધી બેસો."

જમાદારને વિશ્વાસ બેસી ગયેલો. તેણે જણાવ્યું કે "ભલે જાઓ, અમે અહીં બેઠા છીએ."

હાથમાં લોટો લઈને તે ધરેથી થોડે દૂર પરવારે થઈને ખેતરોમાં હું હાજતે ગયો, પાસેની તળાવડીમાં હાથપગ ધોયા, અને પાછો આવ્યો તે દરમિયાન ગામમાં ધમાલ થઈ. ગામના નાના મોટા લોકો ભેગા થયા અને પેલા મુખીને ઠપકો દેવા લાગ્યા. "બે અઢી માસથી રાવજીભાઈ તાલુકામાં ફરે છે. આજ સુધી ક્યાંયે નહિ અને અહીં તેમને પકડવાનું? તે નહિ અને ગામની ઇજ્જત લેવી છે? તેં શા માટે રિપોર્ટ કર્યો?" પેલો મુખી ચોભીલો પડી ગયો. તેણે આજીજી કરતાં કહ્યું, "મને ખબર નહિ કે રાવજીભાઈ છે. બે ભાષણ કરનારા આવ્યા છે, એવું મને રાવણિયાએ કહ્યું એટલે મેં પણ તેવું લખીને જમાદારને મોકલ્યો"

ગામ લોકો મારા મુકામે ભેગા થયા. મુખીએ જમાદારને કહ્યું, "ભાઈ, આનો કાંઈ રસ્તો કાઢ. આ તો મારે માથે દુઃખ આવી પડ્યું. આખા તાલુકામાં મારી આબરૂ જશે, અને મને લોકો કટકટ કરશે" જમાદારને પણ કાંઈક લાલચ લાગી એવો નિકાલ થયો કે રિપોર્ટમાં બે ભાષણ કરનારા આવ્યા છે એવું છે, તેમાં નામ લખ્યાં નથી, એટલે કોઈ પણ બે માણસ જમાદારને સોંપવા. વળી સાથે સાથે જમાદારને પાંચેક રૂપિયાનો ચાંલ્લો કરવો. આ વિચારણામાં પેલા દાહ્યાભાઈ જેને ધીનો ધંધો હતો અને વીસ દિવસ પછી વેપારની વ્યવસ્થા કરીને જેલમાં જવાની જેણે ઉમેદવારી નોંધાવી હતી તે તૈયાર થયા કે રાવજીભાઈને બદલે હું જવા તૈયાર છું

એટલામાં હું ત્યાં જઈ પહોંચ્યો મને આગેવાનોએ જણાવ્યું કે તમને જમાદાર પકડતા નથી. તમારે બદલે દાહ્યાભાઈને પકડે છે. એટલે તમારે જવાનું નથી.

મને નવાઈ લાગી મેં પૂછ્યું: "એવું કેવું? મારે બદલે દાહ્યાભાઈ શી રીતે જાય? તેમને તો હજી ધંધાની વ્યવસ્થા કરવાની છે!"

દાહ્યાભાઈએ મને બધી હકીકત કહી.

મેં કહ્યું, "એવું ન બને. એવી બદલી થાય નહિ. અમારીયે પકડા કાંઈ હોંશ નથી. જમાદાર અમને કહે કે તમે છૂટા છો તો અમે હુગ્ત એ

માફીએ પણ મારે બદલે બીજો ન હોય સત્યાગ્રહી તરીકે મને તે ન શોભે મારા સાથી ભાઈ પરસોતમ તો મારી સાથે પકડાવાના હેતુથી મારી સોબતમા ફરે છે તેમને જવા દઈને હુ રહી પડુ એ પણ મને ન છાજે"

મારુ કહેવુ સાભળી પરસોતમ બેલી ઊઠયા "મને તેવુ નહિ લાગે તમે ન પકડાઓ તે જ સારુ છે હજી તાલુકામા એક માસ ફરો તો સારુ ઘણુ કામ થશે, તમે આવશો તો પછી કોણ કામ કરશે?"

મે નિશ્ચયપૂર્વક જણાવ્યુ "મહિનાઓ સુધી કામ કરવુ તેના કરતા આવુ આચરણ વધારે કીમતી છે બહાર છીએ ત્યા સુધી નીડરપણે વિના સકોચે કામ કરવુ એ ઉત્તમ છે પણ તેની ખાતર ગામલોકોએ જે ગોઠવણ કરી છે તેને મ મત થઈ મારે પકડપકડમાથી બચી જવુ તેમા મારુ અને ગામલોકોનુ નૈતિક પતન છે (પાચ રૂપિયા જમાદારને આપવાનુ ગામલોકોએ ઠરાવેલુ તેની મને ખબર પડી હતી) હુ તેમ નહિ થવા દઉ મારે શા માટે એવુ અભિમાન રાખવુ અને તમારે એવો મોહ રાખવો કે હુ પકડાઈશ તો તાલુકો રાડી બેસશે અને સત્યાગ્રહની લડત બધી પડી ભાગશે? સત્યાગ્રહની પોતાની અન ત શક્તિ છે તેનો ચલાવનાર તો સર્વશક્તિમાન ભગવાન છે તે મારા તમારાથી જ ચાલે એવુ કાઈ નથી. માટે જમાદારને બે માણસો જોઈતા હોય તો અમે જ બે તે અમને ન પકડે ને ચાલે એમ હોય તો અમે થામણા ચાલ્યા જઈએ કેમ જમાદાર, તમારુ શું કહેવુ છે?"

જમાદારે નમ્રતાથી જવાબ આપ્યો, "સાહેબ બે જણે તો આવવુ જ જોઈએ"

"ત્યારે ચાલો" મે હસતા હસતા કહ્યુ, અને થેલીઓ ખભે ભેરવી અમે જમાદાર સાથે ચાલ્યા મોટરસ્ટેન્ડે મોટર આવતા અમે મોટરમા બેઠા અને ગામલોકોને પાછા વિદાય કર્યા

## ૧૧૦. વિસાપુર જેલ

રાત્રે અમને ઉમરેઠ પોલીસઓફિસમા રાખીને સવારે આણ દ મોકલ્યા આણ દ લોકઅપમા દશ દિવસ રહેવુ પડયુ આ દશ દિવસ લોકઅપમા રહેવુ વસમુ હતુ બધાએ અનુભવીઓની આ આકરી ફરિયાદ છે, કે કોઈ પણ સ્થળે લોકઅપમા રહેવુ એ ત્રાસદાયક છે બહુ જ ટૂકી જગોમા જેટલા હોય તેટલા માણસોને ધકેલી મૂકવામા આવે છે ખૂણામાની ચોકડી તો ગંધાતી જ હોય રાત્રે તે બધાને વાપરવાની હોય માકડ અને મચ્છરનો તો પાર ન હોય ઉનાળામા તો પવનનુ નામ પણ ન હોય અને આખા દિવસમા એક કલાક સવારે અને એક કલાક સાજે બહાર કાઢવામા આવે, બાકીનો દિવસ અને રાત્રી તેમા જ પુરાઈ રહેવાનુ હોય ગમે તેવો તદુરસ્ત માણસ આવા લોકઅપમા પદર દિવસ રહે તો

દશ શેર વજન ખોઈને જ બહાર નીકળે અગર પાછી જેલમા જાય ત્યા તો જેલમા દાખલ થતા તેની જે તદુરસ્તી અને વજન હોય તે જ મૂળ તદુરસ્તી અને મૂળ વજન ગણાય આ ઉપરાત ત્યા પોલીસોનો પણ ત્રાસ હોય છે રાત્રે આખી રાત્રી ચોકીદારોની આલબેલ, ઘટના ટકોરાનો અવાજ, ચોકી ફરતા પોલીસોના બૂટનો અવાજ ચાલુ જ હોય છે તે ગરબડથી લોકઅપમા રહેતા કેદીને રાત્રે નિરાતે સૂવુ પણ મુશ્કેલ હોય છે આવા લોકઅપમા દશ દિવસ ગાળ્યા પછી મને સવા બે વરસની સજા થઈ સજા થયા પછી બીજે ત્રીજે દિવસે મને સાબરમતી જેલમા મોકલી દેવામા આવ્યો સાબરમતી જેલમા આ વરસે પ્રથમથી જ સહેજ કડકાઈ હતી મને તેવી કડકાઈ નાઈ લાગે નહિ જેલના અનુભવથી જેલમા સ્વમાન સાથે રહેવાની કળા કાઈક મારે હાથે આવી ગઈ છે અને વધારે રહેવાનુ થયુ હત તો સખ્તાઈવાળા વાતાવરણમા પણ સ્વમાનભેર કેવી રીતે વર્તવું અને તેવી સખ્તાઈને પણ શી રીતે નરમ કરવી તેનો વધુ પાઠ હું શીખત પણ ચૌદમે દિવસે જ સાબરમતીમાથી એકસો સત્યાગ્રહીઓની વિસાપુર ફેરબદલી થઈ તેમા મારો પણ સમાવેશ થયો હતો

વિસાપુર જેલ વિષે મે પહેલા બહુ સાભળેલુ અહમદનગર જિલ્લામા આ ગામ પાસે ખેતીના ઉપયોગ માટેની એક નહેરને પાણી પૂરુ પાડવાને એક મોટું તળાવ ઇરીગેશન ખાતાએ તૈયાર કરાવ્યુ છે તે તળાવ ખોદાવવાના કામે સજા પામેલા કેદીઓને સરકારે રોક્યા હતા, જેથી તેમને રસ્થાથી મજૂરોની ચિતા ન રહે અને ધાર્યું કામ થાય આ માટે તે તળાવ ઉપર જ પાચસો સાતસો કેદી પૂરી એક કામચલાઉ કાચી જેલ બાધી હતી ત્યાની હવા સારી નથી પાણી પણ સ્વચ્છ નથી તેથી નવા માણસોને શરદી, મલેરિયા, ટાઈફોઇડ વગેરે બીમારી જલદી લાગુ પડતી મુબઈથી પૂના થઈ મનમાડ જતા રસ્તામા વિસાપુર સ્ટેશન આવે છે

સાબરમતીથી ઊપડયા પછી ચોવીશ કલાકે અમે વિસાપુર જેલમા પહોચ્યા આ કામચલાઉ જેલના સુપરિન્ટેન્ડન્ટ મિ. ક્વીન નામના એક આઇરીશ ગૃહસ્થ હતા તે સ્વભાવે ઉદ્ધત અને સખ્ત હોવા છતા સત્યાગ્રહી કેદી સાથે સહકાર વૃત્તિથી વર્તવાની નીતિ તેમણે અખત્યાર કરી હતી

સરકારે જાણે આ જેલને મુબઈ ઇલાકાના રાજકીય કેદીઓ માટે નિર્માણ કરી હોય તેમ મુબઈ, મહારાષ્ટ્ર, કર્ણાટક, ખાનદેશ અને ગુજરાતના રાજકીય કેદીઓને અહી ભેગા કર્યા હતા તેમા જેઓ સને ૧૯૩૦ની સાલમા 'એ' અને 'બી' વર્ગમા હતા, તેઓ પણ અહી 'સી' વર્ગમા હતા હુ ત્યા ગયો ત્યારે ત્યા સોળસોની સખ્યા થયેલી તેમા મુબઈ ઇલાકાના લગભગ બધાયે મુખ્ય કાર્યકર્તાઓ હતા એટલે દૂર દૂર પ્રાતના મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓનુ જાણે આ ભવ્ય સમેલન હોય એવુ લાગતુ આ સમેલનનો લાભ ઘણાઓએ લીધો છે

મને ત્યાં ગયે દરોક દિવસ થયા અને ત્યાના મિત્રોના આગ્રહથી મે અને શ્રી રવિશંકર મહારાજે વીશીની જવાબદારી ઉપાડી લીધી એ કામમા તો જેલ અમલદારો સાથેય ઘર્ષણમા આવવાનુ થાય છે અને આપણા ભાઈઓ સાથે પણ ઝઘડવાનુ થાય છે મારે જેલ અમલદારો સાથે ઝઘડવું અને શ્રી રવિશંકર મહારાજે આપણા ભાઈઓ સાથે ઝઘડવું એમ અમે કામ વહેંચી લીધુ ગમે તેમ પણ અમે બન્નેએ સેવાભાવથી વીશીનુ કામ ધપાવ્યુ

એવામા ત્યા એક પ્રસ ગ બની ગયો એક ભાઈએ સહેજ તકરારમાં ગુસ્સે થઈ બીજાના માથામા ચ બુ માર્યો ઘા મોટો હતો તેથી સુપરિન્ટેન્ડન્ટે ચ બુ મારનારને વીસ ફટકાની સજા કરવાનુ ધાર્યુ અમે બધાએ રાજદ્વારી કેદીને તેવી ફટકાની સજા નહિ કરવાને વાર વાર જણાવ્યુ, પણ તેમણે માન્યુ નહિ તેમના મનમા એમ હશે કે આ પ્રસ ગ મળ્યો છે તો આ સત્યાગ્રહી કેદીઓમાં પણ દાબ બેસાડવો, પણ પરિણામ ઊલટુ આવ્યુ તારીખ ૫મી મે ૧૯૩૨ના રોજ તે ભાઈને ફટકા મારવા માડયા કાચી જેલ, જુદા જુદા ભાગ વચ્ચે દીવાલો નહિ પણ તારનો આંતરો એટલે ફટકાની ક્રિયા બધાએ જોઈ બધા ઉશ્કેરાયા. બધાએ વિરોધ કર્યો આખી જેલમા ગરબડ થઈ રહી અઢારસો સત્યાગ્રહી કેદીઓએ ખાધું નહિ જેલ તૂટવા જેવી ધમાલ થઈ રહી સુપરિન્ટેન્ડેન્ટ ગભરાયો તેણે ગમ ખાધી અને બધી બેરેકોના પ્રતિનિધિઓને ભેગા કરી તેમના નિર્ણય પ્રમાણે પોતાની દિલગીરી જાહેર કરી અને ભવિષ્યમાં તેવું પગલુ નહિ ભરવાની ખાતરી આપી આ બનાવ પછી વિસાપુર જેલમાં બહુ જ સરળતા થઈ ગઈ

## ૧૧૧. સત્સંગનો પ્રતાપ

ઉપર વર્ણવેલા ધાંધલના પ્રસ ગને ત્રીજે દિવસે હુ ઓફિસમાં ગયો હતો ત્યા મને મિ કવીને કહ્યુ: "ગઈ કાલે અહમદનગરથી કલેક્ટર આવેલા તેમણે પરમ દિવસના બનાવ વિષે મને ઠપકો આપ્યો" તે સાંભળી મે તેમને કહ્યુ: "તમને ઠપકો શાને આપ્યો? તમને તો શાબાશી આપવી જોઈતી હતી. તે વખતે અમારો રોષ એટલો બધો હતો કે તમે ગમ ન ખાધી હત અને નમ્રતા ન બતાવી હત તો ભારે તોફાન થાત. અમારામાંથી કેટલાકનાં ખૂન થાત. તમારા લોકોને પણ નુકસાન થાત અને બહુ ભયંકર પરિણામ આવત આ બધા ભયમાંથી તમે બચ્યા અને જેલને બચાવી એ બધા સુપરિન્ટેન્ડેન્ટ તરીકેનો ફાંકો જવા દઈ તમે સજ્જનતા વાપરી તેના પ્રતાપ"

મારુ કહેવું સાંભળીને તે બોલી ઊઠયા: "તે મારી સજ્જનતાના પ્રતાપ નહિ પણ તે તો મહાત્મા ગાંધીજીના પ્રતાપ તેમની સાથે મારે જે થોડો ઘણો પ્રસ ગ પડયો છે તેના પ્રતાપ તે ગઈ સાલ યરોડા હતા ત્યારે હુ તેમની પાસે

વારવાર જતો, અને તેમણે મને ગુજરાતી શિખવાડવા માંડેલું હુ થોડુ થોડુ ગુજરાતી શીખ્યો વારવાર તેમના હસ્તાક્ષર વાચી શકાય તેવા હેતુથી તેમની પાસે મે થોડુ લખાણ માગી લીધુ તેમણે મને એક કાગળમા બે ચાર વાક્યો લખી આપ્યા ને વાક્યોએ મને પરમ દિવસે શાન્તિ આપી પરમ દિવસે ચક્કરમાંનું રોષભર્યું વાતાવરણ મૂકી હુ રોષભર્યો અહીં ઓફિસમા આવ્યો પછી તરત હુ બગડે ગયો અને મહાત્માજીનો કાગળ મઢ્યો તે લઈને હુ અહી આવી બેઠો અને કાગળ વાચ્યા કર્યો તેમણે તેમા લખ્યુ છે, 'કેદીઓ ઉપર પ્રેમ કરો અને કોઈ કારણે ગુસ્સો થાય ત્યારે ગમ ખાઈને શાંત પડો ' ચક્કરમા જ્યારે તમે મને શાંત થવાનુ કહ્યુ ત્યારે મને આ કાગળ યાદ આવ્યો તેથી ત્યાંથી ગમ ખાઈને અહીં આવ્યો અને પછી તે લખાણ વાચીને ખિન્નફળ શાંતિ મેળવી ”

મને સુપરિન્ટેન્ડેન્ટની આ વાત સાભળીને બહુ આશ્ચર્ય થયુ મિ ક્વીન જ્યારે યરોડામા જેલર હતા ત્યારે બહુ નિર્દય માણસ તરીકે ઓળખાતા યરોડા જેલમા ગુનેગારો પૈકી જે દાદાઓ હતા તેવાઓને હાથમા રાખી તેમની મારફતે ભારે ત્રાસ વર્તાવતા સને ૧૯૩૦ની સાલમા જેઓ યરોડા જેલમા રહેલા તેઓ ત્યાંની કડકાઈની વાત કરતા તેમા વળી જાણીતા સત્યાગ્રહી કેદીઓને તો હેતુપૂર્વક ત્રાસ અપાતો તેમના દેખાવ પરથી જ કોઈને એક મવાલી જેવો ખ્યાલ આવે કેટલીક વખત તે સ્પષ્ટ બોલી પણ નાખતા હતા કે હુ તો મવાલીઓનો દાદો છુ હુ ધારુ તેને સીધો કરી દઉ ગોરી ચામડી હોવાથી અને જેલના ઉપરી તરીકેની જોઈતી કઠોરતા તેની પાસે છે એવી ગણતરી કરીને જ કેટલાયે દેશી સીનિયર જેલરના હક ડુબાવીને આ જુવાનને વિસાપુર જેલના સુપરિન્ટેન્ડેન્ટની જગા આપી હતી આવા માણસને મહાત્માજી સાથે પ્રસગ પડ્યો અને તેને પણ પાસ બેઠો મહાત્માજીના લખાણની વાત મિ ક્વીનને મોઢે સાભળીને મને યાદ આવ્યુ કે એક ક્ષણનો પણ સત્સગ વરસોના તપ કરતાંયે વધુ ઉત્તમ છે કારણકે એક ક્ષણનો સત્સગ પણ અનેક ભયોમાથી આપણને બચાવે છે।

## ૧૧૨. વિશ્વાસભંગનું દુઃખ

આવા તત્રમા બહારના સમાચાર અમને બધાને મળતા હતા વર્તમાનપત્ર આપવાનો ત્યારે કાયદો નહોતો અમ નદારો અમારી સાથે હળી ગયેલા ખરા તેમને વાતવાતમા ખબર પડી કે અમને બહારના બધા ખબરોની જાણ હોય છે તે શી રીતે ? તેમને એક જ શક્યતા લાગી કે કન્ટ્રાક્ટર રાવજીભાઈને વર્તમાનપત્ર આપતો હશે ખરી રીતે તો હું તેવા વર્તમાનપત્ર લેતો નહિ હું માગુ તો જરૂર તે લાવી આપે ખરો કેટલીક વખત તે મને પૂછતો પણ ખરો પણ હું ના પાડતો

કન્ટ્રાકટરના દીકરા બાબુભાઈના કૉલેજના સહાધ્યાયીઓ જેલમાં હતા. તેમાં ભાઈ પાનવાળા સાથે તેને સારી દોસ્તી હતી કેટલીક વખત પાનવાળાને રેશનના ગોદામમાં બોલાવીને તે મળતો પણ ખરો એક દિવસ પાનવાળાએ તેના મિત્રને 'ફ્રી પ્રેસ જર્નલ' લાવવા કહ્યુ બીજે દિવસે પેલા બાબુભાઈએ મને કહ્યુ કે 'ફ્રી પ્રેસ જર્નલ' લાવ્યો છુ અને પાનવાળાને આપવાનુ છે હુ તેને ના ન પાડી શકચો વળી પેલા યુવાનને પણ સારુ લગાડવાની લલચ. મેં કહ્યુ કે "અહીં કોઈ જગોએ મૂકો હું તે પછીથી ઉપાડી લઈશ" તે ભાઈએ દાણાના બે થેલાની હાર વચ્ચે મૂકયુ થોડી વાર પછી મે તે ઉપાડીને બંડી નીચે ચડ્ડી સાથે રાખી દીધુ આ ત્યા કામ કરનારે દીઠુ અમલદારોએ કેટલાયે દિવસોથી ગોઠવેલુ કે આવું કાંઈક થાય એટલે પેલા માણસે અમલદારને ખબર આપવી તે ખબર આપનાર પણ આ વખતે રાજદ્વારી કેદી હતો, પણ જૂનો પુરાણો યાત્રી હતો મુંબઈથી છ આનાની ટુકડીમા આવેલો હતો તેને બીડીઓ વગેરેની લાલચ આપીને આવી ગોઠવણ કરેલી હું વિસાપુરમાં આમ કદી છાપુ હાથમાં ન પકડું. જેલની અંદર હજારોની થેલી તરફ દૃષ્ટિ કરવાનું મન ન થાય, પણ છાપા સામે જોઈ લેવાનું મન થાય છે તેનો સંયમ પાળવો મુશ્કેલ હોય છે રેશન લેવાનું કામ પૂરુ થયુ એટલે હુ ગોદામમાંથી બહાર નીકળ્યો. રસ્તામાં ચકલા વચ્ચે ડેપ્યુટી જેલર મિ ડાયર, સુબેદાર વગેરે ઊભા હતા

મિ ડાયરે મને દૂર બોલાવીને વિવેકથી કહ્યુ: "મને માફ કરશો. મને ખબર છે કે એક વર્તમાનપત્ર તમારી પાસે છે. મને તે આપો. અગર મારી તે માહિતી ખોટી છે તેવી મારી ખાતરી ખાતર મને કોઈ એકાંત સ્થળે તમને તપાસવા દો" તેની માગણી સાવ વાજબી હતી માણસ એક ભૂલ કરે છે તેને છુપાવવા અનેક ભૂલ તેણે કરવી પડે છે આ બધા વચ્ચે છાપું કાઢીને આપી દેતા મને સંકોચ થયો તે સંકોચમાં ખોટી પ્રતિષ્ઠાનું ભૂત હતુ. હુ લપસ્યો મેં ચાલાકી વાપરી, "તમે ભલે મને તપાસીને ખાતરી કરો ચાલો, હું સ્ટોરમાં આવું છુ," એમ કહી ઉતાવળો હુ રસોડામાં ગયો અને છાપુ કાઢીને રોટલાની ભઠ્ઠીમા નાખ્યુ જેલના અમલદારો તો આવી બાબતમાં પાવરધા હોય છે તેઓ કાંઈ આમ છેતરાય ખરા કે ? મારી પછળ જ એક જમાદારને મોકલ્યો હતો મેં છાપું ભઠ્ઠીમા નાખ્યુ તે તેણે જોયુ તે વખતે ભઠ્ઠીના અંગારમાં પણ પાણી નાખેલુ હતુ પેલા જમાદારે છાપું કાઢ્યુ —થોડું શેકાઈ ગયેલુ તેણે લઈને જેલરને આપ્યુ તેઓની પાસે તો એક મોટો શિકાર આવ્યો સાજનો છ વાગ્યાનો શુમાર સુપરિન્ટેન્ડેન્ટ પણ ઑફિસમા હતા તેની પાસે આ છાપુ પડ્યું અને ફરિયાદ થઈ કે રાવજીભાઈ પાસે આ છાપું હતુ તે કન્ટ્રાક્ટરે આપેલુ છે કન્ટ્રાક્ટરને પણ બોલાવવામાં આવ્યો હતો મને બોલાવ્યો હું ગુમાનથી જેલની પટલાઈ કરનારો અત્યારે ગુનેગાર થઈને ઊભો

મારા મનના દુઃખનો પાર નહોતો. જેમ સ્વધર્મનું સહજ પણ આચરણ મોટા ભયમાંથી બચાવે છે તેમ અસત્યનો સહેજ સંગ અધઃપાતમાં નાખે છે. મારી એ દશા થઈ! સુપરિન્ટેન્ડેન્ટે મારી પ્રત્યે તીક્ષ્ણ દૃષ્ટિ નાખી અને પૂછ્યું. "આ છાપું તમારી પાસે હતું?"

મેં કહ્યું, "હા."

સુપરિન્ટેન્ડેન્ટે કહ્યું, "તમને કોણે આપ્યું?"

મેં કહ્યું, "મને હાથોહાથ કોઈએ આપ્યું નથી. પણ ગોદામમાં દાણાના કોથળાની હાર વચ્ચે પડેલું હતું ત્યાંથી મેં ઉપાડી લીધું."

સુપરિન્ટેન્ડેન્ટે કહ્યું, "ત્યાં કોણે મૂકેલું તે તમે જાણો છો?"

"હું જાણું છું પણ કહેવા નથી માગતો."

સુપરિન્ટેન્ડેન્ટે કહ્યું, "પણ તમે તો આ જેલના નિયમ વિરુદ્ધ વર્તન કર્યું. માટે તે માટે તમને શિક્ષા કરવી પડશે."

હું દુઃખ સાથે બોલ્યો, "વધારેમાં વધારે જે શિક્ષા તમે કરી શકતા હો તે કરો. હું તે વિના સંકોચે ઉઠાવી લઈશ. તમારો કાયદો તોડવાનું મને દુઃખ નથી. તેમાં કાંઈ નીતિ કે સત્યનું ઉલ્લંઘન નથી થતું. પણ મને તો દુઃખ છે મારા ઉપરના તમારા વિશ્વાસનો મારાથી જે ભંગ થયો તે વિશ્વાસભંગનું. વળી મારું એ ભૂંડું કામ છુપાવવામાં મેં જે અસત્ય આચરણ કર્યું તેનું ભારે દુઃખ મને પીડી રહ્યું છે. મારા કૃત્યની શિક્ષા હું ભોગવી રહ્યો છું. તમારે જે શિક્ષા કરવી હોય તે કરજો." એમ કહી હું ત્યાંથી ભાગી નીકળ્યો.

પણ હું પાછો વળ્યો અને કહ્યું, "મેં તમારો વિશ્વાસભંગ કર્યો છે. તેથી હવે હું વિશ્વાસપાત્ર રહ્યો નથી. રસોડાનું કામ અને તેની જવાબદારી વિશ્વાસપાત્ર માણસના હાથમાં જ સોંપી શકાય. હું અવિશ્વાસની છાયા નીચે ત્યાં ઊભો નહિ રહું. જ્યારે પાછો તમારા હૃદયમાં મારા પ્રત્યે વિશ્વાસ પેદા થાય ત્યારે મને કહેજો, હું મારું કામ હાથમાં લઈશ."

મારા આ પાગલના બોલથી સુપરિન્ટેન્ડેન્ટને પણ લાગી આવ્યું. અને તેમણે લાગણીથી કહ્યું, "મારી પાસે ફરિયાદ આવી અને તમે તે ગુનો સ્વીકાર્યો એટલે મારે તમને શિક્ષા તો કરવી જ પડશે. પણ તેનો અર્થ એવો નથી કે તમારા પ્રત્યે મને જે ભાવ અને વિશ્વાસ હતો તે મેં ખોયો છે. તમારા પ્રત્યેનો મારો વિશ્વાસ ઊલટો વધ્યો છે. તમારા પ્રત્યે હું અવિશ્વાસ નહિ રાખું. તમે વીશીનું કામ ચાલુ જ રાખો. છૂટા થશો તો મને નહિ ગમે."

હું ઑફિસમાંથી ચાલ્યો ગયો. શ્રી રવિશંકર મહારાજને મેં વાત કરી. તેમણે પણ મને વીશી નહિ છોડવાની સલાહ આપી.

આ બનાવ હજી પણ હું યાદ કરું છું ત્યારે મારી જાત વિષે શરમાઉ છું ત્યાર પછી કદી મે એવી ભૂલ નથી કરી સુપરિન્ટેન્ડેન્ટે ત્રણ માસના પત્રની અને મુનાકાતની સજા મારી ટિકિટમા લખી એ મે પછી જાણ્યુ મારા જેલ જીવનમા આ એક જ કલક નોંધાયુ છે

# ૧૧૩. કીમતી સમૃદ્ધિ

દક્ષિણ આફ્રિકામા પ્રિટોરિયામા હું એક દિવસ બાપુજી પાસે બેઠો હતો તેવામા અમારા એક સહકાર્યકર્તા મિ વેસ્ટ આવ્યા તેમના હાથમા બાર અઔસ વજનનો લાલચોળ ટમેટો હતો તે તેમણે બાપુજીને આપ્યો બાપુજીએ હાથમા લઈને તોળ્યો અને બોલ્યા, "સુદર ફળ છે તમારા બાગમા જ પાક્યુ હશે?"

"હાજી મે તેના છોડને નવી જાતનું ખાતર આપ્યુ અને તે ખાતરના બળે આવુ ફળ મળ્યુ' મિ વેસ્ટે કહ્યુ

"કયુ ખાતર આપ્યુ?" બાપુજીએ પૂછ્યુ "બકેટનુ ખાતર" મિ વેસ્ટે જવાબ આપ્યો બાપુજીએ મારા તરફ જોઈને મને કહ્યુ "જોયુ? તે તો આપણી કીમતી સમૃદ્ધિ છે આપણને હજી તેનો યોગ્ય ઉપયોગ કરતા નથી આવડતો તેના યોગ્ય ઉપયોગની આપણને માહિતી પણ નથી તમે તેમા જરા વધારે ધ્યાન આપો"

"બાપુજી, તે ખાતર કયા કયા વાવેતરને માફક આવે છે તેની મને હજી ગમ નથી પણ કેટલીક વખત તે ખાતર નાખવાથી ધરુ બળી જાય છે એટલે તેનો ઉપયોગ કરતા પણ હું ડરું છુ" મે કહ્યુ

મિ વેસ્ટે પોતાનો અનુભવ જણાવ્યો તેમણે કહ્યુ કે બકેટના ખાતરવાળા ક્યારામા પ્રથમ તો ટમેટા અને વેગણનુ ધરુ રોપવુ જોઈએ બીજું ધરુ રોપ્યુ હોય તો તે ધરુ બળી જાય તેમા રહેલુ તત્ત્વ બીજી જાતનુ ધરુ નહિ જીરવી શકે એટલે પ્રથમ આ બે જાતનુ રોપાણ કરવુ પછી તેનો પાક ઉતર્યા પછી તે જ જમીનમા નવુ ખાતર નાખ્યા સિવાય બીજી જાતનુ રોપાણ કરવુ આ ટમેટો પહેલી વખતના રોપાણનુ ફળ છે"

મિ વેસ્ટની સૂચનાનો અમલ મને પ્રસગ મળતો ત્યારે હું કરતો હતો તેવો પ્રસગ મને વિસાપુર જેલમા મળ્યો પાછલા પ્રકરણમા જે દુ ખદ પ્રસગ વર્ણવ્યો છે તે પ્રસગ બન્યા પછી બે ત્રણ માસ પછી એક દિવસ હું ઓફિસમા ઊભો હતો સુપરિન્ટેન્ડેન્ટની પાછળની બારી ખુલ્લી હતી તે બાજુથી બદબો આવી મે પૂછ્યુ, "આવી બદબો ક્યાથી આવે છે?"

તેમણે કહ્યું "તમે સામે મોઢે છો એટલે તમને આવી મને નથી આવતી. પણ કેટલીક વખત તો મારાથીયે રહેવાતું નથી આ બારી આજે ઉઘાડી રહી ગઈ છે પણ આનું શું કરવું? બે હજાર માણસોનો મળ કોઈ દિવસ ઓછું ઢાંક્યું હોય તો ગંધાઈ ઊઠે છે બીચારા ઢેડાને પણ શું કહું?"

મે કહ્યું "પણ જેમ સાબરમતી કે નાશિકમા તેને ખાતર તરીકે વાપરે છે તેમ તમે અહીં વાપરો તો?"

તે બોલ્યા "પણ તે જેલો પાકી જેલો હોવાથી મળનું ખાતર બનાવવાની બધી વ્યવસ્થા બની શકે છે અહીં તેવી કાંઈ વ્યવસ્થા પણ નથી"

મે કહ્યું "પણ તેમા પાકી જેલની વ્યવસ્થાની શી જરૂર? આપણે પણ તેમ કરી શકીએ"

સુપરિન્ટેન્ડેન્ટે આતુરતાથી પૂછ્યું 'શી રીતે? કોણ કરે? તેનો કોઈ માહિતગાર આપણી પાસે નથી"

મે કહ્યું ' હું તેની રીત જાણું છું મને તમે પૂરી સગવડ આપો તો હું તે વ્યવસ્થા કરી આપું!"

મિ ક્વીન બોલ્યા, "એમ? તમે જાણો છો? પણ તમે તે કામમા પડો તો વીશીનું શું થાય?"

મે કહ્યું "વીશીનું કામ તો ચાલુ જ રહેશે રવિશંકર મહારાજ છે એટલે વાંધો નથી. વળી મારે તો બે ચાર દિવસ જ રોકાવાનું રહેશે પછી બગીચાવાળા કાર્ય કર્યા કરશે"

સુપરિન્ટેન્ડેન્ટને જાણે ભારે રાહત મળી હોય તેમ તે બોલી ઊઠયા, 'તમારે શી સગવડ જોઈએ?"

"ડેપ્યુટી જેલર મિ ડાયરને અને સુબેદારને બોલાવીને મારી રૂબરૂ કહો કે હું જે પ્રમાણે કહું તે પ્રમાણે બગીચામા ક્યારા થાય અને મારી સૂચના પ્રમાણે મળ વગેરે ત્યા હાજર રખાવે"

તુરત મિ ક્વીને મિ ડાયરને બોલાવ્યા અને સૂચવ્યું, 'રાવજીભાઈની સાથે તે બોલાવે ત્યારે બગીચામા જજો અને તેમની સૂચના પ્રમાણે તેમને જોઈતી વ્યવસ્થા કરી આપજો"

બીજે દિવસે સવારે અમે બન્ને જણ અમારી જેલની પાછળ અને મોટા તળાવને કાંઠે બગીચો છે ત્યા ગયા બગીચો પદરેક વીઘાંનો છે ત્યા જઈ પ્રથમ તો ધરુ માટે ક્યારા કરાવ્યા તેમા ટમેટાના બી નખાવ્યા બીજે દિવસે ત્રણ ચાર ક્યારા ખોદાવ્યા ત્યા મળની પીપ મગાવી એક ભાગ મળ, એક ભાગ પાણી અને એક ભાગ માટી એનુ મિશ્રણ કરી હલાવી નાખ્યું તે મિશ્રણ પેલા ક્યારાની માટી સાથે ભેળવીને તેના ઉપર બાકી માટી ઢાંકી દીધી બીજે દિવસે

ગાય કે બળદને દાણ ખાણ દેવાતુ હોય તે ભેસ અને ગાય પ્રમાણમા વધુ સત્ત્વવાળુ દૂધ આપે, બળદ ખેતીમા કામ વધારે આપે અને તે ઉપરાત ત્રણેયના ખાતર જમીનમા વધારે રસકસ આપે છે તો પછી અમૃત જેવુ અન્ન અને શક્તિપૂર્ણ તેલ, ઘી, દૂધ ખાનાર માણસના મળમૂત્રના ખાતરનો સદુપયોગ કરીએ તો તે આપણી ખેતીમા ભારે બરકત કેમ ન આપે ?

મને અનુભવ છે કે એક સારી ગાય કે ભેસ કમમા કમ તેનુ દાણ ખાણ પૂરુ કરે અને ઘરમા ત્રણ માણસ હોય તેનુ ઘી દૂધ પૂરુ કરે એ હિસાબે જમા ઉધાર બાજુ સરખી થઈ રહે પણ તેનુ ખાતર પાચ ગાડા થાય તે પાચ ગાડા ખાતરના કમમા કમ પાચ રૂપિયા ઉપજે છે આ તો ખાતરની ઘણી ઓછી કિમત મે ગણી છે એવી જ રીતે માણસના ખાતરની વ્યવસ્થા આપણે કરી હોય તો મારી ગણતરી એવી છે કે ચોવીસ કલાકમા એક સાધારણ તદુરસ્ત ખેડૂતના મળમૂત્રનુ વજન કમમા કમ બશેરને આશરે ગણીએ તેમા એક ભાગ પાણી અને એક ભાગ ગોરમટી નાખીને તેને ત્રણ માસ સુધી રાખ્યુ હોય તો ગોઈ પણ ખાતર કરતા વધુ રસકસ વાળુ ખાતર થાય તેવુ એક માણસનુ ૩૬૦ દિવસનુ ૫૦ મણ ખાતર થાય તેની કિમત પાચ સાત રૂપિયાથી ઓછી ન જ ગણાય કારણકે તે એક ગાડુ ખાતર ચાર વરસ સુધી જમીનની તાકાત સાચવી રાખે

પણ જેમ જીવનના અનેક વિષયોમા આપણે મૂઢગતિને પામ્યા છીએ, તેમ આમા પણ આપણી મૂઢ દશા છે આપણા ઘરના આગણા વચ્ચે છોકરાએ સવારના પહોરમા કૂત્વાડી બનાવી હોય તેને ગૂદતા અને નાક પર રૂમાલ ઢાકી નાક ચઢાવતા આપણે પસાર થઈશુ પણ તેના પ્રત્યેની આપણી સૂગ તેને વ્યવસ્થિત કરવાની વૃત્તિ આપણામા નથી પેદા થવા દેતી તેથી બહારનુ મેલુ ભગી સાફ કરે તો જ સાફ થાય, એવી આપણી માન્યતા છે જ્યા આવી સૂગ વધારે હોય છે ત્યા વધારે ગદવાડ જોવામા આવે છે જેવી આપણી વ્યક્તિગત આદત છે તેવી જ આપણા સમૂહની આદત છે પરિણામે કમમા કમ હિંદના પુખ્ત ઉમરના વીસ કરોડ ખેડૂત અને મજૂરોનુ એક અબજ રૂપિયાની કિમતનુ ખાતર જેનામા તેની કિમત કરતા ત્રણ ચાર ગણુ વળતર આપવાની શક્તિ છે, તેને ગામડાના ચકલાઓમા ગામની પરવાડે, તળાવમા કે તળાવકાઠે વેડફી મારીએ છીએ એટલુ જ નહિ પણ તેની અવ્યવસ્થાથી દુર્ગંધ પેદા થાય છે અને હવા બગડે છે હવા તો સામાન્ય રીતે ચરોતરમા પાચ દશ હજારની વસ્તીવાળા ગામોમા તો વિપરીત દશા પ્રવર્તે છે ઘણા ઘરમા કટણ જાજરૂ હોય છે અને મે તો ઘણી જગોએ ખાતરી કરી જોઈ છે કે તેની નજીક ત્રીસ ચાળીસ ફૂટને છેટે કૂઈ હોય છે તે કૂઈમા આ જાજરૂના ઝરણાનો રસ પણ ભળે મે એવુ પણ જોયુ છે કે એક કૂઈનુ પાણી મીઠુ હતુ અને દાળના આધણના કામમા આવતુ

સવારે મિ કવીને મને બોલાવીને કહ્યુ, "ચાલો, આપણે બગીચામા જઈએ" અમે બન્ને ચાલ્યા જે ક્યારા ચૌદ કલાક પહેલા કર્યા હતા તે ક્યારા ઉપર અમે જઈ ઊભા મને મિ કવીને પૂછ્યુ, "પેલા ક્યારા તમે ક્યા કરાવ્યા છે?" હું હસીને બોલ્યો, "તેના ઉપર જ આપણે ઊભા છીએ"

તેમને નવાઈ લાગી મને તો એવી બીક હતી કે ક્યારા પાસે દુર્ગંધ મારતી હશે પણ તેવુ કાઈ છે નહિ'

માટીમા એવુ ગ્રાહક તત્વ હોય છે કે ગમે તેવી દુર્ગંધને પણ પોતામા સમાવી દે' મે કહ્યુ

બીજે દિવસે બે હજારની વસ્તીવાળા નાના ગામનુ મળમૂત્ર ત્યા રજૂ કર્યું જમીન ખેડી તેમા બબ્બે ફૂટને અંતરે એક એક ફૂટ ઊંડા ચાસ કરીને તેમા માટી, પાણી અને મળમૂત્રનુ મિશ્રણ રેડી લાવી પાવડી વતી ચાસની માટીમા ભેળવીને તેના ઉપર માટી ઢાંકી દીધી બે દિવસના મળમૂત્રથી અર્ધું વીઘુ જમીન ખતરાઈ એક બાજુ ધરુ તૈયાર થયુ બીજી બાજુ વરસાદ પણ વરસ્યો અર્ધા વીઘામા ટમેટા રોપ્યા સ્વપ્ને પણ ખ્યાલ નહિ તેવી ઝડપે છોડ વધ્યા તે છોડની આજુબાજુ વાસની ઘોડીઓ કરવી પડી ટમેટા બેઠા તેનો પાક લેવા માંડ્યો અમને નવાઈ લાગી કોઈ માને પણ નહિ. ખૂબ વરસાદ આવ્યો તળાવના પાણીનો આટ ત્યા સુધી આવ્યો તેથી પાણીથી તે છોડને નુકસાન પહોંચ્યુ છતા અર્ધા વીઘામાથી ૨૫૦૦ રતલ ટમેટા અમને મળ્યા તેમા પાશેરનો ટમેટો તો શોધ્યો ન જડે સામાન્ય ટમેટા જ બાર અને સોળ ઔંસના હતા બે ટમેટા હરેક સવા બશેર વજનના હતા બે ત્રણ ટમેટા હરેક બશેર વજનના હતા આવો નમૂનો મે જિંદગીમા પણ જોયો ન હતો સુપરિન્ટેન્ડેન્ટે કહ્યુ કે તેમણે પણ જિંદગીમા આવો નમૂનો નહોતો જોયો તેમણે એ નમૂના પૂના આઈ જી તરફ મોકલ્યા

જે ચીજને આપણે તિરસ્કારીને દુર્ગંધ ગણીને અવ્યવસ્થિત રીતે ફેંકીએ છીએ, તેનો વ્યવસ્થાપૂર્વક સદુપયોગ કરીએ તો આપણી સમૃદ્ધિમા અનેરો વધારો થાય ચીનથી આવેલા એક મિત્રે ચીના લોકોની પ્રથા વિષે મને જણાવેલુ કે ત્યા જેને ત્યા આપણે મહેમાન તરીકે ગયા હોઈએ ત્યા જ આપણે આપણી પાયખાને જવાની હાજત પૂરી કરવી એ જરૂરનો વિવેક ગણાય છે એક જગાએ મહેમાનગીરી ભોગવવી અને બીજાને ત્યા બાજરૂ જવુ એમા વિવેકહીનતા ગણાય છે તેના કારણમા તેમણે એમ જણાવેલુ કે તે લોકો મળમૂત્રને એક ઉત્તમ મૂડી સમજે છે કે જેમાથી અનેક ગણી મૂડી ઉત્પન્ન થઈ શકે છે કોઈ પણ વાવેતર કે રોપાણમા ઉત્તમમા ઉત્તમ ખાતર માણસોના મળમૂત્રનુ છે ખેડૂતોને તો અનુભવ છે કે કોઈ પણ જાતના રાસાયણિક ખાતરો કે ખોળ કરતા વધારે અસરકારક અને નિર્દોષ ખાતર ઢોરના છાણમૂત્રના નીવડેલા કમ્પોસ્ટનુ છે અને તેમા જો બેસ

ગાય કે બળદને દાણ ખાણ દેવાતુ હોય તે ભેંસ અને ગાય પ્રમાણમા વધુ સત્ત્વવાળું દૂધ આપે, બળદ ખેતીમા કામ વધારે આપે અને તે ઉપરાત ત્રણેયના ખાતર જમીનમા વધારે રસકસ આપે છે તો પછી અમૃત જેવુ અન્ન અને શક્તિપૂર્ણ તેલ, ઘી, દૂધ ખાનાર માણસના મળમૂત્રના ખાતરનો સદુપયોગ કરીએ તો તે આપણી ખેતીમા ભારે બરકત કેમ ન આપે ?

મને અનુભવ છે કે એક સારી ગાય કે ભેંસ કમમા કમ તેનુ દાણ ખાણ પૂરુ કરે અને ઘરમા ત્રણ માણસ હોય તેનુ ઘી દૂધ પૂરુ કરે એ હિસાબે જમા ઉધાર બાજુ સરખી થઈ રહે પણ તેનુ ખાતર પાચ ગાડા થાય તે પાચ ગાડા ખાતરના કમમા કમ પાચ રૂપિયા ઉપજે છે આ તો ખાતરની ઘણી ઓછી કિંમત મે ગણી છે એવી જ રીતે માણસના ખાતરની વ્યવસ્થા આપણે કરી હોય તો મારી ગણતરી એવી છે કે ચોવીસ કલાકમા એક સાધારણ તદુરસ્ત ખેડૂતના મળમૂત્રનુ વજન કમમા કમ બશેરને આશરે ગણીએ તેમા એક ભાગ પાણી અને એક ભાગ ગોરમટી નાખીને તેને ત્રણ માસ સુધી રાખ્યુ હોય તો કોઈ પણ ખાતર કરતા વધુ રસકસ વાળુ ખાતર થાય તેવુ એક માણસનુ ૩૬૦ દિવસનુ ૫૦ મણ ખાતર થાય તેની કિંમત પાચ સાત રૂપિયાથી ઓછી ન જ ગણાય કારણકે તે એક ગાડુ ખાતર ચાર વરસ સુધી જમીનની તાકાત સાચવી રાખે

પણ જેમ જીવનના અનેક વિષયોમા આપણે મૂઢગતિને પામ્યા છીએ, તેમ આમા પણ આપણી મૂઢ દશા છે આપણા ઘરના આગણા વચ્ચે છોકરાએ સવારના પહોરમા કૂવવાડી બનાવી હોય તેને ગૂદતા અને નાક પર રૂમાલ ઢાકી નાક ચઢાવતા આપણે પસાર થઈશું પણ તેના પ્રત્યેની આપણી સૂગ તેને વ્યવસ્થિત કરવાની વૃત્તિ આપણામા નથી પેદા થવા દેતી તેથી બહારનુ મેલુ ભગી સાફ કરે તો જ સાફ થાય, એવી આપણી માન્યતા છે જ્યા આવી સૂગ વધારે હોય છે ત્યા વધારે ગદવાડ જોવામા આવે છે જેવી આપણી વ્યક્તિગત આદત છે તેવી જ આપણા સમૂહની આદત છે પરિણામે કમમા કમ હિંદના પુખ્ત ઉમરના વીસ કરોડ ખેડૂત અને મજૂરોનુ એક અબજ રૂપિયાની કિંમતનુ ખાતર જેનામા તેની કિંમત કરતા ત્રણ ચારગણુ વળતર આપવાની શક્તિ છે, તેને ગામડાના ચકલાઓમા ગામની પરવાડે, તળાવમા કે તળાવકાઠે વેરફી મારીએ છીએ એટલુ જ નહિ પણ તેની અવ્યવસ્થાથી દુર્ગંધ પેદા થાય છે અને હવા બગડે છે હાલ તો સામાન્ય રીતે ચરોતરમા પાચ દશ હજારની વસ્તીવાળા ગામોમા તો વિપરીત દશા પ્રવર્તે છે ઘણા ઘરમા ટટ્ટી જરૂર હોય છે અને મે તો ઘણી જગોએ ખાતરી કરી જોઈ છે કે તેની નજીક ત્રીસ ચાલીસ ફૂટને છેટે કૂઈ હોય છે તે કૂઈમા આ જાજરૂના ઝરણાનો રસ પણ ભળે મે એવુ પણ જોયું છે કે એક કૂઈનું પાણી મીઠુ હતુ અને દાળના આધણના કામમા આવતુ

નહોતુ પણ તેની આજુબાજુ બે જાજરૂ થયા તેના માટીએ સ્વાદ બદલ્યો પણી કાઈક મળકુ થયુ અને ત્યાર પછી તે પાણીમા દાળ ઓરી હોય તો જલદી ચઢી જવા માડી આનુ કારણ તો સ્પષ્ટ છે કે તે કૂઈના પાણીમા એવુ તત્ત્વ દાખલ થયુ કે જે દાળને જલદી ઓગાળી શકે તેમા એમોનિયાનુ તત્ત્વ કોઈ પણ ખાતર કરતા વિશેષ હોય છે તે જ કારણે વિસાપુરમા ટમેટાનો પાક એટલો ભારે થયો હતો

આ તો લેભાગુ માણસ જેવી ગણતરી કરે તેવી ગણતરી મે કરી પણ તે અનુભવની અને સામાન્ય બુદ્ધિની છે તેમા અસભવિતતા કે અસત્ય નથી આ પ્રશ્નને બે દૃષ્ટિએ જોવાનો છે સ્વચ્છતાની દૃષ્ટિએ અને ઉપયોગની દૃષ્ટિએ તે બન્ને દૃષ્ટિએ મને નીચેની સૂચનાઓ કરવાનુ મન થાય છે

૧ નાના ગામડામા કે મોટા ગામમા ડટણ જાજરૂની પ્રથા નાબૂદ થવી જોઈએ

૨ નાના ગામમા ગામની બહાર ખુલ્લા ખેતરોમા પાયખાને જવાનુ સહેલુ હોય છે ત્યા જ જવુ પણ ત્યા ખુલ્લામાં પાયખાને જતા એક નિયમ સાચવવાની જરૂર છે તે એ કે ખેતરોમા કે અન્ય સ્થળે જાજરે ગયા બાદ મળને પૂરી રીતે માટીથી ઢાકી દેવો

૩ તળાવ કે નદીનાળાને કાંઠે કે તેની અદર કદીયે જાજરે ન જવુ

૪ જ્યા જ્યા ગ્રામપચાયતો, વિશિષ્ટ પચાયતો કે સુધરાઈ હોય ત્યા ત્યા બધયે ડટણ જાજરૂ પુરાવી નાખવા જોઈએ અને બકેટ જાજરૂની પદ્ધતિ રાખી તે બરાબર સાફ થાય તેવી વ્યવસ્થા કરવી જોઈએ.

૫ બકેટ જાજરૂ બરાબર સાફ કરાવવામા ઘરધણીનુ કોઈ માણસ સામાન્ય કાળજી રાખે તો તે જાજરૂ જરૂર સ્વચ્છ રહે

૬ તે જાજરૂના બધા મળમૂત્રનુ ગામની બહાર કોઈ મોટા ખેતરમા ખાતર થાય એવી વ્યવસ્થા કરવી જોઈએ ગામની નજીક દવવાડી લોકો સારી માટીવાળા કીમતી ખેતરો વેચાતા લઈને ઈંટો કરીને બે વરસમા પેદા કરે છે, તો ગામની સુધરાઈ કે ગામ પચાયત આવુ ખેતર લઈ તેમા ઉપર જણાવ્યા પ્રમાણે ખાતર તૈયાર કરીને ખેડૂતોને તે પૂરુ પાડવાની વ્યવસ્થા કરે તો ગામની સ્વચ્છતા જળવાય અને તેને સારુ ઉત્પન્ન આવે તેમ જ ખેડૂતોને ઉત્તમ ખાતર મળે બે ત્રણ હજારની વસ્તીવાળા ગામમા આવી વ્યવસ્થા થાય તો તેનો ખર્ચ તથા ઉત્પન્ન કેટલુ થાય અને તે ખાતરથી ખેડૂતોને કેટલો લાભ થાય અને ગામની એકદર સમૃદ્ધિમા તેથી કેટલો વધારો થાય તેની ગણતરી ગામડામા કામ કરતા કોઈ ગ્રામસેવક કરીને પ્રજા પાસે મૂકશે તો એક ઉત્તમ સેવા થશે

૭ જાજરૂની બકેટમા જેમ બને તેમ ઓછુ પાણી પડે તેની કાળજી રાખવી તે વાપર્યા પછી રખ્યા કે માટી નાખવાની વ્યવસ્થા થાય તો ઉત્તમ છે

આમ આપણે સમૂહમા આપણા મળમૂત્રનો વ્યવસ્થિત સદુપયોગ કરી શકીએ તો આપણી અમૂલ્ય સમૃદ્ધિનો નાશ થતો અટકાવી શકીશુ હિંદ જેવા ખેતી પ્રધાન દેશમા જે રાજ્યતત્ર આવી બાબતોમા પણ લક્ષ આપીને સમગ્ર પ્રજાની આદતો સુધારીને તેની આબાદી વધારશે તે જ સાચુ સ્વરાજ્યનુ તત્ર લેખાશે

# ૧૧૪. જેલમાં સત્સંગ

એકંદરે જેલનુ જીવન સત્સગી જીવન જેવુ હતુ હમેશના કાર્ય ઉપરાત બીજા કાર્યમા પણ હુ લાગતો નાશિક જેલની જેમ અહીં બિલકુલ એકાત નહોતુ તેથી એકાતમા મનન અને નિદિધ્યાસનનો જે લાભ મળે તે અહીં ન મળ્યો આખા દિવસના કામમા હુ થાકતો જ હતો રાત્રે થાકીને સૂવાનુ મન થાય પણ જેમ અહીં શ્રી નરહરિભાઈ મારી પાછળ પડ્યા તેમ ત્યા સ્વર્ગસ્થ સ્નેહી ફૂલચદભાઈ મારી પાછળ પડ્યા હતા તેમણે અને બીજા મિત્રોએ મારી પાસેથી દક્ષિણ આફ્રિકાના કેટલાક સ્મરણો વાતચીતમા સાભળ્યા તે સ્મરણો લખી નાખવાને મને આગ્રહ કર્યો એટલુ જ નહિ પણ નોટો અને પેન્સિલ મારી પાસે લાવીને રજૂ કરી મને ધ્યાન નહોતો કે શું લખાશે રાત્રે થાક્યો પાક્યો પેટ્રોમેક્ષની બત્તી દશ વાગ્યા સુધી બળે ત્યા સુધી લખ્યા કર્યું તે ઠોળિયા ઉપર શ્રી નરહરિભાઈ, શ્રી. ગોકુળભાઈ ભટ્ટ વગેરે સ્નેહીઓએ હાથ ફેરવ્યો અને 'ગાધીજીની સાધના' રૂપે તે લખાણ બહાર પડ્યુ 'બાળકોનો પોકાર'વાળુ લખાણ જે નાશિક જેલમા લખેલુ તે પણ એમ જ પડી રહ્યુ હતુ તેની પર પણ તેમની પીછી ફરી અને તે પણ બહાર પડ્યુ નરહરિભાઈ સાથે તો મારો પરિચય જૂનો હતો પણ ગોકુળભાઈ ભટ્ટનો વિશેષ પરિચય મને વિસાપુર જેલમા થયો અને એ પરિચયના મીઠા સ્મરણો મે સઘરી રાખ્યા છે

શ્રી. રવિશકર મહારાજ તો વીશીમા હમેશા સાથે જ હોય કોઈ સમયે ઠોકર વાગતા મને પડતો બચવનાર તે હતા સ્વર્ગસ્થ સ્નેહી મોહનલાલ પડ્યાનો વાત્સલ્યભર્યો હાથ તો હમેશા મારા માથા પર ફરતો જ હોય તેમની ઊડી આખોની તેજભરી પ્રેમાળ દૃષ્ટિ અને મલકાતુ મુખ મને હમેશા ઉત્સાહ આપતુ મારી બૅરેક પાસે વૃદ્ધોની બૅરેક હતી તેમા ગરા, બોચાસણ ધામણા, સદેસર વગેરે ખેડા જિલ્લાના આશરે ૭૦ ૭૫ વૃદ્ધો રહેતા હતા બીજી બાજુ શ્રી મામા સાહેબની દેખરેખ નીચે બાબાઓની બૅરેક હતી એમ કહેવાય છે કે વૃદ્ધો અને બાબાઓ સરખા હોય છે ૬૦ વર્ષની ઉપરના વૃદ્ધો અને ૧૮ વર્ષથી નાના બાબાઓ સરખા હોય છે એ સરખામણી શામા હશે તેની મને બરાબર ખબર નથી. પણ અહીં મને તેઓ એક બાબતમા સરખા લાગ્યા ઉત્સાહ અને ઉમગમા હજી

મને એક વૃદ્ધનું ચાલવુ, બોલવુ, હસવુ, વાત કરવી વગેરે યાદ આવ્યા જ કરે છે તેમણે જમીનમહેસૂલ ભરેલુ નહિ. સરકારે તેમની માતબર ભેંસ છોડી લીધી દોઢસો રૂપિયાની ભેંસ થોડા રૂપિયામા હરાજ થઈ ગઈ છતા જમીનમહેસૂલમા બાર આના ખૂટ્યા એ બાબરકાકા કહે કે તે બાર આના મારે હાથે તો ન જ આપું. સરકારને જે લૂટવુ હોય તે લૂંટે બધુયે ઉઘાડુ છે સરકારે તે બાર આના મેળવવા માટે તેમની જમીન ખાલસા કરી અને તેમને જેલમા મોકલ્યા. જેલમા તેઓ ચાલતા ચાલતા ઘરગી ધ્રુજાવે અને ખૂખારો ખાતા બેરેક ગજાવે એમ આખો દિવસ આનદમા મહાલે જાણે પાસઠ વરસનો નાનો બાબો ! આપણે પૂછીએ "કેમ બાબરકાકા, તબિયત તો સારી છે ને?" ત્યારે હસતા હસતા અને ફૂંફો ભરતા બોલે, 'હવે અમને શું થવાનુ છે? હજી તો પાચ વરસનો છુ આ સરકારને વિદાય કરીશું ત્યા સુધી આવો ને આવો રહેવાનો છું" આવા વૃદ્ધો પણ ત્યા પક્ષીઓની માફક કલ્લોલ કરતા તે વખતે માફી માગવાનો કે પૅરોલ માગવાનો ખ્યાલેય નહોતો વૃત્તિ પણ નહોતી આ વૃદ્ધોની પ્રસન્ન મુખ મુદ્રાનો તેમના ઉત્સાહ અને આનદનો સત્સગ પણ મને સારો હતો. તેમના દર્શનમાથી હુ બળ અને ઉત્સાહ મેળવતો મહારાષ્ટ્રના વિદ્વાન આચાર્ય શ્રી ભાગવતની વિદ્વત્તાનો અને તલસ્પર્શી વિચારશ્રેણીનો પણ લાભ મળતો. અને ભાઈશ્રી એસ કે પાટીલના યુરોપના રાજ્યોના બધારણ વિષેના જ્ઞાનનો પણ લાભ મળતો. સાધુચરિત અને સૌમ્યભાવી શ્રી સુરેન્દ્રજી પણ ત્યા હતા. તે તો બાપુજીના અનન્ય ભક્ત સસારત્યાગ કરીને જિજ્ઞાસા વૃત્તિથી વરસોથી આશ્રમમા રહે તેમનો હૂફાળો સાથ મને હમેશા હતો તે હૂફ મારી ભાવનાને ગરમ રાખતી

આવો સત્સગ મને ત્યા મળ્યો હતો સત્સગ પ્રાપ્ત થવો એ સદ્ભાગ્યની વાત છે અને તે સદ્ભાગ્ય શ્રીરામની કૃપા વિના પ્રાપ્ત થતુ નથી, એમ ભક્ત તુલસીદાસ કહે છે હુ પણ તેમ માનુ છું કારણ કે મને તો મારા જીવનમા તેવો અનુભવ થયો છે મે નરી આખે જોયુ છે અને હજી પણ હુ જોઈ રહ્યો છુ કે જેના જીવન સાથે મને સરસાઈ ભોગવવાનુ મન થાય એવા અનેક મિત્રો મીઠા અને ગલગલિયા વાતાવરણમા પડ્યાં છે તે એમ રાચતા હશે કે અમે ભાગ્યશાળી નીવડ્યા, પણ અતે પડ્યા છે પ્રભુકૃપાથી મને એક પછી એક અવલબન મળી ગયા અને તે અવલબનને પ્રતાપે જેવો તેવો કગાળ પણ હું જીવતો રહ્યો છુ, એ ખરેખર તેની જ દયા છે પ્રભુનુ વચન મને હમેશા યાદ રહે છે તેણે આપણને શ્રીઅર્જુન દ્વારા વચન આપ્યુ છે કે

नहि कल्याणकृत्कश्चिद् दुर्गतिं तात गच्छति।

એ વચન મિથ્યા જાય જ નહિ તેવી મને શ્રદ્ધા છે અને તે આશાથી હું આશાવંતો રહ્યો છું

# ૧૧૫. દેશભક્ત વિઠ્ઠલભાઈનું સ્મારક

દેશભક્ત શ્રી વિઠ્ઠલભાઈ પટેલ તબિયતને કારણે યુરોપ ગયેલા ત્યા તેમનુ દુ ખદ અવસાન થયુ તેમની ઇચ્છા પ્રમાણે તેમનુ શબ તા ૧૦-૧૧-૧૯૩૩ના રોજ મુબઈ ઉતાર્યુ તે પ્રસંગે મુબઈએ તે શબનુ ભવ્ય સ્વાગત કર્યું અને ભવ્ય શબયાત્રા કાઢી હુ તે દિવસે જેલમુક્તિ પછી મુબઈમા હતો દેશભક્તની શબયાત્રા પૂરી થયા બાદ ખેડા જિલ્લા તરફથી શબને પુષ્પાજલિ અર્પવા આવેલા શ્રી ગોકળદાસ બાપુ અને શ્રી ફૂલચદભાઈએ મને બોલાવ્યો હુ તેમની પાસે ગયો મને ફૂલચદભાઈએ કહ્યુ "આપણે કાલે સાજે અહીથી જવાનુ છે"

"પણ હુ બે ત્રણ દિવસ રહીને આવીશ,' મે જણાવ્યુ "તમારી ખાસ જરૂર છે પરમ દિવસે બપોરે બે વાગ્યે આણદમા ચરોતર એજ્યુકેશન સોસાયટીના મકાનમા વિઠ્ઠલભાઈ પટેલના સ્મારક માટે વિચાર કરવાને ખેડા જિલ્લાવાસીઓની એક સભા બોલાવી છે આ સ્મારક સારુ થાય એ જરૂરનુ છે માટે પરમ દિવસે તે સભામા આપણે બધાએ હાજર રહેવુ જોઈએ" શ્રી ફૂલચદભાઈએ સ્પષ્ટતા કરી તે સાભળી મે જવાની હા પાડી બીજે દિવસે રાત્રે ટ્રેનમા અમે નીકળ્યા અને ત્રીજે દિવસે એટલે તા ૧૨-૧૧-'૩૩ના રોજ બપોરના એક વાગ્યે અમે આણદ પહોચ્યા અમે સીધા જ સોસાયટીમા ગયા જિલ્લામાથી ઘણા ગૃહસ્થો હાજર હતા તેમા સરકારી તત્રમા સહકાર કરવાની વૃત્તિવાળા પણ હતા તે પૈકી એક ગૃહસ્થે પ્રથમથી જ વિચિત્ર પ્રશ્ન પૂછયો કે "આ સ્મારક ઊભુ થાય તેની અને સરકારની વચ્ચે કેવો સબધ હશે?" આનો જવાબ શો હોય? મને આ સવાલ જ અસ્થાને લાગ્યો છતા જે ભાઈએ જે વૃત્તિથી સવાલ ઊભો કર્યો તેને વાજબી જવાબ મળવો જોઈએ એવુ વિચારીને મે જવાબ આપ્યો કે, "એ પ્રશ્ન અત્યારે અસ્થાને છે એ કઈ આપણે નક્કી કરવાનુ નથી એનો મુખ્ય આધાર તો પૈસા આપનારા અને તેના વહીવટ કરનારા જેવા હશે તેના પર રહેશે છતા તે સબધ કેવો હોવો જોઈએ તેનો તો એક જ જવાબ આપી શકાય કે સરકાર સાથે શ્રી વિઠ્ઠલભાઈને જિંદગીભર જેવો સબધ હતો તેવો સબંધ શ્રી વિઠ્ઠલભાઈના સ્મારકમા જે સસ્થા ઊભી થાય તેની અને સરકારની વચ્ચે હોવો જોઈએ" આ સબધે પૂરી ચર્ચા કર્યા બાદ આ સભાએ એવો ઠરાવ કર્યો કે — સ્વર્ગસ્થ દેશભક્ત વિઠ્ઠલભાઈ પટેલના સ્મારકમા નડિયાદમા છાત્રાલયવાળુ કન્યાવિદ્યાલય સ્થાપવુ તેને માટે નાણા ભેગા કરવા વગેરેની વ્યવસ્થા કરવા સારુ આ સભાએ શ્રી વિઠ્ઠલ સ્મારકસમિતિ પણ નીમી

આ સમિતિએ દેશમાથી, પરદેશમાથી પોતાના પ્રતિનિધિઓ દ્વારા પોણો લાખ રૂપિયા ભેગા કર્યા અને દાન આપનારાઓની સભાએ તા ૧૮-૧૧-'૩૫ના

રોજ ધારાવોરણ ધરી ચોક્કસ બંધારણ સાથે "શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ નામનું મંડળ સ્થાપ્યું અને તે જ વખતે મંડળના નિયમ મુજબનું વ્યવસ્થાપક મંડળ ચૂંટાય તે પહેલાં કામચલાઉ વ્યવસ્થાપક મંડળ પણ નીમ્યું આ વ્યવસ્થાપક મંડળે કન્યાવિદ્યાલયનો અભ્યાસક્રમ ઘડવા એક અભ્યાસક્રમસમિતિ નીમી. અભ્યાસક્રમ કેવો હોવો જોઈએ તે મુખ્ય પ્રશ્ન હતો. તે સાથે આ કન્યાવિદ્યાલય કેવું હોવું જોઈએ તે પણ પ્રશ્ન હતો. કન્યાશાળાઓ ઘણી છે. માધ્યમિક અભ્યાસ માટેની અંગ્રેજી હાઈસ્કૂલો પણ ઘણી છે. સ્વર્ગસ્થ વિઠ્ઠલભાઈ જેવા દેશભક્તના સ્મારકમાં ચાલી એક કન્યાશાળાનો વધારો થાય તેમાં કાંઈ વિશેષતા નહોતી. સ્વ. વિઠ્ઠલભાઈની દેશસેવાની ભાવનાને પોષે અને તે સાથે ચાલુ નૂતન વાતાવરણને અનુકૂળ આવે એવી કન્યાસંસ્થા સ્થપાય એ યોગ્ય હતું અને વ્યવસ્થાપક સમિતિએ જેમાં મુખ્ય માર્ગદર્શક સ્વર્ગસ્થ ફૂલચંદભાઈ અને શ્રી નરસિંહભાઈ પટેલ હતા તેમણે એવું નમૂનેદાર કન્યાવિદ્યાલય સ્થાપવાની પ્રવૃત્તિ હાથ ધરી.

આમ ખેડા જિલ્લાએ સ્વર્ગસ્થ વિઠ્ઠલભાઈનું સ્મારક ઊભું કરી પોતાનું ઋણ કિંચિત્ અંશે પણ ચૂકવવા પ્રયત્ન કર્યો.

## ૧૧૬. શ્રી વિઠ્ઠલ કન્યાવિદ્યાલય

આ સ્મારક ખેડા જિલ્લાની પ્રજાએ કરવાનું ઠરાવ્યું પણ તે એકલા ખેડા જિલ્લાનું જ ન હતું. દેશભક્ત વિઠ્ઠલભાઈ પટેલને નાત જાત કે ભૌગોલિક ભેદભાવ નહોતો. તેમની પાછળ તેમનું સ્મારક પણ એવું જ થવું જોઈએ. કેટલીક સૂચનાઓ એવી હતી કે સ્વ. વિઠ્ઠલભાઈનું સ્મારક બીજા વિઠ્ઠલભાઈ પેદા કરી શકે એવું કાંઈક ભવ્ય હોવું જોઈએ. તે માટે તે સ્મારક અંગે કાર્યકર્તાઓનો સંઘ ઊભો કરવો જોઈએ. બીજી બાજુ એવી પણ વિચારણા હતી કે આનો સીધો અને સાચો રસ્તો એ જ છે કે જેની મારફત અનેક વિઠ્ઠલભાઈ પેદા કરી શકાય એવી માતાઓ તૈયાર કરવી અને તે માટે એક નમૂનેદાર કન્યાસંસ્થા તેમના સ્મારકમાં ઊભી કરવી. આ વિચાર ઘણાએને ગમ્યો. આ વખતે સરદારશ્રી વલ્લભભાઈ નાસિક રોડ જેલમાં હતા. તેમને વારંવાર પત્રો મારફતે આ અંગેની બધી હકીકત જણાવતો રહેતો હતો. એવામાં આ માર્ગમાં પ્રથમથી રસ લેનાર અને શ્રી વિઠ્ઠલ સ્મારકસમિતિના મુખ્ય મંત્રી શ્રી ફૂલચંદભાઈનું હૃદય બંધ પડવાથી એકાએક દુઃખદ અવસાન થયું. શ્રી ફૂલચંદભાઈનું અવસાન તો અમને ભારે સાલ્યું. તેમની શક્તિ અનેકવિધ હતી. આ માર્ગમાં તેમણે પોતાનો પૂરો જીવ પરોવ્યો હતો. તે જેવા લડવૈયા હતા તેવા જ સાહિત્યસેવક પણ હતા. વળી કેળવણીમાં

પણ રસ ધરાવતા હતા કાર્ય કરવાની તેમની ઉદાર કાર્યપદ્ધતિ અને ઠરેલ સ્વભાવને કારણે તે કોઈ પણ ક્લેશમા ગોઠવાઈ શકતા અને પોતાના કાર્યને દીપાવી શકતા હતા આવા અનુભવી કાર્યશક્તિવાળા મંત્રીની ખોટ આ સ્મારક કાર્યમા શી રીતે પુરાય? તેમની અવેજીમા સ્મારકસમિતિએ મારી પસંદગી કરી. પણ અવેજી કઈ અસલની ખોટ પૂરી શકે ખરી?

સ્મારકસમિતિને તેને નીમનાર ખેડા જિલ્લાની પ્રજાએ જ ઠરાવથી સોપ્યુ હતુ કે શ્રી વિઠ્ઠલભાઈના સ્મારકમા નડિયાદમા એક કન્યાવિદ્યાલય ખોલવુ એટલે સ્મારકસમિતિએ તો તેવી સંસ્થા માટે જોઈતા સાધનો મેળવીને નડિયાદમા તેવી સંસ્થા સ્થાપવાની હતી તે માટે તે સમિતિએ પૂર્વ આફ્રિકામા રહેતા ખેડા જિલ્લાના વતનીઓના આમંત્રણથી એક પ્રતિનિધિમંડળ મોકલ્યુ તે પ્રતિનિધિમંડળને આશરે સાઠ હજાર રૂપિયા મળ્યા આ મૂડીથી વિદ્યાલયનુ કામ શરૂ કરવાનો વિચાર કર્યો

પણ ફક્ત પૈસાથી જ કાઈ વિદ્યાના કામ ઓછા થાય છે? પૈસાથી મકાન થાય, બીજા સાધન પ્રાપ્ત થાય, પણ તેથી કાઈ કન્યાકેળવણી માટેની નમૂનેદાર સંસ્થા તૈયાર થાય ખરી? માણસનુ શરીર હોય પણ તેમા જીવ ન હોય તો તેને માણસ કહેવાય? તેને શબ કહેવાય તેમ પ્રાણ વિનાનુ સાધન તો શબ કહેવાય તે અચેતન જ હોય અને અચેતન તત્ત્વ ચેતન પેદા ન કરી શકે એ ચેતનના શિક્ષક અને શિક્ષણ બે વસ્તુનો સુમેળ જામે અને તેમા શક્તિશાળી વિદ્યાર્થીઓની જિજ્ઞાસુ વૃત્તિ ભળે, ત્યારે ચેતન પેદા થાય આ ચેતનવંતા તત્ત્વ માટે અમારે ગુજરાતના ચેતનવંતા કેળવણીકારો અને શિક્ષણશાસ્ત્રીઓ તરફ નજર કરવાની રહી આગાઉમા કેળવણીકાર કહી શકાય એવુ કોઈ નહોતુ શ્રી નરસિંહભાઈ પટેલને એ વિષે કાઈક આછો ખ્યાલ હતો અને તેઓ કાઈક અધિકાર પુરઃસર કહી શકે ખરા શ્રી ભીખાભાઈ કુબેરભાઈ પણ સ્મારક સમિતિના મંત્રી હતા તેમને ચરોતર એજ્યુકેશન સોસાયટીના મંત્રી અને સ્વયંસેવક તરીકે કેળવણીનો ખ્યાલ ખરો, પણ તે સુનિર્ણિતીના પ્રમાણપત્રો મેળવવાની કેળવણીનો મનુષ્યનુ મન કેળવાઈને આત્મતત્ત્વને પામે, તેનુ શરીર કેળવાઈને તે આત્મતત્ત્વને પામેલા મનના અંકુશમા રહીને પોતાને અને અન્યને પોષી શકે એવો શ્રમ શીખે અને પછી એ આત્મતત્ત્વને પામેલુ મન પોતાના અંકુશમા રહેનાર શરીર દ્વારા સમાજને વધુ ઉપયોગી નીવડે, એવી બુદ્ધિ શક્તિની કેળવણી શી રીતે અપાય એ વિષે અમે સાવ અજ્ઞાન હતા અમને એક ખ્યાલ હૃદયમા વસી ગયો ખરો કે હવે જે કેળવણી સુનિર્ણિતીના પ્રમાણપત્રો માટે અપાય છે તે સાચી કેળવણી નથી. તે સાચી કેળવણી હોય તો આ વરસોની કેળવણી પછી પણ અમે વને મા અને ધને — આજ્ઞાએ — દિન

ઘસાઈ જઈને સાવ નિસ્તેજ, કંગાળ, દીન, હીન દેખાઈ રહ્યા છીએ તેવા અમે ન હોવા જોઈએ અમે હાલની કેળવણીના નશામા ઠઠારો કરીને ફરીએ છીએ ખરા, પણ નથી અમારામા હૈયાની શક્તિ કે નથી હાથપગની શક્તિ, તેમ જ નથી સ્વચ્છ બુદ્ધિની શક્તિ તે કેળવણીથી જે બુદ્ધિ મળી છે તે એવી ખંડનાત્મક છે, મેલી છે કે તેથી દિન પ્રતિદિન અમે વધુ ને વધુ નિસ્તેજ થતા જઈએ છીએ, અમારા વ્યક્તિગત જીવનની અને સામાજિક જીવનની મૃતપ્રાય દશા થવા બેઠી છે. અને આમ ચાલ્યા કરશે તો થોડા જ સમયમા તે જીવનની નનામી કાઢી 'રામ બોલો ભાઈ રામ' કરવા પડશે આધુનિક કેળવણી વિષે અમારામાંથી કેટલાકનો આવો ખ્યાલ હતો

પણ તે સાથે અમે જાણતા હતા કે અફીણના બંધાણીઓમાં પણ કેટલાક વિચક્ષણ બુદ્ધિશાળી પુરુષો હોય છે જેઓ અફીણના ગુણદોષ જાણી ગયા હતા, અને તેના બંધનમાંથી શી રીતે નીકળવું, પોતાથી ન નીકળાય તો ભવિષ્યની ઓલાદ તેમાથી શી રીતે બચે તેનો વિચાર કરી રહ્યા હતા તેથી એવા પુરુષો પાસે અમે અમારી વાત મૂકી સ્મારકસમિતિએ ગુજરાતમાં સ્ત્રીકેળવણીમાં રસ લેનાર ત્રણચાર વ્યક્તિઓની એક અભ્યાસક્રમસમિતિ નીમી તે અભ્યાસક્રમસમિતિમાં શ્રીમતી વિદ્યાબહેન નીલકંઠ, શારદાબહેન મહેતા અને શ્રી રામનારાયણ પાઠક હતાં તેમને સ્મારકસમિતિએ સોંપ્યુ કે આપણા સમાજમા નમૂનેદાર સ્ત્રીકેળવણીની સંસ્થા માટે કેવો અભ્યાસક્રમ યોજવો તે વિષે ગુજરાતના શિક્ષણશાસ્ત્રીઓના અભિપ્રાય મેળવીને અભ્યાસક્રમ ગોઠવવો અભ્યાસક્રમસમિતિએ સ્મારકસમિતિએ તેમને કરેલી વિનંતિ અનુસાર ગુજરાતના શિક્ષણશાસ્ત્રીઓને વિનવીને કન્યાકેળવણી વિષેના તેમના અભિપ્રાય માગ્યા તે અભિપ્રાયોમા ગુજરાતમાં સરકારી કેળવણી ખાતાના કેટલાક મુખ્ય અધિકારીઓના અભિપ્રાયો પણ હતા તેમ જ પાઠશાળાઓ અને મહાપાઠશાળાઓના શિક્ષણમા લાંબા સમયના અનુભવીઓના પણ હતા આ વિનંતિ વિસાપુર જેલમાં તે વખતે પુરાયેલા શ્રી નરહરિભાઈ દ્વારકાદાસ પરીખ અને શ્રી દેસાઈભાઈ નાથાભાઈ પટેલને પણ મોકલવામાં આવેલી તેમણે અન્ય મિત્રોની સાથે એ વિષે ચર્ચા કરીને પોતાનો અભિપ્રાય વિગતે મોકલાવ્યો હતો તે બધા અભિપ્રાયોમાંથી સ્ત્રીકેળવણીના અભ્યાસક્રમના કયા કયા મુદ્દા રાખવામાં આવ્યા તે શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળના સને ૧૯૩૫–૩૬ના હેવાલમા આપેલા છે. તે અહીં સીધા મૂકી દઉં તો ઠીક ગણાશે

૧ જીવનની બધી જવાબદારીઓ પુરુષોની જેમ સ્ત્રીઓ સમજતી થાય અને ઉઠાવતી થાય એ આવશ્યક છે

૨ આજની કારકુની કેળવણી વિના સ્ત્રીઓ સમાજમા પોતાનું યોગ્ય સ્થાન લઈ શકે છે જે અનર્થકારી આકર્ષણ પુરુષોની કેળવણીમાં વિઘ્નરૂપ થઈ પડે છે, તે સ્ત્રીઓની કેળવણીમાં ન હોઈ શકે તેમાં નવીન પ્રયોગો માટે અવકાશ છે.

૩ બેઠાડુ અને વાચણિયા વૃત્તિને પોષણ ન મળે તેવી રીતનો અભ્યાસક્રમ યોજવો

૪ ઉદ્યમ, સ્વાવલબન, અને ચારિત્રગઠન સધાય તેમ કરવુ

૫ વિદ્યાલયની કેળવણીના પરિણામે વિદ્યાર્થિનીઓમા સમાજના તથા રાષ્ટ્રના અગ તરીકે પોતાનો ફાળો આપવાની યોગ્યતા કેળવાય, શરીર અને મન સુદૃઢ થાય, તે સહૃદયી બને, કોમની કે ધાર્મિક સાપ્રદાયિક સકુચિતતા ન આવતા તે ધાર્મિક બને અને તેનામા સર્વધર્મસમભાવ કેળવાય, તેનામા તેજસ્વિતા ને સસ્કારિતા આવે, સાહિત્ય, સગીત, ચિત્ર વગેરે કળાઓ પ્રત્યે અભિરુચિ કેળવાય ટૂકમા જીવનનો સર્વાગી વિકાસ થાય

૬ આપણા સામાન્ય કુટુબોના ઘરકામ આવડે, એટલુ જ બસ નથી, પણ ઘરકામ એ હલકી વસ્તુ નથી, પણ પ્રસન્નતા અને કુશળતાપૂર્વક કરેલા ઘરકામ ઉપર જીવનના વિકાસનો અને સુખનો મોટો આધાર છે, એવી સમજણ (અને શ્રદ્ધા) કેળવી વળી ઘરકામ આવડે અને તેનો કટાળો ન હોય, એટલુયે બસ નથી ઘરકામમા અને ગૃહવ્યવસ્થામા શાસ્ત્રીય દૃષ્ટિ દાખલ થાય અને સ્વાસ્થ્ય, સગવડ, શોભા તથા ચિત્તની પ્રસન્નતા એ બધુ વધારે શી રીતે સચવાય તે વિચારતા આવડે એ જોવાનુ છે

ઉપરના મુદ્દાઓ સાથે બીજો પણ એક મુદ્દો અમારા મનમા હતો આપણા સમાજમા સમાજના કોઈ ક્ષેત્રમા કે બીજા વ્યવસાયમા સ્ત્રીપુરુષો એક સાથે કામ કરવા ટેવાયલા નથી સ્ત્રીપુરુષોએ હરકોઈ કાર્યમા સાથે રહી પોતપોતાની મર્યાદામા ગૌરવભરી રીતે કેમ વર્તવુ તેની કળા આપણને આવડતી નથી. તેથી પુરુષ અને સ્ત્રી સહકારથી કોઈ ક્ષેત્રમા કામ કરતા હોય ત્યારે આપણને તેમના પ્રત્યે શકાની દૃષ્ટિથી જોવાની ટેવ પડી ગઈ હોય છે અને બને છે પણ એવુ કે આપણને સ્ત્રીપુરુષની ગૌરવયુક્ત મર્યાદા સાચવવાની કળા સાધ્ય નહિ હોવાથી કેટલાક અનિચ્છવાયોગ્ય બનાવો બની પણ જાય છે આપણી એ અનાવડતને કારણે કહો કે આપણી એ નબળાઈને કારણે કહો, યુરોપીય સમાજમા સ્ત્રીપુરુષોને સાથે રહી કાર્ય કરતા દેખીને આપણે તેમના સબધમા પણ શકા લાવીએ છીએ એ સમાજ સયમથી પૂર્ણ છે એવુ કહેવાનો મારો હેતુ નથી પણ સામાન્યત ત્યા કોઈ પણ ક્ષેત્રમા સ્ત્રીપુરુષો એકત્ર રહી કામ કરશે પણ તેઓ પોતપોતાની મર્યાદા ઉલ્લઘીને અરસપરસ દાતડીદિયા કે મશ્કરીમશ્કરી નહિ કરે કામપૂરતો સહકાર આપના ગૌરવપૂર્ણ વર્તન શી રીતે રાખવુ તે તેમને આવડે છે અને તેથી જ હજારો સ્ત્રીપુરુષો જાહેર કાર્યમા ભાગ લઈ શકે છે આમ જેવાના ક્ષેત્રમા નિર્ભયતાથી કામ કરવાની વૃત્તિ પોષાય તે સાથે પરપુરુષો સાથે એક જ ધ્યેયના ક્ષેત્રમા મર્યાદામા રહી કામ કરી શકાય એવી તાલીમ આપણી બહેનોને મળે એ જરૂરનુ છે એ મુદ્દો પણ આ વિદ્યાલયની સ્થાપનામા હતો.

ઉપરના મુદ્દાઓનો સમાવેશ થાય એવું શિક્ષણ માતૃભાષા દ્વારા અપાય એવો અભ્યાસક્રમ યોજવાનું નક્કી થયું એટલામાં શ્રી દેસાઈભાઈ અને શ્રી નરહરિભાઈ વિસાપુર જેલમાંથી છૂટયા તે બન્ને અભ્યાસક્રમ યોજવામાં બહુ જ મદદગાર થઈ પડ્યા અને તેની રૂપરેખા તૈયાર થઈ પણ ત પ્રમાણે કામ કોણ કરે? બધાની નજર શ્રી દેસાઈભાઈ નાથાભાઈ ઉપર ગઈ સ્વર્ગસ્થ મોતીભાઈ અમીન પણ આ કાયમાં બહુ રસ લેતા હતા તે પોતે પણ આવા કોઈ યોગ્ય શિક્ષકની શોધમાં હતા મે જ્યારે શ્રી દેસાઈભાઈનું નામ તેમની પાસે મૂકયું ત્યારે તેમણે તુરત જ તેને વધાવી લીધું। જે વ્યક્તિને સ્ત્રીકેળવણીની મ સ્થાનું સુકાન સોંપીએ તેનામાં કેળવણીના વિષયમાં કોઈ ખામી હોય કે અન્ય વિચારભેદ હોય તે બધું નભાવી લેવાય પણ ચારિત્રની બાબતમાં જે વ્યક્તિ શ કાથી પર હોય તેવી, સર્વમાન્ય વ્યક્તિને જ આ સુકાન સોંપી શકાય વળી ઉપર અભ્યાસક્રમના મુદ્દા જણાવ્યા તે મુદ્દામાં શ્રદ્ધાવાળી અને તેને અનુસરીને તુણાનનું રાષ્ટ્રીય વિનયમ દિર જેટો દશ વરસ સુધી સફળતાથી ચલાવેલું તે વ્યક્તિની પસંદગી આ કાર્ય માટે થાય એ સર્વને પસંદ પડ્યું શ્રી મોતીભાઈ અમીનની પણ તે જ પસંદગી થઈ આ કન્યા વિદ્યાલયમાં કન્યાછાત્રાલયનો પણ સમાવેશ થતો હતો કન્યાવિદ્યાલય કરતા પણ કન્યાછાત્રાલયનું કામ વધુ અગત્યનું હતું તે કામની જવાબદારી ઉપાડી શકે એવી બહેનો પણ અમને મળી ગઈ આ કાર્યમાં વડોદરાની ગવર્નમેંટની સ્ત્રીકોલેજના તે વખતના આચાર્ય શ્રી દાદાભાઈ અમીનની પણ સારી મદદ મળી આમ આ કામ ઠેકાણે ગયું વળી આ પહેલા સરદારસાહેબ અને શ્રી દરબારસાહેબ પણ બહાર આવી ગયા હતા તેમની મદદ પણ સારી મળી દરબારસાહેબ તો આ કાર્યમાં સક્રિય ભાગ લેવા લાગ્યા

પણ વિદ્યાલય શરૂ ક્યાં કરવું? પૈસા કામજોગા મળ્યા તે પૈસામાંથી નડિયાદની બહાર ખુલ્લા વાતાવરણમાં જમીન મેળવવાનો અને ત્યાં સાદા અને સગવડવાળા મકાન ઊભા કરીને વિદ્યાલય બનાવવાનો નિશ્ચય થયો તે માટે હાલ જ્યાં વિદ્યાલય છે તે જમીન પણ ખરીદી પણ મકાનો તૈયાર થાય તે પહેલા વિદ્યાલય શરૂ કરવાનું નક્કી થયું તે માટે નડિયાદ સ તરામ મહારાજે પોતાના વિશાળ ખડો પૈકી એક મોટી ધર્મશાળા જેવો મોટો ખડ અમને સોંપ્યો ત્યાં વિદ્યાલય શરૂ કરવાનો નિર્ણય થયો. આ વિદ્યાલયની ભાવના પ્રમાણે પૂ મહાત્માજીના શુભહસ્તે અને તેમના આશીર્વાદ સાથે આ વિદ્યાલય શરૂ થાય તો એથી વિશેષ રૂડું શું એવું વિચારીને તેમને વિનંતિ કરવામાં આવી તે વખતે મહાત્માજી બોરસદ પ્લેગનિવારણના કાર્યના છેલ્લા સમયમાં બોરસદ ગામ બહાર ખેતરોમાં જ પ્લેગનિવારણ છાવણીમાં રહેતા હતા. સને ૧૯૨૫ના એપ્રિલની ૩૦મી તારીખે, શ્રી વિઠ્ઠલ કન્યાવિદ્યાલયની ઉદ્‌ઘાટનક્રિયા પૂજ્ય મહાત્માજીને હસ્તે કરવામાં

વડીલપણુ અને સ્વર્ગસ્થ શ્રી વિઠ્ઠલભાઈ પટેલના સ્મારક નિમિત્તે સ્થપાયેલી આ સંસ્થા પ્રત્યેની ગુજરાતની જનતાની સહાનુભૂતિ — એ સર્વ બળોના પ્રતાપે સંસ્થા ફાલીફૂલી છે પણ હજી તેની પ્રાથમિક દશા છે તે તો હજી પ્રભુઇચ્છા હશે તો ખૂબ ફાવશે પણ ઉપર જણાવેલા ધ્યેયનુ બળ તેના મૂળમા હશે તો હુ આશા રાખુ છુ અને ગુજરાતની જનતા પણ એવી આશા રાખે કે પ્રભુ આ સસ્થા દ્વારા ગુજરાતની સ્ત્રીશક્તિને ખીલવશે

# ૧૧૭. બોરસદ પ્લેગનિવારણ

જે પુરુષ સેવાના ક્ષેત્રમા હમેશનો બેઠો હોય છે તેને મેવા શોધવા જવી પડતી નથી. સરદારશ્રી વલ્લભભાઈ પટેલ નાશિક જેલમાથી મુક્ત થઈ મુબઈમા આખા ગુજરાત ઉપર દૃષ્ટિ નાખતા બેઠા હતા દરબારસાહેબ બોરસદ સત્યાગ્રહ છાવણીમા બેઠા હતા તે બોરસદથી અને ઠે નડિયાદથી જિલ્લાની પરિસ્થિતિથી વારવાર તેમને વાકેફ રાખતા હતા

બોરસદ તાલુકામા પ્લેગ ચાલતો હતો સને ૧૯૩૨મા પ્રથમ કેસ બનેલો પણ આવો કેસ બનતા તુરત આપણે કે આપણી સુધરાઈઓ જાગૃત થતી નથી. કેટલીક વખતે તેમને ખ્યાલ પણ હોતો નથી. મરણ નોધાવનાર પોતાને તકલીફમા ઊતરવુ પડે એટલા માટે પ્લેગથી નીપજેલા મરણને બીજુ કોઈ કારણ આપીને નોધાવે છે પ્લેગનુ મરણ નોધાયેલુ હોય તો પણ નોધનાર તે માણસ બહારથી આવ્યો હતો અને હવે બીજો તેવો કેસ નથી, તેમ જ થવા સંભવ નથી એવો હેવાલ ઉપલા અધિકારીને મોકલી આપે છે, અને પોતાની જવાબદારી પૂરી થઈ સમજે છે આમ બેદરકારી ચાલી સને ૧૯૩૨ની સાલમા તાલુકાના એક જ ગામમા પાચ કેસ થયા ૧૯૩૩મા સાત ગામમા મળીને ચૌદ કેસ થયા ૧૯૩૪મા ચૌદ ગામમા મળીને ૧૫૦ કેસ થયા અને સને ૧૯૩૫મા સત્તાવીસ ગામમા મળીને ૪૫૦ કેસ થયા આમ દર વરસે રોગ વધ્યે જાય તે માટે ન ઉપાય કરે સરકારી તદુરસ્તીખાતુ કે ન પગલા લે લોકલબોર્ડ ખાતુ આ ચેપ બીજે વરસે કેટલો ફેલાશે તેનો સહેજે ખ્યાલ આવી શકે દરબારશ્રીએ સરદારસાહેબને બોરસદના ગામોની પ્લેગની વાત લખી મોકલી અને લોકોમા પ્લેગને લીધે ફેલાઈ રહેલા ત્રાસથી માહિતગાર કર્યા સરદારશ્રીએ ડૉક્ટર ભાસ્કર પટેલને બોલાવીને તેમની મદદ માગી. તેમણે મદદ આપવાની તત્પરતા બતાવી ડૉક્ટર ભાસ્કર પટેલ ૧૭મી માર્ચના રોજ બોરસદ તાલુકામા આવ્યા બે ત્રણ દિવસ પ્લેગવાળા ગામોમા ફરી વળ્યા અને ત્યાની પરિસ્થિતિનો હેવાલ તૈયાર કરીને શ્રી સરદારસાહેબ સમક્ષ રજૂ કર્યો.

સરદારસાહેબે પૂછ્યું, "ડૉક્ટર, આનો કાંઈ ઉપાય ખરો? તમારા આકડા પ્રમાણે તો રોગ આમ વધ્યો જ જાય અને કાંઈ પગલા ભરવામાં ન આવે તો આખા ખેડા જિલ્લામાં ફેલાય અને ઘર કરીને બેસે." ડૉક્ટર ભાસ્કરે જણાવ્યુ, "ઉપાય તો છે જ યુરોપમા આવા ચેપી રોગને આમ વધવા દે નહિ તુરત જ તેના ઉપર અંકુશ મૂકે. અને જે હોય તેને ધીમે ધીમે નાબૂદ કરે આપણે પણ તેમ કરી શકીએ" સરદારશ્રીએ જાણવા ઇચ્છયું, "કેટલી મુદતમાં આ કાર્યને આપણે પહોંચી વળીએ?" ડૉક્ટર ભાસ્કરે સત્તાવીસ ચેપવાળા ગામોની શુદ્ધિ કરવાની અને પ્લેગના જે દરદીઓ જૂના ચાલુ હોય અને નવા થાય તેમને માટે દવાખાનું ઊભું કરવાની સૂચના કરી એકંદરે બે અઢી માસ ત્યા સતત રહેવું જોઈએ

"પણ આમાં એક કાર્યકુશળ ડૉક્ટરની જરૂર પડે જ તમે આ કાર્ય માટે બે માસ આપી શકશો? તમે આવો તો પ્લેગને વાળી ઝૂડીને કાઢવાનો અખતરો બોરસદ તાલુકામા કરીએ માણસના જુલમનો સામનો કરવા સાથે પ્લેગ જેવા ચેપી રોગનો સામનો કરીને તેને પણ આપણે ભગાડી શકીએ છીએ એવું દુનિયાને બતાવીએ"

ડૉક્ટર ભાસ્કર મૂળિયા જેલમાથી મુક્ત થઈ માડમાડ મુબઈમા ગોઠવાઈ જવાની શરૂઆતમા હતા તેવામાં આ સેવા કરવાનું કહેણ સરદારશ્રીએ આપ્યુ તેને અવગણાય પણ શી રીતે? તેમણે હા પાડી અને સરદારશ્રીએ દરબારશ્રીને લખી જણાવ્યુ કે બોરસદના પ્લેગની સામે લડાઈ કરવા બોરસદ આવું છું ત્યાં પ્લેગસ કટનિવારણ છાવણી ઊભી કરવી ગામ બહાર અનુકૂળ સ્થળે સ્વય સેવકોને રહેવાજમવાની સગવડ કરવી ત્યા પાણી વગેરેની સગવડ હોવી જોઈએ પ્લેગના દરદીઓ માટે દવાખાનું પણ ઊભું કરવુ પડશે આ બધા માટે વિચાર કરીને જગ્યાની પસદગી કરજો

આ પત્ર વાચી દરબારસાહેબે મને બોરસદ બોલાવ્યો બોરસદના કેટલાક મિત્રોની મદદથી બોરસદ સત્યાગ્રહ છાવણીની પાસે જ મીઠા પાણીના કૂવાવાળા મોટા ખેતરમાં માંડવા બંધાવ્યા સ્વયંસેવકોને રહેવાને માટે, રસોડાને માટે, સામાન માટે, સરદારશ્રી માટે તેમ જ મહાત્માજી પણ કદાચ આવવા ઇચ્છે તો તેમને માટે પણ એક માડવો આમા નીચે તૈયાર કર્યો સત્યાગ્રહ છાવણીને દવાખાનુ બનાવ્યુ વીસ પચીસ ખાટલા, ગાદલા, ચાદરો, ઉશીકા વગેરે દરદીઓ માટેના સાધન તૈયાર કર્યા ડૉક્ટર ભાસ્કરે જોઈતી દવાઓની યાદી કરી તે પ્રમાણે સરદારશ્રીએ મુબઈથી દવાની પેટીઓ મોકલી આમ બધી તૈયારી થઈ ગઈ

પણ પ્લેગની સાથે બાથ ભીડવાની હતી. તે માટે સ્વય સેવકો જેટલા વધારે મળે તેટલુ જલદી કામ થાય સરદારશ્રીએ આ કાર્યનું જોખમ સ્પષ્ટ સમજાવીને તે જોખમ પોતે સમજીને સેવાની ભાવનાથી કામમા આવે એવા સ્વય સેવકો માટે

જાહેર અપીલ કરી દરબારસાહેબને તેવા સાડેક ઉમેદવારો મળ્યા એટલી સખ્યા બસ હતી ઓછી હત તો પણ કામ તો થાત જ એક અઠવાડિયામાં જ આ બધું તૈયાર થઈ ગયુ આ કાર્યમા બોરસદમા ધધો કરતા ડૉક્ટર જીવણજી રતનજી દેસાઈએ પણ ડૉક્ટર તરીકે પોતાની સેવા આપવાની ઇચ્છા દર્શાવી તે મદદ પણ સારી મળી આમ બધુ ગોઠવાયુ માર્ચના છેલ્લા અઠવાડિયામા તો અમારુ કામ શરૂ થઈ ગયુ

સરદારશ્રીએ આવીને પ્લેગમા સપડાયેલા બધા ગામોની મુલાકાત લીધી અને લોકોને વિનતી કરી કે અમે જે કામ ઉપાડીએ તેમા તમારો સહકાર આપીને અમારી સૂચના પ્રમાણે વર્તશો તો આ દુખમાથી છૂટશો

પ્લેગનિવારણ છાવણીને મોખરે જ એક મોટા રાયણના વૃક્ષ નીચે સરદારશ્રીનો માડવો હતો રાયણની નીચે ખાટલામા તકિયાને અઢેલીને બેઠા બેઠા વાતો કરતા કે પત્રિકા લખતા કે થયેલા કાર્યની બાતમી મેળવતા જ્યારે ત્યારે સરદાર સાહેબને આપણે દેખીએ

## ૧૧૮. પ્લેગની સામે સફળ મોરચો

જેવી લડાઈ તેવુ સાધન એ સૂત્ર આપણે મહાત્માજી પાસેથી શીખ્યા છીએ પ્લેગની સામેની લડાઈમા ચાર મુખ્ય સાધનો યોજ્યા હતાં ૧ સ્વયસેવકો ૨. દરદીઓની સારવારની તથા હવાશુદ્ધિની સામગ્રી ૩ પ્રજાનો સહકાર અને ૪ પ્રચાર

૧. પ્લેગનો ભય ત્યજીને કામે લાગે એવા નાના મોટા સ્વયંસેવકો તેમાં સરદારશ્રી અને દરબારશ્રી જેવાનો પણ સમાવેશ થઈ શકે તે અન્ય સ્વયસેવકોને ઉત્સાહ, સાધન અને દોરવણી આપે તે ફક્ત દૂર બેઠા બેઠા પત્રિકાઓ લખે અને સૂચના જ આપે પણ જોખમથી ડરે તો ન જ ચાલે તેમણે તો સૌથી પ્રથમ જોખમમા પડવું જોઈએ તો જ બીજા સ્વયસેવકો હિંમતથી કામ કરી શકે આમા તે બન્ને વડીલો માટે કહેવાપણુ ન જ હોય એટલે બીજા સ્વયસેવકો તો નિર્ભયતાનો પાઠ તેમની પાસેથી શીખતા કામ તો જોખમભર્યું હતુ જાહેર કામ કરવાની ઇચ્છાવાળા કૉલેજના અને બીજા ઘણા યુવકો પ્લેગના ચેપથી ડરીને ભાગતા, ત્યા આવવાની હિંમત પણ કરતા નહિ કેટલાક યુવાનો આવતા પણ તેમના માબાપને ખબર પડતી ત્યારે કજિયો કરીને તેને પાછા ભગાડી જતા આવી મુશ્કેલી તો આ કાર્યમાં હતી જ સમાજસેવાનું વ્રત લઈ બેઠેલા સેવકને તો ડગલે ને પગલે મરણને ભેટવાનો મોકો આવી પડે તે પળે તે પાછો પડે, ડરી જાય તો તેના સેવાકાર્યમા કાંઈ ભલીવાર ન આવે આમ છતાં એક ભય તો ઊભો જ હતો સ્વયસેવકો અને છાવણીની વ્યવસ્થા કરનારા એકંદરે એકસો

માણસની સખ્યા પૈકી કોઈને પ્લેગ લાગુ પડે તો ? આથી માબાપની ઇચ્છા વિરુદ્ધ ત્યા રહેવાને સરદારસાહેબ કોઈને ઉત્તેજે નહિ તેઓ તો એમ જ કહે કે જેમને સહેજેય ડર હોય, શકા હોય, તેઓ ભલે ચાલ્યા જાય અને જે ગણ્યાગાઠ્યા માણસો નભ્યા થઈને ત્યા કામમા રોકાય તેમનાથી જ ચલાવી લેવુ પણ મુશ્કેલી તો નડે જ આ માટે પ્રથમથી જ સાવચેતી લેવા માડી હતી સ્વયસેવકોને પ્લેગના દરદીઓની સારવારમા રહેવાનુ થાય પ્લેગના વાતાવરણથી ભર્યા અવડ ઘરમા પેસી પ્લેગથી મરેલા ઊદરોને શોધીને તેને બાળી નાખવામા અને આખુ ઘર સાફ કરી દવાના ઉપયોગથી ચાચડ અને ખરાબ હવાનો નાશ કરી લોબાન અને ગધકની ધૂણીથી વાતાવરણ શુદ્ધ કરવામા સ્વયસેવકોને માથે ઘણુ જોખમ હતુ તેવા સ્વયસેવકો મેળવવા એ પ્રથમ સાધન ગણાય

૨ પ્લેગના રોગથી સપડાયેલા દરદીઓની પાસે રહી તેમની સારવાર કરવી, દવા આપવી, તેમને માટે જોઈતા સાધનોની અને ખાવાપીવાની વ્યવસ્થા કરવી, વગેરે આમા ડોક્ટરો અને સારવાર કરનાર બરદાસીનો સમાવેશ થઈ જાય આ કાર્ય સહુથી વધારે જોખમી હતુ તેમા દરબારસાહેબના પુત્રો અને પુત્રવધૂઓ રહ્યા

૩ ઉપરના બે સાધનો હોવા છતા પ્રજાનો તેમા સહકાર ન હોય તો કામ મુશ્કેલ બને છે દેવદેવીની વહેમી માન્યતાને કારણે કેટલાક અજ્ઞાન વર્ગનો સહકાર નહોતો મળતો આ તો માતાનો કોપ તેમા દવા ન થાય, દવા કે ઉપચાર કરીએ તો માતા કે દેવ કોપે અને આપણુ સત્યાનાશ વાળે આવી અજ્ઞાનભરી માન્યતા પ્રજામા હોય તો તેઓ આપણને આ કાર્યમા સહકાર ન પણ આપે માટે એવા વહેમોથી દૂર રહી પૂરો સહકાર પ્રજા આપે તો કાર્ય સરળ અને જલદી થાય

૪ ઉપરના ત્રણેય સાધનો સાથે પ્રચારનુ સાધન પણ જોઈએ પ્લેગ થવાના કારણ તેને અટકાવવાના ઉપાયો તેને નમૂળ કરવાના રસ્તા, પ્લેગ થાય તેમા આપણી જવાબદારી, સરકારની જવાબદારી વગેરે માહિતી અને અન્ય કેટલીક અગત્યની સૂચનાઓ પણ પ્રચારના કાર્યમા આપવાની હોય

આ ચારેય સાધનો સરદારશ્રીએ તૈયાર કર્યા હતા પ્રથમ સાધનમા સ્વયસેવકો એકદરે એક સો હતા તેમા સરદારસાહેબ દરબારસાહેબ, ડોક્ટરો, દવાખાનામા પાચ સાત બરદાસી ઓફિસનુ કામ કરનારા, પ્રચારના કાર્યમા રોકાયેલા, ખાવાપીવાની ગોઠવણ કરનારા વગેરે મળી ૪૦ જણ હતા અને આશરે સાઠેક જણ પ્લેગવાળા ગામડામા કામ કરનારા હતા એ દરેકને પ્લેગની રસી આપવામા આવી હતી શરીરમા જે તત્ત્વને પ્લેગના જતુ જલદી અસર કરે તે તત્ત્વને નાબૂદ કરવા માટે આ રસી લેવાની હતી અને તેવી રસી બધાએ લેવી જ જોઈએ એવો સરદારશ્રીનો હુકમ હતો કોઈ તેવી રસી લેવાની ના ન પાડે તે માટે તેમણે પોતે પણ લીધી હતી

ખાસ કરીને જે ગામમાં પ્લેગ લાગુ પડ્યો હતો ત્યાં બચવાને જાહેરાત મળી ગયેલી કે પ્લેગને નાબૂદ કરવાને સમિતિવાળા સ્વયંસેવકો ગામમાં આવશે. કેટલાકને તો નવાઈ લાગે કે પ્લેગને શી રીતે નાબૂદ કરશે? જ્યારે અમે કોઈ ગામમાં ટોળાબંધ જઈએ ત્યારે લોકો જોવા આવે. તેઓ અમને જુએ. અમારી પાસે લાંબા ટૂંકા ઝાડુ હોય, કોદાળીઓ હોય, પાવડા હોય, ઘાસતેલના ડબા હોય, ઇમલ્શનના ડબા હોય, ગંધક હોય, ઇમલ્શન અને બ્લીચિંગનું પાણી છાંટવાના ઝારા હોય, અંધારામાં તપાસ કરવા માટે બેટરીઓ હોય, લોબાન અને ગંધકનો જથો હોય અને ધૂપ કરવાના ધમેલા હોય. તે સાથે અમારાં લૂગડાં, પથારી, ઉપરાંત એક કોથળામાં શેકેલા ચણા, મગફળી અને ગોળ પણ હોય,— કોઈ ગામમાં જમવાની વ્યવસ્થા થાય તેમ ન હોય તો ચણા મમરા ફાકીને પણ ચલાવીએ.

ચાંચડ પ્લેગનો વાહક જંતુ છે. તે જાતે બહુ ખડતલ હોય છે. સામાન્ય દવાથી તે મરતાં નથી હોતાં. ઇમલ્શન બહુ સખત હોય તો તેની કાંઈક અસર તેને થાય ખરી. બ્લીચિંગ પાઉડરનો ઉપયોગ પણ ચાંચડનો નાશ કરવામાં થાય છે. પણ આટલું બધું ઇમલ્શન મેળવવું અને ઉદારતાથી વાપરવું મુશ્કેલ હતું. પણ ડૉક્ટર ભાસ્કર પટેલે બે દિવસની સતત મહેનતથી એક શોધ કરી જે આ કાર્યમાં બહુ ઉપયોગી નીવડી. ઘાસતેલની અંદર ડામરની ગોળીઓ નાખવાથી તે સાવ ઓગળી જાય છે અને તેમાંથી જે પ્રવાહી પદાર્થ થાય છે તે ઇમલ્શન જેવો જ અસરકારક હોય છે. તેનો પ્રયોગ પણ પાળજ ગામમાં કર્યો અને ખાતરી કરી જોઈ કે તે ઇમલ્શન ચાંચડ અને તેનાં ઈંડાં ઉપર ઠીક અસર કરે છે. ડૉક્ટર ભાસ્કરની આ શોધથી અમારું કામ સહેલું થઈ પડ્યું. પછી તો સરદારશ્રીએ કોથળાબંધ ડામરની ગોળીઓ મંગાવી, ઘાસતેલ લીધું અને તેના મિશ્રણથી ઇમલ્શન બનાવવાનું એક ખાતું ખોલ્યું.

આવી બધી સામગ્રી લઈને ગાડાં ભરીને અમે પ્લેગવાળે ગામે જઈએ. ત્યાંની ધર્મશાળામાં કે કોઈ અનુકૂળ સ્થળે અમારા ઉતારા માટે વ્યવસ્થા કરી મૂકી હોય. મોટે ભાગે અમે જમવા માટે એવો નિયમ કર્યો હતો કે મિષ્ટાન્ન કોઈ સ્થળે જમવું નહિ અને બનતા સુધી એક ઘેર બધાએ જમવું નહિ. એક ટુકડીમાં આશરે ત્રીસ પાંત્રીસ જણ હોઈએ. તે બધાનો બોજો એક જણના ઉપર નાખવો એ ઠીક નહોતું. તેથી ગામલોકોએ ગામતરફથી એક સાથે જમવાની વ્યવસ્થા ન કરી હોય ત્યાં જુદે જુદે ઘેર બબ્બે ત્રણત્રણ જણ વહેંચાઈ જતા અને જમતા.

અમે દરેક રસી તો લીધેલી જ હતી, તે ઉપરાંત કામ શરૂ કરતાં પહેલાં હાથે અને પગે ઇમલ્શન ચોપડતા. અમે કપૂરની મોટી ગોળીઓ ચોવીસેય કલાક પાસે રાખતા. વળી દિવસમાં બે વખત નાહી ધોઈ બન્ને વખતે

ધોયેલા લૂગડા પહેરતા રાત્રે તાજુ ધોયેલુ પચિયુ કે ચડ્ડી પહેરીને સૂતા અમારી પથારીઓ આખો દિવસ તપમા તપાવીને રાત્રે વાપરતા આટલી સાવચેતી સાથે અમે નિર્ભયતાથી અમારા કાર્યમા મચ્યા રહેતા લોકો તો મોટે ભાગે ગામ બહાર માડવે ગયેલા હોય તેઓને બોલાવવામા આવતા તેમની પાસે ઘર ઉઘડાવતા ઘરના બારી બારણા અર્ધોક કલાક ખુલ્લા રાખતા પછી અમારી ચઢાઈ થતી હાથમા નાના મોટા ઝાડુ લઈને ઘરને ખૂણેખાચરેથી કોઠીઓના ગાળેથી પેટીપટારાની આગળ પાછળથી પેટીપગારા આઘાપાછા કરી તેની નીચેથી પ્રથમ કચરો સાફ કરી બહાર ચકને નાખી આવતા અને ઢગનો કરી ઘાસતેલ છાટી બાળી મૂકતા તેમા કેટલા મરી ગયેલા ઉદરો પણ હોય બત્તીઓના તેજથી અજવાળુ કરી કરીને અધારા ખૂણામા પણ સહેજેય કચરો ન રહે એ રીતે અમે સફાઈ કરતા આમ કરતા ચાચડ અમારે પગે ચઢી જાય કે લાગનો અમે ઇમલ્શનનો ઉપયોગ કરી નાખીએ આવી સ્વચ્છતા કરીને પછી ઇમલ્શન ઝાગમા ભરીને છાટીએ ભોય તળીયે અને બબ્બે ફૂટ દીવાને ખૂબ છાટીએ તે વિધિ પૂરો થયા બાદ ઘમેનામા અગાર કરીને ઘરના બધા ભાગમા ઘરના બારી બારણા બાકા જાળિયા બધ કરીને ઘરના દરેક ખડમા મૂકી તેમા ગધક નાખી ઘર બધ કરીએ તે ઘર ઘરધણી બીજે દિવસે ઉઘાડે આમ પ્લેગવાળા સત્તાવીસેય ગામોએ બ્રાહ્મણથી માડી ભગી સુધીના નાના મોટા બધાય ઘરો સ્વચ્છ કરીને હવાશુદ્ધિ કરી આ રીતે સાજ સુધીમા જેટલુ કામ થાય તેટલુ કરીને ગામલોકોને સાજે ભેગા કરીએ તેમને પ્લેગ અગેની બધી હકીકત સમજાવીએ કેટલીક સૂચનાઓ આપીએ તે લોકોને કાઈ કહેવાનુ હોય તે સાભળીને તેમને સતોષ આપીએ સામાન્ય સ્વચ્છ રહેણીકરણી અને ગામની સફાઈમા હરેક કેવો હિસ્સો આપવો તે સમજાવીએ તેમ જ સરદારસાહેબ તરફથી આવેલી પત્રિકા વાચી સભળાવીએ

આમ કામ કરતા લગભગ દરેક ગામે અમને બહુ જ મીઠો અનુભવ થતો એવા એક બે પ્રસગ તો બની જ જાય કે જેથી અમે પ્રેમસાગરમા ડૂબકા મારીએ અને અમને કાર્ય કરતા ઉમગકો આવે ઘરમા જુવાન છોકરો પ્લેગથી ગુજરી ગયો હોય તેના માબાપ તે મરણના દુખમા સીમમા ઝૂરતા હોય જુવાનની માતા ઘેર આવે અમે તેમને ઘર ઉઘાડવાનુ કહીએ તે ન ઉઘાડે અમે સમજાવીએ કે ઘરને સાફ કરવુ છે દવા છાટવી છે તે બહેન દુખ સાથે કહે મારો જુવાનજોધ છોકરો પ્લેગમા ગુજરી ગયો ઘરની હવા બગડેલી ઉદર પડચા હતા પણ અમે વેગાસર ઘર ન છોડચુ અને તેને પ્લેગ લાગુ પડચો મને લાગુ થયો હોત તો આ વિયોગ સહન ન કરવો પડત પણ હુ તમને ઘર ઉઘાડવા નહિ દઉ મારા છોકરા જેવા જ તમે બધા છો તમારી માને પણ તમે મારા છોકરા જેટલા જ વહાલા હશો તમને આવા જોખમમા નહિ પડવા દઉ

## ૧૨૦. મહાત્માજીના આશીર્વાદ

સરદારસાહેબનામા વ્યવસ્થાશક્તિ અજબ છે તે હરતા ફરતા પોતે ઉપાડેલા કાર્યમા એકતાર રહેવાના પોતે એક કામ આજે કર્યું તેની અસર ભવિષ્યમા શી થશે, તેનો વિચાર પ્રથમથી તે કરે છે અમુક હેતુથી જે કાર્ય કરવુ હોય તે હેતુ સિદ્ધ થાય તેવી જ પદ્ધતિથી તે કામ તેઓ કરે તેથી કરીને તે અમુક કામ આપણને સોપે કે સૂચના કરે તેમા ગાફેલ રહેવુ આપણને નહિ પાલવે કામ સોપતી વખતે તેઓ ગભીર ભાવ બતાવતા નથી. એ આપણે સમજી લેવાનો હોય છે તેઓ તો વાત વાતમા આપણને સૂચના કરે, તે સૂચનાને જ આપણે કાર્યની પૂરેપૂરી સોપણી અગર આજ્ઞા સમજી લેવાની એ સમજી લેવામા ચૂકયા અને એ કાર્યમા કોઈ ગફલત થઈ તો તે કાર્ય બગડયાની જવાબદારી આપણે શિરે આવી જ પડે આવો કઈક અનુભવ મને બોરસદના કામમા થયો અને ત્યારથી હુ તે તેમની પાસેથી શીખ્યો

અમારો કાર્યક્રમ લગભગ અર્ધો પૂરો થયો હતો અને મહાત્માજી બોરસદ આવ્યા સરદારસાહેબના માડવાથી થોડે દૂર તેમનો માડવો બાધ્યો હતો સાથે ભાઈશ્રી મહાદેવભાઈ પણ હતા બાપુજી માટે ખોરાકની બધી વ્યવસ્થા કરી હતી પણ તેમણે છેલ્લા કેટલાક દિવસથી નવો અખતરો કરવા માડયો હતો બોરસદ આવ્યા કે તરત જ થોડા લીમડાના કુણા પાન મગાવ્યા હુ તે વખતે પાસે જ ઊભો હતો મે પૂછયુ, ' બાપુજી, આ લીમડાના પાન શાને મગાવ્યા ?" તેમણે કહ્યુ, "એ તો હુ અખતરો કરુ છુ કે લીમડાના પાનની અસર મારા શરીર ઉપર શી થાય છે"

મે કહ્યુ, "આપે તો તેવો અખતરો એક વખત કર્યો હતો આપ ભૂલી ગયા? ફિનિકસમા ચૌદ દિવસના ઉપવાસ વખતે લીમડાના પાન પહેલા ત્રણ ચાર દિવસ લીધેલા તેથી આપના પેટમા અનહદ તીવ્ર દરદ થયેલુ અને ચૌદ દિવસના ઉપવાસને અતે જે અશક્તિ આવવાની હતી તે અશક્તિ ચાર પાચ દિવસમા આવી ગઈ હતી પાછો આપ આ ઉમરે આ અખતરો શાને કરો છો?"

હુ છેલ્લુ વાકય બોલ્યો તે સરદારસાહેબ ત્યા આવતા હતા તેમણે સાભળ્યુ તે ટાણો મારતા મને ઉદ્દેશીને બોલ્યા ' શુ છે રાવજીભાઈ? તમે બાપુજીની પાછળ શાને પડયા છો? જે અખતરા કરતા હોય તે કરવા દોને। એમના મનમા તો એમ છે કે આમ અખતરા કરી કરીને શી રીતે આ શરીરને વહેલુ વિદાય કરવુ। આપણા વૈતરામાથી કેમ રીતે વહેલા છુટાય।'

સરદારશ્રીનો આ ટાણો સાભળીને બાપુજી હસી પડયા અને બોલ્યા, "અરે, હુ તો આ શરીર વધારે ટકે એ માટે આવા અખતરા કરુ છુ ફિનિકસમા તો મે ભૂલ કરેલી ઉપવાસમા લીમડાના પાન ખાધેલા એ એકદમ માફક ન આવ્યા.

આ તો આ તાપના દિવસોમાં મારા શરીરને ભારે શીતળતા આપશે તમે બધાયે થોડાં થોડાં લો એવો મારો આગ્રહ છે."

બાપુજી ત્યાં પંદર વીસ દિવસ રહ્યા. તે દરમિયાન પ્લેગવાળાં બધાં ગામોમાં ફરી વળ્યા લોકોએ સારો ઉત્સાહ બતાવ્યો. ગામેગામ મોટી સભા ભરાય તે માટે ખાસ મંડપ તૈયાર કરવામાં આવે જે જે ગામે આવી સભા ભરાય તેમાં બાપુજી પાસે તે ગામના પ્લેગ અંગેનું નિવેદન મારે કરવાનું હતું. તે ગામની વસ્તી, પ્લેગ ક્યારે શરૂ થયો, કેટલા કેસ થયેલા, કેટલા અસાધ્ય નીવડ્યા, લોકોએ તે માટે શું કર્યું, લોકલબોર્ડ અગર સરકારે તે માટે શાં પગલાં લીધાં, પ્લેગનિવારણ સમિતિએ શાં પગલાં ભર્યાં, શી શી સામગ્રી વાપરી, લોકોએ કેવો સહકાર આપ્યો, વગેરે હકીકત નિવેદનરૂપે હોય ગામલોકો પણ પોતાના દુઃખની કહાણી કહે. સ્વયંસેવકોએ જે મદદ કરી તે વિષેનો ઉલ્લેખ કરે તેમ જ આ કાર્યમાં પોતાના સંપૂર્ણ સહકારની નિશાની તરીકે મહાત્માજીને કંઈક ભેટ આપે. મહાત્માજી પણ ગામમાં જ્યાં જ્યાં અકાળ મૃત્યુ થયાં હોય ત્યાં ત્યાં અને ખાસ કરીને ગરીબ વર્ગમાં ફરે, તેમનાં ઘર જુએ, અને સ્વચ્છતા તેમ જ હવા અજવાળા માટે જરૂરી સૂચનાઓ કરે. મહાત્માજીના પ્રયાસથી લોકોને ભારે આનંદ થયો. તેઓ ઉત્સાહિત થયા. અને મહાત્માજીનો આશીર્વાદ મેળવીને પ્લેગના ત્રાસને ભૂલી જઈને શાંત થયા. આમ મહાત્માજીએ ફરીને પ્લેગનિવારણયજ્ઞની પૂર્ણાહુતિ કરી.

મહાત્માજીના પ્રવાસ પછી થોડે દિવસે મુંબઈના પ્રખ્યાત ડૉક્ટરો ડૉક્ટર ભરૂચા અને ડૉક્ટર જિંદર તથા શ્રી વૈકુંઠ મહેતાની એક કમિટી બોરસદ આવીને આ ગામડામાં ફરી ગઈ હતી ગામડાંના લોકોને મોઢે પ્લેગના ત્રાસની કહાણી સાંભળી તેમ જ સરકારી તંદુરસ્તી ખાતાએ આ ત્રણ ચાર વરસથી ઘૂસી ગયેલા ભયંકર રોગ માટે કેવી બેદરકારી વાપરેલી તે વિષે પણ લોકોને મોઢે તેમણે જાણી લીધું. જે જે ગામોમાં પ્લેગનું વધારે જોર હતું ત્યાંની તો તેઓએ ખાસ મુલાકાત લીધેલી અને જે દરદીઓ છાવણીમાં લઈ ગયા બાદ મરણના મુખમાંથી બચ્યા હતા તેઓની પણ તેમણે મુલાકાત લીધેલી. આ કમિટી સાથે હું અને દરબારશ્રી હતા. અમે તે ત્રણેય ગૃહસ્થોને પ્લેગનિવારણના કાર્યની બધી વિગત, કાર્યપદ્ધતિ વગેરે હકીકત જણાવી. એ પ્રખ્યાત ડૉક્ટરોએ વૈદકીય દૃષ્ટિએ પણ આ થયેલા કાર્યની ખૂબ પ્રશંસા કરી

આમ પ્લેગનિવારણનો સેવાયજ્ઞ પૂરો થયો જ્યાં યજ્ઞ થાય છે, ત્યાં દરેક પ્રકારની શુદ્ધિ થાય છે. દેવો તૃપ્ત થાય છે અને જોઈતી વૃષ્ટિ થાય છે. આ બોરસદ તાલુકાની યજ્ઞભૂમિમાં તે જ ચોમાસામાં ખૂબ સરસ વરસાદ થયો અને ખૂબ અન્ન પાક્યું આથી લોકવાયકા એવી થઈ કે મહાત્માજીના આશીર્વાદથી બોરસદ તાલુકાનું કલ્યાણ થયું.

# ૧૨૧. એક લગ્નપ્રસંગ

આ પ્લેગનિવારણયજ્ઞમા મને એક પ્રસગ આટોપવાનો પ્રાપ્ત થયો મારી દીકરી ચિ વિદ્યાબ્હેન બાપુજી પાસે વર્ધા હતી તેના લગ્ન વિષે બાપુજીએ મને પૂછ્યુ "ચિ વિદ્યાના લગ્ન વિષે મને વિચાર થાય છે તેની ઇચ્છા છે તમે તે માટે કાઈ વિચાર કર્યો છે? તેનુ લગ્ન પરપ્રાતમા અને પરન્યાતમા થાય તે તમને પસદ છે? તમે તેમા સમત થાઓ ખરા? મને લખી જણાવજો." બાપુજીના આ કાગળ પર મે ઘણો વિચાર કર્યો અને યાદ છે કે મે નીચેના ભાવાર્થનો જવાબ તેમને લખી મોકલ્યો:

"ચિ વિદ્યા આપની પાસે જ છે તેને આપ પૂછશો તે આપનો વિચાર પસદ કરે તો, અને આપ તે ગોઠવશો તો આપ મને જણાવશો ત્યારે હુ આવીને હાજર થઈશ મારે જ એ કાર્ય કરવાનુ હોય તો મારી તેટલી તૈયારી નથી. ચિ. વિદ્યા પોતાની જવાબદારી સમજીને તેવો વિચાર કરે, અગર આપ તેને સમજાવીને તેવો નિર્ણય કરશો તો મારી તેમા સમતિ જ રહેશે પણ આપ મારા ઉપર તે બોજો નાખો તો હુ ચિ વિદ્યાને સમજાવી નહિ શકુ તેમ જ તે જવાબદારી લઈ પણ નહિ શકુ આવો પલટો આપણા સમાજમાં થાય એવુ હુ ઇચ્છુ છું, પણ કન્યા પોતે નિર્ણય કરીને તેવો પ્રસગ પ્રાપ્ત કરે તો વિદ્યાના સબધમા હું એવું માનું છુ કે આમ સ્વતત્ર પસદગી કરવાની શક્તિ તેનામાં નથી એમા દોષ મારો છે તેને મે તેવી રીતે તૈયાર કરી નથી. કન્યા પોતે પોતાનુ હિત વિચારીને એવી પસંદગી કરે તો સારુ છે એમ ન થાય તો મને ભય છે એટલુ જ નહિ પણ મને કઈક ખ્યાલ છે કે કન્યાની પોતાની પસદગી સિવાય એવાં પરપ્રાંતમાં અને પરન્યાતમા થયેલાં લગ્ન સફળ નથી નીવડતા માટે જે કન્યા પોતાની જવાબદારી લઈ શકે તેવી શક્તિશાળી ન હોય તેને માટે આપણે ત્રાહિતજન અજાણ્યા સમાજમાં લગ્નની વ્યવસ્થા કરીએ તો તે કદાચ સુખી નહિ થાય મારી આવી વિચારશ્રેણી હોવાથી હુ મારી જવાબદારીથી વિદ્યાનુ લગ્ન પરપ્રાતમાં કે પરન્યાતમા કરવા તૈયાર ન થાઉં. પણ ચિ વિદ્યાને પૂછીને તેની સંમતિથી આપ તેવી ગોઠવણ કરશો તેમાં પ્રભુનો આશીર્વાદ માનીશ, અને ગમે તે જોખમે આવીને હાજર થઈશ"

મારો પત્ર વાંચી બાપુજીએ વિદ્યાને વંચાવ્યો અને તેમણે મને નિર્ણય આપ્યો કે: "વિદ્યાને તમારો પત્ર વચાવ્યો મેં પણ તેની સાથે વાત કરી તેની વાત ઉપરથી મને લાગે છે કે તમારો વિચાર બરોબર છે તમે તજવીજમા રહેજો અને તેની જરૂર હોય ત્યારે લખજો હુ તેને મોકલીશ. લગ્નવિધિ સાદાઈથી થાય તેમ કરશો."

આ પત્ર મળ્યા પછી મે તજવીજ કરી એક ભાઈએ મારી માગણી સ્વીકારી વિદ્યાને મે બોલાવી બન્ને એક બીજા સાથે પરિચયમા આવ્યા અને બન્નેએ પોતાની સમતિ આપી

પણ એટલેથી પતુ નહિ મારી મોટી દીકરીના લગ્ન પ્રસગે રૂઢિને તાબે થઈને લગ્ન જેવી પવિત્ર ક્રિયામા મર્યાદિત રૂપે પણ પૈસાની દરમિયાનગીરી થોડી તો સ્વીકારી જ લીધી હતી આ સમયે મારો વિચાર પલટાયો હતો લગ્નમા પૈસાની દરમિયાનગીરી ન હોવી જોઈએ તેથી મે જે યુવક સાથે વિદ્યાની સગાઈ કરવાનું નક્કી કરેલુ તેના વડીલોને જણાવ્યુ કે લગ્નમા પૈસાની દરમિયાનગીરી ન હોવી જોઈએ. તેથી હુ તેવો કોઈ વહેવાર કરીશ નહિ તેમણે મારી ઊલટ તપાસ કરી કે મે મારી મોટી દીકરીના વિવાહ પ્રસગે તે વ્યવહાર કરેલો અને આ વખતે કેમ નહિ? એ તો તેમના કુટુબને માનહાનિ જેવુ લાગે

મે નમ્રતાથી જણાવ્યુ કે તે વખતે પણ મે પરદણ જેવુ કાઈ નહોતુ કર્યું મારી સ્વેચ્છાએ રૂા ૩૦૧) આપેલા તેવા જ વરના બાપે પણ રૂા ૩૦૧) ઉમેરીને તે રકમ વરકન્યા બન્નેને નામે જમા મૂકી હતી ત્યાર પછી તો બાર તેર વરસનો ગાળો વહી ગયો હવે મારો વિચાર બદલાયો છે લગ્નપ્રસગે પૈસાની કઈ પણ આપ લે ન કરવી જોઈએ, એવો મારો અભિપ્રાય થયો છે એમા કુટુબના સ્વમાન ભગનો પ્રશ્ન છે જ નહિ તમારું માન નાણવુ એ સગા તરીકે મારો ધર્મ છે તમારા કુટુબની ઇજ્જત આબરૂ મારા પૈસા આપવાથી સચવાશે એવી મને ખાતરી થાય તો હુ તેમ કરવામા પાછો ન જ પડુ મારે મન તે સિદ્ધાતની વાત છે

નમ્રતા અને દૃઢ સકલ્પની અસર પેલા વડીલોને થઈ અને તેમણે મારી વાત સ્વીકારી લગ્નવિધિ સાદાઈથી થાય એ વાત તો તે જાણતા જ હતા

લગ્નમુહૂર્ત વૈશાખ સુદી ૧૫નુ નક્કી થયુ હતુ તે વખતે બોરસદ તાલુકાનું પ્લેગનિવારણનુ કામ ચાલતુ હતુ વૈશાખ સુદી ૨ના રોજ મે સરદારશ્રીને કહ્યું, "હુ સોજિત્રે જઈ આવુ વિદ્યાનુ લગન પૂનમનુ છે હવે ૧૨–૧૩ દિવસ બાકી રહ્યા છે તો કઈ વ્યવસ્થા કરી આવુ"

સરદારસાહેબ મારું કહ્યુ સાભળીને બોલી ઊઠયા, "ડૉક્ટર ભાસ્કર પૂનમ ઉપર વિદ્યાનુ લગન છે તેની વ્યવસ્થા તમે કરી આવો પચાસ માણસના જમણનું કોઈને સોપી દેજો'

મે જોયુ કે સરદારશ્રીએ તો મારી વાત ઉડાવી દીધી હું તે વખતે ચૂપ રહ્યો. બીજે દિવસે પ્રસગ મળતા મે તેમને કહ્યુ, "આપે ગઈ કાલે મારી વાત ઉડાવી કેમ દીધી?'

"ત્યારે હું શું કરું ? વિદ્યાનું લગ્ન પૂનમનું છે એટલે તમે તેની વ્યવસ્થા માટે જાઓ તેનો અર્થ એ કે તમે લગ્ન પૂરું થયા સુધી પાછા જ ન આવો અને ત્યાં સુધી હું અહીં બેઠા શું કરું ? મારે પણ મુંબઈ જઈને બેસવું રહ્યું કામ બંધ રહે પછી મારે પત્રિકાઓ શાની લખવાની રહે !" તેમણે ગંભીરપણે મને જવાબ આપ્યો

મે ખુલાસો કરતા કહ્યું : "પણ હું તો આજે જાઉં તો પરમ દિવસે પાછો આવીશ મારું ત્યા બધા દિવસ કામ નથી હું વ્યવસ્થા સોંપી આવું તો કુટુંબીઓ તે કામ ઉપાડી લેશે પછી તો હું બારસને દિવસે જઈશ ત્યાં સુધીમા આપણે પણ શુદ્ધિનું કામ પતાવી દઈશું"

"તમે પરમ દિવસે પાછા આવી શકો એમ હો તો ભલે જઈ આવો પૂનમ સોશ તો આપણે પરવારીશું," સરદારશ્રીએ મને રજા આપતાં કહ્યું.

"તો લગ્ન ઉપર તો આપ પણ વરકન્યાને આશીર્વાદ આપવા આવશો ને ? દરબારસાહેબ, ભક્તિબા વગેરે તો આવશે જ," મેં સહજ હસતાં હસતા પૂછ્યું

"જરૂર, હું પણ આવીશ," તેમણે મારી વિનંતિ સ્વીકારી.

હું સોજિત્રે ગયો. કુટુંબીઓ સાથે વાતચીત કરી શું શું કરવું તે નક્કી કરી વ્યવસ્થા તેમને સોંપી અને હું પાછો બોરસદ ગયો.

વૈશાખ સુદ ૧૨ના રોજ સાંજે હું સોજિત્રે ગયો લગ્નનો મંડપ બાંધવાનો માંડી વાળ્યો હતો પૂનમનું લગ્ન હતું રાત્રે જમવાનું હતું લગ્નવિધિ દિવસે હતો લગ્નવેદીનો નાનો સરખો મંડપ તૈયાર કરવાનો હતો તે તૈયાર કર્યો પૂનમને દિવસે સવારે નવ વાગ્યે જાન આવી સ્વાગત થયું બપોરના બે વાગ્યે લગ્નવિધિ થયો ત્રણ ચાર દિવસ પહેલાં જ સરદારસાહેબના ભત્રીજા જમાઈનું સોજિત્રામા જ મૃત્યુ થયેલું એટલે સોજિત્રામા જ લગ્નપ્રસંગે તે આવે તેવો આગ્રહ કરવો મને ઠીક ન લાગ્યું દરબારસાહેબ વગેરે મિત્રો આવેલા કાંઈ ધામધૂમ નહિ, ધમાલ નહિ ચાલ્લો લેવાની પ્રથા પણ મેં બંધ કરી હતી કન્યાના મામાનો ચાંલ્લો પણ લીધો નહોતો. પછી બીજાની તો વાત જ શી ? બહુ જ આનંદ, શાન્તિ, નિશ્ચિંતતા અને પ્રેમથી કામ પતાવીને રાત્રે જમ્યા પછી જાનમાં જે ત્રીસ ચાલીસ જણ આવેલા તે બધા રાતોરાત મોટરમા ધર્મજ ચાલ્યા ગયા

આમ આ લગ્ન મેં ચાર પાંચ હજાર રૂપિયાને બદલે કન્યાને લૂગડાં જણસ સાથે હજાર રૂપિયામા પતાવ્યું પ્રભુકૃપાથી અને બાપુના આશીર્વાદના પ્રતાપે વિદ્યાનું જીવન શાંત અને સુખી છે

# ૧૨૨. સ્વર્ગસ્થ પંડ્યાજી

બોરસદ પ્લેગનિવારણનો યજ્ઞ ચાલતો હતો તે દરમિયાન એક દુ ખદ પ્રસગ પણ બની ગયો ખેડા જિલ્લાના પ્રખર કાર્યકર્તા જેને ખેડા જિલ્લાની પ્રજા પડ્યાજીના વહાલસોયા નામથી સબોધતી હતી તેમનુ અવસાન તેમની ૬૩ વર્ષની ઉમરે તા ૧૪-૫-૩૫ના રોજ નડિયાદ મુકામે થયુ એ ખોટ ખેડા જિલ્લાને ભારે નીવડી ખેડા જિલ્લો પ્રથમથી જ પડ્યાજી માટે મગરૂર હતો ગુજરાતમા એવા કાર્યકર વિરલ જ હતા તેમનો જન્મ કપડવજ તલુકાના મહલાલ ગામમા થયો હતો વડાદરા બ્રાહ્મણની ન્યાત ગુજરતમા પ્રખ્યાત છે તે ન્યાતના ઘણા બ્રાહ્મણો ભિક્ષાવૃત્તિ કરે છે પોતાના ધધાને અગે તેમણે હાજરજવાબીપણુ ચતુરાઈ, વાક્પટુતા વગેરે ગુણો ઠીક ઠીક ખીલવ્યા છે આ બધા ગુણ પડ્યાજીમા જાણે વારસામાં જ મળ્યા હોય તેમ હતા ખરા, પણ તેને તેમણે પરસેવાર્થે વાપર્યા આ જ્ઞાતિમા આવી દેશસેવાની વૃત્તિ ક્યાથી જન્મી એ પણ એક વિચારવા જેવો કોયડો છે ન્યાતમા કેળવણીના સસ્કાર નહોતા, છતા આ મોહનલાલ પડ્યા ખેતીવાડી ખાતાના ગ્રેજ્યુએટ થયા, વડોદરા રાજ્યની ખેતીવાડી ખાતાની નોકરીમા સામેલ થયા, પણ રામ જાણે કેવા સજોગોમા તેમને દેશસેવાની લગની લાગી ને દેશની સ્વતત્રતા મેળવવાના પ્રયત્નમા બગાળની ક્રાન્તિકારી હિલચાલમા તે ભળ્યા વ્યારામા નોકરી કરતા કરતા બોમ્બ બનાવવાની પ્રવૃત્તિ હાથ ધરી અને તે અગેનુ સાહિત્ય પણ તૈયાર કરવા માડ્યુ આ કાર્યમા શ્રી નરસિહભાઈ પટેલ અને પડ્યાજી અરસપરસ સાથી હતા પણ આવી પ્રવૃત્તિ છૂપી રહી જ નથી તેમ આ પ્રવૃત્તિ પણ છૂપી ન રહી અને તેમને નોકરીમાથી છૂટા થવુ પડ્યુ ત્યારથી કાઈ પતે તેમ નહોતુ સરકારી છૂપી પોલીસ ખાતુ તેમની પૂઠે જ પડેલુ મુબઈ કે કોઈ પણ અન્ય સ્થળે જ્યા જ્યા સેવાની સસ્થાઓમા સેવા અર્થે ગયા ત્યાથી તેમને છૂપી પોલીસની કનડગતને કારણે છૂટા થવુ પડ્યું, અને આખરે તેઓ પોતાને ગામે કઠલાલ જઈ રહ્યા આ દરમિયાન તેમણે પોતાના દેશસેવાના સકલ્પને દઢાવવાનુ કામ કર્યું

એવામા મહાત્મા ગાધીજી દક્ષિણ આફ્રિકાથી દેશ આવ્યા તેમની દક્ષિણ આફ્રિકાની પ્રવૃત્તિથી અને તેમના વિચારોથી શ્રી પડ્યાજી પ્રથમથી જ આકર્ષાયા હતા સરકારની સાથે કુસ્તી કરવાનો સ્વભાવ પડી ગયેલો હોવાથી પડ્યાજીએ મહાત્માજીને એક મહારથી યોદ્ધા તરીકે ઓળખ્યા ફેર એટલો હતો કે મહાત્માજી અહિંસક મહારથી હતા શ્રી પડ્યાજીની પ્રવૃત્તિ આજ સુધી હિસાત્મક હતી હિસા કે અહિસાનો પ્રશ્ન તેમના મનમા ઉદ્ભવ્યો જ નહોતો તેમને તો સરકાર સામે લડાઈ જોઈએ જે લડાઈ મારફત હિદને સ્વતત્રતા મળે તે લડાઈમા તે

સામેલ થાય તેમની આ લડાયક પ્રકૃતિને મહાત્માજીના વિચારો ગમી ગયા મહાત્માજી ચંપારણ્યની લડતમાં હતા તે દરમિયાન પંડયાજી અને શ્રી શંકરલાલ પરીખે ખેડા જિલ્લામાં અતિવૃષ્ટિને લીધે નિષ્ફળ થયેલા પાકની વાત ઉપાડી તેમાં તે બન્ને જણે અથાગ મહેનત કરી ગુજરાતસભાને અને તે વખતના જિલ્લાના પ્રતિનિધિ તરીકે ધારાસભામાં ચૂંટાયેલા નામદાર શ્રી ગોકળદાસ કહાનદાસ પારેખ અને શ્રી વિઠ્ઠલભાઈ પટેલનું ધ્યાન ખેંચ્યું ગુજરાતસભાએ આ પ્રશ્ન હાથમાં લીધો તેના પ્રમુખ મહાત્મા ગાંધીજી હતા તેમણે ખેડા જિલ્લાની સત્યાગ્રહની લડત શી રીતે ઉપાડી અને તેમાં ફતેહ મેળવી એ હકીકત મે પાછળ આપી છે એ ખેડા જિલ્લાની સત્યાગ્રહની લડતના મૂળ ઉત્પાદક શ્રી પંડયાજી હતા ત્યાર પછી પંડયાજી પોતાની મરણશય્યા પર્યંત દેશસેવાના માર્ગમાં જ રચ્યા પચ્યા રહ્યા મહાસભાનો એકેએક કાર્યક્રમ તેમણે પોતાના જીવનમાં પોતાનો જ કરી લીધો હતો ખેડા જિલ્લાની લડત પછી મહાત્માજીની રંગરૂટની ભરતીમાં પણ તેઓ આગળ હતા અસહકારમાં પણ તેમનું સ્થાન નિશ્ચિત હતું ખાદીપ્રચારમાં પણ તેમણે કઠલાલ અને મહુધામાં ખાદીકાર્યાલયના ક્ષેત્ર ખોલીને સારો ખાદીપ્રચાર કર્યો ૧૯૨૦-૨૧ના સત્યાગ્રહના આંદોલનો વખતે આખા જિલ્લામાં તે ખૂબ ઘૂમ્યા પ્રચંડ કાય નમણું લાંબુ નાક, ઊંડી મોટી આંખો અને હસતી મુખમુદ્રા અને પ્રેમાળ સ્વભાવથી પ્રજાનું હૃદય આકર્ષાતું હતું વાણી પણ મીઠી હતી સચોટ સીધી અને તળપદી હતી આ શક્તિથી તે પ્રજાપ્રિય થઈ પડયા હતા ઉત્સાહમાં પણ યુવકની હરીફાઈ કરે તેવા હતા તેથી યુવકો પણ તેમનાથી આકર્ષાતા હતા સને ૧૯૨૩માં નાગપુરની સત્યાગ્રહની લડતમાં ખેડા જિલ્લાની એક ટુકડીની સરદારી લઈને તેઓ ગયેલા ત્યાંથી આવ્યા પછી બોરસદના હૈડિયાવેરાના સત્યાગ્રહમાં પણ તે પહેલી હરોળમાં હતા એ સત્યાગ્રહ જે નિવેદન પર ઊભો થયો હતો તે નિવેદન તેમણે જ તપાસ કરીને ગુજરાત પ્રાંતિક સમિતિમાં રજૂ કર્યું હતું તેમાં વિજય મેળવીને પેટલાદ તાલુકાના સત્યાગ્રહ વખતે પણ તે પ્રજાની દોરવણીમાં હર વખતે સામેલ રહેતા ત્યાર પછી તે સુરત જિલ્લામાં રાનીપરજ કોમની સેવામાં રોકાયા અને સને ૧૯૨૮ની બારડોલીની લડતની સામગ્રી તેમણે જ તૈયાર કરીને સરદારસાહેબ પાસે રજૂ કરી અને ઠેઠ સુધી સાથે રહ્યા રેલસંકટપ્રસંગે પણ ખરા સન ૧૯૩૦ના મીઠાના સત્યાગ્રહ વખતે તેમણે અગાઉથી મીઠાના નમૂના તૈયાર કરેલા અને મીઠાનો સત્યાગ્રહ ગુજરાતમાં કયાં કયાં થઈ શકે તેની હકીકત મહાત્માજી પાસે રજૂ કરેલી

આમ શ્રી પંડયાજી સાચા દેશસેવકને અને વીર યોદ્ધાને છાજે તેવા ભાવથી મરણ પર્યંત એકધારું જીવન જીવ્યા છે સને ૧૯૩૨ની લડતમાં વિસાપુર જેલમાં તેમનું શરીર બહુ ઘસાયું જ્યારે બોરસદ પ્લેગનિવારણનું કામ ચાલતું હતું ત્યારે

તા ૮-૫-૩૫ના અરસામા તેઓ બે ૨મ૬ સરદારસાહેબ પાસે આવેલા ત્યારે સરદારશ્રી પાસે આવીને તેમણે પ્લેગનિવારણ યજ્ઞમા પોતાની સેવા આપવાની ઇચ્છા વ્યક્ત કરેલી પણ સર રશ્રીએ તેમને આરામ લેવાની સૂચના કરીને ત્યાથી વિદાય કરેલા ત્યાથી તેઓ નડિયાદ ગયા. ત્યા તેમના એક મિત્રને ત્યા રહ્યા અને બીમાર પડયા અમને તો કોઈનેય તેમની ભારે બીમારીનો ખ્યાલ નહિ એક દિવસે એટલે તા. ૧૪મીના રોજ તેમની ગભીર બીમારીના સમાચાર સાભળીને સાજના તેમને જોવા જવાનો સરદારશ્રી અને દરબારશ્રીએ નિર્ણય કર્યો, પણ તેઓ ત્યા જવા નીકળે તે પહેલા તાર મળ્યો કે પડયાજી ચાલ્યા ગયા સને ૧૯૩૪મા શ્રી ફૂલચદભાઈ અને સને ૧૯૩૫મા શ્રી પંડયાજી એમ ખેડા જિલ્લાના બે અપ્રતિમ કાર્યકરો જિલ્લા પાસેથી પ્રભુએ લઈ લીધા એમના વિયોગનુ દુ ખ કોને ન થાય ? બાપુજીએ જ્યારે વર્ધામા આ વાત જાણી ત્યારે સરદારશ્રીને ઓરસદ તાર કર્યો કે '

"ભારે દુ ખ થયુ પડયાજી ભારે વફાદાર સાથી હતા તેમની જગા પુરાવી કઠણ છે તેમના કુટુબને આશ્વાસન આપજો' અને ત્યાર બાદ તા ૨૭મી મેના દિવસે બાપુજીએ નડિયાદમા વિઠ્ઠલ કન્યાવિદ્યાલયની ઉદ્ઘાટનક્રિયા પ્રસગે સ્વર્ગસ્થ પડયાજી અને શ્રી ફૂલચંદભાઈ સબધે નીચેના ઉદ્ગાર કાઢેલા

"આજના કાર્યનો આરભ કરતા પહેલા મારે બે વસ્તુઓ કહેવી જ ઘટે છે તેમાની એકનો ઇશારો તો રાવજીભાઈના રિપોર્ટમા કરેલા જ છે તે ફૂલચદભાઈની ગેરહાજરીનો બીજી વસ્તુ જે મને સાલે છે, તે શ્રી મોહનલાલ પડયા અથવા તો "ડુગળીચોર"ની ગેરહાજરી છે ખેડા જિલ્લામા લડતને અંગે આવીને રહ્યા પછી હુ આ બેના પરિચયમા આવ્યો તેમના મીઠા સ્મરણો તો મે સઘરી રાખેલા છે અને આજે સમયે તેમની ગેરહાજરી તમને ખેડા જિલ્લાવાસીઓને તો સાલે પણ મને કેટલી સાલે છે તેનુ વર્ણન હુ કેમ કરી શકવાનો હતો? આજે તેઓ નથી તે વખતે આપણો શો ધર્મ છે? સ્વ ફૂલચંદભાઈની યાદમા અહી બાલમદિર ચાલે છે અને તેની મુલાકાત હુ લઈ આવ્યો સ્મારકો માટે ઇટના મકાનો ક સસ્થાઓ ઊભી કરી બેસી ન જઈએ તે ન કરીએ એમ પણ નથી કહેતો પણ તમે પોતે તેની પાછળ શું કરવાના છો તે સમજી લેવાનુ છે આજે આ બન્નેની જોડી તમારી પાસેથી ગઈ પણ તેની જગાએ એવી બીજી જોડી ક્યાથી શોધી કાઢશો? આજે આપણી પાસે એ બે નથી એનુ દુ ખ તો સાલે પણ તેમની ખોટ તો ન જ લાગવી જોઈએ રાજા મરી જાય તો પણ રાજા જીવતા જ કહેવાય છે, અને જેમ તેમની ગાદી ખાલી પડતી નથી, એમ કોઈ સસ્થા કે સ્વય સેવકની જગ્યા પણ ખાલી પડવી ન જોઈએ

ફૂલચદભાઈ અને મોહનલાલ એ બે સસ્થાઓ હતી અને તે જો ન ચાલતી હોય તો મારા જેવાનુ શું થાય? તેમની પાસેથી તો મે ઢગલાબધ કામ લીધું

છે આજે તેમના જેવું કામ કરનારા છે કે નહિ? એક ફાંસી પર ચડે તો તેની પછી બીજો ફાંસી પર ચડવા તૈયાર છે કે નહિ? એ જોવાનું છે.'

પંડ્યાજીનું મૃત્યુ સરદારસાહેબને વધુ સાલે એ સ્વાભાવિક છે. તેમની તો એ પાંખ સમાન હતા. તેમના મૃત્યુ વિષેના સમાચાર સાંભળી સર દારશ્રીએ પંડ્યાજીના વડીલ બંધુને અને શ્રી શં. નાલ પરીખને લખતા નીચેના ઉદ્ગાર કાઢ્યા:

મોહનભાઈ આમ આપણને છોડીને એકદમ ચાલ્યા જશે એ કોણે ધારેલું હતું? હમણા થોડા દિવસ ઉપર તો મારી સાથે ગંભીરાથી બોરસદ આવ્યા હતા અને અંહીથી નડિયાદ ગયા ત્યારે તો મને કયા ખબર હતી કે અમે કોઈ દિવસે આ દેહે પાછા મળીશું જ નહિ! પણ ઈશ્વરની ગતિ અકળ છે. એ કસોટી કરવા બેસે છે ત્યારે પૂરેપૂરી કરે છે. પોતાના ગણે છે તેની વધારે આકરી કસોટી કરે છે. તમને હું શું આશ્વાસન આપું? મોહનભાઈ ગયા. છતાં અમર થઈ ગયા છે. એમણે લોકકલ્યાણ અર્થે આખું જીવન વ્યતીત કર્યું છે. જીવી જાણ્યું છે અને મરી પણ જાણ્યું છે. છેક છેલ્લી ઘડી સુધી સેવાધર્મ પાળ્યો. ઈશ્વર એમના આત્માને શાંતિ આપો! ઈશ્વરને આધીન થવું અને વિના દુઃખે આધીન થવું એ આપણો ધર્મ છે. મરણ તો સૌને છે જ. બે દહાડા મોડું વહેલું થાય. પણ સુકીર્તિ મૂકીને જાય એથી રૂડું શું? એટલે આપણે શોક ન કરીએ. મારા જાહેર જીવનની શરૂઆતથી મને જે સાથીઓ મળેલા તેમાંના પંડ્યાજી પ્રથમ પંક્તિના અને પહેલા હતા. એમની ગુજરાતની અપાર સેવાઓ આ વખતે મારી આંખ આગળ તાદૃશ છે. રાત દિવસ ઘરબાર કુટુંબકબીલાની તેમ જ શરીરની પરવા કર્યા સિવાય આ ગુજરાતના સાચા અને વફાદાર સિપાઈએ પોતાનું આખું જીવન સિપાઈગીરીમાં પૂરું કર્યું. ભાઈ ફૂલચંદભાઈની ખોટ તો હતી જ અને પંડ્યાજી પણ ચાલ્યા ગયા. જાણે ત્યાં હવે બધાની જરૂર ન હોય તેમ આ મહારથીઓ ચાલવા માંડયા છે. મારી પાંખ કપાઈ ગયા જેવું મને આજે ભાસે છે. ખેડાની પ્રથમની લડતના ડુંગળીચોરના પ્રકરણ સુધીના ચિત્રો આજે મારી આંખ આગળ તરી આવે છે. નાગપુર, બોરસદ, બારડોલી, રૈવસકર અને છેવટ મહાસભામાં દરેક વખતે અગ્રસ્થાને રહી ગુજરાતની અનન્ય ભક્તિથી તેમણે જે સેવા કરી છે તે કોણ વીસરી શકે? છેલ્લા મહાસભામાં આકરી જેલ ભોગવી શરીર ક્ષીણ કરી નાખ્યું હતું એટલે આયુષ્ય ઘટી ગયું. છતાં આમ એકાએક જશે એ ખ્યાલ જ નહોતો. પણ ઈશ્વરની ઘટના કોને ખબર છે? એ જે કરે તે યોગ્ય જ માનવું રહ્યું.'

આવા દેશભક્ત પંડ્યાજીને હું પણ પ્રેમાંજલિ અર્પીને આ પ્રકરણ સમાપ્ત કરીશ.

# ૧૨૩. મહાસભાનો સુવર્ણ મહોત્સવ

આમ આ બધી લોકપ્રવૃત્તિ જોતા આપણે સને ૧૯૩૫ની આખર સુધી આવી પહોચ્યા મહાસભા સને ૧૮૮૫મા સ્થપાઈ હતી અને સને ૧૯૩૫ના ડિસેમ્બરની ૨૭મી તારીખે તેને પચાસ વર્ષ પૂરા થાય આ પચાસ વર્ષનુ મહાસભાનુ પુણ્યપર્વ ઉજવવાની ઇચ્છા કારોબારીને થઈ તેણે ઠરાવ કરી આ પુણ્ય પર્વ ઉજવવાની વ્યવસ્થા કરવાને અને દેશભરમા તે પર્વ સુન્દર રીતે ઉજવાય તેનો કાર્યક્રમ ઘડી કાઢવાને એક પેટાસમિતિ પણ નીમી તેણે આખા દેશમા મહાસભાના સુવર્ણ મહોત્સવનુ સપ્તાહ ઉજવાય તેવો કાર્યક્રમ ઘડી કાઢ્યો અને મુબઈમા ગોવાળિયા તળાવના મેદાનમા જ્યા પચાસ વર્ષ ઉપર પ્રથમ મહાસભાની બેઠક ભરાઈ હતી ત્યા જ ઉત્સવમડપ તૈયાર કરી ભારે ધામધૂમથી તે ઉત્સવ ઉજવ્યો

આ ઉત્સવ નિમિત્તે મહાસભાનો ઇતિહાસ લખીને પ્રસિદ્ધ કરવાનું કામ કારોબારીના એક સભ્ય ડૉક્ટર શ્રી પટ્ટાભી સીતારામૈયાને સોંપવામા આવ્યુ હતુ તેમણે બહુ જ ટૂકી મુદતમા ભારે જહેમત ઉઠાવી મહાસભાની બધી સત્તાવાર હકીકતથી ભર્યું એક હજાર પૃષ્ઠનુ દળદાર પુસ્તક તૈયાર કર્યું અને સુવર્ણ મહોત્સવના સપ્તાહમા પ્રસિદ્ધ કર્યું એ જ સપ્તાહમા આ પુસ્તકની હજારો નકલો ખપી ગઈ ખાદીના બારીક કપડા ઉપર એક કરોડ નાના રાષ્ટ્રીય વાવટા તૈયાર કરાવીને તે આખા દેશમા પૂરા પાડવામા આવ્યા આ સપ્તાહમા એક કરોડ વાવટા એક કરોડ માણસોએ વેચાતા લીધા મહાસભાના આજ સુધીના પ્રમુખોના ફોટાનો મોટો સુન્દર તખ્તો તૈયાર કરાવીને તેની નકલો લાખોની સખ્યામા તૈયાર કરી દેશભરમા આપી ઉપરાત સભાઓ સરઘસો અને હરિજનદિન રાખીને સયુક્ત ભજન મડળીઓના ઉત્સાહજનક કાર્યક્રમથી આખા દેશનુ વાતાવરણ ઉત્સાહિત થયુ

મે જાતે અનુભવ્યુ છે કે જિલ્લાની કચેરીમા આ કાર્યક્રમ ઉજવવાને જરૂરી સૂચના મેળવવા, સાધનો મેળવવા, વ્યવસ્થાની માગણી કરવા, રાષ્ટ્રીય વાવટા પ્રમુખોના તખ્તા, અને મહાસભાના ઇતિહાસના પુસ્તકો મેળવવાને આખો દિવસ લોકોની ધમાલ રહેતી આ સપ્તાહના એક દિવસે દેશભરમા રોશનીનો કાર્યક્રમ રાખ્યો હતો આ દિવસનુ દૃશ્ય અલૌકિક હતુ ગામેગામના લોકો એવુ કહેતા હતા કે આવી રોશની કદી ભૂતકાળમા થઈ નહોતી. મે જાતે નડિઆદમા રોશની જોઈ હતી છ શહેરનો એક પણ લત્તો કે ઘર બાકી ન મળે અને જે રોશની હતી તે કળાત્મક હતી આ પ્રસગે આ ઉજવણીથી બે ત્રણ વરસ મદી પછી પાછુ કાઈક જીવન પ્રજામા સચરિત થયુ હોય એમ જણાતુ મહાસભા પ્રત્યે પ્રજાની ભક્તિ અને શ્રદ્ધા કેટલી છે તેનો કાઈક આશાભર્યો ખ્યાલ આવી શક્યો આ કાર્યક્રમથી જેમ રોશની થઈ તેવી રોશની પ્રજાના હૃદયના મહાસભા વિષે હજી જાગૃત

ખાતરી થઈ સને ૧૯૩૨ની લડતમા સરકારના જુલમથી પ્રજા હતાશ થયેલી જણાતી, ત્રાસી ગયેલી જણાતી, ભયભીત થયેલી જણાતી એવી નિરાશાજનક સ્થિતિને લીધે મનમા એમ શંકા થયા કરતી કે આ પ્રજા મહાસભા પ્રત્યે ભવિષ્યમા કેવુ વલણ દાખવશે? પણ આ પ્રસંગે પ્રજાએ સાબિત કરી આપ્યુ કે મહાસભા પ્રજાની જ સંસ્થા છે તેના આત્મભોગથી તેના કાર્યથી તેણે પ્રજાના હૃદયમા અચળ સ્થાન જમાવ્યુ છે

આપણે સેંકડો વરસોથી ગુલામી દશામા છીએ, કચડાયેલા છીએ, હતાશ થયેલા છીએ, આપણુ લોહી સેંકડો વર્ષની પરતંત્રતાને કારણે ઠંડુ પડી ગયું છે, આપણા હૃદયની ઊર્મિ મંદ પડી ગઈ છે, એટલે મહાત્માજી જેવા પ્રેરક તપસ્વીના તપના પ્રતાપે આપણે ઉત્સાહમા આવીએ છીએ, સ્વાતંત્ર્યની વેદીમા ઝંપલાવવા તૈયાર થઈએ છીએ, પણ મંદ પડેલા લોહીને યજ્ઞવેદીનો તાપ વધારે કડક લાગવાથી પાછા પડીએ છીએ અને વળી પાછા ઉધામો મારીએ છીએ આવી સ્થિતિ આપણી છે એ પરથી આપણી ગુલામી કેટલી છે તેનુ માપ જણાઈ આવે છે પણ એક વાત તો નિશ્ચિત થઈ ચૂકી છે કે મહાસભાએ જે કામ હાથ ધર્યું છે તે કાર્ય પ્રત્યે પ્રજાના હૃદયમા સહાનુભૂતિ છે, મમતા છે અને તેને કારણે મહાસભા પ્રત્યે પ્રજાનો ભક્તિભાવ છે તેની સહનશક્તિ હજી કેળવાઈ નથી એટલે પોતાની મર્યાદાએ પહોંચતા અટકી જાય છે પણ પોતાના હૃદયનુ વલણ અચૂક તેણે મહાસભા પ્રત્યે બતાવ્યુ જ છે એની સાબિતી તરીકે આ સુવર્ણ મહોત્સવનો પ્રસંગ મૂકી શકાય બીજો પ્રસંગ તે નવા બંધારણ પ્રમાણેની દેશભરમા થયેલી પ્રાંતિક ધારાસભાની ચૂંટણી એ પણ પ્રજાના અડગ વલણની ભારે સાબિતી છે મહાસભા ગરીબોની છે, મધ્યમવર્ગની છે, અને ઉપલા વર્ગની પણ છે પ્રજાના બધા વર્ગોની તેણે સેવા કરી છે અને આખી પ્રજાના હૃદયમા તેને માટે આદર છે, એ મુદ્દો સને ૧૯૩૪ની વડીધારાસભાની ચૂંટણીમા અને ૧૯૩૭મા પ્રાંતિક ધારાસભાઓની ચૂંટણીમા જે પરિણામ આવ્યુ તે પરથી સાબિત થયો છે

સને ૧૯૩૨ની લડત પછી પ્રજામા મંદતાનું મોજુ મોટુ છવાઈ ગયુ હતુ કે જાણે હવે પ્રજા બીજા પચીસ વર્ષ સુધી ઊભી નહિ થાય આવા દેખાવથી દોરવાઈને જિલ્લાના અને પ્રાંતના હાકેમોના એવા અભિપ્રાય સરકારી મુખ્ય મથકે પહોંચેલા કે નવી ધારાસભાની ચૂંટણીઓમા સરકાર પક્ષના જે ઉમેદવારો હશે તેઓ જ ફતેહ મેળવશે અને મહાસભા પોતાના ઉમેદવારો ઊભા કરશે તો પણ પ્રજા તેમને જોઈતો સહકાર નહિ આપે પરિણામે આજ સુધી પ્રાંતોનો વહીવટ જેવો ચાલતો આવ્યો છે તેવો જ એકહથ્થુ સરકાર ચલાવી શકશે એવી આશાથી નવા બંધારણ મુજબની ચૂંટણીની જાહેરાત થઈ શરૂઆતમા જણાયુ પણ એમ કે સરકાર પ્રત્યે સહકારની વૃત્તિવાળા ઘણા ઉમેદવારો વિજયમાળા માટે તૈયાર થઈ ગયા

સરદાર વલ્લભભાઈ પટેલે તે વખતે તળપદી ભાષામા એક ઉક્તિ વાપરેલી કે મહાસભાના રસ્તોમા ભરેને એવા નાના મોટા કાંકરા ઉપસી આવે પણ મહાસભાનો સ્ટીમ રોલર એવો ફરી વળશે કે તે બધાયે માટીના કે પથ્થરના નાના મોટા કાંકરા સોય ભેગા કચડાઈ જશે મહાસભાના સ્ટીમ રોલર નીચે કોઈ સલામત નહિ રહે અને થયુ પણ એમ જ સને ૧૯૩૭ની પ્રાંતિક ધારાસભાની ચૂટણીમા પ્રજાએ મહાસભાનુ વર્ચસ્વ સ્થાપ્યુ અને ગુજરાતમા તો ધારાસભાની ૨૨ બેઠકો પૈકી એક પણ બેઠક અન્ય કોઈ ન લઈ શક્યુ સોએ સો ટકા મહાસભાનો વિજય થયો

આમ મહાસભાના સુવર્ણ મહોત્સવના પ્રસગે અને પ્રાંતિક ધારાસભાની ચૂટણીએ પ્રજામા આશાના કિરણો પાઠા પ્રગટાવ્યા

## ૧૨૪. ઉપસંહાર

હવે હુ મારી કથા ટૂકાવી દેવા માગુ છુ મારી પાસે હવે વધારે સામગ્રી નથી. વળી હુ અહીથી આગળ લખાવવા પણ માગતો નથી વાચક મિત્રો આ બધા પ્રકરણ રસપૂર્વક વાચશે કે નહિ એની મને ખબર નથી મે તો ફક્ત મારા ત્રીસ વરસના જીવનમા એટલે કે સને ૧૯૦૭થી માડીને સને ૧૯૩૭ સુધીમા મારી મંડીના વાચકોને ઉપયોગી નીવડે એવા મારા અગત અનુભવો અને હુ જે જાહેર પ્રવૃત્તિમા પડ્યો છુ તે પ્રવૃત્તિના પ્રસગો ટાક્યા છે બનતા સુધી મે આ પ્રસગોમા વર્ણનાત્મક દૃષ્ટિ રાખી છે વિવેચનની દૃષ્ટિ રાખી નથી, એટલુ જ નહિ, પણ કોઈ પણ પ્રસગ ઉપરની ચર્ચાથી દૂર રહેવા મે હેતુપૂર્વક પ્રયત્ન કર્યો છે

છેલ્લા પાત્રીસ વરસથી સમાજની સેવા કરવાની આકાક્ષા હુ સેવતો રહ્યો છુ ઠોકરે ચડ્યો છુ પડ્યો છુ આખડ્યો છુ ઊભો થયો છુ અને છતા અટખડિયા ખાતારે આગળ ચાલવા પ્રયત્ન કરતા કરતા મારા જીવનની અર્ધી સદી પૂરી થઈ ગઈ છે એ જીવન દરમિયાન જેમ મારા જીવનમા ભરતીઓટ મે જોઈ છે તેમ હુ જે પ્રવૃત્તિમા પડ્યો છુ તે પ્રવૃત્તિમા પણ મે ઘણી ભરતીઓટ જોઈ છે અને તેમા આશાનિરાશાઓ પણ ઘણી અનુભવી છે સતનો સમાગમ સદ્‌ભાગ્ય સિવાય પ્રાપ્ત થતો નથી અને એ સદ્‌ભાગ્ય પ્રભુની કૃપા સિવાય પ્રાપ્ત થતુ નથી એવુ સદ્‌ભાગ્ય મને સને ૧૯૧૨થી પ્રાપ્ત થયુ હુ બાપુજીના પ્રસગમા અને નિકટમાં આવ્યો છતા મારા સદ્‌ભાગ્યમા એટલી ખામી કે પ્રભુની તે કૃપાનો યોગ્ય લાભ હુ ન લઈ શક્યો અને મારા જીવનમા તેમની ઇચ્છાનુસાર જ્વલત જ્યોત ન પ્રગટાવી શક્યો એ મારી નબળાઈ, એ મારી અલ્પતા પૂર્વના સસ્કારને આભારી હશે એમ માની આશ્વાસન મેળવુ છુ છતા બાપુજીની દૃષ્ટિએ પ્રજાસેવક તરીકેની મારી

શક્તિ કે મારું વર્તન કેવું હોવું જોઈએ તેનો વિચાર કરું છું ત્યારે મારી નાલાયકી માટે હું શરમાઉં છું બાપુજી હિંદમાં આવ્યા બાદ માતૃભૂમિની મુક્તિ માટે તેમણે જે યજ્ઞ આરંભ્યો તેમાં આહુતિ માટેની સામગ્રી શુદ્ધ અને પવિત્ર જોઈએ જેવા અંત્યર્યું તેવી જ આહુતિ જોઈએ અમે આહુતિ માટે તૈયાર થયેલા પ્રજાસેવકો તે યજ્ઞને યોગ્ય, શુદ્ધ અને પવિત્ર નથી તેથી અમારો યજ્ઞ હજી અપૂર્ણ રહ્યો છે આવી મોટી ખામી મને મારામાં લાગી છે મારા વિષેની ક્યાં બાપુજીની ઉચ્ચ આશા અને ક્યાં હું અલ્પ શક્તિવાળો વામનજી!

આવા વિચાર મારા મનમાં ઘોળાયા જ કર્યા છે અને હું ઘણી વખત મૂંઝાયો છું પણ મારા જેવા મારા મિત્રો, જે પ્રજાસેવામાં પડ્યા છે તેમને જોઈને હું આશ્વાસન મેળવું છું 'શું કરીએ એમ જ ચાલે, જુઓને મહાસભાના — પ્રજાના આટલા બધા નાના મોટા સેવકો છે તેમનો શું પણ એવો જ છે. તું શાને મૂંઝાઉં છું ? ભલા ભલા નથી પહોંચી શક્યા અને તું બાપુજીની સેવકની ભાવનાને શી રીતે પહોંચી વળીશ ? તારી મર્યાદા બહારની પણ કેટલીક વાત છે તેનું તું શું કરીશ ? માટે ઉધામા માર્યા સિવાય જેમ ચાલે છે તેમ ચાલ્યા કર.' આવો વિચાર આવે અને હું ઠરી પડું

આવું મંથન મારા મનમાં કેમ થતું હશે ? એવું મંથન થાય છે તેનું કારણ તો એ છે કે પ્રજાસેવક તરીકે મારું જેવું જીવન હોવું જોઈએ, જેવું વર્તન હોવું જોઈએ તેવું નથી મારું જીવન કે નથી મારું વર્તન

દેશમાં મહાસભાના સેવકો કે કાર્યકર્તાઓને નામે હજારો માણસોને પ્રજા ઓળખે છે અગર તેઓ પોતાને તે પ્રમાણે ઓળખાવે છે તેમાંનો એક હું છું આ બધા અમે કાર્યકરો — સેવકો — કેવા છીએ તેનું દિગ્દર્શન હું મારી જાતના નિખાલસ વર્ણન દ્વારા કરવા પ્રયત્ન કરું તે જ યોગ્ય જણાશે

સાચું કહું તો પ્રજાસેવક હોવાનો મારો દાવો ખોટો છે. પ્રજાની સેવા એ જ જેનો વ્યવસાય છે અને રાત્રીદિવસ જેને પ્રજાની સેવાની લગની લાગી છે તે જ સાચો પ્રજાસેવક છે પ્રજાસેવાની ધગશમાં સેવકે પોતે પ્રથમ શુદ્ધ થઈ જવું જોઈએ એ વ્યાખ્યાના હિસાબે હું કહી શકીશ કે હું પ્રજાસેવક ન હોઈ શકું તેના અનેક કારણો છે અને તે કારણોમાં જ આપણા સ્વાતંત્ર્યના યજ્ઞની અપૂર્ણતાનું મૂળ રહેલું છે

આ કારણો આપીને હું એમ કહેવા નથી માગતો કે એ બધાંમાં હું કે મારા જેવા મહાસભાના કાર્યકર્તાઓ દોષિત છીએ એમાં કેટલાક લાચાર પણ હોઈ શકે કૂવામાં પાણી ન હોય તો હવાડામાં ક્યાંથી નાખી શકાય ? પણ જ્યાં મનુષ્યપ્રયત્નની જરૂર હોય, પુરુષાર્થથી થઈ શકે તેમ હોય છતાં આપણી ખંધાઈથી કે આપણી નબળાઈથી આપણે તેવો પ્રયત્ન કે પુરુષાર્થ ન

કર્યો હોય ત્યાં આપણો દોષ છે તો એવું શું શું મેં નથી કર્યું એનો નિર્ણય હું મારા મન સાથે કરી જોઉં તો તે સમજાશે

હું મારી અંગત વાત વિચારું છું અને સાથે સાથે ઘણા સહકાર્યકર્તાઓ તરફ દૃષ્ટિ કરું છું તો જણાય છે કે અમારામાંનો મોટો ભાગ પક્ષાઘાતના દરદમાં સપડાયેલો છે અમારા જીવનમાં એક જાતનો ગજગ્રાહ શરૂઆતથી જ ચાલુ છે "ભાઈ તો ભૂગોળ અને ખગોળમાં રમે છે, બાઈનું ચિત્ત ચૂલામાંહી" એ સ્વ નવલરામની ઉક્તિ અમારા જીવનને સંપૂર્ણ બંધબેસતી થઈ પડી છે ગાડાનાં બન્ને પૈડાં સરખાં હોવાં જોઈએ તો જ તે સરળતાથી ચાલે અમારા જીવનરૂપી ગાડાનાં બન્ને પૈડાં એક સરખાં નથી એમાં મોટો દોષ અમારો છે એમ મેં મારે વિષે જોયું છે બીજાઓ પણ મારી દૃષ્ટિએ જોશે તો તેમને પણ એમ જ લાગશે કેટલીક વાર તો પુરુષોના દોષોને લીધે જ સ્ત્રીઓ આગળ આવી શકતી નથી બાપુજીએ તો મને કહેલું કે દેશસેવા કરવી, દેશસેવક થવું એ દોહ્યલું છે તેણે યમ, નિયમ, શમ, દમ અને વિષમ વ્રત આચરવાં રહ્યાં તેથી તો તેમણે આશ્રમવાસીઓ માટે વ્રતો લેવાનાં રાખેલાં તે વ્રતો જે આશ્રમમાં રહે તે જ લે એવું કાંઈ છે કે? જેને મહાસભાના કાર્યકર્તા થવું હોય, પ્રજાસેવક થવું હોય તે બધાએ લેવાં રહ્યાં અને સાચા ગૃહસ્થાશ્રમીને પણ લેવાં રહ્યાં અને તે પ્રમાણેનું વર્તન રાખવું રહ્યું તેમાં આપણી નિર્બળતાને કારણે વિક્ષેપ પડે, આપણે ઠોકર ખાઈએ, અને એમ કરતાં કરતાં સાચા દિલથી પ્રયત્નશીલ રહીએ તો બાપુજી પોતાના જ પ્રયત્નથી જેટલે અંશે સફળ થયા છે તેટલે અંશે દરેકોઈ પ્રયત્નશીલ માણસ સફળ થઈ શકે પણ હું જાતે મારી પોતાની બ્રહ્મચર્યવ્રત પાળવામાં અંગત શિથિલતાને કારણે પ્રયત્નશીલ રહેવાની મારી ઇચ્છા હોવા છતાં સફળ થયો નથી આમાં હું મક્કમ રહ્યો હોત, સગવડપંથી ન બન્યો હોત અને નબળાઈને ખંખેરી શક્યો હોત (અને તે માટે આગ્રહી અને પ્રયત્નશીલ રહ્યો હોત તો હું તેમ કરી શક્યો હોત ) તો મને ખાતરી છે કે તેની નૈતિક અસર મારી પત્ની પર જરૂર પડત અને જેને મેં મારું જીવનકાર્ય માન્યું છે તેમાં પોતાને રસ નહિ હોવા છતાં મારા પ્રત્યેની લાગણીની ખાતર તે મારી ઇચ્છાને પોતાની શક્તિ અનુસાર અનુસરે છે તેને બદલે તે પોતે મારા કાર્યમાં સ્વેચ્છાથી જ સહકારી બનત અમે બન્ને એકરૂપ થઈ પ્રજાસેવાના કાર્યમાં અનેક ગણા ઉત્સાહ અને તીવ્રતાથી લાગ્યા હોત પણ તેમ ન થવાથી મેં પ્રથમથી જ મારું મૂળ વણસાડી દીધું મને તો અનેક વખત સાવચેતીઓ મળેલી છતાં મેં મારું નફટાઈભર્યું વર્તન ચાલુ જ રાખ્યું જેવી મારી વાત તેવી અનેકોની વાત હશે

મને એક પ્રસંગ યાદ આવે છે દાંડીકૂચની ધર્મયાત્રા રાસ પહોંચી ત્યારે રાસની ધર્મશાળામાં મુકામ કર્યા બાદ હું બાપુજી પાસે બેઠો હતો.

ત્રીજું કોઈ હતું નહિ ત્યારે મને બાપુજીએ પૂછ્યું : ". . . બહેન કેમ જણાતાં નથી ?"

મેં સંકોચાતાં કહ્યું · "તેમને સુવાવડના દિવસો પાસે છે તેથી તે પોતાને પિયર ગયાં છે "

બાપુજી બહુ જ ગંભીર ભાવે અને આશ્ચર્યચકિત થઈને બોલ્યા, "હાં, મેં તો માનેલું કે . . એ આરોપી લીધુ હશે "

આમ બાપુજી આપણી પાસે ઘણી ઘણી આશા રાખે છે પણ આપણામાં તેવું વિત્ત નથી. અર્થાત્ તેવું વિત્ત પ્રાપ્ત કરવા આપણે જ જીવનભર પ્રયત્નશીલ નથી રહ્યા.

આમ આપણા સેવાવૃક્ષનું મૂળ બગડ્યું છે. તે મૂળ જ અશક્ત અને સડાવાળું છે. ફક્ત બાપુજીએ પોતાના તપના બળે પ્રજામાં જે નૈતિક વાતાવરણ ઊભું કર્યું છે તેના બળે આપણે ટકી રહ્યા છીએ. આપણી નિષ્ફળતાનું આ બીજ છે. એમ મારા હૃદયમાં વસી ગયું છે.

હવે આપણે આગળ ચાલીએ. એ બીજમાંથી પછી અનેક ફણગા ફૂટ્યા છે. બધાયે વિચારે, આત્મનિરીક્ષણ કરે, કે તેમના કાર્યમાં–સેવાકાર્યમાં આડખીલીઓ, પ્રલોભનો, વગેરે આવે છે તે ક્યાંથી આવે છે ? તે પેલા બીજમાંથી ફણગા ફૂટેલા હોય છે તેમાંથી પેદા થાય છે મેં કામ લીધું માતૃભૂમિની મુક્તિ મેળવવાનું પણ હું જાતે તો ભારે બંધનમાં પરવશ થઈ પડ્યો. હું કેટલું ફૂદીશ? કેટલું જોમ દાખવીશ ? હું જેઓની સેવા કરવા નીકળ્યો છું તેમના હૃદયમાં કેવી છાપ પાડીશ ?

પછી તો સંતાન હોય તેને પોષવાનાં અને કેળવવાનાં રહ્યાં. બાપુજીએ વાત કરી સંયમ પાળવાની છતાં હું અસંયમી રહ્યો; તેમ બાપુજીએ વાત કરી બાળકોને રાષ્ટ્રીય કેળવણી આપવાની છતાં હું મારાં છોકરાંને રાષ્ટ્રીય કેળવણી આપતો નથી. હું તો ઝોળી લઈ સરકારી શાળાનો બહિષ્કાર કરવાનો ઉપદેશ ગામડાંમાં આપવાને ફરતો હોઉં, છતાં મારાં છોકરાં કેવી કેળવણી પામે છે, તે કઈ શાળામાં જાય છે તે મેં જોયું જ નહિ છોકરાંને ઘેર રાખી કેળવણી આપે તેવી શક્તિ તેમની માનામાં નહોતી, તેવી શક્તિ તે મેળવી શકે એવો પ્રયત્ન પણ મેં કર્યો નહિ એટલે છોકરાંની માની એક જ દલીલ હોય કે છોકરાં રખડતાં ફરે તેના કરતાં નિશાળે જાય તે શું ખોટું? એમ સમજીને છોકરાંને નિશાળે મોકલે. એમાં એનો શો દોષ? હું તો મૂગો રહી નેતા થઈ બગલમાં ઝોળી ભરવી ઘૂમ્યાં કરું. એનું પરિણામ તો એ જ આવે કે બાપુજીની નવી રોશનીમાં જેને આપણે સારા સંસ્કાર, સેવાભાવ, દેશભક્તિ વગેરે નામે ઓળખતા હોઈએ, તેવી રોશની આપણાં છોકરાંને ન મળે પણ તેથી ઊલટા પ્રવાહમાં તેઓ તણાયા

કરે પછી એ છોકરા જો એમ માને કે અમારા બાપને તો ધૂન લાગી છે, તે તો ખૂની છે, તે તો પાગલ છે તો તેમા તેમનો શો દોષ ? અને એવુ માનતા હોય તે છોકરા કદી મારે રસ્તે જવાનુ પસંદ કરે ખરા ?

બીજી બાજુ આ વાતાવરણમા મારા કે અમારા કુટુબમા આવી રીતે એક પ્રયાધાની ખરુ ઊભું થયુ તેમના પ્રત્યે અમને મમતા છે, અમને આકર્ષણ છે અમે તેમને સતાપી શકતા નથી તેમની કૂળી લાગણીઓને આઘાત આપી શકતા નથી, તેમની વિરુદ્ધ અમારી વિચારશ્રેણી છે, અમે અમારી તે વિચારશ્રેણી પ્રમાણે ઉપદેશ આપતા ફરીએ છીએ છતા અમે તે પ્રમાણે વરતી શકતા નથી અમારી આવી ત્રિશકુના જેવી દીનદશા છે તેની અસર જે પ્રજાની સેવા કરવાનો અમે દાવો કરીએ છીએ તેની ઉપર ઊલટી થાય છે મહાસભાના કાર્યક્રમનો જે કાઈ અમલ થાય અને પ્રજાને તેનો લાભ થાય તેટલા ખાતર અને તે કાર્યક્રમના અમલમા જે કાઈ તકલીફ ઉઠાવતા પ્રજા અમને જુએ છે તે પૂરતી પ્રજાની અમારા પ્રત્યે સહાનુભૂતિ હોય છે પણ અમારા વર્તનની કાઈ અસર તેમના વર્તન ઉપર થતી નથી

આવી ત્રિશકુ જેવી દશામા પછી અમે અમારો જીવનવ્યવહાર સમાધાન વૃત્તિથી ચલાવીએ છીએ તે સિવાય બીજી રીતે વર્તવાની અમારી હિંમત પણ ન ચાલે છતા મહાસભાના કાર્યકર તરીકે અમે ન્યાતજાતના વિરોધક હોવાનો દાવો કરીએ, ન્યાતમા ચાલતી અનિષ્ટ રૂઢિઓના ઉચ્છેદક હોવાનો દાવો કરીએ, વ્યાવહારિક માણસો પાસે વ્યવહારિયા ગણાવવાનો અને સેવકોના સમાજમા સિદ્ધાતી હોવાનો દાવો કરીએ આમ ઇચ્છાએ કે અનિચ્છાએ ડોળ અને દભમા પડીએ છીએ મારી દીકરીને મારી જ કોમમા અને તેમાય અમુક જ ગામમા અમુક કુટુબમા જ પરણાવુ તેમ જ મારા દીકરા માટે પણ તેવુ કાઈક અનુકૂળ શોધુ અગર તેવી વ્યવસ્થામા મારી સક્રિય કે મૂગી સમતિ હોય તો પછી નાતજાતની સમાનતા કે ઊચનીચની સમાનતાની મારી સુફિયાણી વાતો પર કોણ વિશ્વાસ રાખે ? તો પછી દેશને માટે કે પ્રજાની પ્રતિષ્ઠાને માટે સ્વાર્પણ કરવાની કે ત્યાગ કરવાની મારી વાત ઉપર કોણ ઇતબાર રાખે ? પ્રજાને મારા વચનથી શી રીતે પ્રેરણાનુ બળ મળે ? હુ હરિજનોને દરિદ્રનારાયણ કહુ દરિદ્રોના મેલા પગ આગળ પ્રભુનો વસવાટ હોવા વિષેની કવિતા વાચુ અને વચાવુ, તેમ જ તેવો ઉપદેશ કરુ, છતા મારા છોકરા દરિદ્ર ન રહે ગરીબ ન રહે, એવા પ્રયત્ન કરુ અને મારો દેખાવ તથા મારુ વર્તન માલદારનું રાખુ તો ગરીબો મારા પ્રત્યે શો વિશ્વાસ રાખશે ? અને ધનના મદમા મસ્ત રહેનારા ધનિકો તો મને ઢોંગી જ કહેશે મહાસભાનો કાર્યકર હોઈ આભડછેટને નાબૂદ કરવાનો હુ ઉપદેશ આપુ છુ અને હરિજનોને આશ્વાસન આપુ છુ કે આપણે એક જ છીએ, અમે તમને

અમારી સમાન જ ગણીએ છીએ પણ હરિજન મારે ઘેર આવે ત્યારે મારી માતા કે પત્ની જાણે નહિ તેમ પરબારી તેની સાથે વાતચીત કરી તેને વિદાય કરું. આવી આપણી સમાનતાની ભાવનામાં હરિજનોને શી રીતે વિશ્વાસ બેસે ?

આમ વિચાર, ઉપદેશ અને વર્તનમાં વિષમતાને કારણે આપણો યજ્ઞ હજી પણ અપૂર્ણ રહ્યો છે, એમ મને લાગ્યાં કરે છે. દેશમાં મહાસભાના પ્રતિનિધિઓ અને ગ્રામસેવકો જો મહાસભાના ધ્યેયને પોતાના વર્તનમાં સંપૂર્ણ ઉતારે તેમ જ ગ્રામસેવાના આદર્શને વર્તનમાં મૂકે, તો બાપુજીના આટઆટલા પ્રયત્નો અફળ ન જાય પ્રજાસેવાનો દાવો કરનારા અમ પ્રજાસેવકોમાં શુદ્ધતાની ખામી છે. અમને તે ન દેખાતી હોય તો અમારે જગતરૂપી આરસીમાં જોવું, પ્રયત્ન કરી પ્રજાના હૃદયમાં ડૂબકી મારી જોઈ લેવું કે તેમાં અમારે માટે શું લખ્યું છે. નિરંતર આત્મનિરીક્ષણમાં રહી અંતર અને બાહ્ય શુદ્ધિમાં અમે મગ્ન રહીશું અને અમારી નબળાઈઓને ધોઈ નાખીશું તો જ પ્રજાસેવક તરીકે અમે લાયક નીવડીશું. બાપુજી તો વિદ્યુતબળનો એક મહાન ધોધ છે. તે પ્રચંડ પ્રવાહને પ્રજામાં વહેંચનારા અમે પ્રજાસેવકો સાધનો છીએ; પણ તે સાધનો જ માટીની બનાવટનાં છે, તાંબાની બનાવટનાં નથી. એ કારણે અમે બાપુજીના વિદ્યુત-બળના વાહકો પ્રજા અને તે બળ ઉત્પાદકગૃહ વચ્ચે અંતરાયરૂપે ખડા છીએ. 'ત્યારે કરવું શું ?' એવો પ્રશ્ન ઉદ્‌ભવે છે એ પ્રશ્નનો એક જ જવાબ હોઈ શકે. પ્રજાના કાર્યકર્તાઓએ બાપુજીના આદર્શનો સંપૂર્ણ અમલ પોતાના વર્તનમાં કરવા જેટલા સાવ સ્વચ્છ થવું જોઈએ. એમાં આળપંપાળ સહેજેય ન ચાલે. તેમ વર્તન કરતાં જે વેઠવું પડે તે વેઠી લઈએ, તેમ કરતાં જે તજવું પડે તે તજીએ.

"કુળને તજીએ કુટુંબને તજીએ, તજીએ માને બાપ રે.
ભગિની સુત દારાને તજીએ જેમ તજે કંચુકી સાપ રે.
નારાયણનું નામ જ લેતા વારે તેને તજીએ રે."

ભક્તરાજ નરસિંહ મહેતાના આ વચનમાં એ પણ આવી જ જાય છે કે—

"કામ ક્રોધ લોભ મોહને તજીએ
તજીએ માન અભિમાન રે."

આવા પ્રયત્નમાં નીડરતા પ્રાપ્ત થાય, મૃત્યુનો ડર ટળે અને પ્રજા પ્રત્યેના મૈત્રીભાવે અમે એકરૂપ થઈ જઈએ. આવી પ્રચંડ શક્તિ આપણામાં આવે તો મહાત્માજીની શક્તિ આપણે પ્રજામાં સીંચી શકીશું અને આપણો યજ્ઞ સંપૂર્ણ થશે. અમો એ શક્તિ મેળવવા પ્રયત્નશીલ થઈએ અને તે શક્તિને પ્રાપ્ત કરીએ એવો પ્રભુનો આશીર્વાદ અમ પર હો ! ! ! અસ્તુ.

---

# સૂચિ